# ત્રિકાળદર્શક દર્પણ

અને

# પ્રેતાવાહન વિદ્યા

અથવા

## ચમત્કારિક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર.

---

જેમાં હીપ્નોટીઝમ, યોગવિદ્યા, રતિશાસ્ત્ર, કામશાસ્ત્ર,
કોકશાસ્ત્ર, મંત્રવિદ્યા, તંત્રવિદ્યા, ચમત્કારીક ગુપ્ત
વિદ્યા, રંગરસાયન વિદ્યા, જળચિકિત્સા
વિગેરે વિદ્યાઓનો સમાવેશ છે.

---


લેખક અને પ્રકાશક

**જેઠાલાલ દેવશંકર દવે**

તંત્રી ભાગ્યોદય અને કુલરવિજ્ઞાન.

કર્તા—કાયદાનો શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા, સ્ત્રીહિતશિક્ષક
હિંદુસ્થાનની તીર્થયાત્રા, માસ્ટર ઑફ નૉલેજ, સ્વધર્મનિષ્ઠ
દૈવીજીવન, ગૃહિણી રત્નમાળા, શ્રી ચરકસંહિતા વિ૦



**ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.**


---



---


સને ૧૯૨૩ · સંવત ૧૯૭૯
આવૃત્તિ બીજી · પ્રત ૨૨૦૦.

---

**મૂલ્ય રૂ. ૫—૦—૦**

પ્રકાશક

જેઠાલાલ દેવશંકર દવે

તંત્રી ભાગ્યોદય અને હુન્નરવિજ્ઞાન

ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.





શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં

જેઠાલાલ દેવશંકર દવેએ

પોતાને માટે છાપીને પ્રસિદ્ધ કર્યું.

ખાડીઆ—અમદાવાદ.

# ૧ પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

આજકાલ લોકોને પોતાના ભવિષ્યમાં શું થશે, અમુક બાબતનું કેવું પરિણામ આવશે, પરદેશમાં શું બનતું હશે, એવી એવી બાબતો જાણવાની ઘણી જીજ્ઞાસા હોય છે. અને તે માટે ઘણી વખતે ચમત્કારીક વીંટીઓ, ત્રિકાળદર્શક આયના, પ્લેંચેટ, પ્રેતાવાહન યંત્ર વિગેરે મંગાવી, તેના ઉપરથી પોતાના ભવિષ્યની વાતની ખબર મેળવવા ઈચ્છા રાખે છે. ઘણી વખતે આ લોકોને આવા કાચના આયના વિગેરે મંગાવ્યા પછી તેને નજરે જોતાં અશ્રદ્ધા ઉત્પન્ન થતાં પોતાના પૈસા છુટી પડ્યાનું જણાય છે. આથી લોકોના તેવા પૈસા છુટી ન પડે અને ઘણી ગુપ્ત વિદ્યાનો ભંડાર થોડા ખર્ચે ઘેર જ જાણી શકે તે માટે આ પુસ્તકની યોજના કરવામાં આવી છે.

આ પુસ્તકમાં **હીપ્નોટીઝમ** અને મેસ્મેરીઝમની વિદ્યા દરેક માણસ પોતે અભ્યાસ કરીને શીખી શકે તે માટે તેનો સમાવેશ કરવામાં આવ્યો છે, તેમજ ભવિષ્યની વાત જ્યોતિષશાસ્ત્રનું જ્ઞાન હોય તો તે ઉપરથી પણ જોઈ શકાય છે. જ્યોતિષશાસ્ત્ર અને તેને લગતી વિદ્યાઓ દરેક માણસ શીખી શકે તેને માટે અમારૂં **ભવિષ્યવેત્તા** અને **ભવિષ્ય જાણવાની વિદ્યા એ પુસ્તક** ઘણુંજ ઉપયોગી નીવડયું છે, કે જેની અત્યારે ત્રણ આવૃત્તિ ખલાસ થઇ ગઇ છે અને તેનો ઉપયોગ હાલ ઘણા માણસોએ કરી સંતોષ દર્શાવ્યો છે. આ પુસ્તકની ચોથી આવૃત્તિ તૈયાર છે તે મંગાવી લેવા ભલામણ છે.

એ ઉપરાંત યોગવિદ્યાથી સમાધિ સુધીનો અનુભવ કર્યા પછી અતરજ્ઞાન પ્રાપ્ત થતાં ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળની વાત જાણી શકાતી હોવાથી આ પુસ્તકમાં યોગવિદ્યાનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

તે ઉપરાંત હાલના જમાનાને અનુકુળ એવી **કોકશાસ્ત્ર**, રતિશાસ્ત્ર, કામશાસ્ત્ર અને વશિકરણ વિદ્યાઓનો પણ સમજાય તેવી સરળ અને નિર્દોષ ભાષામાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ વિદ્યાનું જ્ઞાન પ્રાપ્ત કરવાથી સ્ત્રી પુરુષો ગૃહસ્થાશ્રમને સ્વર્ગના આનંદના ક્ષેત્રરૂપ કરી શકે છે. એક બીજામાં અત્યંત પ્રેમ રાખી દંપત્તિ સુખના ખરા આનંદનો લાભ લે છે. તેમજ અજ્ઞાની ધુતારાઓની પ્રપંચ જાળમાં ફસાતાં નથી.

તે ઉપરાંત આ પુસ્તકમાં મંત્રવિદ્યા—અનેક પ્રકારની સિદ્ધિ અપાવનાર મંત્રો, યંત્રવિદ્યા, જેમાં અનેક લાભને આપી કાર્ય સિદ્ધ કરાવનાર યંત્રો અને તંત્રવિદ્યા કે જેમાં અનેક પ્રકારના ઈન્દ્રજાલીક—જાદુઈવિદ્યાના ખેલો, લોકોને આશ્ચર્યમાં ગરકાવ કરી દેનાર ખેલો દરેક માણસ શીખી શકે તેવી વિદ્યાનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેમજ ચમત્કારિક ગુપ્તવિદ્યામાં

ઘણા ચમત્કારીક પ્રયોગો ઘેર શી રીતે બનાવી શકાય તેની પૂર્ણ સમજુતિ સાથે આપવામાં આવ્યા છે.

આ ઉપરાંત મેસ્મેરીઝમ વિદ્યાના પ્રયોગથી માત્ર હાથ ફેરવી, ફુંક મારી અનેક વ્યાધિઓને શી રીતે મટાડવા, તે વિદ્યા અને માત્ર જળનાજ ઉપયોગથી અનેક રોગને મટાડનાર અનેક પ્રયોગોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. આ પુસ્તક કેટલું ઉપયોગી છે તે તે પુસ્તક હાથમાં લીધા પછી જ સમજાય તેમ છે. તેમાં ત્રિકાળદર્શી આયના ઘેર શી રીતે બનાવવા, ચમત્કારદર્શક વીંટીઓ, પ્રેતાવાહનયંત્રો વિગેરે શી રીતે ઘેર બનાવવા અને તેના ઉપરથી ભવિષ્યની વાતો શી રીતે જાણવી તેનો સમાવેશ કરેલો હોવાથી તેમજ પ્રેતોની જોડે વાતચિત કરવાની વિદ્યાનો પણ તેમાં સમાવેશ કરેલો હોવાથી આ પુસ્તક ઘણુંજ ઉપયોગી અને ફાયદાકર્ત્તા થઈ પડશે.

આ પુસ્તક ઉપરથી દરેક માણસ જાદુઇવિદ્યાના આશ્ચર્યકારક ખેલો કરી શકે છે. ઘણા જાદુગરોના તાજુબી પમાડનાર ખેલોથી અંજાઇ જઈ ખેતરાઈ શકતો નથી. આ પુસ્તકમાંનો એકજ પ્રયોગ જો બરોબર સિદ્ધ કરવામાં આવે તો પુસ્તકની કિંમત વળી જાય તેમ છે. આ ચાલુ જમાનાના પ્રપચી મનુષ્યોની પ્રપંચજાળમાં ન ફસાવા માટે આ પુસ્તક ઘણું જ ઉપયોગી થઇ પડશે. આ પુસ્તકનો જો દરેક બંધુ સારી રીતે લાભ લઈ શકશે તો અમે અમારી મહેનત સાર્થક થઈ એમ માની શકીશું.

**દેવશયની એકાદશી**
આષાઢ શુકલ ૧૧
તા. ૨૫–૭–૧૯૨૧
**ભાગ્યોદય ઑફીસ**
**અમદાવાદ.**

**જેઠાલાલ દેવશંકર દવે.**
ગ્રંથકર્ત્તા.

। # બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ માત્ર ૭ માસમાંજ ખપી જવાથી ઘણીજ સુધારા વધારા સાથે તેની આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરી છે. પહેલી આવૃત્તિમાં લગભગ ૨૭૦ પાન હતાં ત્યારે આ બીજી આવૃત્તિમાં ડેમી આઠ પેજીનાં લગભગ ૫૦૦ પાન છે. પ્રથમ આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં બે અઢી ઘણો ઉમેરો કર્યો છે, અને તેમ છતાં પ્રથમ આવૃત્તિની કિંમત રૂ. ૪ હતી ત્યારે આ આવૃત્તિમાં બે અઢી ઘણો વધારો થવા છતાં પણ માત્ર કિંમત રૂ, ૫—૦—૦ જ રાખી છે. આ પુસ્તકનો લોકો વધુ લાભ લે તે માટે તેની કિંમત માત્ર જુજ રાખી છે.

આ પુસ્તકના દરેકે દરેક ભાગમાં વધારો કર્યો છે. તેમાં મેસ્મેરીઝમ વિદ્યામાં, યોગવિદ્યામાં, કોકશાસ્ત્રમાં, પ્રેતાવાહનવિદ્યામાં ઘણોજ સુધારો વધારો કર્યો છે અને રંગરસાયનવિદ્યા અથવા ક્રોમોપથીનો ભાગ નવો ઉમેર્યો છે, તેથી માત્ર જુદી જુદી જાતના રંગના શીસામાં પાણી ભરી તેમાં સૂર્યનાં કિરણો એકઠાં કરી તે તે પાણીથી જુદી જુદી જાતના રોગો કેવી રીતે મટાડવા એ વિદ્યા આપેલી છે. વગર દવાએ અનેક રોગ મટાડનાર આ વિદ્યા પણ ઘણી ઉપયોગી છે અને તેથી એકંદરે આ પુસ્તક ઘણુ ઉપયોગી થઇ પડશે એમ અમારૂં માનવું છે.

ભાગ્યોદય ઑફીસ
અમદાવાદ.
માર્ગશિર્ષ પૂર્ણિમા સંવત ૧૯૭૯
તા. ૪-૧૨-૧૯૨૨

જેઠાલાલ દેવશંકર દવે.
ગ્રંથકર્તા.

# વિષયાનુક્રમણિકા.

## ભાગ ૮ મો

### કામશાસ્ત્ર.



## ભાગ ૯ મો

### મંત્રશાસ્ત્ર.

**ભાગ ૧૦ મો**

**યંત્રશાસ્ત્ર.**

વિષય પૃષ્ટ



## ભાગ ૧૧ મો.

### તંત્રવિદ્યા.



વિષય પૃષ્ટ



---

## ભાગ ૧૨ મો.

### જાદુઈ વિદ્યા.

## ભાગ ૧૩ મો.

## ચમત્કારીક ગુપ્ત પ્રયોગો.

## ભાગ ૧૪ મો.

## ભાગ ૧૫ મો

### હજારો વ્યાધિની એકજ દવા



## ભાગ ૧૬ મો

### ક્રોમોપથી કે રંગરસાયન વિદ્યા

# ત્રીકાળદર્શક દર્પણ

## માટે લોકો શું કહે છે ?

કચ્છ અંજારથી વલભજી ભાણજી લખે છે કેઃ આપનું **ત્રીકાળ દર્શક** દર્પણ પુસ્તક મળ્યું વાંચી ઘણોજ આનંદ થયો છે. તેમાં ઘણીજ ઉપયોગી બાબતનો સમાવેશ કરેલો છે. અને તેથી આપનો આભાર માનું છું.

અબરામાંથી કાળીદાસ ફીકાભાઇ લખે છે કેઃ આપનું **ત્રિકાળદર્શક** દર્પણ પુસ્તક ખરીદવાથી મને ઘણોજ ફાયદો થયો છે.

**મુંબાઇથી** ભુરાભાઇ કાળીદાસ લખે છે કેઃ આપનું **ત્રીકાળદર્શક** દપણ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. દરેકે દરેક કુટુમ્બે રાખવા યોગ્ય છે એ પુસ્તક પ્રકટ કરવાના તમારા શ્રમને માટે ધન્યવાદ આપવો ઘટે છે.

મુંબાઇથી કેશવજી માધવજી લખે છે કેઃ આપના **સ્ત્રીહિતશિશક** અને ત્રિકાળદર્શક દર્પણ વીગેરે પુસ્તકો મંગાવ્યાં જે વાંચી મને ઘણોજ સંતોષ પ્રાપ્ત થયો છે. પુસ્તકની કીમત રૂ. ૫-૦-૦

**પુનાથી શા. મોતીલાલ** ગુલાબચંદ લખે છે કેઃ ત્રીકાળદર્શક દર્પણનું પુસ્તક મળ્યું તેની અંદર મંત્ર વિદ્યા અમોએ અજમાવતાં સાચી છે. તથા તથા તંત્રવિદ્યા પણ સાચી છે. તથા કોકશાસ્ત્ર પણ જે વાંચે તે ઘણું યાદ કરે તેવું છે. પુસ્તક એકંદરે દરેકના ઘરમાં હોવુ જોઇએ. ધનવાનનાં ૩ પુસ્તકો વી. પી. થી મોકલશો.

## સ્ત્રીહિતશિક્ષક માટે લોકો શું કહે છે.

**કરાંચીથી શેઠ અલાદીના** અલીમામદ લખે છે કેઃ આપનું પુસ્તક સ્ત્રીહિતશિક્ષક વાંચ્યું તેની અંદર સારા દ્રષ્ટાંતો અને સતીઓની વારતાઓ છે તેથી તમારો આભાર માનવામાં આવે છે. તે ચોપડી ઘણી ઉપયોગી છે. બીજાં પુસ્તક ગૃહીણી રત્નમાળા, સુખી દમ્પતી અને સુખી ગૃહસંસાર વી. પી. થી મોકલશો.

**હાલોલથી પાઠક ચુનીલાલ** વિશ્વનાથ લખે છે કેઃ આપનું સ્ત્રીહિતશિક્ષક નામનું પુસ્તક મળ્યું તે ઘણું બોધદાયક અને હાલના જમાનાની સ્ત્રીઓને સારી શિખામણ આપનાર છે. આ પુસ્તકનો વાંચનાર માણસ સદુપયોગ કરે તો તેની જીંદગી ઉત્તમ બનવા જેવું છે.

સ્ત્રીહિતશિક્ષકમાં ૧૫૦ સતી સ્ત્રીઓનાં જીવન ચરિત્રો છે કીંમત રૂ. ૪-૦-૦ વધુ માટે જાહેર ખબર વાંચવી.

**વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ**

# ધનવાન માટે તેના લાભ લેનારા શું કહે છે ?

**કંગાલી—( યુગાન્ડા ) થી એચ, એમ ખાકી લખે છે કેઃ** આપનું **ધનવાન** પુસ્તક મળ્યું આનંદ સાથે વાંચ્યું છે. ખરેખર આ પુસ્તક વખાણવા લાયક છે. અને સર્વને માફક આવે એવી શૈલીમાં લખાયું છે એટલુંજ નહિ પણ તેમાં વૈદકશાસ્ત્રનું જ્ઞાન, કેટલાક હુન્નરના પ્રયોગો, બીમારીના ઈલાજો, ધનવાન થવાના ઉપાયો વીગેરે રજુ કરી આપે એક અગત્યની ખોટ દૂર કરી છે તે માટે મારાથી પ્રશંસા કર્યા વગર રહેવાતું નથી. હું સ્વદેશ બંધુઓને ભલામણ કરૂં છું કે એક વખત **ધનવાન** પુસ્તક ખરીદ કરી તેના લાભને મેળવા.

**પુનાથી ફરામરોજ દારાશા દુબાસ** લખે છેઃ તમો ભાઈજીએ મોકલેલું ધનવાન પુસ્તક મળ્યું છે અને તે માટે જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. એ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે અને ખરેખર દરેક ઘરમાં તેની એક નકલ રાખવી જ જોઇએ એવું મારૂં મત છે. આ પત્ર વાંચી કાયદાનો શીક્ષક મોકલી આપશો. અને ફરી એકવાર તમારા ધનવાન પુસ્તક માટે ખરા જીગરથી ઉપકાર માનું છું.

**પારડીથી દેશાઇ માણેકભાઇ નારણજી લખે છે કેઃ** આપનું **ધનવાન** પુસ્તક મને અતિ પ્રિય થઈ પડયું છે અને તે માટે હું આપનો આભાર માનું છું જાફરાબાદથી ગુલામહુસેન મુરમામદ લખે છેઃ આપે હિંદુસ્તાનમાં હુન્નરના અભાવે ધનવાન પુસ્તક રચ્યું. ભારતની અદ્વિતીય, અત્યંત પ્રશંસનીય સેવા કરી તેથી આનદથી અમારૂં હૃદય વિકસી રહ્યું છે. પુસ્તકની કીંમત એક જ હુન્નરમાં વસુલ થાય તેમ છે. પ્રભુ આપને દીર્ઘાયુષ્ય આપે.

**ઢાંસાના હેડમાસ્તર ભગવાનજી ભાણજી લખે છેઃ** ધનવાન પુસ્તક મનુષ્યને ઘણુંજ ઉપયોગી છે જે માણસ તેનો ઉપયોગ કરે તે ધનવાન થયા વગર રહેજ નહિ. આમાંથી મેં પાંચ સાત હુન્નરોનો અજમાયશ લીધો જેમાં હું ઘણોજ ફતેહમંદ થયો છું ને આપનો આભાર માનું છું ધનવાન તે ધનવાજ છે. આ પુસ્તક ખરીદવાને હું દરેક ભાઇને ભલામણ કરૂં છું.

**ધનવાન** રાધનપુરથી એચ. બી. દસાડીઆ લખે છે. ધનવાનમાં બતાવેલા કેટલાક ઉપાયોમાં હું સારી રીતે ફતેહમંદ પામ્યો છું.

ચીમઢાણાથી અભ્યાસઅલી શેખ ઇબ્રાહીમજી લખે છે કે આપના **ધનવાન** પુસ્તકથી મને સારો લાભ થયો છે. આ હિસાબે તેની કીંમત રૂ. ૨૫ રાખી હોત તોપણ ઓછીજ હતી. ગરીબ વર્ગને માટે આ પુસ્તક ઘણુંજ લાભદાયક છે. અને તેથી આ પુસ્તક ખરીદવા દરેકને મારી ભલામણ છે.

**પુસ્તકની કીં. રૂ. ૧૦–૦–૦ વ્યવસ્થાપક, ભાગ્યોદય—અમદાવાદ.**

# ભવિષ્યવેત્તા માટે તેનો લાભ લેનારા શું કહે છે?

**મુંબઇથી હોરમસજી** કા. દમણીઆ લખે છે કેઃ આપનું ભવિષ્યવેત્તા પુસ્તક ધ્યાનથી વાંચ્યું. પુસ્તક ઘણુંજ કામનું થઇ પડશે એમ હું ઇચ્છું છું.

મુંબાઇથી બાબુભાઈ સુખલાલ લખે છેઃ આપનું ભવિષ્યવેત્તા પુસ્તક અમને ઘણુંજ ઉપયોગી થઈ પડયું છે.

**ડભોઇથી મંગળભાઇ હાથીભાઇ દેશાઇ** લખે છે કેઃ ભવિષ્યવેત્તા વાંચી જોતાં જણાય છે કે તેમાં ચાલુ કાળને જોઇ મનુષ્યના અનુકુળ પડે તેવી રીતે જોતિષ વિદ્યાનું સ્વરૂપ વર્ણન કરવામાં આવેલું છે તેથી સજ્જ-નોને જ્યોતિષનું જ્ઞાન સંપાદન કરવા અતિ ઉપયોગી છે. આશા રાખું છું કે ધર્મજીજ્ઞાસુ સજ્જનો ગ્રંથકર્ત્તાને ઉત્તેજન આપશે.

**રાણપોરથી વીઠ્ઠલજી લખમીચંદ** લખે છેઃ આપના તરફથી ભ-વિષ્યવેત્તાનું પુસ્તક આવ્યું તે વાંચી જોતાં આપે ઘણો શ્રમ લઇ સંતોષ-કારક બનાવેલું છે. આર્યભૂમિમાં આપ જેવા વિદ્વાન પુરુષોના શ્રમથી આર્ય લોકોને ઘણો લાભ થયો અને થશે એમ આશા રાખીએ છીએ.

**વીરમગામથી વૈદ્ય ઉમીયાશંકર બાપુભાઇ** લખે છે કેઃ ભવિષ્ય-વેત્તા વાંચી જોતાં જોતિષવિદ્યાના અભ્યાસી, જ્યોતિષ જોનાર બ્રાહ્મણો અને જ્યોતિષ વિદ્યાને માન આપનાર કોઈ પણ સજ્જનને આ પુસ્તક અતિ ઉ-પયોગી છે એમ મારૂં માનવું છે.

**ઘોઘાથી સૈયદ ફૈજુમીયાં દાઉદમીયાં** લખે છે કેઃ આપનું ભવિ-ષ્યવેત્તા અમોને ઘણું ઉપયોગી થઈ પડયું છે, હું મુસલમાન છું તોપણ બ્રાહ્મણ કરતાં સારૂં કામ આપના ભવિષ્યવેત્તાના પ્રતાપથી કરી શકું છું. મેં મારા મિત્રોનાં કામ ભવિષ્યવેત્તા ઉપરથી કરેલાં છે. મેં તેની નજુમની કીતાબની બરોબરી કરી હતી તે જોતાં તે ખરી નજુમ છે. હું તેના ઉપ-રથી જે જે કામ કરૂં છું તે સાચાં અને ખરાં થાય છે. આપનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. હું આપની મહેનતને ધન્યવાદ આપું છું.

કોડીનારથી શીવશંકર દયારામ લખે છેઃ આ પુસ્તક ઉપરથી ભવિ-ષ્યની વાત જાણી શકાય છે. તેને કામદુર્ગા ગાય કહી શકાય. ભવિષ્યવેત્તા ઘણુંજ ઉપયોગી છે જેથી તેને દરેકે લેવું જોઇએ.

ધોધાબંદરથી શા જયન્તીલાલ દુર્લભદાસ લખે છેઃ આપનું ભવિષ્ય-વેત્તા વાંચી તેમાંના ઘણા પ્રશ્નો અમે ધારેલા કામ પ્રમાણે ઘણા ઉપયોગી થઇ પડયા છે. મેં મારા મિત્રના છોકરાની જન્મોતરી આ પુસ્તક ઉપરથી કરી તો તે સર્વે વાતે સિદ્ધ અને બરોબર છે.

**ભવિષ્યવેત્તા**—લીંબડાથી શુકલ ચુનીલાલ શામળજી લખે છે. ભવિષ્ય-વેત્તા પુસ્તક પહોંચ્યું. તે વાંચ્યુ તો ઘણુંજ ઉપયોગી તથા સારૂં છે.

# માસ્ટર ઑફ નૉલેજ

## આ પુસ્તકને માટે સજ્જનો શું કહે છે ?

**સુરતથી કંચનલાલ હીરાલાલ** લખે છે કેઃ માસ્ટર ઓફ નોલેજ મળ્યું. ઘણા લાંબા સમયથી તે પુસ્તક મેળવવા મારી તિવ્ર ઇચ્છા હતી એટલે તે પ્રાપ્ત થતાં અથથી ઇતિ અવલોકન કરી ગયો, અને તેથી મને આનંદ થયો. પુસ્તકની શૈલી, ભાષા શીખવાના ઉમેદવારને ઘણી સુગમ પડે તેવી છે. તેમજ જુદા જુદા પુસ્તકો વસાવી જુદી જુદી ભાષા શીખવાનો લાંબો પરિશ્રમ કરવા કરતાં જો આ પુસ્તકથી જ શીખવામાં આવે તો ઘણા ટુંકા સમયમાં તેમજ થોડી મહેનતે તે ભાષાઓનું જ્ઞાન થાય એ નિઃશંસય છે. વળી એ પણ નિર્વિવાદ છે કે આપે જે જે ભાષાઓની પસંદગી કરી છે તે હાલના સમયાનુસાર ઉપયોગી જ છે, વળી આપે અંગ્રેજી, મરાઠી ગુજરાતી અને હિંદીની રચના ભેગી આપી છે તેથી દરેક ભાષા જુદી જુદી શીખવાની મહેનત પણ આપે ટાળી છે. ટુંકમાં તે પુસ્તક ઘણું ઉપયોગી હોઈ સાહિત્ય પ્રેમી બન્ધુઓને બીજી ભાષાઓમાં રહેલા સાહિત્ય સ્રોતનું પાન કરવામાં એક શસ્ત્ર સમાન થઈ પડશે એવી આશા સાથે વિરમું છું.

**મુંબાઇથી સુંદરદાસ** લખે છે કેઃ આપનુ માસ્ટર ઓફ નોલેજ ઘણી સારા જ્ઞાનની ચોપડીઓનો અર્થ સારે તેમ છે. વળી વગર માસ્તરે શીક્ષણ દરેક ભાષાનું લઇ શકાય તેમ પણ છે તે દરેક ઘરમાં સંગ્રહવાને ભલામણ કરીએ છીએ.

**બાંટવાથી અબ્દુરેહમાનખાન બાબી** થાપલા એસ્ટેટવાળા લખે છે કેઃ આપનું માસ્ટર ઓફ નોલેજ નામનું પુસ્તક મેં વાંચ્યું છે જુદી જુદી ભાષાઓનું જ્ઞાન મેળવવા એ પુસ્તક મદદરૂપ થાય તેમ છે તેની સચના પણ નવા શીખાઉને સહેલી પડે તેવી છે વળી આ પુસ્તકદ્વારા જે લાભ લઈ શકાય તેના મુકાબલામાં તેની કીંમત માત્ર નામની જ કહેવાય.

**ભરૂચથી સાકરલાલ માધવલાલ** તેરાવાલા લખે છેઃ **માસ્ટર ઓફ નોલેજ** એ પુસ્તક ખરેખર ભાષાની ઉત્કંઠા ધરાવનાર મનુષ્યોને માટે માર્ગદર્શક ભોમીયા તરીકે અતિ ઉપયોગી છે. આપે અથાગશ્રમ વેઠી આવા અમૂલ્ય પુસ્તકની બક્ષીસ ગુર્જરોને સમર્પણ કરી તે બદલ ખરેખર તમને ધન્યવાદ આપ્યા સિવાય શું કરીએ ? વધુમાં આપના પુસ્તકનો ઉઠાવ સારા રીતે થાય અને તેથી આપની અમૂલ્ય મહેનત સફળ થાય એવું ઇચ્છું છું.

પુસ્તકની કીંમત રૂ. ૧૦-૦-૦ આ પુસ્તકથી અંગ્રેજી, મરાઠી, હિંદી, ઉર્દુ, બંગાળી, સંસ્કૃત માત્ર થોડા વખતમાંજ વાંચતાં લખતાં શીખી શકાય છે.

વ્યવસ્થાપક ભાગ્યોદય—**અમદાવાદ.**

# કાયદાના શિક્ષક સંબંધી વિદ્વાનોના અભીપાયો.

વડોદરા રાજ્યના વરીષ્ટ કોર્ટના-હાઇકોર્ટ જડજ સાહેબ. મે. રા. બા. ગોર્વાંદભાઇ હાથીભાઇ દેસાઇ બી. એ. એલ. એલ. બી. લખે છે કેઃ—

રા. રા. જેઠાલાલ દેવશંકર દવે કૃત "કાયદાનો શિક્ષક" એ નામના પુસ્તકની પેહેલી આવૃત્તિ મારા જોવામાં આવી હતી. તેમ હાલમાં નવીન આવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે. તે પણ મારા જોવામાં આવી છે. આ પુસ્તક દરેક માણસને કાયદાની સાધારણ રીતે વ્યવહારોપયોગી માહીતી મેળવવાનું એક સાધન પુરૂં પાડે એવું છે અને તેથી તે દરેક જણે પોતાના ઘરમાં રાખવા જેવું છે. એકજ પુસ્તકમાં દિવાની ફોજદારી તથા મુલકી સંબંધી તમામ માહિતી મળે એવું ગુજરાતી ભાષામાં આ એકજ પુસ્તક છે. અને સાધારણ બાબતોમાં વકીલને ઘેર જવાની તસ્દી ન લેતાં દરેક માણસ જરૂરની કાયદા સંબંધી માહિતી મેળવી શકે એવું ઉપયોગી છે.

સુરતના મે. ડીસ્ટ્રીકટ અને સેસન્સ જડજ મે. ચિમનલાલ એન. મહેતા, એમ. એ. એલ. એલ. બી. લખે છે કેઃ—તમારૂં પુસ્તક કાયદાનો શિક્ષક મળ્યું તેમાં તમામ ઉપયોગી કાયદાઓનો સમાવેશ કરેલો છે. તેમાં હીંદુ અને મુસલમાન લૉ પણ છે. જેથી ગુજરાતી જાણનાર વર્ગ માટે તમે એક લાંબા વખતની ખોટ પુરી પાડી અને મહત્વનું કાર્ય કર્યું છે. તે પુસ્તક ગુજરાતી જાણનારા વકીલો, માજીસ્ટ્રેટો, રેવન્યુ ઓફીસરો અને જડજોને અને કાયદાના અભ્યાસીઓને ઘણુંજ ઉપયોગી થઈ પડશે. એટલુંજ નહિ પણ તે પુસ્તક એટલું બધું ઉપયોગી છે કે તેને રેફરન્સ માટે દરેક કાયદા જાણનાર માણસે પોતાના ટેબલ ઉપર દરરોજ રાખવુંજ જોઈએ. હું તમારા આ કાર્યમાં તમને ફતેહ મળે તેવું ઇચ્છું છું.

મુંબાઇ હાઇકોર્ટના વડા જડજ નામદાર લલ્લુભાઈ આશારામ શાહ એમ. એ. એલ. એલ, બી, લખે છે કેઃ—તમારૂં પુસ્તક મળ્યું છે. તે પુસ્તકમાં ઘણા નાના તથા મોટા ગુજરાતી કાયદાઓનો સમાવેશ કરેલા જણાય છે, અને આવો સંગ્રહ અંગ્રેજી નહીં જાણનાર કાયદાના કોઈ ગુજરાતી વિદ્યાર્થીને ઉપયોગી થાય તે સ્વભાવિક છે. પુસ્તકની કીં. રૂ. ૧૨–૦–૦

**મુંબાઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ પ્રાથમિક અને અને માધ્યમિક સ્કુલો માટે તેમ ટ્રેનીંગ કોલેજો માટે લાયબ્રેરી બુક તરીકે મંજુર કરેલું**

# હિંદુસ્તાનની તીર્થયાત્રા

---

**અમદાવાદ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજના રીટાયર્ડ પ્રીન્સીપાલ સાહેબ રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. બી, એ.** સુરતથી લખે છેઃ

રા. જેઠાલાલ દેવશંકર દવેકૃત હિંદુસ્તાનની તીર્થયાત્રા આ પુસ્તક વાંચી વાંચી મને ઘણોજ આનંદ થયો છે, યાત્રાનાં વર્ણનનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; પરંતું આવુ દરેક જાતની હકીકતથી ભરેલુ એકે પુસ્તક મારા જોવામાં આવ્યું નથી. આ પુસ્તકમાં હિંદુસ્તાનનાં તમામ યાત્રાનાં સ્થળોની સંપૂર્ણ માહિતી આપેલી છે. દરેક સ્થળનું મહાત્મ્ય તેમજ ત્યાં જે જે જોવા લાયક હેય તે તેમજ ત્યાં જવાના માર્ગ વિગેરે બાબતનુ સંપૂર્ણ વર્ણન છે. યાત્રાનાં સ્થળો ઉપરાંત મોટાં મોટાં શહેરોની પણ ઘણી જાણવા લાયક હકીકત એમાં આપેલી છે. આથી આ પુસ્તક ભાવિક સ્રીપુરૂષોને તેમજ અન્ય સામાન્ય વાચકને બહુ ઉપયોગી થઇ પડે એવુ છે. ક્ષણિક વિનોદ થાય એવાં પુસ્તકો ઘણાં રચાય છે. પરંતુ ઉપયોગી પુસ્તકો વિરલ છે. આવુ ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરી તમે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. ને વાચક વર્ગપર મોટો ઉપકાર કર્યો છે. પુસ્તકને અંતે તામીલ ભાષાના શબ્દો આપ્યા છે. તે યાત્રાળુઓને બહુ ઉપયોગી થઈ પડશે, નકશા પણ ઉપકારક થશે.

**મુંબાઇ સ્મોલકોઝ કોર્ટના વડા જડજ સાહેબ મે૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ, એ, એલ, એલ, બી. લખે છેઃ**

હિંદુસ્તાનની તીર્થયાત્રાનું પુસ્તક દરેક રીતે ઉપયોગી જણાય એવુ છે. વાંચતાં ઘણોજ રસ પડે છે. જરૂરી ખબર બધી જ એમાંથી મળી આવે છે. વળી ચિત્રોને લીધે એની શોભા વધી છે, ને એમાં નકશા હોવાથી એની કદર ઘણી જ થવી જોઈએ. ગુજરાતીમાં અત્યાર સુધી તીર્થયાત્રાનાં જે પુસ્તકો બહાર પડયાં છે તેમાં તમારૂં પુસ્તક પહેલી પંક્તિમાં મૂકવા લાયક છે,

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.



# ત્રિકાળદર્શક દર્પણ

અને

# પ્રેતાવાહન વિદ્યા.

## પ્રકરણ ૧ લું.

### પ્રવેશ.

ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણ કાળમાં શું બન્યું, શું બનશે અને શું બને છે તે જાણવાની ઘણાને ઇચ્છા હોય છે. ત્રણે કાળનું જ્ઞાન યોગવિદ્યાનો અભ્યાસ કરી સમાધિ પર્યંતનું જ્ઞાન મેળવવાથી થાય છે, તેમજ જ્યોતિષ શાસ્ત્રથી થાય છે. આ ઉપરાંત હીપ્નોટીઝમ, અને મેસ્મેરીઝમ વિદ્યાનો અભ્યાસ કરી જે માણસને હીપ્નોટાઇઝ કરવામાં આવે છે કે જેને મેસ્મેરીઝમ ચઢાવવામાં આવે છે તે માણસથી થાય છે. યોગી સમાધિ ચઢાવી ત્રણ કાળનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. જ્યોતિષવેત્તાનું ગણીતથી ગ્રહોની ગણત્રી કરી ત્રણ કાળનું જ્ઞાન પ્રાપ્ત કરે છે તેવીજ રીતે જેને હીપ્નોટાઇઝ કરવામાં આવે છે કે મેસ્મેરીઝમ ચઢાવવામાં આવે છે તે પોતાના આંતરચક્ષુવડે સર્વ જાણી શકે છે.

આ ઉપરાંત એક પ્રકારની ક્રિયાથી કાચ બનાવી તેની સામે ત્રાટક કરવાથી માણુસ અંતરમાં ઉતરી શકે છે અને પછી તેને જે કાંઇ પૂછવામાં આવે છે તે વાત જાણી શકે છે. તેમજ પ્રેતનું આવાહન કરવાની વિદ્યાથી પ્રેતદ્વારા આ જ્ઞાન મેળવી શકાય છે. આથી ત્રિકાળદર્શક દર્પણ શી રીતે બનાવવું અને જોવું એ ક્રિયા જાણુવાની અગત્ય છે. તેમજ પ્રેતનું આવાહન શી રીતે કરવું તેનું દ્વારા ભૂત, ભવિષ્યની વાત શી રીતે જાણુવી એ પણ જાણુવાની જરૂર છે. આ પુસ્તકમાં હીપ્નોટીઝમ વિદ્યાનો, મેસ્મેરીઝમનો, યોગવિદ્યાનો, ત્રીકાળદર્શક દર્પણ બનાવવાની ક્રિયાનો, અને પ્રેતાવાહન શી રીતે થઈ શકે તે વિદ્યાનો સમાવેશ કરવાથી માણુસોને ભૂત ભવિષ્યની વાત જાણુવાની ઘણીજ સરળતા થઇ શકે તેમ છે.

એ ઉપરાંત કેટલીક ગુપ્ત વિદ્યાનો, જાદુઇ કળાનો, અને ચૌદ પ્રકારની વિદ્યાનો પણ આ પુસ્તકમાં સમાવેશ કરવા ઉપરાંત કોકશાસ્ત્ર અને રતિશાસ્ત્રનો પણ આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. જેથી માણુસો જાતે અન્ય જાદુગરની ચાલાકીથી ફસાઈ ન જાય તેમજ કેટલીક કોકશાસ્ત્રની ગુપ્તવિદ્યાનો અનુભવ કરી શકે તેમ છે. ઘણા માણુસો ત્રિકાળદર્શક દર્પણ બનાવતાં આવડવાથી તેમને તેવાં દર્પણ લેવાની જરૂર પડવાની નહિ, વળી કોઈ વસ્તુ ક્યાં ગઈ છે તેમજ અમુક જગ્યાએ શું બને છે તેની વાત તે માણુસ દર્પણ ઘેર બનાવી શીખી શકશે.

વળી હીપ્નોટીઝમ અને મેસ્મેરીઝમના પ્રયોગથી દરદીઓને શી રીતે સાજા કરવા તે પણ આ પુસ્તકમાં આપેલું હોવાથી ઘણી વખતે અસાધ્ય દરદો આ ક્રિયાવડે વગર દવાએ મટાડી શકાશે. તે ઉપરાંત વશીકરણ વિદ્યાનો પણ આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે જેથી અમુક માણુસ આ વિધીથી અન્યને પોતાના તરફ આકર્ષી પોતાનું કાર્ય સિદ્ધ કરાવી શકે છે. તે સિવાય રતિશાસ્ત્ર અને કોકશાસ્ત્રની વિદ્યાનો મંત્ર, મત્રશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, અને જાદુઇ ચમત્કારીક પ્રયોગોનો આ પુસ્તકમાં સમાવેશ હોવાથી ઘણું ઉપયોગી થઇ પડવાનો સંભવ છે.

---



## ભાગ ૧ લો.

# મેસ્મેરીઝમ અથવા હીપ્નોટીઝમ વિદ્યા.

### પ્રકરણ ૨ જું.

### મેસ્મેરીઝમનો પ્રયોગ કરવા માટે યોગ્યતા મેળવવી.

હિપ્નોટીઝમથી શરીર તથા મનને સારાં કરી શકાય છે, તે સિવાય તે દ્વારા યોગાભ્યાસનો માર્ગ પણ હાથ આવે છે. તે દ્વારા સંકલ્પબળની વૃદ્ધિદ્વારા આત્મધ્યાનમાં દૃઢ થવા માટે વૃત્તિ-નિરોધ સાધવામાં આવે તો સહજ સમાધિ પ્રાપ્ત થઈ શકે છે.

આ વિદ્યાના બે ભાગ પાડી શકાય છે. એક સંધાયક એટલે તન મનની બગડેલી સ્થિતિને સમાધાનમાં લાવનાર અને બીજી ચમત્કારિક એટલે જે વડે ચમત્કારો થઇ શકે છે તે. આ પ્રયોગ કરનાર મહાપુરુષ થઇ થાકે છે તેમને અષ્ટસિદ્ધિ, વિગેરે સામાન્ય સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

વળી કેટલાક સ્વાર્થબુદ્ધિથી આ પ્રયોગનો ઉપયોગ કરી કેટલાક વામમાર્ગે પણ વળે છે. પણ જેઓ આ વિદ્યાનો સદુપયોગ કરી જાણે છે તે અંતે મહાપુરુષ થઇ શકે છે, અને આ જગતમાં યોગ્ય માનસન્માનને મેળવી શકે છે:

પ્રાણ—હીપ્નોટીઝમની વિદ્યાનો બધો આધાર પ્રાણ ઉપર છે. પ્રાણમાં બીજા પદાર્થોને પોતાના તરફ ખેંચવાનો મુખ્ય ગુણ છે. જેવો જેનો પ્રાણ તે પ્રમાણમાં તેનું બળ હોય છે; આ વિદ્યાથી અન્ય મનુષ્યના રોગને આકર્ષી તે મટાડી શકાયછે.

પ્રાણ એ સર્વ પ્રાણી પદાર્થમાં વ્યાપ્ત છે એનાવડે જ શરીર જીવતું રહે છે. પ્રાણના સંયમનાદિથી અનેક ચમત્કાર, સિદ્ધિ વિગેરે પ્રાપ્ત થાય છે. આખા બ્રહ્માંડમાં પ્રાણતત્ત્વ વ્યાપક છે. પ્રાણ એટલે શ્વાસપ્રશ્વાસમાં જતો આવતો વાયુ મનાય છે. પણ પ્રાણ એટલે જીવ અત્રે માનવો. મનુષ્યનાં બળ, પરાક્રમ, બુદ્ધિ, જ્ઞાન એ સર્વનું નામ વીર્ય પણ ગણાય છે અને તે વીર્યને યોગ્ય રુપે સ્થાપનાર તેજ પ્રાણ છે. હવા પણ પ્રાણથી જ ભરેલી છે. આ પૃથ્વીને પ્રાણ આપનાર સૂર્ય ગણાય છે. તે આપણને તેજના ગોળા જેવો જણાય છે પણ તેમાંથી નિરંતર પ્રાણનો પ્રવાહ ચાલુ રહે છે. અને તેથી આખી પૃથ્વી પ્રાણવાળી રહે છે.

સૂર્યમાંથી પ્રાણનો જે પ્રવાહ વ્હેછે તે ઉષ્ણ છે. સૂર્યની માફક ચંદ્રમાંથી પણ પ્રાણપ્રવાહ નિરંતર નીકળી આ જગતને પોષે છે. સૂર્યનો પ્રાણ જેમ ઉષ્ણ છે તેમ ચંદ્રનો પ્રાણ શીત છે. દિવસે સૂર્યપ્રાણ પ્રબળ રહે છે અને રાત્રે ચંદ્ર પ્રાણ પ્રબળ રહે છે. મનુષ્ય શરીરના પ્રાણનો આ બંને પ્રાણ સાથે નિકટનો સંબંધ છે. અને તેથી દરેક મનુષ્યના પ્રાણની અવસ્થા તેના શરીરમાં કેવી છે તે તેના સૂર્ય કે ચંદ્ર સ્વર ઉપરથી જાણી શકાય છે. આ પ્રાણની સાથે બીજાં તત્ત્વો સંકેલાય છે ત્યારે શરીર બંધાય છે. દરેક તત્ત્વને પોતપોતાનો એક રંગ હોય છે. જેમ પ્રાણનો પ્રવાહ શરીરમાં ચાલુ રહે છે તેમ અમુક સમયે અમુક તત્ત્વનું બલ પણ શરીરમાં પ્રધાનપણે હોય છે. જે તત્ત્વનું જે સમયે પ્રબળ તે તે તત્ત્વનો તે સમયે પ્રાણને રંગ લાગે છે.

જેવા આચારવિચારથી મનુષ્ય પોતાના શરીરને રાખે છે તેવા આચારવિચાર પ્રમાણે અમુક અમુક તત્ત્વની પ્રવૃત્તિ વધવા કે ઘટવા લાગે છે. અને પ્રાણમાં જુદા જુદા રંગ જણાવા લાગે છે. આ પ્રકારની પ્રાણની જે છાયા તે શરીર બહાર થોડી થોડી

હંમેશાં પડયા જ કરે છે. તે જોઈ તે માણસની કૃતિ, રીતી સર્વનું જ્ઞાન જેને તે છાયા જોવાની શક્તિ હોય છે તે કરી શકે છે. તેની છાયા અને પ્રાણના રંગ જોવાનું જાણનાર તેના ભવિષ્યની વાત કહી શકે છે.

શરીમાં પ્રાણની વિકૃતિ થતાં રોગ થાય છે. જે સમયે જે રીતે પ્રાણનો પ્રવાહ હોવો જોઇએ તેવો ન હોવાથી રોગ થાય છે. શરીરને આરોગ્ય રાખનાર પ્રાણ જ છે.

પ્રાણમાં મુખ્ય ગુણ આકર્ષવાનો છે. તે વસ્તુ, વિચાર અને હવા સર્વને આકર્ષી શકે છે. જેવું પ્રાણનું બળ તેવી તેનામાં આકર્ષકશક્તિ હોય છે. પ્રાણવડે અન્યના પ્રાણમાંના રોગને આકર્ષી દૂર કરી શકાય છે, અન્યના પ્રાણને આકર્ષી ચમત્કારો પણ થઇ શકે છે. પ્રાણની આ શક્તિને મેસ્મેરીઝમ કે હીપ્નોટીઝમ વિદ્યા કહે છે. બળવાન પ્રાણવાળા મનુષ્યની છાયામાં અન્ય મનુષ્યો અંજાઇ જાય છે. પ્રાણનો એક સ્થળેથી બીજે સ્થળે અદલોબદલો થાય છે એ અદલો બદલો એટલે વિનિમયના આધારે જ એક મનુષ્ય પોતાના પ્રાણ અને તે દ્વારા પ્રવર્તતાં તત્ત્વો સાથે બીજાનું પ્રાણતત્ત્વ યોજી રોગ શાન્તિ, ચમત્કાર વિગેરે કરી શકે છે.

---

## પ્રકરણ ૩ જું

## પ્રબળ અને નિર્બળ પ્રાણ.

બળવાન અને નિર્બળ પ્રાણ—જેમ કૃત્રિમ વીજળીને એક પ્રબળ અને બીજું નિર્બળ એમ બે સ્થાન હોય છે, તેમ પ્રાણને પણ છે. સૂર્ય પ્રાણ તે ઉષ્ણ છે અને ચંદ્ર પ્રાણ તે શીત છે. એને જ આપણે પ્રબળ અને નિર્બળ માનીશું. નિર્બળે નિર્બળ પ્રાણનો યોગ સ્વભાવિક રીતે થતો નથી. પ્રબલે પ્રબળને એક એકથી દૂર ધકેલે છે. સજાતીય પ્રાણ એક એકને આકર્ષતા નથી અને વિજાતીય પ્રાણ સામસામે તરત આકર્ષાય છે.

જેને જીવ કહેવામાં આવે છે તે લિંગદેહ છે અને તેનો મુખ્ય ભાગ પ્રાણ છે. પણ પ્રાણ એ શરીરના હાલ ચાલના આધારરૂપ હોવાથી તેને જીવ માનીએ છીએ. શરીરના અવયવો પાસે યોગ્ય કામ કરાવવાં, લોહિની શુદ્ધિ કરવી, મન વિગેરે

સ્વચ્છ રાખવું એ પ્રાણનું કામ છે, પ્રાણની શુદ્ધિ ઉપર શરીર સંપત્તિનો આધાર છે. મનુષ્યનું બળ પ્રાણની શુદ્ધિથી જ વધે છે. પ્રાણ વિક્રિયાથી બળ અર્થાત વીર્યનો ભંગ થાય છે. ન્હાવું, યોગ્ય ભોજન કરવું, સ્વચ્છ જળ પીવું, વિહાર વિગેરે પ્રાણને શુદ્ધ રાખનાર બહારનાં સાધન છે અને સંધ્યા કરતી વખતે પ્રાણાયામ કરવા, જપ, ધ્યાન, દીર્ઘશ્વાસપ્રશ્વાસ, ઉપાસના કરવી એ પ્રાણને શુદ્ધ રાખનાર અંતરનાં કારણો છે. પ્રાણની શુદ્ધિથી લિંગદેહની સંભાળ રાખી શરીર નીરોગી રાખી શકાય છે. પ્રાણ વિનિમયથી વિકૃત પ્રાણ શુદ્ધ થઈ શકે છે અને પ્રકૃતિ સુધરે છે. સ્થૂળદેહ કરતાં લિંગદેહના વ્યાધિ જેવા કે: હિસ્ટીરીયા, ફેફરૂ, વળગાડ, ત્વગેરેમાં પ્રાણવિનિમયથી સારો ફાયદો થાય છે.

પ્રાણ શરીર માત્રમાં છે. તેનું મૂળ સ્થાન લિંગ દેહમાં છે. કરોડના ભાગમાં, બોચી તથા માથાના સંધિ ઉપર બ્રહ્મરંધ્ર છે ત્યાં તેનું મુખ્ય સ્થાન છે. પણ તેનું મુખ્ય સ્થાન હૃદયમાં છે તેનું નીકળવું ચઢવું નાકદ્વારા થાય છે. જમણા નાકમાંથી નીકળતો પ્રાણ સૂર્ય નાડીનો ગણાય છે અને ડાબા છિદ્રદ્વારા નીકળતો પ્રાણ ચંદ્ર નાડીનો ગણાય છે. આ સંબંધી વધુ વિગત અમારા—ભવિષ્યવેત્તાના સ્વરોદય વિભાગમાં જોવી.

### સ્પર્શાસ્પર્શનું મુખ્ય કારણ.

મનુષ્યના ખાનપાન અને આચારવિચારાનુસાર તેના પ્રાણનું સ્વરૂપ બંધાય છે. સર્વ પ્રાણી પદાર્થમાંથી પ્રાણની છાયા નિરંતર બહાર ઝર્યા કરે છે, તે પોતાની પાસે રહેનાર કે તેની છાયામાં આવનારને અસર કરે છે. આપણા ધર્મશાસ્ત્રમાં કોઈનું પીધેલું પાણી ન પીવું, ખાધેલું ન ખાવું, વાપરેલુ વસ્ત્ર ન પહેરવું, કે ચંડાલાદિનો સ્પર્શ ન કરવો એવી જે આજ્ઞા છે તેનું કારણ એજ છે કે તે તે વસ્તુ ખાવા, પીવા, વાપરવામાં આવે કે અડવામાં આવે તો તે મનુષ્યનું ગુપ્તતત્ત્વ વાપરનારમાં આવે છે. સ્પર્શાસ્પર્શ અને ભક્ષ્યાભક્ષ્ય ન કરવાના નિયમો આજ કારણથી છે. તાંબા પીતળને કાંસાનાં વાસણ જલ્દીથી અન્યની છાયા ઝડપી લે છે અને વધુ વખત સુધી તજતાં નથી. માટેજ તે વસ્તુ જો શુદ્રાદિને અડકે કે તેમાં તેમને અન્ન કે પાણી આપ્યાં હોય તો તે ઉચ્છિષ્ટ

થાય છે. ઉન અને રેશમનાં વસ્ત્ર અન્યની છાયાને ઝડપથી ગ્રહણ કરતાં ન હોવાથી તે સુતર કરતાં વધુ પવિત્ર ગણાય છે અને સુતર છાયાને તરત ગ્રહણ કરતું હોવાથી સુતરાઉ કપડાં સ્વચ્છ ધોયા વગર શુભ કામમાં વાપરી શકાતાં નથી.

અશુદ્ધ આચારવિચારવાળા, મેલાં કપડાંવાળા, ગંદા મનુષ્યોના સ્પર્શથી પણ આપણા પ્રાણની શુદ્ધતા ઓછી થાય છે. માટે જ આપણા શાસ્ત્રકારોએ તેવા મનુષ્યોને અડકતા સ્નાન કરવાની આજ્ઞા આપેલી છે. આ પ્રાણનો ગુપ્ત ચેપ અન્યને લાગતાં તેમનાં જીવનને બગાડે છે અને તેથી જ સ્પર્શાસ્પર્શનો વિવેક શાસ્ત્રાનુસાર દરેક માણસે પાળવાની જરુર છે.

અન્યના પ્રાણને આકર્ષી તેનાવડે ઘણા ચમત્કારો કરી શકાય છે. ગુપ્ત વસ્તુ ક્યાં છે, અમુક જગ્યાએ શું બને છે વિગેરે માહીતી મેળવી શકાય છે. પ્રાણમાં બે પ્રકારની શક્તિ છે. એક પ્રબળ પ્રાણ અને બીજો નિર્બળ પ્રાણ. હવે પ્રયોગ કરનાર પ્રબળ પ્રાણવાળો હોય છે તો તે સામા પ્રબળ પ્રાણવાળાને અસર કરી શકતો નથી પણ નિર્બળ પ્રાણવાળાને અસર કરી શકે છે. માણસનો જેવો આહારવિહાર અને સોબત હોય છે. તેવો તેનો પ્રાણ હોય છે. દરેક પ્રાણી પદાર્થમાંથી તેના પ્રાણની છાયા હંમેશાં બહાર નીકળ્યાં કરે છે, તે જેના જેના સંબંધમાં આવે છે તેના ઉપર અસર કરી શકે છે.

---

## પ્રકરણ ૪ થું.

### વિધાયક અર્થાત પ્રયોગ કરનારની યોગ્યતા.

**વિધાયક ( operator ) અને વિધેય. ( Subject. )**

હીપ્નોટીઝમનો જે માણસ પ્રયોગ કરે છે તે વિધાયક અને જેના ઉપર પ્રયોગ કરવામાં આવે છે તેને વિધેય કહેવામાં આવે છે. પ્રયોગ કરનાર વિધાયકનું શરીર સાફ મજબુત અને નિરોગી હોવું જોઇએ, તેનો પ્રાણ બીજાને આપવાનો હોવાથી જો તે રોગવાળો હોય છે તો તેને રોગી બનાવી શકે છે. માટે પ્રથમ તો તેનું શરીર નીરોગી હોવું જોઇએ. પ્રયોગ કરતી વખતે સાવધાનતા રાખવી જોઇએ તેમજ તેણે આ પ્રયોગ કરવા માટે ઉમંગથી વળગ્યા રહેવું જોઇએ, તેણે આ પ્રયોગ કરતા પહેલાં પોતાની દૃષ્ટિને

સ્થિર અને સામા માણસને જોતજોતામાં જ તેને પોતાના તરફ ખેંચી શકે, તેના મનને વિંધી શકે તેવી હોવી જોઇએ. નેત્રોમાંથી એક પ્રકારનો પ્રવાહ હંમેશાં નીકળ્યાં કરે છે. તે અન્યને પોતાના તરફ આકર્ષી શકે છે. સર્પ, વાઘ, સિંહ વગેરે પ્રાણીઓની દ્રષ્ટિ તેવી સ્થિર હોય છે. તે અન્ય પ્રાણીને પોતાની દૃષ્ટિના આકર્ષણથી પોતાના તરફ ખેંચી શકે છે, તેવી દૃષ્ટિ આ પ્રયોગ કરનારે રાખવાની જરૂર છે. તેમજ તેણે હંમેશાં પોતાનું ચિત્ત શાંત રાખવું જોઇએ; જો તે શાંત ચિત્તે પ્રયોગ કરે છે તો જ તેની ઉત્તમ અસર થઈ શકે છે. તેણે બ્રહ્મચર્યનું પાલન કરીને પોતાની ઇંદ્રિયોને કબજે રાખવી જોઇએ. તેમજ શાંત ચિત્તે અન્યના હૃદયમાં કોતરાઇ જાય તેવો ગંભીર અવાજ રાખવો જોઇએ, ઢચુપચુ વિચારવાળા માણસથી આ કાર્ય બની શકતું નથી. માટે વિધાયકે દૃઢ વિચારવડે શાંત, ધીરા પણ અસર કરનારા શબ્દો કહેવા જોઇએ.

વિધાયકનામાં એવો દૃઢ સંકલ્પ હોવો જોઇએ કે ગમે તો બ્રહ્મા આવે તોપણ આ પ્રયોગથી ઇચ્છેલુ ફળ મળ્યા વગર રહેનાર નથી, એવો તેનો દૃઢ સંકલ્પ હોવો જોઇએ. પ્રયોગની વચમાં ગમે તેમ બને, માથા ઉપર આકાશ તુટી પડે તોપણ ભય પામવો ન જોઇએ, અને નિશ્ચયમાંથી ચળવું ન જોઈએ. આ બે બાત લક્ષમાં રાખવી. જો તેમાં કચાસ હોય તો વખતે અનિષ્ટ પરિણામ આવે છે. વચ્ચે વિઘ્ન આવે તો ભય ન પામવો. આ પ્રયોગથી જે બીજાને વશ કરવા મથે છે તેણે પ્રથમ પોતાને વશ રાખતાં શીખવું જોઇએ. પોતાનો મિજાજ કબજે રાખવો, હંમેશાં શાંત ચિત્તે રહેવું, મન પ્રસન્ન રહે તેમ વર્ત્તવું; કદી પણ ક્રોધ ન કરવો. બીજાને ખોવાનો સ્વભાવ ન રાખવો. પોતાનો પ્રાણ શુદ્ધ રાખવો.

આ પ્રયોગ કરવામાં પરમાર્થબુદ્ધિ રાખવી. તેમાં સ્વાર્થનો પ્રવેશ થતાં વિધાયક કે વિધેયને નુકશાન થવા સંભવ છે. તેણે અન્યનું ભલુ કરવાની ઇચ્છાથી આ પ્રયોગ કરવો કે જેથી સિદ્ધ થાય. આ ગુણો વિધાયકમાં હોવા જોઇએ.

આ વિદ્યાનો પ્રયોગ અન્યને સુખી કરવા માટે હોવો જોઇએ; પણ કોઈને હેરાન કરવાને માટે હોવો ન જોઈએ. જે માણસ પ્રબળ પ્રાણવાળો હશે તે આ કાર્ય સ્હેલાઇથી શીખી શકશે.

## પ્રકરણ ૫ મું

## વિધેય અથવા જેના ઉપર પ્રયોગ કરવાનો હોય તેની યોગ્યતા

વિધેય—એટલે જેના ઉપર પ્રયોગ કરવામાં આવનાર હોય તે માણસનામાં પણ ઉપર પ્રમાણે ગુણો હોવા જોઈએ. પણ તેનો પ્રાણ વિધાયકના કરતાં વિજાતીય હોવો જોઇએ. વિધેયને આ વિદ્યા ઉપર શ્રદ્ધા હોવી જોઇએ. તેમજ પ્રયોગ કરનાર વિધાયક ઉપર પણ શ્રદ્ધા હોવી જોઈએ. તે પોતાનું શુભ જ કરશે અને હાની નહિ કરે તેવી તેની તેના ઉપર શ્રદ્ધા હોવી જોઇએ.

વિધાયક જે વખતે પ્રયોગ કરતો હોય તે વખતે પ્રયોગ નિષ્ફળ થાય તેવી તેણે ભાવના કે વિચાર કરવો જોઇએ નહિ. વિધાયક પાસે જે માણસ ઘણો વખત રહેતો હોય તેના ઉપર આ પ્રયોગની ઝટ અસર થઇ શકે છે. પ્રયોગ કરવાનું સ્થળ શાંત જોઇએ. તેમજ પ્રયોગ કરતી વખતે ત્યાં ગડબડ ન થવા દેતાં શાંતિ જળવાવી જોઇએ. ત્યાં બેઠેલા માણસો આ પ્રયોગથી વિરૂદ્ધ વિચાર કરનારા ન હોવા જોઇએ. ત્યાં દીવો ધુપ કરી ત્યાંની હવા સ્વચ્છ બનાવવી જોઇએ, પ્રયોગ કરવાનો વખત પણ શાંત હોવો જોઇએ.

વિધાયકે વિધેય પોતાનો પરિચિત રાખવો. એ વધુ અનુકુળ પડે છે. તેની પરીક્ષા માટે પ્રથમ તેનો જમણો હાથ જમીન ઉપર છતો મૂકાવી તે ઉપર વિધાયકે પાંચ દશ મિનિટ વિધાન માર્જન કરવું. જો તેટલામાં તેના હાથમાં ગરમી કે ટાઢ લાગવા માંડે કે અંદર કંઇ હાલતું હોય તેમ ચેળ લાગે તો તે વિધેય થવા યોગ્ય જાણવું. બીજી પણ રીત છે, માણસને ઉભો રાખી આંખ મીચાવી દેવી. પછી પાંચે આંગળીનો ગુચ્છ કરી માર્જનની માફક હથેળી તંગ રાખી તેની ભ્રકુટી પાસે ધરી રાખવો. બે ત્રણ મિનિટ પછી તેના મોં તથા માથા ઉપર વિધાન માર્જન કરવું. ને પાછો ગુચ્છ લાવીને ભ્રકુટી આગળ ધરી જાણે તેને આપણા તરફ ખેંચતા હોઇએ તેમ ખેંચવો. જો તે જરા નમવા લાગે તો તે વિધેય થવા યોગ્ય છે એમ સમજવું.



## પ્રકરણ ૬ ઠું.

## ત્રાટક સિદ્ધ કરી દૃષ્ટિ સ્થિર રાખતાં શીખવું.



**ત્રાટક-દૃષ્ટિ સ્થિર રાખવાની રીત.**—આ પ્રયોગ કરવામાં સર્વથી મુખ્ય અગત્ય દ્રષ્ટિ સ્થિર કરવાની છે, કોઈ પણ પદાર્થની સામે ઘણો વખત ત્રાટક કરવાની ટેવ પાડવાથી દ્રષ્ટિ સ્થિર થઈ શકે છે. કોઇ છબી હોયતો તેના મુખ સામે બરાબર અર્ધો કે પોણો કલાક એકી ટસે જોઈ રહેવાની ટેવ પાડવી. વચ્ચે આંખો બંધ કરવી નહિ. આમ હરરોજ એકાદ બે માસ કરવાથી ત્રાટક સિદ્ધ થાય છે. ત્રાટક સિદ્ધ થતાં દ્રષ્ટિ સ્થિર રહે છે. દૃષ્ટી સ્થિર કરવા માટે છબી, ગુરૂ કે ઇશ્વરની લેવી, તે કાચથી મઢાવેલી હોય તો વધુ સારૂ, કારણ કે કાચના તકતાથી કે દીવાની જ્યોતઉપર ત્રાટક કરવાથી આંખો બગડે છે, માટે વગર મઢેલી છબી લેવી અથવા તો શાલીગ્રામ ઉપર ત્રાટક કરવાથી કે સ્ફટિકની મૂર્ત્તિ ઉપર ત્રાટક કરવાથી દૃષ્ટિ સ્થિર થઇ શકે છે.

ત્રાટક સિદ્ધ કરી સામા મનુષ્યને જોતાની સાથે વિંધી નાંખે તેવી ભવ્ય, સ્થિર તથા કાંઇક વખત સુધી અનિમિષ રહે તેવી દૃષ્ટિ કરવી જોઇએ. તે દૃષ્ટિદ્વારા આખો મનોભાવ સામા મનુષ્યના મનમાં પ્રતીત થવો જોઇએ. આ પ્રયોગનો મૂખ્ય માર્ગ એ જ સ્થિર દૃષ્ટિનો છે. દૃષ્ટિદ્વારા જ પ્રાણનું સત્ત્વ મુખ્ય કરીને બહાર પડે છે. જે મનુષ્યનો જેવો પ્રાણ હોય છે તેવી જ તેની સ્વાભાવિક દૃષ્ટિ હોય છે. આપણામાં કહેવત છે તે પ્રકારે કોઇની મીઠી નજર હોય છે તો કોઇની ક્રુર નજર હોય છે. નાનાં છોકરાં તો શું પણ મોટાં માણસોને ઘણી વખત નજર લાગ્યાથી માંદા પડયાની વાત આપણા ઘરની સ્ત્રીઓ પણ સમજી શકે છે. ક્રુર દૃષ્ટિવાળા મનુષ્યની નજર લાગતાં વાર લાગતી નથી. એથીજ ઘણા મનુષ્યો જમતી વખતે કોઇની નજર ન પડે તેમ એકાંતમાં જમવાનું પસંદ કરે છે.

ગોધરામાં તેમ કામરુદેશ(આસામ)માં કેટલીક સ્ત્રીઓને જીવતી ડાકણો કહેવામાં આવે છે તેમની નજર પુરુષોને લાગે છે એવી વાત કહેવામાં આવે છે તે આવી ક્રૂર દૃષ્ટિ જ હોવી જોઇએ.

સ્થિર દૃષ્ટિ ત્રાટકની ક્રિયા સાધવાથી પ્રાપ્ત થઈ શકે છે. ત્રાટક સિદ્ધ કરવા માટે જે વસ્તુ સામે દૃષ્ટિ સ્થિર કરવાની કહી છે તે વસ્તુથી આંખને હાનિ થાય તેવી તે વસ્તુ ન હોવી જોઇએ. ધોળી ભીંત ઉપર કે કાગળ ઉપર કાળો ગોળ આકાર કરી તેના સામે સવારમાં એકાદ કલાક સ્થિર દૃષ્ટિથી જોયા કરવાનો અભ્યાસ કરવો. સ્ફટિકના શાલિગ્રામ કે પારાનાં શિવલિંગાદિનો પણ દૃષ્ટિ સ્થિર કરવામાં ઉપયોગ કરવો. ત્રાટક એ હઠયોગનું અંગ છે. સંકલ્પ માટે કેટલીક કલ્પના પણ જરૂરની છે. એવા કોઇ પદાર્થ સામે એકી ટસે સ્થિર દૃષ્ટિથી જોઇ રહેવાનો અભ્યાસ પાડતાં તેના ઉપર જ્યાં ચિત્ત ઠર્યું કે પછી મનમાં કોઇ સૃષ્ટિ રચવાની કલ્પના કરવી. કોઈ આનંદ ઉપજાવનારી વાડી, જંગલ, પર્વત કે ગમે તેવું શાંત અને રમણિય સ્થળ કલ્પવું અને તેમાં તન્મય થઇ જવું. પછી ત્યાં ધારેલી આકૃતિને નજર આગળ ટકાવતાં શીખવું. તે વડે પછી પોતાનાં પરિચિત સ્થાનોની કલ્પના પણ કરવી અને ત્યાં શું બને છે તે દૃઢ ધ્યાનપૂર્વક જોતાં શીખવું. આ પ્રકારની કલ્પના કરી તેમાં તન્મય થવાથી ધારેલા સ્થાનની સૃષ્ટિ વિષેયના મનમાં ઉતારી શકાય છે. અને આવી કલ્પના કર્યા પછી પ્રબળ સંકલ્પ કરવો કે આ સૃષ્ટિ વિષેયના મનમાં જાઓ તો તેમ બને છે.

વિધાયકે પોતાના નિશ્ચયને ચળાવવા નહિ. જો તે ખોટા લાગે તો જ છોડવા. કરેલો નિશ્ચય પાર પાડવાની ટેવ રાખવી. તેથી સંકલ્પબળ વધે છે. કોઇ પણ વસ્તુમાં તન્મય થયા વગર મનની એકાગ્રતા થતી નથી અને દૃઢ નિશ્ચયવાળા થયા વગર તન્મયતા આવતી નથી. ગમે તે થાય તોપણ કરેલો નિશ્ચય ન ફેરવવો. મનની એકાગ્રતા એજ આ પ્રયોગમાં મુખ્ય સાધન છે. એકાગ્રતાથી સંકલ્પબળ વધે છે.

વિધાયક થનારે પોતાની શક્તિમાં વિશ્વાસ રાખવો, સ્વાશ્રયી થવું. પુરુષાર્થમાં શ્રદ્ધા રાખવી. તો જ તે દૃઢ સંકલ્પ બળવાળો થઈ શકે છે.

સંકલ્પબળને મેળવવું અને દૃષ્ટિને સ્થિર કરવી એ બે વસ્તુ પ્રથમ સિદ્ધ કરવી જોઈએ. તે સિદ્ધ થતાં આ પ્રયોગ કરી શકાય છે.

---

## પ્રકરણ ૭ મું.

### દૃઢસંકલ્પબળ મેળવવું.

બળવાન સંકલ્પવાળા બનવું—આ વિદ્યામાં સંકલ્પ-શક્તિ ખીલવવાની ખાસ અગત્ય છે, સંકલ્પશક્તિ કેળવીને જો મનુષ્ય બળવાન સંકલ્પવાળો થાય છે તો તે પોતાના વિચારને—કે પોતાની ઇચ્છાને લંબાવી ધારેલે સ્થળે મોકલી શકે છે. ક્રોધ એ સંકલ્પશક્તિને નિર્બળ બનાવનાર છે. માનસીક ક્રિયાથી સંકલ્પશક્તિ સારી રીતે કેળવી શકાય છે. દરેક માણસે કોઇ પણ કાર્ય સિદ્ધ કરવા માટે પોતાના સંકલ્પને બળવાન બનાવવા યત્ન કરવો જોઈએ. બળવાન સંકલ્પવાળાં માણસ પોતાનામાં સ્થિરતા કે સ્વતંત્રતાને પ્રકટાવી શકે છે.

જે માણસ અસ્થિર વિચારનો હોય છે, ઘડી ઘડીમાં વિચાર બદલનારો, કે કોઇ કામમાં સ્થિરતાને પ્રકટ કરનારો હોય છે તેના સંકલ્પો બળવાન બની શકતા નથી. નિર્બળ સંકલ્પવાળો અથવા ઢચુપચુ મનવાળો માણસ કોઇ પણ કામમાં એક નિર્ણય ઉપર આવી શકતો નથી. સંકલ્પબળને ખીલવવા માટે પ્રથમ કોઇ એક વિષય-ઉપર સંપૂર્ણ વિચાર કરી તે વિચારને મક્કમ વળગી રહેવું જોઈએ. ઘડી ઘડીમાં વિચાર બદલવા નહિ, કે એક કામ કરવાનો આજે કંઇ નિર્ણય કરી કાલે વળી કોઇ બીજો જ નિર્ણય કરવો નહિ. એકવાર વિચાર કરી તે નિર્ણય કર્યા પછી તેમાં બીજાના કહેવાથી ઝટ ફરી જવું નહિ. જે માણસ એક વિચાર એકવાર કરે અને વળી કોઈના કહેવાથી ઝટ તે વિચારને ફેરવે, કોઇ વાતના એક નિર્ણય ઉપર ન આવતાં ઘડીકમાં એક નિર્ણય કરે વળી ઘડીમાં બીજો નિર્ણય કરે એવા માણસોમાં સંકલ્પબળ હોતું નથી. મક્કમ વિચાર વગરનો મનુષ્ય કોઇ પણ મહાન કાર્ય કરી શકતો નથી. નિર્બળ સંકલ્પવાળા મનુષ્યો ઘણીવાર હાથમાં આવેલી તકનો લાભ લઇ શકતા નથી.

માણસ માત્રે પોતાના સંકલ્પને બળવાન બનાવવા યત્ન કરવો જોઇએ. એકવાર કોઇ કામના સંબંધમાં પૂર્ણ વિચાર કર્યા પછી તેનો નિર્ણય કરી તે નિર્ણયને ઠેઠ સુધી વળગી રહેવું અને

કોઇના દોરવાયા તે નિર્ણયને ન ફેરવવો એ સંકલ્પબળને ખીલવવાના સાધનરૂપ છે. કદાચ એકવાર નિર્ણય કર્યા પછી તેમાં વિઘ્નો આવે તોપણ તે નિર્ણયને ન ફેરવવો. અને જ્યાં સુધી તે નિર્ણય આપણને ખરો લાગે ત્યાં સુધી તેને વળગી રહેવું.

કોઈ પણ કાર્યનો નિર્ણય કરવામાં બીજાની સલાહનો ઉપયોગ કરવા કરતાં પોતાની મેળે પૂર્ણ વિચાર કરીને પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે નિર્ણય કરવો એ સંકલ્પબળને વધારનાર છે. બીજાના કહ્યા પ્રમાણે કે બીજાની સલાહ પ્રમાણે આધાર રાખવા કરતાં પોતાના વિચાર પ્રમાણે ચોક્કસ નિર્ણય કરીને તે પ્રમાણે ચાલવાથી, કોઇ પણ વિષયનો ઉતાવળે નિર્ણય ન કરી નાંખવાથી, કોઇ પણ બાબતમાં અન્યના ઉપર ગુસ્સે ન થવાથી, અને પોતાની બુદ્ધિવિરૂદ્ધ કાંઇ કામ ન કરવાથી સંકલ્પ બળવાન થાય છે.

પોતાના કાર્યમાં જેમ બને તેમ પોતાની અક્કલ ઉપર આધાર રાખીને ચાલવું, બીજાની સલાહ પ્રમાણે ચાલવાથી આપણે આપણી વિચાર કરવાની શક્તિને ગુમાવી બેસીએ છીએ. એક વાર નિર્ણય કરી ચુકયા પછી તે માટે પસ્તાવો કરવો નહિ, અન્યને નુકશાન થાય તેવો કદી વિચાર કરવો નહિ, મીજાસ ખોઇને વર્તવું નહિ, જે નિર્ણય કરવો તે છેવટનો પૂર્ણ વિચાર કર્યા પછીજ કરવો. અન્યની સાથે સત્ય અને પ્રમાણિકપણાથી વર્ત્તવાનો નિશ્ચય રાખવો. આવા વર્તનથી વર્તવાથી અને હંમેશાં પોતાની બુદ્ધિ પ્રમાણે વર્તવાથી, તેમજ પોતાના ઉપર જ આધાર રાખીને ચાલવાની ટેવ પાડવાથી આપણી સંકલ્પશક્તિ ખીલી શકે છે.

હંમેશાં શાંત, ઠરેલ, ઠંડા સ્વભાવના, વ્યગ્ર ન બનવાના સ્વભાવવાળા અને પોતાના સામર્થ્યમાં વિશ્વાસવાળા રહેવું જોઇએ. તમે ગમે તે ધંધો કરતા હો તે ધંધામાં તમારી પૂર્ણ હોંશિયારી છે એમ માનીને વર્તવું. તમારા સંબંધમાં આવનાર ઉપર તમે તમારા ધંધાની છાપ પાડી શકો તે પ્રમાણે વાતચીત કરતાં આવડવી જોઇએ. વાત કરવામાં તમે તેનાથી માઇકાંગલાની માફક દબાઈ ન જાવ તેની સાવચેતી રાખજો. તમારા બોલવાનો તેના ઉપર પ્રભાવ પડવો જોઇએ. પ્રથમ તમારે તમારા મનઉપર કાબુ મેળવતાં શીખવું જોઇએ. અન્ય મનુષ્યના મનઉપર અસર કરવાની

ઇચ્છા રાખતા પહેલાં મનુષ્યે પોતાના મનઉપર કાબુ મેળવવો જોઇએ. મનમાં ગમે તેવા વિચારો આવ્યાં કરે, ઘડીમાં અમુક કાર્ય કરવાનો વિચાર થાય તો વળી ઘડીકમાં બીજું કાર્ય કરવાનો વિચાર થઇ આવે એ મન કબજે ન હોવાનાં લક્ષણ છે. માટે પ્રથમ વિચારોના ઉત્પાદક મનને વશ કરતાં શીખવાથી સંકલ્પ બળવાન બની શકે છે.

હંમેશાં નિશ્ચય કરવો અને માનવું કે તમે તમારા મનને વશ રાખી શકો છો અન્યના મન ઉપર ધારેલી અસર ઉપજાવી શકવાનું તમારામા સામર્થ્ય છે. દિવસે તેમજ રાત્રે દૃઢપણે માન્યા કરવું કે તમારો સંકલ્પ બળવાન છે અને તમે બીજાના ઉપર કાબુ મેળવી શકો તેવી રીતે તમે તમારી શક્તિને ખીલવી છે.

હંમેશાં રાતદિવસ તમારા મનમાં એવું રમી રહેવું જોઇએ કે મારો સંકલ્પ બળવાન છે, તેની સામે કોઇ પણ ટકી શકે તેમ નથી. હું કદી પણ કોઈ કામમાં નિષ્ફળ થવાનો જ નથી. પણ મારૂં દરેક કાર્ય હું સિદ્ધ કરી જ શકીશ. હું જે કાર્ય ધારૂં તે કરી શકવાનું મારામાં બળ છે, હું કદી પણ તેમાં નિરાશ થઇ શકું તેમ નથી. મારામાં અત્યંત પરાક્રમી શકિત છે કે જેનાવડે મને કદી કોઇ પણ નુકશાન કરી શકે તેમ નથી. તેમ મારી ઇચ્છાવિરૂદ્ધ કોઇ કાંઇ કરી શકે તેમ નથી, અન્ય મનુષ્યોના ઉપર મારા સામર્થ્યનો પ્રભાવ પડે છે જ. અને તેથી અન્ય મનુષ્યો ઉપર હું કાબુ ધરાવી શકું તેવું મારામાં બળ છે. આવું હંમેશાં માન્યા કરવું. એવું બળ પોતામાં છે જ એવો દૃઢ વિચાર રાતદિવસ કર્યા કરવો અને તે પ્રમાણે મારામાં સામર્થ્ય છે જ એમ દૃઢપણે માન્યાં કરવું એ સંકલ્પબળને વધારનાર છે.

તમારે તમારા સામર્થ્યમાં વિશ્વાસ રાખીને વર્તવું, કોઇની સાથે વાતચિત કરવામાં તેનાથી ડબાવું નહિ કે શરમાવું નહિ. કોઈની સાથે કામ પાડવામાં ગભરાવું નહિ પણ પોતાનું કામ નિરાંતે શાંત રીતે કર્યાં કરવું. એક કામનો નિર્ણય કર્યો પછી તે રીતે કામ કરવા માંડ્યા પછી તેમાં સિદ્ધિ મળશે જ એમ દૃઢપણે માનીને કામ કર્યાં કરવું. કોઈ પણ વાતની ચિંતા કરવી નહિ, તેમજ કામ કરવામાં સ્વભાવ શાંત રાખી દરેકની સાથે વર્તવું, કોઇના ઉપર ગુસ્સે થઇ

જવું નહિ. અન્યના ઉપર અસર કરવાનું તમારામાં પૂર્ણ બળ છે એમ માન્યા કરવું જોઇએ. તમારા પ્રતિ સર્વ કોઇ પ્રેમ રાખ્યાંજ કરે છે. તમારી મરજી વિરૂદ્ધ કોઇ વર્તી શકે જ નહિ. એ પ્રકારે બરોબર માન્યાં કરવું. રાતદિવસ તેનુંજ મનન કર્યા કરવું અને જ્યાં સુધી તમારામાં એ પ્રમાણે સ્વભાવસિદ્ધ ગુણુ પ્રકટ ન થાય ત્યાં સુધી હંમેશાં તે પ્રમાણે જ ચિંતન અને મનન કર્યા કરવાથી તમારો સંકલ્પ બળવાન બને છે. અને તમે અન્યને તમારા તરફ આકર્ષણુ કરી શકશો. આ પ્રમાણે નિયમસર વર્તવાથી તમારી સંકલ્પશક્તિ અને આકર્ષકશકિત ખીલી નીકળશે.

જે માણુસો ઉપર પ્રમાણે વર્તીને પોતાની આકર્ષકશકિતને ખીલવી શકે છે, જેઓ પોતાના સંકલ્પબળને ખીલવી શકે છે તેઓના પ્રસંગમાં જે જે માણુસો આવે છે તેના ઉપર તેમના બોલવાચાલવાનો પ્રભાવ પડે છે, ઘણા માણુસોને તમારા બોલવાની અસર થાય છે. અને જેઓ પોતે ઉપર પ્રમાણે વર્તીને પોતાની આ શક્તિને ખીલવી શકે છે તે કોઇ પણુ કાર્ય સ્હેલાઇથી સિદ્ધ કરી શકે છે પોતાના ધંધામાં વિજય મેળવી શકે છે, તેના પ્રતિ લોકો આકર્ષાય છે તેના બોલવાનું વજન પડે છે અને તેમનામાં કાર્ય કરવાની કોઇ અલૌકિક શક્તિ ખીલી નીકળે છે.

---

## પ્રકરણુ ૮ મું.

## સ્વાકર્ષણુ શકિત

સ્વાકર્ષણુશકિત—ખીલવાને માટે વળી તેણે હંમેશાં એવા વિચાર કર્યા કરવા કે હું મારા કામમાં ફતેહ પામેલોજ છું. અન્ય મનુષ્યોને કાબુમાં રાખવાની મારામાં શક્તિ છે જ, હું તેમના ઉપર કાબુ મેળવી શકું છું.–અન્ય મનુષ્યો મારા ઉપર પ્રેમ રાખે છે અને તેઓ મારી મરજી પ્રમાણે જ વર્તવાના, હું મારા પોતાના મનોબળ ઉપર પૂર્ણ કાબુ રાખી શકું છું અને અન્ય મનુષ્યો મારા બળસામે થઇ શકે તેમ નથી, હું કોઇ પણુ વખતે નિષ્ફળ થવાનો જ નહિ. હંમેશાં દરેક કાર્યમાં સફળતા જ મેળવવાનો છું. હું કોઇપણુ કામમાં

કદી પણ પાછી પાની કરવાનો નથી. દરેક કાર્યમાં હું જીતવાનો જ છું અને લોકો મારા ઉપર અત્યંત પ્રેમ રાખવાના જ છે, આ પ્રકારના વિચારોનું હંમેશાં મનન કર્યા કરી તે પ્રમાણે માનવું. અને એકાગ્રતાપૂર્વક એના એજ વિચારમાં મનને જોડી રાખવું. એ સ્વાકર્ષણશક્તિ ખીલવવાનો સર્વોત્તમ ઉપાય છે.

આ પ્રમાણે વિચાર, અને મનન કરી તે પ્રમાણે દઢપણે માન્યા કરવાથી મનોબળ વધે છે, સંકલ્પ બળવાન થાય છે.

તે સિવાય એક કાચના વાસણમાં બે ભાગ પાણી ભરી તેનો એક ભાગ ખાલી રાખી તેને પોતાના મોં સામેના ટેબલ ઉપર મૂકી તેના મધ્ય ભાગે એકી ટશે જોઇને ઉપરના વિચારોનું મનન કરી તેજ વિચારમાં મનને એકાગ્ર કર્યા કરવું. આ પ્રમાણે અડધો કલાકેક કરવાથી ઉંઘ આવે તો આવવા દેવી. આમ કરવાથી સ્વાકર્ષણશક્તિ ખીલી નીકળે છે. વળી તેજ ગ્લાસમાં જોતી વખતે જે માણસને પોતાના કાબુમાં લેવાનો વિચાર હોય તે જાણે તમારા કહ્યા પ્રમાણેજ વર્તે છે, એવો દઢ નિશ્ચય કરી તેવા વિચાર કર્યા કરવાથી તે માણસ તમારા કહ્યા પ્રમાણે વર્તવાનો.

આજ પ્રમાણે તમે અન્ય મનુષ્યો તમારા કહ્યા પ્રમાણે વર્તે તે પ્રકારે કાબુ મેળવી શકો છો. આ પ્રકારે તમે તમારા ધંધામાં તમારા ગ્રાહકોને તમારે વશ વર્તાવી શકો છો. તેમનામાં તમારા બોલવાની અસર થયા વગર રહેતી જ નથી. આથી એક પ્રકારનો વીજળીનો પ્રવાહ તમારામાં ઉત્પન્ન થાય છે અને તમે તે વડે અન્યને તમારા વિચાર પ્રમાણે દોરવી શકો છો.

સંકલ્પબળથી બીજાના મનઉપર ધારેલી અસર કરવાને માટે તમારે કોઈ મૂર્તિ, કે છબી કલ્પીને તેના સામે ત્રાટક કરી તેના સામે એક દૃષ્ટિથી જોયાં કરવું. જેના ઉપર તમે અસર કરવા ધારો, તેની છબી તમારા સામે કલ્પનામાં ઉભી કરી તેના સામે જોયાં કરવું. આમ કરવાથી તે માણસના ઉપર તમારી ધારેલી અસર થઇ શકે છે.

આમ કરવામાં મનની એકાગ્રતાની ખાસ જરૂર છે. માટે દરેક બાબતનો દઢ નિશ્ચય કરી પોતાના જ આશ્રય ઉપર આધાર રાખી તે નિશ્ચયને પાર પાડવાનું એક ચિત્તથી મનઉપર લઇ તેમાં લીન્ન થઈ જવું આમ કરવાથી સંકલ્પ બળવાન બને છે.

સંકલ્પબળ જે જે માણુસો ખીલવી શકે છે તે મહાન કાર્યો કરી શકે છે. આ જગત્ પણ ભગવાને પોતાના એક સંકલ્પથી જ ઉત્પન્ન કર્યું છે. પૂર્વે ઋષિ મુનિઓ લોકોને સંકલ્પથી જ વરદાન કે શાપ આપી શકતા હતા. તેમનો સંકલ્પ બળવાન હોવાથી તે ફળી શકતો. અને હાલ તો જે નિર્બળ સંકલ્પો હોય છે તેજ ફળતા નથી.

આ વિદ્યાની સિદ્ધિને માટે પણ બળવાન સંકલ્પને સિદ્ધ કરવાની પ્રથમ જરૂર છે.

## પ્રકરણ ૯ મું.

### સ્થાન કેવું પસંદ કરવું.



સ્થળ—આ પ્રયોગ કરવાને માટે સ્થળ પણ શાંત હોવું જોઈએ ત્યાં પ્રયોગ થઈ રહેતા સુધી કશું વિઘ્ન ન આવે તેવું હોવું જોઇએ. ત્યાં આ પ્રયોગ વગર બીજી કશી ક્રિયા ન થવી જોઈએ. વિધાયક અને વિધેય લાવે તે વગર બીજા મનુષ્યો ત્યાં ન હોય તો પ્રયોગની સત્વર સિદ્ધિ થાયછે.

જેમ ધ્યાન, પુંજા, દેવસેવાનું સ્થાન એકાંતમાં હોય છે તેમ આ સ્થળ પણ એકાંતમાં અને શાંત સ્થળે હોય તોજ સારૂ. વિધાયક અને વિધેયે પોતાની વૃત્તિયો પ્રફુલ્લ રાખવી. ધુપ, સુગંધી પણ હોવી જોઇએ.

વિધાયકનો પ્રાણ સુર્ય નાડીમાં અને વિધેયનો પ્રાણ ચંદ્ર નાડીમાં હોય તે વખતે પ્રયોગ કરવો પ્રતિકુળ સ્વભાવનું માણુસ ત્યાં ન હોવું જોઇએ. તેવા વિરોધી સ્વભાવના માણુસોની હાજરીથી આ પ્રયોગ સિદ્ધ થતો નથી. પ્રયોગ કરનાર તામસી કે અભક્ષ્યાભક્ષ્ય કરનાર ન હોવો જોઇએ. વિધાયક અને વિધેયના આચારવિચારો નિર્મળ હોવા જોઇએ.

બ્રહ્મચર્ય પાળનાર મનુષ્યો આ પ્રયોગ સ્હેલાઈથી કરી શકે છે. વીર્ય અને પ્રાણને નિકટનો સંબંધ છે. જે મનુષ્યો વીર્યને ખૂવે છે તેઓ પરાક્રમ, બુદ્ધિ ને બળને ખૂવે છે. વીર્યનું રક્ષણ કરવામાંજ સર્વ સિદ્ધિ છે.

परान्नेनोदरं दग्धं करौ दग्धौ प्रतिग्रहात् ।
परस्त्रीभिर्मनो दग्धं कार्यं सिद्धिः कथं भवेत् ॥

પારકા અન્નથી જેણે પોતાનું ઉદર બાળી નિર્વીર્ય કર્યું છે. જેના હાથ દાન લેવાથી બળી ગયા છે, અને જેનું મન પરસ્ત્રીથી બળી રહ્યું છે તેવા મનુષ્યને કાર્યની સિદ્ધિ ક્યાંથી થાય?

આ પ્રયોગ કરનારાએ યોગશાસ્ત્રમાં કહેલા યમ અને નિયમનું પાલન કરવાથી પ્રયોગની સિદ્ધિ વહેલી થાય છે.

જે મનુષ્યમાં પ્રબલ પ્રાણ હોય છે તેવા મનુષ્યો વિધેય થઈ શકતા નથી પણ વિધાયકને પોતાના વિધેય બનાવી દે છે.

જે મનુષ્યોના પ્રાણ પ્રબળ હોય છે તેમને અયોગ્ય મનુષ્યના સંસર્ગથી હાની થતી નથી. મનુષ્ય માત્રે પ્રાણની પ્રબળતા મેળવવી જોઈએ. તે યમનિયમાદિનું પાલન કરવાથી, આત્મજ્ઞાનને પ્રાપ્ત કરવાને પ્રયત્ન કરવાથી પ્રાપ્ત થાય છે. આવા મનુષ્યો કોઈનાથી અંજાતા નથી.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### માર્જન શી રીતે કરવું.

આ પ્રકારના પ્રયોગ કરવામાં તેમજ પ્રયોગ કર્યા પછી વિધેય ઉપરથી તે પ્રયોગની અસર દુર કરવા માટે માર્જન કરવાની જરૂર છે. માટે આ વિદ્યા શીખનારે માર્જન કરતાં શીખવું જોઈએ.

દરેક મનુષ્યના હાથ, પગ, માથું વિગેરે ભાગમાંથી એક પ્રકારનો પ્રવાહ બહાર અખંડ વહ્યાં કરે છે, અને આ પ્રયોગમાં વિધાયકે સંકલ્પવડે આ પ્રવાહને વિધેયમાં દાખલ કરવો પડે છે, હાથના કાંડાંથી તે આંગળાંનાં ટેરવાંમાંથી આ પ્રવાહ વધુ પ્રમાણમાં બહાર નીકળતો હોવાથી આ પ્રયોગ કરવામાં અન્ય મનુષ્ય ઉપર માર્જન કરવામાટે હાથના કાંડાંથી તે આંગળીનાં ટેરવાંવાળા ભાગનો વધુ ઉપયોગ કરવામાં આવે છે. જેમ હાથમાંથી આ પ્રવાહ નીકળે છે તેમ પગમાંથી પણ નીકળતો હોવાથી ઘણા હાથ અને પગ બંનેનો ઉપયોગ કરે છે.

ઘણા મહાપુરુષો શિષ્યના માથા ઉપર પોતાનો હાથ મૂકી સંકલ્પબળવડે તેનામાં પોતાના શુદ્ધ પ્રવાહને સ્થાપી તેના આચાર વિચારમાં ફેરફાર કરાવી શકે છે. મહાપુરુષના ચરણ સ્પર્શ કરવામાં પણ તેમનો શુદ્ધ સત્ત્વબળનો પ્રવાહ શિષ્યમાં પ્રવેશે એજ હેતુ હોય છે.

માર્જન બે પ્રકારનાં થાય છે, વિધાન માર્જન અને વિસર્જન માર્જન. વિધાન માર્જનમાં મનુષ્યનું જમણું પડખું બહુ પ્રબળ ગણાય છે તેથી વિધાયકે જમણા પડખાંનો ઉપયોગ કરવો. અને ડાબુ પડખું નિર્બળ ગણાય છે તેમજ માણસની પીઠનો ભાગ પણ નિર્બળ ગણાય છે તેથી આ ભાગ વિધેય ઉપર કરેલી અસર દુર કરવામાં આવે છે. વિધાન માર્જન કરવાંમાટે વિધાયકે જમણા હાથની હથેળીમાં જાણે બોલ પકડયો હોય તેવી રીતે કરી તે હથેળી વિધેયના સામી તાકેલા તીરની માફક રહે અને હથેળીનાં ટેરવાં વિધેયના શરીર તરફ રહે તેવી રીતે હાથ તેની સામે ધરી તેના માથા આગળ લઈ જવો, આંગળીઓ છુટી ન રાખતાં અડકેલીજ રહેવા દેવી. અંગુઠો ભલે છુટો રહે. આ વખતે વિધેયના માથાને હથેળી ન અડકાડતાં ૩-૪ ઇંચ દુર રાખવી, પછી તે હાથ ધીમે રહીને નીચેની બાજુએ લેવા માંડવો, માથાથી છાતી આગળ થઇ ઠેઠ પગના છેડા સુધી તેજ પ્રમાણે રાખી લઈ જવો. આમ કરવું તે એક માર્જન થયું સમજવું. આ માર્જન કરતી વખતે આંગળીઓ સાથે રાખવી જેથી આંગળીઓમાંથી ઝરતો પ્રવાહ વિખુટો ન પડતાં સાથે રહી વિધેયના ઉપર અસર કરે છે. આમ માર્જન કરતી વખતે જાણે આંગળીઓનાં ટેરવાંમાંથી કાંઈ ઝરે છે ને તે વિધેયના શરીરમાં આપણે રેડીએ છીએ એમ આંગળીઓ તથા હથેળીને બળ આપતાં ભાવના કરવી.

આ પ્રમાણે હાથવતી માર્જન કરી રહ્યા પછી તરત જ મુઠી વાળી દેવી કારણ કે તેમને તેમ હાથ છુટો રાખવાથી આંગળાંમાંથી ઝરતો પ્રવાહ નકામો જતો રહે છે. પછી તે મુઠી વાળી વિધેયના શરીર ઉપર થઇ પાછી ન લઇ જતાં બાજુએ થઈ તે મુઠી વિધેયના મોં આગળ લઈ જઇ જાણે તે મુઠીમાંથી તેના મોં ઉપર કાંઇ નાંખતા હોઇએ તેમ તેને અડકયા સિવાય મુઠી ઉઘાડી નાંખી ખંખેરવી અને પછી બીજું માર્જન શરૂ કરવું. આ પ્રમાણે કરવામાં

આવે છે તેને વિધાન માર્જન કહે છે. આ માર્જન કરતી વખતે વિધેયના ઉપર અમુક અસર થાય છે જ, એ પ્રકારનો દૃઢ સંકલ્પ વિધાયકે કરવો જોઇએ

કેટલાક વિધાયકો હથેળીવડે માર્જન ન કરતાં એકાદ નાની લાકડી, વાંસળી, પીંછાની છડી કે કોઇ એવી વસ્તુવડે હાથની મુઠી-ની માફક માર્જન કરે છે. આ પ્રકારના માર્જનથી વિધેયને ઉંઘમાં લાવી શકાય છે.

મનુષ્યશરીર એક ચુંબકના કટકા જેવું છે. તેના છેડાના એટલે પગ, માથુ, હાથ એમાંથી પ્રાણ-છાયાનો હંમેશાં આવિર્ભાવ થયાં કરે છે. સંકલ્પના મુખ્ય ઉપયોગથી પ્રાણવિનિમય પ્રવર્તે છે. સંકલ્પદ્વારા ધારેલુ તત્વ સામા મનુષ્યના શરીરમાં કે કોઇ ધારેલી વસ્તુમાં પ્રવેશાવવાને માટે આપણા હાથ એ એક સબલ દ્વારરુપ છે. પ્હોંચા આગળથી આંગળીનાં ટેરવાં સુધીના અવયવનો ઉપયોગ આ કાર્યમાં થઇ શકે છે. હાથેળી અને હાથ ઉપરનો ભાગ એ બેની છાયાનો સ્વભાવ જુદો છે. હંમેશાં મનુષ્યનું જમણું અંગ, જમણો હાથ, પ્રબળ છે. ડાબુ અંગ અને ડાબો હાથ નિર્બળ છે. બંને હાથેળી પ્રબળ છે. પાછળનો ભાગ નિર્બળ છે. જમણા હા-થનાં આંગળાંનાં ટેરવાં પ્રબળ છે, ડાબા હાથનાં આંગળાંનાં ટેરવાં નિર્બળ છે. શરીરનો આગળનો ભાગ પ્રબળ છે અને પીઠનો પાછ-ળનો ભાગ નિર્બળ છે.

પ્રયોગ કરવા માટે હથેળીનો ઉપયોગ થાય છે અને પ્રયો-ગનું વિસર્જન કરવામાં હથેળીનો પાછળનો ભાગ કામ આવે છે.

માર્જન કરતી વખતે હાથમાં કાંઈ હોય એવી કલ્પના કરવી. વાસ્તવિક રીતે હાથમાં બે વસ્તુ હોય છે. એક વિધેયનું પ્રાણતત્વ અને બીજું વિધાયકનું નીકળતું તત્વ. વિધેયનું તત્વ વિધાયકને લાગે નહિ તે સંભાળવું તેમ વિધાયકનુ તત્વ પૃથ્વીમાં પેસી વ્યર્થ ન જાય તેની સંભાળ રાખવી. વિધેયના શરીર ઉપરથી હાથ ન લઇ જવામાં વિસર્જન માર્જન થઇ ન જાય એ માટે સાવધાન રહેવું.

માર્જન કરતી વખતે વિધાયકે જે વસ્તુ થવા માટે પ્રયોગ આરંભ્યો હોય તે વસ્તુ થાય છે જ. એવો દૃઢ સંકલ્પ અસ્ખલિત-પણે ચાલવો જોઇએ. જેમ કે રોગીને સાજો કરવા માટે આ પ્રયોગ

હોય તો "રોગી સારો થયો છે જ. તેનો રોગ ચાલ્યો ગયો છે જ, હાલ તે તદ્દન નિરોગી છે." એવી ભાવનાપૂર્વક દ્દઢ સંકલ્પ પ્રયોગના આરંભથી તે અંતપર્યંત કાયમ રાખવોજ જોઇએ. માર્જન કરવામાટે સ્ફુર્તિ રાખવી. અને તેને માટે વારંવાર અભ્યાસ કરી રાખવો.

**માર્જન શીખવું**—માર્જન કરતાં શીખવા માટે પોતાને ત્યાં કોઇ એકાંત સ્થાનમાં એકાદ લાકડી. ભીંત કે વસ્તુ ઉપર આ પ્રમાણે માર્જન કરતાં શીખવું.

આ પ્રયોગ કરવામાં વિધાન માર્જનથી વિધેયને ઉંઘમાં લાવી શકાય છે અને વિધેયને નિંદ્રામાંથી પ્રયોગ કરી રહ્યા પછી જાગ્રત કરવા માટે જે માર્જન કરવામાં આવે છે તેને **વિસર્જન માર્જન** કહે છે. વિધાન માર્જનમાં હથેળીનો ઉપયોગ કરવામાં આવે છે ત્યારે વિસર્જન માર્જનમાં હથેળીની પાછલી બાજુનો ઉપયોગ કરવામાં આવે છે. વિધાનમાર્જનમાં માથેથી નીચે પગ તરફ માર્જન કરવાનું હોય છે ત્યારે વિસર્જન માર્જનમાં પગથી માથા તરફ માર્જન કરવાનું હોય છે, અને માર્જન કરતી વખતે વિધેય જાગ્રત થાય છે એવો દ્દઢ સંકલ્પ કરવો.

વિધેય થનારે પોતાનાં ગાત્રો શિથિલ કરવાં જોઈએ. વિધાયકે તેનાં ગાત્રો શિથિલ કરતાં શીખવાડવું જોઇએ. તેનો હાથ શિથિલ કરતાં શીખવાડવું જોઇએ. તેનો હાથ શિથિલ કરવાનું કહેવું પછી તે હાથ તમારે પકડી ઉંચો કરવો અને તેને કહેવું કે જો બરોબર શિથિલ કરજે. પછી તમારે હાથ મૂકી દેવો તો ઝટ તે હાથ જેમ કાંકરો હાથમાંથી મુકી દેતાં નીચે પડે છે તેમ હાથ નીચે પડવો જોઈએ તો જાણવું કે તેનાં ગાત્રો તે શિથિલ કરતા શીખ્યો છે.

---

## પ્રકરણ ૧૧ મું.

## મેસ્મેરીઝમના પ્રયોગ માટે કેવાં સાધન જોઈએ.

**સાધન**—આ પ્રયોગ કરવા માટે પ્રબલ સંકલ્પવાળા થવું, સ્થિરદ્દષ્ટિ સાધવી અને માર્જન કરતાં આવડવું. એ ત્રણ પ્રાણના વિનિમય એટલે આપવા લેવાના મુખ્ય માર્ગ છે.

તે સિવાય પ્રાણના વિનિમય કરનારા બીજા પણ ગુપ્ત માર્ગ

છે કે જેથી અજાણુતાં પણુ પ્રાણુની આપ લે થઇ શકે છે. જેમકે અન્ય મનુષ્યનો સંસર્ગ, વાતચીત, તેનો મેળાપ થવો, વિચાર સાંભળવા; મનન કરવું, અન્યનું ખાવું પીવું વિગેરે અનેક માર્ગો છે. પણુ ઉપરના ત્રણુ માર્ગ આ પ્રયોગની સિદ્ધિ માટે મુખ્ય છે.

આ પ્રયોગ કરવામાં કેટલાક પંચધાતુના ગોળ કટકા બનાવી તે ઉપર વિધેયની દૃષ્ટિ રખાવીને પ્રયોગનો આરંભ કરે છે. કોઇ વિધેયને દર્પણુમાં તેની પોતાની દૃષ્ટિ સામે દૃષ્ટિ સ્થિર કરાવી પ્રયોગ કરે છે. પણુ આ માર્ગો હાનિ કર્ત્તા છે. કેટલાક નાની વાંસળી જેવી લાકડીનો ડંડો વાપરે છે. આથી હાથમાંનું તત્વ હાથમાંથી બહાર ન જતાં તેમાં થઇને વિધેયમાં જાય છે. વળી તે ડંડો વારંવાર એક હાથે વપરાવાથી વિધાયકની છાયા તેમાં સંચિત થાય છે. એટલે વારંવાર પ્રયોગ કરવામાં તેને પોતાનું તત્વ વધુ ગુમાવવું પડતું નથી.

કેટલાક ફુંક મારીને તત્ત્વનો વિનિમય કરે છે. જેમ કે આંખ દુઃખે છે ત્યારે તેઉપર ફુંક મારી મટાડે છે. રૂમાલ ઉપર મોંની ઉની વરાળથી ફુંકી તે રૂમાલ આંખે દાબવાથી મહા ફાયદો થાય છે. તેવીજ રીતે મોંની વરાળની ફુંક મારી વિધેયના શરીરના ધારેલા ભાગ ઉપર ઝટ આરામ થઇ જાય છે એવી ભાવના કરવામાં આવે છે.

કેટલીક વાર નાનાં બાળકોને વા થઇ શરીરે ગુમડાં નીકળે છે ત્યારે તેને ચેપીઓ વા લોકો કહે છે અને તે કોઇની પાસે ફુંકારાવે છે. તે માણુસ તેના મુખ ઉપર તેનો રોગ મટી જાય એવી ભાવનાપૂર્વક ફુંક મારે છે. તેને વા ફુંકરાવ્યો એમ કહે છે. એમ બે ત્રણુ દિવસ ફુંકરાવાથી ચેપી વા કે ગુમડાં મટી જાય છે.

તેવી જ રીતે જંત્ર મંત્રીને તાવીજમાં ઘાલે છે, તાવીજ, દોરા કે માદળીયાં મંત્રી હાથે કે ગળે બાંધે છે. મંત્રેલું પાણી પાય છે. મંત્રેલો પદાર્થ ખવરાવે છે. એ સર્વ પ્રાણુવિનીમયનાં જ સાધનો છે. મંત્રનો અર્થ તેના તે કાર્યની સિદ્ધિ થાવ એવો હોય છે. તે શુદ્ધ ભાવના પૂર્વક મંત્ર જપી પોતાના સંકલ્પપૂર્વક તે દોરો કે માદળીયું મંત્રી આપે છે તેથી ઘણુાના રોગ મટે છે, ભૂત જાય છે. આ સર્વ પ્રાણુનો સામા મનુષ્યનામાં પ્રવેશ કરાવવાનાં જ સાધનો છે. ઉંજણી નાંખી કેટલાક માણુસો અન્યને સારા કરે છે તેમાં પણુ આજ પ્રયોગ સમજવો.

સાપ વિંછી ઉતારવાનો પ્રયોગ. કેટલાક મનુષ્યો સાપ કે વીંછી ઉતારવાના મંત્ર સાધે છે અને તે પ્રમાણે અન્યને સાપ કે વીંછી કરડે છે ત્યારે મંત્રથી ઉતારે છે. તેમાં ઉતારનાર મનુષ્યનો દઢ સંકલ્પ જ કામ કરે છે. તેમાં મંત્રનું કહ્યું માની સાપ કે વીંછી પોતાનું ઝેર પાછું ખેંચી લે છે એમ નથી, પણ તેમાં ઉતારનારની આ પ્રયોગઉપર એટલે પોતાના મંત્ર ઉપર દઢ શ્રદ્ધા અને તેનો દઢ સંકલ્પ જ કામ કરે છે તે પણ પ્રાણ વિનિમયનો જ પ્રયોગ છે. જેને ઝેરી જાનવર ડંખવાથી ઝેર ચઢે છે તેના પ્રાણનું તત્વ બગડે છે. તેથી જો ઉતારનાર દ્રઢ સંકલ્પબળવાળો હોય છે તો તે પોતાના પ્રાણનું તત્વ તેને આપી તેનું ઝેરી તત્વ ખેંચી શકે છે. અને તેથી ઝેર ઉતરી જાય છે. આમાં જો ઢચુપચુ મનનો ઉતારનાર હોય છે તો ઝેર ઉતરતું નથી. તેમને કરેલી સાધના ઉપર તેમને દ્રઢ વિશ્વાસ બંધાઇ ગયો હોય છે કે તે સાધના નિષ્ફળ થાય જ નહિ. તે મંત્રથી સાપનું વિષ ઉતરવુંજ જોઇએ એવો દ્રઢ સંકલ્પ તેમને થઇ ગયેલો હોય છે. અને તેથી જ તે અન્યનું વિષ ઉતારી શકે છે. તેમને મંત્ર સિદ્ધ કરવામાં અમુક અમુક પવિત્રતાના નિયમો પાળવાના હોય છે. તે પાળવાથી તેનો પ્રાણ શુદ્ધ થાય છે. વિષના પ્રયોગમાં ઘણે ભાગે ફુંક મારી ઉતારે છે કે ઉંજણીથી ઉતારે છે.

આ પ્રકારે પ્રાણના વિનિમયથી ઘણા રોગ મટે છે તેમ વિષ પણ ઉતારી શકાય છે.

---

## પ્રકરણ ૧૨ મું.

## હીપ્નોટીઝમનો પ્રયોગ શી રીતે કરવો.

હિપ્નોટીઝમ કે મેસ્મેરીઝમ એ વિદ્યા એક જ છે. તેને પ્રાણ વિનિમય કે પ્રાણાકર્ષણ વિદ્યા પણ કહે છે. આ પ્રયોગ કરનારે સર્વથી પ્રથમ ત્રાટક સિદ્ધ કરવાની જરૂર છે. બ્રહ્મચર્ય પાળવું, સત્ય બોલવું, પ્રમાણિકપણે ચાલવું અને આ વિદ્યાનો ઉપયોગ કોઇનું અહિત કરવામાં ન કરવો એ નિયમો તો તેણે-વિદ્યાર્થીએ પાળવા જ જોઇએ. તે પછી તેણે શરૂઆતમાં કહ્યું તેમ કોઇ એક વસ્તુ ઉપર નેત્ર મિંચ્યા વગર પાંચ મિનીટ, દસ મિનીટ, પા કલાક કે

પછી અર્ધો કલાક સુધી એકીટસે પલકારા માર્યા વગર સ્થિર દૃષ્ટિથી જોયાં કરવું. આમ દરરોજ સ્હવાર સાંજ અભ્યાસ કરવાથી ત્રાટકની સિદ્ધિ થાય છે ત્રાટકની સિદ્ધિ થતાં તે માણુસ પોતાની દૃષ્ટિ સ્થિર રાખી શકે છે. બીજાની માફક તેની આંખો વારંવાર ઉઘાડમીંચ થતી નથી. દૃષ્ટિ સ્થિર કરતાં આવડયા પછી વિધાયકે વિધેય ઉપર પ્રયોગ કરવો જોઇએ.

વિધેયની પરીક્ષા કરી તે આ પ્રયોગને માટે લાયક જણાય તો પછી તેને અગવડ ન થાય તેવી જગ્યાએ ખુરશી ઉપર કે નીચે બેસાડવો અને પછી તેનાથી થોડે દૂર તેના વિધાયકે બેસવું. જો વિધેયને ખુરશી ઉપર બેસાડયો હોય તો વિધાયકે પોતાના બે ઘુંટણુ વચ્ચે તેના ઘુંટણુને ઘુંટણુ અડકાડીને ટટાર થઇ બેસવું, મુખ ગંભીર રાખવું. પછી વિધેયને વિધાયકની પોતાની આંખો સામે બરોબર એકી ટસે જોઈ રહેવા કહેવું. અને તે વખતે આડી અવળી નજર ન કરવી કે બીજા કશામાં ધ્યાન ન આપવાને તેને સમજાવવું. પછી તેને પોતાના કબજે લેવાનો દૃઢ સંકલ્પ કરીને વિધાયક પોતાની બંને આંખોને વિધેયની બંને આંખોની–ભમરની મધ્યમાં નાકના મુળ–ભ્રકુટી ઉપર, અથવા તો વિધેયની ડાબી આંખ ઉપર લગાડી એકી ટસે તેજ જગ્યાએ ત્રાટક કરી જોઇ રહેવું.

આમ કરવાથી વિધેયને આંખમાં બળતરા બળે કે, આંખો મીંચાઇ જાય કે ઉંઘ આવે તો તેણે આંખો મીંચી દઇ ઉંઘવું એવું તેને પહેલેથી કહી મૂકવું. પછી વિધાયકે તે માણુસ બરોબર ઉંઘમાં આવી જાય ત્યાં સુધી પોતે તેની ભ્રકુટી ઉપર કે ડાબી આંખ ઉપર ત્રાટક કરી રાખવો.

વિધેય ઉંઘી જાય એટલે તેના બંને હાથ વિધાયકે પોતાના બંને હાથમાં લેવા. વિધેયની હથેળીની પીઠઉપર વિધાયકની હથેળી આવે અને તેની આંગળીઓ અને અંગુઠો પોતાની આંગળીઓની વચમાં આવી જાય તેવી રીતે તેનો હાથ ઝાલવો, પછી ધીમે ધીમે હથેળી અને આંગળીઓ તેને ઈજા ન થાય તેમ દબાવવી આ વખતે પણુ વિધાયકે દૃષ્ટિ તો તેની ભ્રકુટી ઉપર જ રાખવી અને મનમાં દૃઢ સંકલ્પ કર્યા કરવો કે વિધેય ઉંઘમાં પડે છે. કેટલાક વિધાયકો પોતાના હાથમાં વિધેયના હાથની મુઠી શરૂઆતથી જ

પકડે છે અને તેને ઉંઘવાનો સંકલ્પ કરી તેની ભ્રકુટી સામે ત્રાટક કરી રહે છે. આમ ૧૫ થી ૨૦ મીનિટ થતાં વિષેય ઉંઘી જાય છે. વિષેય ઉંઘમાં પડતાં તેની આંખો મીંચાઇ જાય છે અને તેનું માથું પાછળ ઢળી પડે છે.

આમ થાય એટલે વિધાયકે વિષેયના હાથ ધીમે રહીને તેના પગ ઉપર મુકી દેવા અને પછી પોતાના જમણા હાથની મુઠી વાળી વિષેયની આંખો સામે પાંચ સાત મિનીટ ધરી રાખીને પોતાની ખુરશી ઉઠાવી લેવરાવવી. આથી વિષેય ઉંઘમાં પડે છે. પછી વિધાયકે વિષેયના માથેથી તે શરીર ઉપર થઇ પગ સુધી ઉપર બતાવ્યા પ્રમાણે પાંચ દસેક મિનીટ સુધી માર્જન કરવુ આથી વિષેય વધુ ઉંઘમાં પડે છે. આ વખતે તેનો એકાદ હાથ ઉંચો કરી નીચે મુકતાં તરત પડી જાય અથવા તો જ્યાં રાખ્યો હોય ત્યાં રહી શકે તેવો થઈ જાય તો જાણવું કે આ પ્રયોગની તેના ઉપર અસર થઇ છે.

આ પછી વિધાયકે પોતાનો સંકલ્પ જારી રાખવો અને વિષેયની પાસેથી દૂર જવું નહિ, તેમ તેને કોઇ અડકે નહિ તેની સંભાળ રાખવી આ પ્રમાણે પ્રયોગ કરવામાં જો વિષેયને ગભરામણ જેવું થાય કે તે વિધાયકના કહેવા પ્રમાણે ન વર્તતાં ઉલટો વર્તે તો તેને વિસર્જન માર્જન કરી જગાડી દેવો. પણ જો તે બરોબર વર્તે અને ભરઉંઘમાં જણાય તો તેમ કરવું નહિ. જો તેને વધારે વાર સુધી ઉંઘમાં રાખી મૂકવો હોય તો થોડી થોડી વારે તેના ઉપર ઉપર પ્રમાણે પાંચ સાતેક મિનીટ માર્જન કરવું.

આ પ્રમાણે વિષેયને ઉંઘમાં લાવ્યા પછી વિધાયક તેના ઉપર પોતાના પ્રયોગો કરે છે. આ સિવાય વિષેયને ઉંઘમાં લાવવાને માટે બીજી ઘણી રીતો છે. તેને પોતાની આંખો સામો જોઇ રહેવાનું કહેવાને બદલે હીપ્નોટીઝમ બોલ આવે છે તેના સામું અથવા તો સોટીને છેડે સફેદ ચળકતી ખોળી બેસાડેલી હોય તો તે ખોળી તરફ જોઇ રહેવાનું વિષેયને કહે છે. પછી તે સોટીને કે બોલને ધીમેથી ગોળ ચક્કર ફેરવવાં અને વિષેય ઉંઘી જાય છે એવો સંકલ્પ કરવો. અને તે વખતે પણ વિષેયે તે ખોળી ઉપરથી નજર ખસેડવી નહિ અને ઉંઘી જવાનો વિચાર કરવો આમ કરવાથી પણ વિષેયને ઉંઘમાં લાવી શકાય છે.

આ સિવાય વળી બીજી અનેક રીતે પણ વિધેયના ઉપર પ્રયોગ થઈ શકે છે. વિધેયને એક ખુરશી ઉપર સુખેથી બેસાડવો. અથવા તો ખાટલામાં સુવાડવામાં પણ હરકત નથી. તેણે બેચેની રાખ્યા વગર નિરાંતે પડયા રહેવું. અને સુખપૂર્વક બેસવું. વિધેયની સામે બીજી ખુરશી અર્ધાએક હાથને છેટે મૂકી તે ઉપર વિધાયકે બેસવું અને તેના પગ પોતાના બે પગની વચમાં રહે તેમ રાખવા. તેને ખુરસીને ટેકો દઇ બેસવા કહેવું. અને પ્રયોગ કરનારે તેની સામે ટટાર બેસવું, પગ પણ ટટાર રાખવા અને મોંની આકૃતિ પણ તેને ઝટ અસર કરે તેવી ભવ્ય રાખવી. પછી વિધેયને કહેવું કે તેણે પોતાની દૃષ્ટી વિધાયકની આંખો ઉપર રાખવી. અને બીજે કંઈ પણ ચિત્ત રાખવું નહિ. પછી વિધાયકે તિવ્ર નજરથી તેની ભ્રકુટી સામે તાકી રહેવું. આમ કરવાથી તેને આંખો મિંચાવા લાગે કે ઉંઘ જેવું લાગે તો તેમ થવા દેવાનું કહેવું. આ પ્રયોગની શરૂઆતથી જ વિધાયકે વિધેયને વશ કરવાનો દૃઢ સંકલ્પ કરવો. તેવા સંકલ્પપૂર્વક પોતાની વેધક દૃષ્ટિ તેની આંખ સામે ભ્રકુટી ઉપર સ્થિર રાખવી. તેમાં આંખ ખેંચવાની કાંઇ જરૂર નથી. આ પ્રમાણે આંખદ્વારા પ્રાણુત્તિનિયમ થવા માંડશે.

વિધેયના હાથ તેના પોતાના ઘુંટણો ઉપર લાંબા કરીને પ્રથમ-થી મૂકાવવા. પછી તેનો અંગુઠો પોતાના અંગુઠા અને તર્જનીથી પકડવો અને બીજી આંગળીઓ તેની હથેલીની પીઠ ઉપર રાખવી. આવી રીતે તેના હાથ ઝાલી દૃઢ સંકલ્પપૂર્વક ભવ્ય આકૃતિથી વિધેયની દૃષ્ટિ સામે તાકીને જોઈ રહેવું. આ પ્રમાણે બે ચાર મિની-ટથી દસેક મિનીટ જોઇ રહેવાથી પ્રયોગની અસર વિધેયને થવા લાગે છે. એકવાર અસર ન થાય તો પ્રયોગ બંધ કરવો. વળી બીજી વાર કરવો એમ બેચાર વાર કરવાથી પ્રયોગની અસર થયા વગર રહેતી નથી.

આ પછી વિધેયની આંખોમાં તંદ્રા આવવા માડે છે ને આંખો ફફડવા લાગે છે પછી મીંચાવા માંડે છે. આંખો મીંચાઇ જાય અને તેનું માથું લથડવા જેવું લાગે તો ધીમેથી તેનો હાથ વિધાયકે પોતાના હાથમાંથી છોડી દેવો. અને તરત જ પોતાના હાથની પોચી મુઠી વાળી તેની ભ્રકુટી અને આંખો આગળ ધરી રાખવી.

પછી ઉભા થઇ જઈ ખુરશી કાઢી નાંખવી. ચાર પાંચેક મિનીટ તેની ભ્રકુટી આગળ મુઠી જાણે કાંઇ પકડતા હોઈએ તેવાં આંગળાં તેની સામે રહે તેમ ધરી રાખવી. તે પછી મુખ અને માથા ઉપર પાંચેક મિનીટ સુધી વિધાન માર્જન કરવું; તે પછી માથેથી પગ સુધી દસેક મિનીટ સુધી માર્જન કરવું. છાતી અને પેટ ઉપર ઘણું માર્જન ન કરવું. આ પછી વિધેય ભરનિંદ્રામાં પડયો હોય તેમ જણાય અને તેનો શ્વાસોશ્વાસ મંદ જણાય અને શરીર પણ ઊંઘમાં પડી ઢીલુ પડેલું લાગે તો પછી માર્જન બંધ કરી તેના હાથ કે પગ ઉંચકીને ઉંચેથી પડતો મૂકવો. જો ધબ દઇ હેઠે પડે કે જ્યાં ઊંચો લેઇ ગયા હોઇએ ત્યાં તંગ થઈ અટકી જાય અથવા તો આંખનાં પોપચાં ઉઘેડી જોતાં શબની માફક કોડા થઈ ગયા જેવી લાગે તો પ્રયોગની અસર થઇ છે એમ સમજવું.

આ વખતે પણ દૃઢ સંકલ્પવાળા રહેવું. વિધેયને પોતાના લક્ષ બહાર ખસવા દેવો નહિ. આ પ્રયોગ સિવાય બીજો વિચાર સરખો ન કરવો ત્યાંથી જરા પણ દૂર ન ખસવું. તેમ વિધેયની પાસે કોઇને આવવા દેવો નહિ. આપણા વિધેયને કોઇ અન્ય વિધાયકના હાથમાં જવા દેવો નહિ કે અન્યના વિધેય ઉપર આપણે પ્રયોગ કરવો નહિ. જેમ જેમ એકનો એક વિધેય એક જ વિધાયકના હાથમાં કેળવાય છે તેમ પ્રયોગ ઉત્તમ થાય છે.

આ પ્રમાણે ગાઢ નિદ્રામાં પડેલા વિધેયને બે ચાર પાંચ વધુ માર્જન કરવાથી વધુ અસર રહે છે. પણ તેમ કરતાં તેની બેચેની જણાઇ આવે તો તેને જાગ્રત કરવો આ પ્રમાણે પ્રયોગ થઇ શકે છે. કેટલાક વિધેયને સુખપૂર્વક બેસાડી કે સુવાડી પોતાના જમણા હાથના અંગુઠાથી તેની ભ્રકુટી જરા દબાવી બીજી આંગળીઓ તેના કપાળે કે માથે વેરાતી મૂકે છે અને તેની નજર સામે પોતાની દૃષ્ટિને સ્થિર રાખી તેને તંદ્રામા લાવી પછી માર્જન કરે છે.

કેટલાક વિધેયનો હાથ પોતાના હાથમાં પકડે છે અને ટચલી તથા તેની જોડેની આંગળીની પાછળના ભાગે જે રગ છે તે પોતાના અંગુઠા તળે રગ દબાય તેમ ઝાલી પછી નજરે નજર મેળવી તેને તંદ્રામાં લાવી માર્જન કરે છે.

એકના એક વિષેય ઉપર વારંવાર પ્રયોગ કરવાથી તે એક બે માર્જન કરતાંજ નિદ્રામાં પડે છે. અથવા તેની નજર સામે નજર મેળવી સંકલ્પ કરતાં જ નિદ્રામાં પડે છે.

વળી વિષેયને ઉભો રાખી તેની સામે વિધાયકે ઉભા રહી વિધાયકે ડાબા હાથની આંગળીઓ વિષેયના માથા ઉપર અને અંગુઠો તેના લમણા આગળ મૂકવો તેમ જમણા હાથની આંગળીઓ તેના બીજા લમણા ઉપર અને અંગુઠો કપાળના મધ્ય ભાગે રાખી ધીમે ધીમે નાકના મધ્યભાગ સુધી ફેરવવો આમ ચાર પાંચ મિનીટ કરતાં તે ઉંઘી જાયછે એમ સંકલ્પપૂર્વક કર્યા કરવાથી તે ઉંઘી જાય છે.

તે સિવાય-વિષેયના નાકના મૂળ ઉપર વિધાયકે ડાબા હાથનો અંગુઠો મૂકી આંગળીઓ તેના માથાના મધ્યભાગે મૂકી જમણા હાથથી ઉપરથી નીચે માર્જન કરવાથી તેમજ વિષેયને સામે બેસાડી તેનો હાથ પોતાના હાથમાં તેની હાથેળીની પીઠ પોતાના અંગુઠા તળે દબાય તેવી રીતે લઇ તેની દૃષ્ટિ સામે ત્રાટક કરવાથી, વિષેયને ઉંઘ લાવી શકાય છે.

આ પ્રમાણે ઘણી રીતોથી વિષેયને ઉંઘમાં નાંખવામાં આવે છે આ ઉંઘથી કુદરતી ઉંઘ કરતાં તેને વધુ આરામ મળે છે.

સાધારણ રીતે એની મેળે ઉંઘી ગયેલા માણસના ઉપર આ પ્રયોગ કરવો હોય તો તેની પાસે જઇ તેને ઘણાજ ધીમા અવાજે કહેવું કે: તું ઉંઘી જા, ગભરાઇશ નહિ, ભર ઉંઘમાં પડ. તું હવે ભર નિંદ્રામાં છે આમ ત્રણ ચાર મિનીટ કહી પછી વિધાયકે પોતાનો હાથ તેના માથા ઉપર મૂકી કહેવું કે: મારા અવાજ સિવાય તું કોઈ બીજાની વાત સાંભળી શકીશ નહિ. આવી રીતે કર્યા પછી તેને ગમે તે સવાલ પૂછવાથી તે બરોબર જવાબ આપી શકે છે.





## પ્રકરણ ૧૩ મું.

## હિપ્નોટીઝમનો પ્રયોગ કરવો.

પ્રયોગ કરવાની રીત—વિધેયને ઉંઘમાં નાંખતાં આવડે તો સમજવું કે તમને આ પ્રમાણે હિપ્નોટીઝમની વિદ્યા અર્ધી આવડી ગઈ, આ પ્રમાણે પ્રયોગ કરીને વિધેયને ઉંઘ લાવવામાં તેને પ્રથમ તંદ્રા આવી પછી નિંદ્રા આવે છે. તે વખતે ઉંઘી ગયેલા માણુસ જેવી તેની સ્થિતિ થાય છે. આ વખતે તેને સારો આરામ મળે છે, પાચનશક્તિ બરોબર કામ કરે છે. આ પ્રયોગથી રોગવાળાને ઉંઘ લાવવાથી તેને સારો આરામ મળે છે. પણ આ પ્રકારના પ્રયોગથી વિધેય વિધાયકને વશ થઈ રહે છે. પછી તેનામાં તેનું પોતાનું મનોબળ કે શરીરબળ રહેતું નથી પણ તે સર્વ વિધાયકના કબજામાં રહે છે. નિંદ્રામાં પડયા પછી તેના ઉપર માર્જન કરવાથી તે મૂર્છામાં પડે છે. તે વખતે તેનામાં તેનું રક્ષણ કરવાનું બળ રહેતું નથી પણ તે વિધાયકને વશ થઇ રહે છે માટે આ વખતે વિધાયકે સંકલ્પબળથી તેનું રક્ષણ કરવું જોઇએ. કારણકે હવામાં ઘણાં સત્વો હોય છે તે આવા પરવશ થઇ ગયેલા માણુસના શરીરમાં પ્રવેશ કરી જાય તો વખતે હાની થવાનો સંભવ છે માટે વિધાયકે તેનું રક્ષણ કરવાની બરોબર કાળજી રાખવી.





## પ્રકરણ ૧૪ મું.

## વિધેયને નિદ્રા અને મુર્છામાં લાવવો.

નિદ્રા—આ પ્રયોગથી વિધેયને પ્રથમ તંદ્રા આવે છે અને પછી નિદ્રા આવે છે. નિદ્રા વખતે શરીરની ગતિ પોતાની સ્વાભાવિક સ્થિતિમાં આવતાં વિધેયને ઘણો આરામ થાય છે. આવી નિદ્રાથી માંદા માણસોને ઘણો લાભ થાય છે, અને રોગની શાંતિ થાય છે.

મૂર્છા—નિદ્રા આવ્યા પછી માર્જન કરવાથી તેને મૂર્છા આવે છે. અને તે પછી તેનું શરીર યંત્રવત બની રહે છે. તેનો સજીવ પ્રાણુ વિધાયકના પ્રાણુને અધિન થાય છે અને તેથી તેનામાં બહારથી થતી અસરોને અટકાવવાની મનોબલની કે શરીરબલની સ્થિતિ રહેતી નથી. મૂર્છા આવતાં તેનું સામા થવાનું બળ નિર્મૂળ થાયછે. અને તેથી વિધાયકે તેના શરીરમાં અદૃશ્ય તત્ત્વો પ્રવેશ ન કરે તેની સાવચેતી માટે સંકલ્પથી રક્ષણ કરવું. મૂર્છા પછી વિશ્વદૃષ્ટિ અને પ્રત્યગદૃષ્ટિની સ્થિતિમાં જો વિધેય જાય છે તો પછી તેની સંભાળ રાખવાની વિધાયકને ખાસ જરુર છે. મૂર્છા એ ગાઢ સુષુપ્તિ જેવી છે. મૂર્છાની સ્થિતિમાં લાવતાં ઓપરેશન કરવાથી તેને દુઃખનું ભાન રહેતું નથી.

વિધાયક જ્યારે વિધેયને માર્જનથી ઉંઘ લાવી મૂર્છામાં નાંખે છે ત્યારે તે સંપૂર્ણ શાંત અને સ્થિર ચિત્તનો થાય છે. તે વખતે તે સુષુપ્તિમાં આવે છે તેને બહારનું કશું ભાન રહેતું નથી. પણ વિધાયક તેને જે પૂછે છે તેનો તે જવાબ આપે છે. તે જાગે છે ત્યારે

તેને ઉંઘમાં લાવ્યા પછી શું શું બન્યું તેનું ભાન રહેતું નથી. વિધેયનો આત્મા વિધાયકના પ્રાણની સાથે એવો મળી જાય છે કે તે પોતે પોતાને એકદમ ભૂલી જાય છે, તેના નામનું પણ તેને ભાન રહેતું નથી તેનું નામ પૂછતાં તે વિધાયકનું નામ કહે છે.

વિધેયની આંખો બંધ હોવા છતાં પણ તે જાણે જોતો હોય તેવો જવાબ આપે છે. વિધાયકના સ્વર સિવાય તે બીજાનો શબ્દ સાંભળતો નથી. તેના શરીરે ટાંકણી ખોસવા છતાં પણ તેની તેને ખબર નથી. વિધેય પોતાની મેળે વિધાયકની ઇચ્છા વગર હાથ પગ હલાવી શકતો નથી કે બોલી શકતો પણ નથી. કોઇ વખતે વિધાયક તરફ ખેંચાય છે પણ ખરો. વિધાયક ખાય છે કે પીવે છે તો વિધેય તે પ્રમાણે મોં હલાવી ખાતો હોય તેમ કરે છે. જો તે સુંઘે છે તો તે પણ સુંઘતો હોય તેમ કરે છે. વિધાયકના શરીરે જો ટાંકણી ખોસે તો તેથી વિધેય પોતાને વેદના થતી હોય તેવી બૂમ પાડે છે.

વિધેયને ઉંઘમાં લાવ્યા પછી તે આંખો બંધ થતાં પાસેની કે દૂરની વસ્તુ જુએ છે અને દૂરના બનાવ કહી બતાવે છે. બીજા રોગીના રોગ મટાડવાના ઉપાયો બતાવી શકે છે. કોઈના માથાના વાળ, વીંટી કે હાથના અક્ષરો જોઇ તેના ગુણનું વર્ણન કરી બતાવે છે. વિધેય ભવિષ્યમાં બનનાર વાત પણ કહી શકે છે. ઘણા વિધેય ઉંઘમાં આવ્યા પછી વિધેયની આંખોમાં તેમજ તેની આંગળીયોમાં એક જાતની જ્યોતિ જોઇ શકે છે. આવી તેજની જ્યોતિ મનુષ્ય માત્રમાં હોય છે અને તેનો પ્રવાહ વહેતો હોય છે. જે સ્થૂલ આંખે મનુષ્યો જોઇ શકતા નથી. આ પ્રમાણેની જે જ્યોતિ–આકર્ષક શક્તિ વિધાયકના શરીરમાંથી વિધેયના શરીરમાં પ્રવેશ કરે છે, અને તેનો આત્મા વિધાયકના આત્માની સાથે મળી શકે છે. તેથી વિધેય પોતાના જ્ઞાનથી શુન્ય થઇ વિધાયકને સંપૂર્ણ તાબે થાય છે.

આ પ્રકારની વિધાયકના શરીરમાંથી જે શક્તિ નીકળી વિધેયમાં પ્રવેશ કરે છે તેને એનિમલ મેગ્નેટીઝમ અર્થાત મોહિની શક્તિ કહે છે. આવી શક્તિ પ્રબળ પ્રાણતંત્રવાળા મનુષ્યમાં હોય છે. તેમ કેટલાંક જાનવરોમાં પણ મળી આવે છે. સાપ, બિલાડી, વાઘ એઓ પોતાના ભક્ષ જાનવરોને મોહિત કરી શકે છે. બિલાડી

ઉંદરને મુગ્ધ કરી તેનો શિકાર કરે છે. સાપ પણ નાનાં જીવજંતુને જોઇ તેના સામે માથુ ઉંચું કરી એકી નજરે જુએ છે અને તે વખતે તેની આંખ ઘણી જ ચળકતી દેખાય છે, અને આ પ્રમાણે તે સામા જંતુ ઉપર એકી ટસે જોઇ રહેવાથી તેનો જીવ મોહિત થઇ વિંહ્વલ બની જાય છે અને ત્યાંથી આઘો પાછો ખસી શકતો નથી તેથી સાપ તેનો શિકાર કરી શકે છે. આજ પ્રકારે મનુષ્યો પણ પોતાની આંખની નજર સામા મનુષ્યની આંખ સાથે મેળવી તેને વશ કરી શકે છે. તેમાં જો જોનાર મનુષ્ય પ્રબળ પ્રાણતત્વવાળો અને તિવ્ર દ્રષ્ટિનો હોય તો તેની સામા મનુષ્ય ઉપર અસર થયા વગર રહેતી નથી. વિધાયક સબળ હોય છે અને જેને વશ કરવું હોય તે દુર્બળ હોય છે તો જ તેને તે વશ કરી શકે છે. આ પ્રકારની અન્ય મનુષ્યને વશ કરવાની જે શક્તિ તે ઇલેકિટ્રીસિટી અર્થાત વીજળી કે મેગ્નેટિઝમ એટલે લોહચુમ્બકના જેવી હોય છે. જેમ વીજળીમાંથી પ્રકાશ નીકળે છે તેમ ઘણીવાર પ્રબળ પ્રાણતત્વવાળા મનુષ્યોની આંખમાંથી અને આંગળીનાં ટેરવાંમાંથી જ્યોતિ નિરંતર નીકળ્યાં કરે છે.

વિધાયક આ પ્રયોગ કરતી વખતે વિધેયને જે નિદ્રામાં નાંખે છે તે વખતે વિધેયના શરીરનું મૃત્યુ પામેલા શરીર સાથે સરખા પણું હોય છે. એટલે મનુષ્ય મરી જતાં તેનો આત્મા જડ શરીરમાંથી નીકળી જાય છે. તેમ વિધેયને નિદ્રામાં નાખ્યા પછી તેનો આત્મા નિદ્રાવસ્થામાં અભાન દશાને પામે છે. અને વિધાયકને કબજે થઇ રહે છે. મૃત્યુ પામેલા મનુષ્યમાં પાછો આત્મા આવી શકતો નથી જ્યારે વિધેય જાગ્રત થઇ શકે છે એટલો જ આ બંનેની સ્થિતિમાં ફેર હોય છે.

આ પ્રમાણે વિધેયને મૂર્છામાં લાવ્યા પછી તેના ઉપર વાઢ કાપના ડાકતરી પ્રયોગ કરવામાં આવે તો તેની પણ તેને ખબર પડતી નથી, તે જાગી શકતો નથી. કલોરોફોર્મ સુંઘાડી ડાકતરો નસ્તર મુકે છે તેના કરતાં આ પ્રયોગથી તેને મૂર્છિત કરી તેના ઉપર વાઢકાપના પ્રયોગો કરવાની રીત અમેરીકા વિગેરે દેશોમાં શરૂ થઇ છે.

પ્રથમ પ્રયોગથી વિધેય તંદ્રામાં આવે છે. પછી નિદ્રામાં પડે છે અને ત્યાર પછી તેના ઉપર વધુ માર્જન કરવાથી તે મૂર્છામાં પડે છે.



## પ્રકરણ ૧૫ મું.

## અનુવૃતિ.

અનુવૃતિ—વિધેય મર્છામાં આવ્યા પછી તેના ઉપર વધારે માર્જન કરવાથી તે અનુવૃત્તિ સ્થિતિમાં આવી જાય છે મૂર્છાવસ્થા વખતે તે બળ વગરનો તદ્દન જડ જેવો બની જાય છે અને માત્ર ત વિધાયકના પ્રાણુબળને આધિન રહે છે. આ વખતે વિધાયક જે જે ચેષ્ટા કરે છે તે પ્રમાણે તે પણુ ચેષ્ટા કરેછે. વિધાયક તેની બાજુએ ઉભો રહી તેનો હાથ લાંબો કરી પછી પોતાના તરફ ખેંચવા માંડે છે તો તે વખત વિધેય તેના તરફ ખેંચાવા માંડે છે. આ વખતે વિધાયક જે કાંઇ તેને કહે છે તે સર્વ તે સાચું માને છે. વિધાયક તેને પાણી આપે અને કહે કે આ દૂધ છે તું પી જા તો તે પી જઈ દૂધ જ પીધું છે એમ કહે છે. આ વખતે તે વિધાયક સિવાય બીજા કોઇનું બોલવું સાંભળી શકતો નથી. અનુવૃતિમાં આવ્યા પછી તે જે કાંઈ કરે છે કે જે કાંઇ કહે છે તેનું જાગ્રત થયા પછી તેને ભાન રહેતું નથી. ત વખતે વિધાયક તેને કહે કે કાલે બપોરે મારૂં ફલાણું કામ કરી આપવું પડશે. તો તેને જાગ્રત થયા પછી તે વાત યાદ રહેતી નથી પણુ બીજે દિવસે તેને જે કાર્ય કરવાનું વિધાયકે કહેલું હતું ત કામ તે કરી આવે છે આ વખત વિધાયક તેને પડેલાં બીડી, દારૂનાં વ્યસનો છોડવાનો હુકમ કરે છે તો તે પણુ ત બીજે દિવસે છોડી દે છે.

તેને અનુવૃતિ સ્થિતિમાં લાવ્યા પછી કોયલા ચાવવા આપો અને કહો કે આ લાડુ છે તું ખાઇ જા, તો તે પણુ લાડુ જ સમજીને ત કોયલા ખાય છે. અને લાડુ ખાધા હોય તવો સ્વાદ કહી આપે છે. તેને કહેવું કે આ જો સામે સુંદર તલાવ છે. તેમાં કેવાં માછલાં કુદે છે, તેને લોટ નાંખ, તો તે વાત ત સાચી માની તલાવ સમજી લોટની ગોળીઓ જમીન ઉપર નાંખે છે, અને માછલાં કુદતાં હોય તેવું તેને જણાતાં હસવું પણુ આવ છે. વળી તેને

વિધાયક કહે કે આપણે બલુનમાં બેસીએ પેલું બલુન આવે છે. તેમાં બેસો, હવે જુઓ કલકત્તા જઈએ છીએ આવી રીતે કરવાથી જાણે બલુનમાં બેસી મુંબાઈ કલકત્તા વિગેરે શહેરોને જોતો હોય તવા આનંદ જણાવે છે. આ પ્રમાણે વિધાયકના કહેવા પ્રમાણે તે દરેક વસ્તુ ખરી માને છે.

ચમત્કાર માટે શરીર કે મનના સંધાન માટે અનુવૃત્તિની સ્થિતિ બહુ ઉપયોગી છે વિધેય મૂર્છામાંથી પોતાનું સર્વ મનોબલ છોડી જડ યંત્રવત બની જાય છે. તે પછી અનુવૃત્તિમાં આવતાં તેનું બળ શૂન્ય થઇ જાય છે. તે પછી તે માત્ર વિધાયકના બળના આશ્રયે જ અનુવૃત્તિ કરે છે. વિધેયની આંખો તો બંધ જ હોય છે. છતાં તેની પાછળ એકાદ હાથ દુર ઉભા રહી શરીરની કાંઈ ચેષ્ટા કરતાં તે પ્રમાણે જ ચેષ્ઠા તે કરે છે. તેના સામે રહી તેને ખેંચતા હોઇએ તેમ હાથથી અડકયા સિવાય તેને આકર્ષતાં તે હાથ તરફ ખેંચાશે. તે વખતે તેને પાણીનો પ્યાલો ભરી પાઇએ કે આ દુધ છે પીવો તો તે કહેશે કે મેં દુધ પીધું છે. આ વખતે તે વિધાયક વગર બીજાનો શબ્દ ગમે તો ઘાંટો પાડીને કહેશે તો પણ સાંભળી શકતા નથી. તેના મનમાં બીજાની ઈચ્છા ઉતરી શકતી નથી.

નજરબંધી કરનારા લોકોની નજર બાંધી ખેલ કરે છે તેમાં પણ તેઓ એકી સામટા ઘણા માણસોને પોતાના પ્રાણ બલથી અનુવૃત્તિમાં લાવી શકે છે એમ લાગે છે.

આ વખતે તેના શરીર ઉપર હાથ ન લઇ જવામાં વિસર્જન માર્જન ન થઇ જાય તેની સાવધાની રાખવી.

માર્જન કરતાં સંકલ્પ દૃઢ કાયમ રાખવો જોઈએ કે અમુક થાઓ. જો સંકલ્પ ઢીલો હશે તો આ પ્રયોગ પણ બરોબર નહિ થાય. વિધેયને અનુવૃત્તિમાં લાવ્યા પછી તેની પાસે જે જે ક્રિયા કરાવાય છે તેનું તેને જાગ્રત દશામાં ભાન રહેતું નથી. તેને વિધાયક જો કહે કે આ વાત યાદ રાખજે તો તે તેને યાદ રહે છે. તેને કહે છે કે અમુક કામ હવે પછી ન કરવું કે અમુક વગતે અમુક કામ પણ કરવું તો તે જાગ્યા પછી તે પ્રમાણે વર્તે છે. આ પ્રયોગથી કુટેવો અને ખરાબ વ્યસન છોડાવી શકાય છે.

## પ્રકરણ ૧૬ મું.

## વિશ્વદૃષ્ટિ.

વિશ્વદૃષ્ટિ—વિધેયને મછીમાંથી અનુવૃત્તિમાં લાવ્યા પછી વિશ્વદૃષ્ટિમાં લાવી શકાય છે. આ સ્થિતિમાં લાવ્યા પછી તેની સૂક્ષ્મદેહની પુરેપુરી શક્તિઓ ખીલી નીકળે છે. તેને દિવ્યદૃષ્ટિથી સર્વ વસ્તુઓ સ્પષ્ટપણે જણાય છે. દેશ, કાળ કે સ્થૂળ કોઇપણ વસ્તુ તેને બાધ કરી શકતી નથી. તેવી સ્થિતિમાં આવ્યા પછી તે ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની વાત જાણી શકે છે. ગમે તેટલે દૂર વસ્તુ હોય તો તે જોઇને કહી શકે છે. આ વખતે તેની સર્વ ઇન્દ્રિયોની શક્તિ પૂર્ણ રીતે ખીલી નીકળે છે.

અનુવૃત્તિમાં આવ્યા પછી તેના ઉપર પાંચ સાત માર્જન કરવાથી તે વિશ્વદૃષ્ટિમાં આવી શકે છે. આ વખતે જો તેને ગભરામણ થતી જણાય તો તે જગ્યાથી પગની એડી સુધી બે ત્રણ માર્જન કરવાથી મટે છે. વિશ્વદૃષ્ટિમાં આવ્યા પછી પાસે ઉભેલા માણસના ગુંજામાં શું છે તે તેને પુછવું. ઘણી વખતે તે માત્ર ધાતુ છે એવો જવાબ આપશે, ફરી પુછવાથી લોઢું છે એમ કહેશે, પછી પૂછવાથી તે લોઢાની શી વસ્તુ છે તે કહી શકે છે. પછી તેનો રંગ, રૂપ કેવું છે તે કહી શકે છે. કોઇના હાથમાં કંઇ વસ્તુ પકડવાનું કહી તેણે શી વસ્તુ પકડી છે તે વિધેયને પૂછતાં કહી શકે છે. અમુક માણસના ઓરડામાં શી શી વસ્તુઓ કયાં કયાં છે તે પૂછવું, અજાણ્યા માણસને બોલાવી તેને તેનું નામ, ઠેકાણું પુછવું. તો તેનો બરોબર સાચો જવાબ આપી શકશે.

અનુવૃત્તિ પછી વિધેયને વિશ્વદૃષ્ટિની સ્થિતિમાં લાવી શકાય છે. આ અવસ્થાએ આવતાં સ્થૂલ દેહ ઉપરથી વિધાયકનો અધિકાર ઉતરી સૂક્ષ્મદેહ અર્થાત જીવ ઉપર એટલે પ્રાણુતત્ત્વના ખરા પ્રદેશ ઉપર આવે છે. આ અવસ્થામાં લાવ્યા પછી પૂર્ણ કાળજી રાખવી. વિશ્વદૃષ્ટિમાં આવતાં લિંગદેહની શક્તિનો આવિર્ભાવ થવા માંડે છે. તેથી તે જગતનું સર્વ કાંઇ જોવાની શક્તિ મેળવે છે. જગત્માં વ્યાપેલા સૂક્ષ્મ પ્રાણુતત્વની સાથે વિધેયના પ્રાણુતત્ત્વનો યોગ સ્થૂલ ઉપાધીનો પ્રતિબંધ દૂર થતાં થઈ આવે છે.

તે દ્વારા તેને સર્વ વસ્તુ નજરે દેખાય છે તેને તે વખતે દેશકાલ કશાનો પ્રતિબંધ નડતો નથી. ગમે તેટલી દૂરની કે ગમે તે ભૂત ભવિષ્યની વાત તે નજરે જોઈ કહી શકે છે. તેનામાં આખા વિશ્વની સર્વ વસ્તુ જોવાની બધુ સાંભળવાની, બધુ સમજવાની શક્તિ આવેછે.

વિશ્વદૃષ્ટિમાં આવ્યા પછી વિધેય પોતાની મેળે બોલવા જતો હોય તેવા હોઠ ફફડાવવા માંડે છે તેથી તેની સાથે વિધાયકે વાત કરવા માંડવી. કોઇ વસ્તુ હાથમાં ઝાલી તે શું છે તે પૂછવું. કોઈના ગુંજામાં શું છે તે પૂછવું, વળી કોઇના ઘરમાં અમુક જગ્યાએ શું છે તે પૂછવું, અમુક કાગળમાં કાંઇ લખી તેમાં શું લખ્યું છે તે પૂછવું. આમ શરૂઆતમાં નજીકના સવાલો પૂછી દૂરના સવાલો પૂછવા, ધીમે ધીમે સવાલ પૂછવા, ઉતાવળ કરવી નહિ. તેને કહેવું અમુક સ્થળે જાઓ, ત્યાં ગયા પછી અમુક સ્થાનમાં જાઓ, ત્યાં કેટલાં માણુસ છે તે જુઓ, ભયવાળી જગાએ તેને જવાનું કહેવું નહિ. તેને જે સવાલનો જવાબ દેવાની તેને અરૂચી જણાય તેવું પુછવું નહિ. કેમકે તેથી અનિષ્ટ પરીણામ આવે છે.

વિશ્વદૃષ્ટિમાં આવેલો મનુષ્ય જેમ નાટકનો પડદો ઉઘડતાં અંદરનો સર્વ દેખાવ જોઇ શકાય તેમ આ વિશ્વની ગમે તે સ્થળની વાત તે કહી શકે છે. બીજી ભાષાનું પુસ્તક તે વાંચી શકે છે. તે મનુષ્યના ભવિષ્યમાં બનવાના બનાવ પણુ નજરે જોઈ કહી શકે તેમ કહી શકે છે. આ પ્રકારે વિધેયને જો બરોબર વિશ્વદૃષ્ટિમાં લાવી શકાય તો તે ભૂત અને ભવિષ્યની વાત કહી શકે છે.

પાશ્ચાત્ય દેશોમાં તો મેસ્મેરીઝમના પ્રયોગથી કેટલાક ડાકટરો ઘણા રોગોની દવાઓ જાણી શકે છે. તેઓ વિધેયને પોતાની પાસે રાખે છે તેને વિશ્વદૃષ્ટિમાં લાવી અમુક દરદીને શો રોગ છે અને તેને શી દવા આપવાથી મટશે તે પૂછી તે પ્રમાણે તેની ચિકિત્સા કરી તેનાં દરદ મટાડે છે. વિશ્વદૃષ્ટિમાં લાવ્યા હોઇએ તે માણુસ થાકી ગયેલો જણાય તો અથવા કોઇ બીજા સાથે વાત કરતો હોય તેમ જણાય અને આપણા પૂછેલા સવાલનો જવાબ આપતાં વિલંબ લગાડે કે કહે કે હમણાં રહો થોડીવાર પછી કહું છું તો સમજવું કે કોઈ અદૃષ્ટ વસ્તુ સાથે તે સંબંધમાં આવ્યો છે. અને તેથી તેને તરત જ વિસર્જનમાર્જન કરી જાગ્રત કરી દેવો.

## પ્રકરણ ૧૭ મું.

### ત્રીકાળ જ્ઞાન.

---

તેને અમુક જગ્યાએ અત્યારે કોણ માણસો બેઠા છે અને શું કરે છે તે પૂછતાં તે બરોબર જવાબ આપી શકે છે. આ અવસ્થામાં વિધેય દૂર આવેલી સર્વ વસ્તુઓને જોઈ શકે છે તથા જાણી શકે છે આ વખતે તે બની ગયેલી તેમજ બનવાની વાતો પણ જાણી શકે છે, અને જે ભાષા તે જાણતો ન હોય તે ભાષામાં પણ વાતચીત કરી શકે છે. તેને વિશ્વદષ્ટિમાં લાવ્યા પછી ધીમે ધીમે પ્રથમ સહેલા પ્રશ્નો પૂછતા જવું. આ અવસ્થામાં અનેક ચમત્કારીક વાતો. દૂર દેશના સંબંધીના સમાચારની, ભવિષ્યમાં આવનાર વિઘ્ન કે લાભની વાતો પણ પૂછવાથી તે સાચી કહી શકે છે. અત્યારે તેને ત્રણે કાળનું જ્ઞાન હોય છે.

તેજ સ્થળે બેસી તે ગમે તે સ્થળમાં શું બને છે તે જોઇ જાણી શકે છે. આ પ્રમાણે વિધેયને વિશ્વદષ્ટિમાં લાવીને–કોઇ રોગીને શો રોગ થયો છે, તેને કયાં દરદ છે. શું કરવાથી તે દરદ મટશે એવા સવાલો પુછી તેના કહેવા પ્રમાણે ચિકિત્સા કરવાથી તે દરદીનું દરદ મટે છે, તેમજ કેટલાક દરદીઓઉપર આ પ્રયોગ કરી તેને વિશ્વદષ્ટિમાં લાવી તેના રોગ સંબંધી હકીકત પુછી તેને કઇ દવા કરવાથી મટશે તે પુછી તેના કહેવા પ્રમાણે દવા કરવાથી તેનો રોગ નિર્મૂળ કરી શકાય છે.

વિધેયને વિશ્વદષ્ટિમાં આણ્યા પછી જેમ આપણે તકતામાં આપણું કે કોઇ અન્યનું મુખ સ્પષ્ટપણે જોઇ શકીએ છીએ તેમ તેને ગમે તેટલી દૂરની હકીકત પૂછીએ તો તે વાત તે નજરે જોઇ શકે છે અને આપણને કહી શકે છે; કઇ વસ્તુ કોણ લઇ ગયું છે. ચોરીએ ગયેલી વસ્તુ કોણ ચોરી ગયું છે, તેણે તે કયાં સંતાડી છે, અમુક માણસ હાલ કઇ જગ્યાએ છે, તે સર્વ તેને પૂછતાં તે કહી શકે છે. જમીનમાં શું દાટેલું છે. પાણી કેટલે દૂર નીચે છે, દાટેલું ધન કઇ જગ્યાએ છે વિગેરે સર્વ તેને પૂછતાં કહી શકશે.

---



## પ્રકરણ ૧૮ મું

### પ્રત્યગદ્રષ્ટિ.

પ્રત્યગ દૃષ્ટિ—વિધેય ને વિશ્વદૃષ્ટિ પ્રાપ્ત થયા પછી આ અવસ્થામાં લાવી શકાય છે પણ આ અવસ્થા ભયાનક છે. તે આ અવસ્થામાં આવતાં પુરેપુરો આનંદમાં આવી જાય છે, પછી તે વિધાયકની આજ્ઞા પ્રમાણે ચાલાતે નથી, વિશ્વદૃષ્ટિમાંથી તે બહારની વાતો જાણી શકે છે. ત્યારે પ્રત્યગદ્રષ્ટિમાં આવ્યા પછી અંતરની ગુહ્ય વાતો પણ જાણી શકે છે. આ અવસ્થાને કેટલાકો સમાધી પણ કહે છે, આ સ્થિતિમાં આત્માનુભવ થાય છે, પણ આ સ્થિતિમાંથી વિધેયને જાગ્રત કરવો ઘણો મુશ્કેલ પડે છે, ઘણીવાર તો ત જાગ્રત ન થતાં મરણજ પામે છે. આવી સ્થિતિમાંથી તે માત્ર યોગીયોજ જાગ્રત થઇ શકે છે, માંટે વિધેય કે વિધેય ને આવી સ્થિતિમાં આવતા પહેલાં જ જાગ્રત કરી દેવો જોઈએ,

વિધેયને જાગ્રત કરવા માટે વિસર્જન માર્જન કરવું જોઇએ એટલે નીચેથી ઉપરની તરફ માર્જન કરવું અને માર્જન કરતી વખત તે જાગ્રત થાવ એવો દૃઢ સંકલ્પ વિધાયકે કરવો જોઇએ. પછી તેને જરા આરામ લેવા દેવો. તે જાગ્રત થાય નહિ, ત્યાં સુધી વિધાયકે ખસવું ન જોઈએ. જાગ્રત કરતી વખત માર્જન કરવું તેમાં હથેળીની પીઠનો ભાગ તેની તરફ રાખવો જોઇએ.

આ પ્રમાણે વિધેયને વિશ્વદ્રષ્ટિમાં લાવ્યા પછી એક કલાક કરતાં વધુ શ્રમ આપવો નહિ, તેની પાસે તે વખત કંઇ પણ અયોગ્ય કૃત્ય કરાવવું નહિ; પરસ્ત્રીના ઉપર પ્રયોગ કરવામાં તેને મા,

બેન કે પુત્રી સમી ગણવી. બને તો પ્રયોગ કરવાની જગ્યાએ ધુપ કરી સુવાસીત હવા કરવી જોઇએ. પ્રયોગ કરતી વખતે વિધાયકનો જમણો ને વિષેયનો ડાબો સુર ચાલતા હોય તો સારી અસર થાય છે. પ્રયોગ કરવામાં વિષેયને ગભરામણ થાય કે તે વિધાયકની આજ્ઞા પ્રમાણે ન વર્તે તો તેને વિસર્જન માર્જન કરીને જગાડી દેવા, પ્રયોગ વખતની વાતો તેને યાદ રાખાવવાની જરૂર ન હોય તો તે ભૂલી જવા કહેવું તેથી જાગ્રત થતાં તેને તે વાત યાદ રહેશે નહિ.

રોગી ઉપર પ્રયોગ કરવામાં ત્રણ દિવસથી વધુ પ્રયોગ કરવો નહિ. તેમ તે વખતે તેનાં હિતસ્વી માણસો શિવાય બીજાને હાજર રહેવા દેવાં નહિ, તેમ તે સ્થળમાં શાંતિ જાળવવી. તે વખતે વિષેયના શરીર ઉપર ગરમ કે રેશમી કપડાં ન રાખતાં માત્ર સુતરનાં જ કપડાં રાખવાં.

વિશ્વદ્રષ્ટિમાં પડયા પછી ઘણીવાર વિષેયની ઇન્દ્રિયો પોતપોતાના સ્થાન ઉપર રહેતી નથી, કેટલીકવાર નેત્રેન્દ્રિય પેટ કે પગ ઉપર આવે છે તે વખતે તમે કોઇ કાગળ લખી તેના પેટ ઉપર મૂકશો તો તે વાંચી શકશે, આવા વિષેયો મકાનની અંદરની ગુપ્ત ચીજો સંબંધી પણ હકીકત કહી શકે છે,

વિશ્વદ્રષ્ટિમાં આવ્યા પછી વિષેય પ્રત્યગદ્રષ્ટિમાં આવે છે. તે વખતે તે અંતરની ગુપ્તવાત પણ જાણી શકે છે. આ સ્થિતિમાં તે માત્ર આનંદમાં જ મસ્ત બની જાય છે, અને પછી વિધાયકની આજ્ઞાને તે માનતો નથી પ્રત્યકદ્દષ્ટિ એટલે અધ્યાત્મ કે આંતરદષ્ટિ છે. વિશ્વદષ્ટિમાં તે જગતની બહારની વસ્તુ જોઇ શકે છે ત્યારે આ સ્થિતિમાં તે અંતરની સ્થિતિ જાણી શકે છે. આ પછી વિશ્વદષ્ટિમાંથી આંતર રચના જોવાની તેને દષ્ટિ પ્રાપ્ત થાય છે. તે લિંગ દેહદ્વારા બહારના ચમત્કાર જોતો હતો અને તેનો વિજ્ઞાનમય કોશ જાગ્રત હતો તેમાંથી તે આ સ્થિતિમાં આવ્યા પછી કારણદેહમાં સર્વનો લય થતાં આનંદમયકોશમાં, અંતઃકરણની સ્થિતિ પ્રાણ સહિત થાય છે. આ સ્થિતિમાં જો વિષેયને વધુ વખત રાખવામાં આવે તો તે પછી તુર્યાવસ્થામાં આવી મનોનાશ થતાં આત્માનુભવ કરે છે. પણ આવી સ્થિતિ જામી જતાં તેમાંથી વિષેયને

જાગ્રત કરવો એ ઘણુંજ કઠીણુ કામ છે. મહાયોગીઓ જ તેમાંથી તો જાગ્રત થઇ શકે છે. જો વિધાયક વિધેયને આ સ્થિતિ સુધી જવા દે છે તો પછી તે વિધેય જાગ્રત ન થતાં મરણુને જ શરણુ જાય છે. માટે વિધેયને વિશ્વદષ્ટિમાં લાવ્યા પછી જો પ્રત્યગદષ્ટિની સ્થિતિમાં જતો જણાય તો તરત તેને વિસર્જન માર્જન કરી જાગ્રત કરી દેવાની સાવચેતી રાખવી.

જો વિધેય પ્રત્યગદષ્ટિમાં આવી જાય તો પછી તેને ત્યાં સ્વર્ગના આનંદનો કે ઈશ્વરના સ્વરુપાનુભવનો આનંદ થતો હોય કે કોઇ બીજા મલીન સત્વના કબજામાં તે ગયો હોય છે તો ત્યાંથી પાછા આવવાનું તે સ્પષ્ટ ના પણ કહે છે. માટે ત્યાં સુધી તેને જવા દેવો નહિ.

પ્રત્યગદષ્ટિ તેજ સમાધી છે. યોગમાં સમાધીનું લક્ષણ એ છે કે ભેદબુદ્ધિ ઉપજાવી દુ:ખકલેશાદિ વિસ્તારનાર મન અથવા અંત:કરણનો રોધ કરવો. ચિત્તવૃત્તિનો નિરોધ કરવો એટલે વૃત્તિને ઉઠવા ન દેવી અને સર્વ આત્માકાર જોવું અને તેનો અનુભવ થવો એ સમાધિ છે. યોગના માર્ગે મનનો લય કરી બ્રહ્માનંદનો અનુભવ મેળવવો તે સમાધિ છે. મેસ્મેરીઝમમાં પણ પ્રાણનું જ ચાલન થાય છે. અને માર્ગ મળતાં પ્રાણ બ્રહ્માંડમાં જતાં સમાધી થઇ જાય છે. એવી સ્થિતિમાંથી ઉઠાડવાની વિધાયકમાં શક્તિ ન હોય તો તેને ઉઠાડી શકાતો નથી. અને વિધેય પોતાની મેળે જાગ્રત થઇ શકતો નથી. યોગી યોગ માર્ગે સમાધી પ્રાપ્ત કરી પછી પોતે જાતે સમાધીમાંથી જાગ્રત થઇ શકે છે અને વિધેય જો વિશ્વદષ્ટિમાંથી પ્રત્યગદષ્ટિમાં આવી જાય તો પોતાની મેળે જાગ્રત થઇ શકતો નથી એટલો યોગી અને વિધેયમાં ફેર છે.

પ્રત્યગદષ્ટિમાં જો વિધેયને આવવા દીધો તો પછી તે ભાગ્યે જ જાગ્રત થાય છે. તેના ઉપર વિધાયકની સત્તા ચાલતી નથી અને અંતે વિધેય મરણુ જ પામે છે. માટે વિધાયકે તેની ખાસ કાળજી રાખવી. મનુષ્ય મરે છે ત્યારે પણ પ્રથમ બેભાન થઇ તંદ્રામાં પ્રવેશ કરે છે પછી તેને નિદ્રા આવે છે, પછી મૂર્છા આવે છે અને તે પછી અનુવૃત્તિ, વિશ્વદષ્ટિ અને પ્રત્યગદષ્ટિ પ્રાપ્ત થઇ અંતે મરણુ પામે છે. તે અન્ય જોનારના ખ્યાલમાં આવતું નથી. તેના શરીરનું

દુઃખ બહારના માણસો જોઇ શકે છે પણ તે દુઃખનો અનુભવ મરનારને તંદ્રા અને નિંદ્રા પછીની સ્થિતિમાં આવતાં થતું નથી. મહા પુરુષો અને યોગીઓ પ્રત્યગદૃષ્ટિમાં જઇ–અર્થાત સમાધીમાંથી પણ જાગ્રત થાય છે મરણને જીતી શકે છે. અને જ્યારે પોતાની ઇચ્છા થાય ત્યારે સમાધી ચઢાવી ત્યાંથી પછી દેહનો ત્યાગ કરી ઇશ્વરાનંદનો અનુભવ કરે છે.

વિધાયક જો પોતે જાતે હિપ્નોટાઇઝ થઇ વિશ્વદૃષ્ટિ અને પ્રત્યગદૃષ્ટિ સુધી આવી શકે તો તેને આત્માનુભવ થાય છે. અને સમાધિના મહાન ફળને તે મેળવે છે. યોગનો જ આ પણ એક માર્ગ છે. જેને સ્વમુગ્ધાવસ્થા કહે છે.

## પ્રકરણ ૧૯ મું.

## વિધેયને જગાડવો.

પ્રયોગ પુરો થયે વિધેયને જાગ્રત કરવો હોય ત્યારે વિસર્જન માર્જન કરવું અને તે વખતે મનમાં દૃઢ સંકલ્પ કરવો કે વિધેય જાગ્રત થઇ સાવધ થઇ જાઓ. અને તેને દ્રઢ સંકલ્પપૂર્વક બે હાથે તાલી પાડી કહેવું કે ઉઠ. એથી વિધેય જાગ્રત થઇ શકે છે. જાગ્યા પછી શરીર, માથુ કે આંખો ભારે લાગતી હોય તો તેના ઉપર મટતા સુધી વિસર્જન માર્જન કરવું. પાંપણે હાથ ફેરવવો, મુખ ઉપર ગુલાબજળ કે પાણી છાંટવું. પછી તેને થોડીવાર નિરાંતે બેસવા દેવો. તે શાંત અને હોંશીયાર થઇ જાગ્રત થાય ત્યારે જ તેની પાસેથી વિધાયકે ખસવું.

એક વિધાયકના વિધેયને બીજા વિધાયકે હાથમાં ન લેવો તેમ પોતાના વિધેયને પ્રયોગ વખતે બીજા કોઇનો સ્પર્શ ન થવા દેવો. પ્રયોગથી પ્રતિકુળ વિચારના માણસોને તે સ્થળે એકઠા ન થવા દેવા.

પ્રાણની સાથે મનનો નિકટનો સંબંધ છે અને પ્રાણ તથા મન એકત્ર રહે છે. તેથી વિધેયનામાં એકનું પ્રાણતત્વ સ્થપાઇ બલ પામી રહ્યું હોય તે વખતે તેમાં બીજા મનુષ્યનું તત્વ જતાં વિરોધ થવા લાગે છે, અને તેથી વિધેય વિધાયકના હાથમાંથી ખસી જઇ

વિધાયકની આજ્ઞા માનતો નથી. અને તેથી તે વિધાયકના કહેવા પ્રમાણે જાગ્રત થતો નથી, તેથી તેને ઘણું દુઃખ થવા સંભવ રહે છે. આવું કદાચ થઇ જાય તો પણ વિધાયકે ગભરાયા વગર, ભય શંખ્યા વગર. ધીરજ રાખી સ્થિર થઇ, પથ્થર જેવા મનના થવું, અને વિધાયકને એકાંત સ્થળમાં રાખી વિસર્જન માર્જન કર્યા કરવું. તેથી તે શુદ્ધિમાં આવે છે. કોઇ વખતે વિધેય બે ત્રણ દિવસ સુધી ભાન વગરનો થઈ પડયો રહે અને જાગે નહિ તો ગભરાવું નહિ. વખતે બીજા વિધાયક કે ડાકટરની સહાય ન લેવી. વિધાયકે જ દૃઢતાથી વિસર્જન માર્જન કરી તાળવે ઘી ચોપડી, મોં ઉપર પાણી છાંટયા કરવું અને તેથી તે જરૂર જાગૃત થશે.

વિધેયને વિશ્વદષ્ટિ અને તે પછી પ્રત્યગદષ્ટિમાં લાવ્યા પછી તેનો પ્રાણ નિરાધાર થઇ રહે છે. તે વખતે તેના રક્ષણ અને પોષણનો આધાર વિધાયકના બળ ઉપર રહે છે. જો વિધાયક પૂર્ણ સંકલ્પબળ વાળો હોય તોજ તેને ભયમાંથી ઉગારી શકે છે. માટે આ સ્થિતિ સુધી વિધેયને જવા ન દેવો.

પ્રાણતત્વમાં હજારો સત્વો અદશ્ય આકાશમાં નિરંતર ભમ્યાં કરે છે. તે જો વિધાયક બળવાન સંકલ્પવાળો નથી હોતો તો આવા નિરાધાર પ્રાણને તાબે કરે છે અને તેથી વિધેયનો પ્રાણ વિધાયકના કબજામાંથો જતો રહે છે તો પાછો આવતો નથી. કદાચ જાગે છે તો ગાંડો થાય છે. માટે આવી સ્થિતિમાં વિધેયને ન જવા દેવો. અને તે હસવા લાગે, જવાબ ન આપે, આડુ અવળું જોવા લાગે, વાતો કરવા લાગે તો તરત તેને વિસર્જન માર્જન કરી જાગ્રત કરી દેવો.

પ્રત્યગદષ્ટિમાં પડેલા વિધેયનો પ્રાણ માત્ર આનંદમાં મગ્ન થઇ જાય છે. અને તેથી પાછો આવવા ના પાડે છે. તેવે વખતે દૃઢ સંકલ્પવાળો વિધાયક જ તેને જાગ્રત કરી શકે છે.





## પ્રકરણ ૨૦ મું.

## હિપ્નોટીઝમ અને મેસ્મેરીઝમ વિદ્યાનો મિશ્રયોગ.

હિપ્નોટીઝમ અને મેસ્મેરીઝમ એમ બે નામ આ વિદ્યાને આપેલાં છે. જેમાં હાથવડે માર્જન કરી અને મોંથી બોલી તેને ઉંઘમાં નાંખવો તે હિપ્નોટીઝમ છે અને જેમાં મનની એકાગ્રતા કરી માત્ર હાથવડે માર્જન કરી ઉંઘમાં લાવવો તે મેસ્મેરીઝમ છે. મોંથી બોલી તેને ઉંઘી જા, આમ કર, એમ દૃઢ સંકલ્પપૂર્વક સૂચના આપવી તે હિપ્નોટિઝમ છે અને મનવડે એકાગ્ર થઈ સંકલ્પ કરવો તે મેસ્મેરીઝમ છે. વિદ્યાનું સ્વરૂપ બંનેનું એક છે. આપણે આ વિદ્યાનો પ્રયોગ બંને વિદ્યાને મિશ્ર કરી તેનો ઉપયોગ કરવો તેથી તેનું પરિણામ ઘણું ઉત્તમ આવે છે.

એક મનુષ્યના દૃઢ સંકલ્પની અસર બીજા મનુષ્યમાં થાય છે અને તેના નેત્રોનો પ્રવાહ બીજા મનુષ્યમાં જઈ તેને ધારેલી અસર ઉપજાવે છે. બધો આધાર પ્રયોગ કરનારની તીવ્ર દૃષ્ટિ—સ્થિર-વેધક દૃષ્ટિ, અન્યને જોતજોતામાં મ્હાત કરી શકે તેવી તેના નેત્રની દૃષ્ટિ અને પ્રબળ ઇચ્છાશક્તિ અથવા દૃઢ સંકલ્પ બળ આ વિદ્યામાં મુખ્ય ઉપયોગી છે. આ પ્રયોગ કરવામાં બે ચાર દસ દિવસ અભ્યાસ કર્યા કરવો. અન્ય મનુષ્ય એકદમ ઉંઘી ન જાય તો રોજ તેના ઉપર પ્રયોગ કરવો પણ નિરાશ ન થવું. અંતે તમને તમારા પ્રયોગમાં ફતેહ મળશે.

૧૪ વર્ષની વયથી નાની ઉમ્મરનાં બાળકો ઉપર આ વિદ્યાની ઝટ અસર થઇ શકે છે. ૧૪ થી ૨૧ વર્ષની ઉમ્મરના બાળકોમાં

૧૦ ટકા મનુષ્યો ઉપર અસર થતી નથી. ૨૧ થી ૨૮ વર્ષની ઉમ્મરના ઉપર ૯ ટકા, ૨૮ થી ૩૫ ઉપર ૫ ટકા, ૩૫ થી ૪૨ ઉપર ૮ ટકા અસર થાય છે.

પ્રયોગની અસર થતાં વિધેયના હાથની ગરમી ઓછી થાય છે તેના હાથનાં ટેરવાં ઠંડાં ને ભીનાં થઇ જાય છે. અને આંખનાં પોપચાં બંધ થઇ જાય છે.

કેટલાક વિધેયને ઉંઘમાં લાવવા માટે તેની સામે પંચ ધાતુનો બૉલ, નાની કાળી લાકડી, કાળો બૉલ અથવા તો ચકચકતા કાચની કે પોખરાજની વીંટી તેની આંખો સામે ધરી રાખે છે.

ટેલીફોનથી પણ અન્ય માણસને હીપ્નોટાઇઝ કરી શકાય છે. તેને તમે બે મિનીટમાં ઉંઘી જશો, તમને ઉંઘ આવવા માંડી છે, આ પ્રકારે દૃઢ સંકલ્પબળ પૂર્વક કહેવાથી તે ઉંઘમાં પડી જાય છે. આજ પ્રમાણે એકી વખતે ઘણા માણસોને પણ પોતાની આંખો સામે એકી ટસે જોઇ રહેવાનું કહી તમે ઉંઘો છો, હવે ભર નિંદ્રા આવવા માંડી છે એમ કહ્યા કરી તેમને હીપ્નો ટાઇઝ કરી શકાય છે.

આ વિદ્યામાં આકર્ષણ શક્તિથી કામ થઇ શકે છે. આજ પ્રમાણે કાગળદ્વારા અન્યને હિપ્નોટાઇઝ કરી શકાય છે. કાગળ લખી, દૃઢ સંકલ્પપૂર્વક ઇચ્છા કરવાથી, કાગળ વાંચતાં તે આપણા વિચારને મળતો થાય છે. આમાં પણ લખનારના સંકલ્પબળ ઉપર આધાર છે.

એકાગ્રચિત્તે ધ્યાન કરવું, દૃઢ સંકલ્પ અને આત્મશ્રદ્ધા આ ત્રણ બાબતો આ વિદ્યા શીખનારે પ્રાપ્ત કરવી. કોઇપણ ધારેલી વસ્તુમાં ચિત્ત પરોવવું અને તેમાં સ્થિર કરવું તે ધ્યાન છે. સંકલ્પ એટલે પોતાના મનની દૃઢતાપૂર્વક દૃઢ ઇચ્છા કરવી તે. આ વિદ્યામાં શરૂઆતમાં આકર્ષકદૃષ્ટિ કેળવવાની જરૂર છે. કોઈની દૃષ્ટિ સામે સ્થિર દૃષ્ટિ રાખી આંખ મીંચ્યા સિવાય પાએક કલાક જોઇ રહેવું તેને આકર્ષક દૃષ્ટિ અથવા ત્રાટક કહે છે. આ દૃષ્ટિ કેળવવા માટે હંમેશ પોતાની દૃષ્ટિને કોઇ વસ્તુ સાથે કે જે મનુષ્ય મળે તેની આંખો તરફ આંખમીંચ્યા સિવાય જોઇ રહેવાનો અભ્યાસ કરવો. જેથી થોડા મહિનામાં સ્થિર દૃષ્ટિ થશે અને આકર્ષકદૃષ્ટિ પ્રાપ્ત કરી શકશો.

આપણામાં રહેલી આકર્ષકશક્તિ અથવા ઓજસશક્તિનો અન્યનામાં પ્રવેશ કરાવવો તેજ હેતુ માર્જનનો છે. મનુષ્યના હાથની આંગળીયોનાં ટેરવાંમાંથી આ ઓજસનો પ્રવાહ વ્હે છે તેથી હાથની આંગળીયોવડે માર્જન કરાય છે વળી આંખોમાંથી વ્હે છે માટે તેની આંખો સામે જોઈ રહેવું અથવા તેને વિધાયકની આંખો સામે જોઇ રહેવાનું કહેવાય છે.

વિધાયકના પ્રાણબળ ઉપર તેની સ્થિર અને વેધકદૃષ્ટિ ઉપર અને તેના દૃઢસંકલ્પ ઉપર તેના પ્રયોગનો વિજય થાય છે. પ્રયોગ કરનારે કાળાં કપડાં પહેરવાં એ વધુ અસર કરનારૂ છે.

જેમ તકતામાં મનુષ્યનું પ્રતિબિમ્બ પડે છે, તેવીજ રીતે એક મનુષ્યનું પ્રતિબિમ્બ બીજા શરીરમાં પણ પડે છે. દરેક શરીરમાંથી એક પ્રવાહી ચંચળ પદાર્થ વહ્યાં કરે છે અને તે બીજાં શરીરમાં પડે છે. ફોટો લેવામાં પણ ફોટોના કાચ ઉપર મનુષ્ય શરીરનું પ્રતિબિંમ્બ પડે છે. તેથીજ ફોટો પડે છે તેવીજ રીતે અન્ય મનુષ્યમાં પણ પ્રતિબિમ્બ પડે છે. આ પ્રયોગથી રોગી મનુષ્યને આરોગ્ય આપી શકાય છે. સામા મનુષ્યને આપણા તરફ આકર્ષવો તે પણ આ પ્રવાહીવડે આકર્ષી શકાય છે. માત્ર આકર્ષનારની દૃઢ ઇચ્છા, પ્રબળ સંકલ્પ અને દૃઢ ભાવના જોઇએ અન્ય મનુષ્યને મુગ્ધ કરવા માટે આકર્ષણ દૃષ્ટિ, માર્જન કરવાં અને મનની અત્યંત એકાગ્રતા જોઇએ. જેના ઉપર પ્રયોગ કરવો હોય તે ઉંઘી જાય તેવા ધુપ, દીપ, પુષ્પોનો સુવાસ, વિગેરે પણ શરૂઆતમાં રાખવાં વધુ લાભ કરે છે.

આપણે જો સંપૂર્ણ આત્મશ્રદ્ધાવાળા હોઇએ તો આ વિશ્વમાંની ગમે તે વસ્તુ આકર્ષી શકીએ છીએ. મનુષ્યમાં આત્માની અગાધ શક્તિ છે. માત્ર તેને કેળવવાની જરૂર છે. આકર્ષણ શક્તિ ખીલવવી એ મગજ ઉપર આધાર રાખે છે. મગજ શાંત, નિશ્ચિંત હોય, મન એકાગ્ર હોય અને દૃઢ ઇચ્છાશક્તિ હોય તો મગજ કેળવાય છે દરેક મનુષ્યે આકર્ષણ શક્તિને કેળવવા માટે ધ્યાન અને ઇચ્છા શક્તિને કેળવવાનો રોજ અભ્યાસ રાખવો.

વિધેયને પ્રથમ તમે વાતો કરી મુગ્ધ કરો, તમારામાં તેની શ્રદ્ધા ચોંટાડો.

કેટલાક મનુષ્યો વિષેયને ઉંઘમાં લાવવા માટે નીચે પ્રમાણે પ્રયોગ કરે છે. વિષયનો ડાબા હાથનો અંગુઠો વિધાયકે પોતાના જમણા હાથના અંગુઠા અને તર્જની વતી પકડવો, તેના અંગુઠાની તળેનો ભાગ વિધાયકના અંગુઠાના તળીયાને સ્પર્શ કરે તેમ પકડવો. પછી પ્રયોગ કરનારે વિષયની આંખો સામે સ્થિર દષ્ટિથી જોઈ રહેવું. તે પછી વિધાયકે પોતાના બંને હાથના પંઝાનું તળીયાં વિષેય સામે રહે તેમ લાવી થોડીવારે જરા હાથ ઉંચા કરી વિષેયના ખભા ઉપર મૂકવા પછી તે હાથ તેની આંગળીયોનાં ટેરવાં સુધી લઇ જવા. આવી રીતે માર્જન કરી પછી હાથની મુઠી વાળી હાથ ફરી તેના ખભા ઉપર લઇ જઇ વળી નીચે લાવવા. આમ પાંચેક વખત માર્જન કરે છે.

પછી તેના માથે હાથ મૂકી થોડીવાર રહેવા દઇ પછી તે હાથ તેના માંનો ઉપર મોંથી એક બે ઇંચ દૂર અડે નહિ તેમ રાખી દુંટી સુધી નીચે લઈ જવા. વળી દુંટી ઉપર અંગુઠા રાખી આંગળીયો પાંસળોની નીચે રહે તેમ એક બે મિનીટ રાખવી પછી હાથ ધીમે રહી તેના ગુંટણ કે પગ સુધી લઈ જવા. આમ અર્ધો કલાક કરવું. ઉપરથી હાથ નીચે લઈ જઇ તરત મુઠી વાળી પાછા તેના મોં ઉપર ખંખેરવા. હાથ પાછા લઇ જતી વખતે તેના શરીર ઉપર ન લઇ જવા પણ બાજુએથી લઇ જવા એ પ્રમાણે માર્જન કરે છે.

આમ એક બે દિવસમાં સફળતા ન મળે તો વધુ દિવસ પ્રયોગ કરવો. એક દિવસ અર્ધો કલાક પ્રયોગ કરવા છતાં પણ સફળતા ન મળે તો પ્રયોગ તે દિવસે બંધ રાખી બીજે દિવસે પ્રયોગ કરવો.

કેટલાક વળી વિષેયના હાથની ટચલી આંગળી હથેળીની પાછલી બાજુએ પોતાના હાથના અંગુઠાનું ટેરવું રાખી પકડે છે અને વિષેયને કહે છે કે તારે મારી આંખો સામે જોઈ રહેવું. પછી વિષેય દઢ ભાવના કરે છે કે તે હવે ઉંઘી જાય છે એવી ભાવનાપૂર્વક તેની આંખો સામે સ્થિર દષ્ટિથી જોઇ રહે છે. એકાદ મિનીટ તેમ કરી તેની આંખો મીંચાવી વિધાયક પોતાના હાથવતી તેની આંખોનાં પોપચાં ધીમેથી દબાવે છે, પછી હાથ તેને

માથે મૂકી થોડીવારે તેજ હાથનો અંગુઠો આંખોની બે ભમર વચ્ચે ભ્રકુટી ઉપર મૂકે છે. અને પ્રબળ ઇચ્છાપૂર્વક તેને આજ્ઞા કરે છે કે હવે તું તારી આંખો ઉઘાડી શકશે નહિ. જો તે છતાં ઉઘડે તો બે ત્રણ વાર તેવો સુચના કરવી.

કેટલાક તેના ડાબા હાથની વચલી આંગળી પાછળની હથેળી પાછળ આવેલી નસ ઉપર પોતાના જમણા હાથનો અંગુઠો રાખી તેની હથેળી પકડી રાખે છે. પછી વિષેયની આંખો સામે તેને ઉંઘી જવાના દઢ સંકલ્પપૂર્વક તિવ્ર દષ્ટિથી તાકી રહે છે. પછી માર્જનો શરૂ કરે છે. માર્જન કરતી વખતે વિષેયની આંખો સામે વિધાયકે સ્થિર દષ્ટિ રાખવી અને પ્રયોગ સિદ્ધ થાય છે જ એવી દઢ ઇચ્છા કરવી.

## પ્રકરણ ૨૧ મું.

## ચમત્કારક આશ્ચર્યકારક પ્રયોગો.

આ વિદ્યાથી ઘણાજ ચમત્કારીક પ્રયોગો થઇ શકે છે. હીપ્નોટીઝમના પ્રયોગો કરતાં પહેલાં મેગ્નેટીઝમના પ્રયોગો કરતાં શીખવાની અગત્ય છે. આ વિદ્યાથી કોઇ પણ મનુષ્યને સામા બેસાડી તેના બે હાથનાં આંગળાં ભેગાં કરવા કહેવું અને આંગળીઓ સજ્જડ ભીડાવી દેવા કહેવું. પછી તેને એક ચિત્ત થઇ આપણામાં શ્રદ્ધા રાખવા કહેવું. પછી તેનાં ભીડાવેલાં આંગળાં આપણા હાથમાં લઇ દઢ ભાવના કરવી કે આ આંગળાં સજ્જડ ચોંટી ગયાં છે અને મારા કહ્યા વિના ગમે તેટલો પ્રયત્ન કરશે પણ ઉઘડશે નહિ એવી પાંચ સાતેક મિનીટ એકાગ્ર થઇ દઢ ભાવના કરવી. અને ધીમેથી બોલીને સૂચના આપ્યા કરવી કે હવે આંગળાં સજ્જડ ચોંટી ગયાં છે. પાંચ સાતેક મિનીટ તેમ કર્યા પછી ખાત્રી થાય કે હવે તેનાં આંગળાં ચોંટી ગયાં છે તો પછી કહેવું હવે કે તારા હાથ તું ઉઘાડ, પણ તે ઉઘડશે નહિ, ગમે તેટલી મ્હેનત કરવા છતાં ઉઘડશે નહિ. આ પછી તે આંગળાં છુટાં કરવા મથશે પણ છુટાં થઇ શકશે નહિ. તે જ્યારે આપણે તેને સંકલ્પપૂર્વક કહીશું કે: ‘ હવે આંગળાં ઉઘડશે ઉઘાડ ’ તો જ તેના આંગળાં ઉઘડશે. આ બધો વખત તેનાં આંગળાં ઉપર સંપૂર્ણ ધ્યાન આપવું.

આજ પ્રમાણે કોઈની આંખોનાં પોપચાં બંધ કરાવી તેને દૃઢ સંકલ્પપૂર્વક કહેવું કે તારી આંખનાં પોપચાં ચોંટી ગયાં છે હવે તે મારા કહ્યા વિના ઉઘડે જ નહિ. આમ પાંચ સાત મિનીટ ભાવના કરવાથી તેની આંખનાં પોપચાં ચોંટી જશે તે જ્યારે પ્રયોગ કરનાર સંકલ્પપૂર્વક કહે કે "હવે ઉઘાડ ઉઘડશે' ત્યારેજ ઉઘડે છે, વળી કોઇના હાથે લોટો પકડાવી તેના હાથનાં આંગળાંથી ચોંટાડી દેવો હોય તો તેમ થઇ શકે. કોઇને સાદડી કે ખુરશી ઉપર બેસાડી તેને આપણી આંખો સામે જોઇ વચ્ચેની કીકીમાં જોઈ રહેવા કહેવું અને પ્રયોગ કરનારે પણ દૃઢ ભાવનાપૂર્વક તેની આંખો સામે બરોબર મધ્યભાગે કીકી ઉપર જોઈ રહેવું અને પછી સૂચના કે ભાવના કરવી કે તેની સાથે ખુરશી ચોંટી ગઇ છે કે સાદડી ચોંટી ગઈ છે. આવી પાંચ દસેક મિનીટ સુધી એકાગ્રચિત્ત થઇ દૃઢ ભાવના કરવી અને પછી તેમને કહેવું કે 'હવે ઉઠો જોઈએ' તેથી તે ઉઠશે ત્યારે તેની સાથે સાદડી કે ખુરશી વળગેલી રહેશે. જાણે ગુંદરથી ચોટાડી હોય તેમ ઉખડશે નહિ. તે જ્યારે પ્રયોગ કરનાર પાછો દૃઢ સંકલ્પપૂર્વક કહેશે કે હવે ઉઠો ખુરશી ઉખડી ગઈ છે તોજ તે ઉઠી શકશે

આ પ્રકારના ચમત્કારીક પ્રયોગો મનુષ્ય પોતાના દૃઢ સંકલ્પ શક્તિથી મેગ્નેટીઝમ પાવરથી કરી શકે છે. આ પ્રયોગ શરૂઆતમાં નિષ્ફળ થાય પણ નિરાશ ન થવું તે અંતે સફળ થશે. જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તેમ પ્રયોગ સિદ્ધ થશે.

આવા પ્રયોગોમાં ગમે તેને થાંભલા સાથે સજ્જડ ઉભો રાખી તેને ત્યાંજ થાંભલા સાથે દૃઢ સંકલ્પથી અને તેવાં તિવ્ર ઇચ્છાપૂર્વક કરેલાં સૂચનોથી ચોંટાડી શકાશે. આ વખતે તે માણસ જાગતો હોય છે છતાં ત્યાંથી હાલી ચાલી શકતો નથી.

આજ પ્રકારે માણસ જ્યાં ઉભો હોય ત્યાંને ત્યાંજ ઉભો રહે તે માટે તેના પગ જમીન સાથે દૃઢ ભાવના કરતાં ચોટી જાય છે. તે પછી ત્યાંથી આઘો પાછો ખસી શકતો નથી. આ પ્રયોગો વિધેય જાગતો હોય તે વખતે કરી શકાય છે. આ પ્રયોગો તો શરૂઆતના ગણાય છે. પણ તેથી લોકોમાં ઘણી કિર્તિ ફેલાય છે. આ પણ આ વિદ્યાનો જ પ્રતાપ છે.

વળી મનુષ્યને આ વિદ્યાથી ઉંઘમાં લાવી તેને જડાવસ્થામાં લાવી તેનાથી અનેક પ્રયોગો કરાય છે. ઉંઘમાં લાવ્યા પછી તેના ઉપર તેનું શરીર જડ થઇ ગયું, લાકડા જેવું ગઇ ગયું, તને હવે ટાંકણી ખોસવા છતાં દુઃખ થશે નહિ એવો જડ થઈ ગયો છું એમ પાંચેક મિનીટ સુધી મોંઢેથી બોલી સૂચના કરવી અને માર્જન કરવાં. તે પછી ખાત્રી કરતાં તેનું શરીર જડ લાંકડા જેવું થયેલું જણાશે. તેમાં શરૂઆતમાં તેને ઉંઘમાં લાવી પ્રથમ એક હાથ ઉપર પ્રયોગ કરી તેને જડ કરવો, પછી બીજા હાથ અને પછી, પગને અને પછી આખા શરીરને જડ બનાવવું. પછી તેને આજુબાજુ બે ખુરશી મૂકી એક ખુરશી ઉપર તેનું માથું અને બીજી ખુરશી ઉપર તેના પગ મૂકવાથી તે સીધો પાંટીયાની માફક રહેશે વચ્ચેથી જરા પણ નમશે નહિ. તેના ઉપર વચ્ચે ગમે તો કોઇ આદમીને બેસાડવા કે વજન મૂકવા છતાં નમશે નહિ.

આવી રીતે મનુષ્યને જડાવસ્થામાં લાવી તેને જમીન ઉપર સુવાડી તેના ઉપર બે હાથ રાખી કહેવું કે મારા હાથ લોહચુંબક છે અને તારૂં શરીર લોખંડ છે. લોખંડ જેમ લોહચુંબકથી આકર્ષાય છે તેમ તારૂં શરીર મારા હાથપ્રતિ આકર્ષાય છે જો હવે મારા હાથ ઉંચા કરતાં તારૂં શરીર ઉંચું ચઢશે.' અને નીચા ઉતારીશ ત્યારે તારૂં શરીર નીચે આવશે.' આવી સૂચના આપી દ્રઢસંકલ્પપૂર્વક દ્રઢશ્રદ્ધાથી સૂચના આપી તેના ઉપર રાખેલા હાથ ઉંચા કરતાં તેનું શરીર ઉચું ચઢશે અને અદ્ધર રહેશે. તે જ્યારે હાથ નીચા કરવામાં આવશે ત્યારે નીચે ઉતરશે.

આ પ્રકારની જડાવસ્થામાં પણ અનેક ચમત્કારી પ્રયોગો કરી શકાય છે.

આજ પ્રમાણે વિષેયને ઉંઘમાં લાવી જો જડાવસ્થામાં આણ્યો હોય તો જડાવસ્થા દૂર કર્યા પછી બીજા પ્રયોગો થઈ શકે છે.

તેને અનુવૃત્તિની સ્થિતિમાં લાવી ગમે તે દૂર સ્થાને જવા કહેવું અને ત્યાં શું ચાલે છે તે નજરે જોઇ કહી તેનું વર્ણન કરી બતાવવા કહેવું. આ વર્ણન ત્યાં જે બન્યું હોય તેવુંજ તે કરી શકે છે. તેને તેનાં મરેલાં સગાંને જોવાં હાય તો તે બતાવી શકાય છે તેની સાથે વાતચિત્ત કરાવી શકાય છે. દૂર દેશાવરની, વિલાય-

તની પણ ખબર તેને સૂક્ષ્મદેહે ત્યાં જવાની આજ્ઞા કરી ત્યાંથી નજરે જોઈ કહેવા કહી શકાય છે. અને તે જે કહે છે તે જાણે નજરે જોઇ કહેતો હોય તેમ ખરૂંજ કહે છે. આજ પ્રમાણે જાતે વિધાયક પોતાને આવી સ્થિતિમાં લાવી શકે તો સૂક્ષ્મદેહે ગમે ત્યાં જઇ આવી શકે છે.

## પ્રકરણ ૨૨ મું.

### અન્ય મનુષ્યને વશ કરવામાં ઉપયોગ.

બીજા માણસોને પોતાને વશ કરવામાં પણ આ વિદ્યાનો ઉપયોગ થઇ શકે છે. કોઇ પણ માણસનું કામ હોય અને તે કામ તેની પાસે કરાવવું હોય તો તેની પાસે જઇ તેની આંખો સામે અથવા તેની બે આંખોની વચ્ચમાં તેના નાકના મૂળ આગળ જોવું, અથવા તો તેની ડાબી આંખ સામે બંને આંખોથી એકી ટસે જોઇ રહેવું અને તમારે જે બાબત તેના મન ઉપર ઠસાવવાની હોય તે તમે ઠસાવતા હો તેવી રીતે તે વખતે તમારે બરોબર તેની આંખ સામે ત્રાટક કરી રહેવું. તે વખતે આંખો નીચી કરવી નહિ કે બાજુએ ખસેડવી નહિ. તેની સાથે તમે વાત કરો તે વખતે તમારી માગણીનો તે સ્વીકાર કરશેજ, અથવા તો તમારૂં ધારેલું કામ તે કરશે જ એવા દૃઢ સંકલ્પપૂર્વક તમે તેની સાથે સ્થિરદૃષ્ટિથી વાત કરો. અને જે કામ તમારે તેની પાસે કરાવવું હોય તે કામ કરવા તેને વારંવાર ગંભીર અવાજથી કહો, એકવાર કહો. વળી પાછું ફરીવાર કહો. ઉત્સાહપૂર્વક તે વારંવાર કહેવાથી તેના ઉપર તેની અસર થાય છે.

આજ પ્રમાણે માણસ ઉંઘતો હોય તે વખતે તેના મન ઉપર છાપ પડે તેવી રીતે તમે તમારી વાત તેને કહેશો તો તેની છાપ તેના મન ઉપર પડવાની, વિધેયને ઉંઘમાં લાવીને તેને જે જે સુચના વાણીથી આપવામાં આવે છે તે જો હાવભાવપૂર્વક વાણીની સાથે હાથના ઇસારાપૂર્વક આપવામાં આવે છે તો તેનો અમલ ઝટ થાય છે. વિધેયને ઉંઘમાં પડયા પછી તે જે ભાષા ન જાણતો હોય તે ભાષામાં જો કાંઇ પૂછવામાં આવે છે તો તે ભાષામાં જવાબ આપી

શકે છે. તેને તે વખતે તમે તમારૂં અમુક કામ કરવું જ પડશે એમ કહો છો તો તે કામ તે જાગ્રત થતાં કરે છે.

તમે દૃઢ સંકલ્પપૂર્વક તમારી વાત અન્ય મનુષ્ય માનશે જ એ પ્રકારના દૃઢ નિશ્ચયપૂર્વક તે માણુસની આંખો સામી તમારી આંખો મેળવી ત્રાટક કરી સ્થિર દૃષ્ટિથી તમે તેને જે કાંઈ જણાવો છો તે વાત તે માણુસ કબુલ જ કરે છે. તમારી વાત તેને માનવી જ પડે છે. આ ક્રિયામાં સ્થિર દૃષ્ટિની જરૂર છે.

આજ પ્રકારે દૃઢ સંકલ્પબળવાળો માણુસ પોતાના મનોબળથી વિચાર મારફતે અન્યને સંદેશો પહોંચાડી શકે છે.

જેવી રીતે માણુસોને હીપ્નોટાઇઝ કરી વશ કરી શકાય છે તેવી રીતે બીજાં પ્રાણીઓને પણ હીપ્નોટાઈઝ કરી વશ કરી શકાય છે. તોફાની ઘોડા, બળદો, વિગેરેને હીપ્નોટાઇઝ કરી વશ કરી શકાય છે. તેમજ કુતરાં વાઘ વિગેરેને પણ તેના સામે ત્રાટક કરી તે આપણે વશ થઇ જાય છે એ પ્રકારનો દૃઢ સંકલ્પ કરવાથી વશ કરી શકાય છે. ઘણા યોગીઓ આજ પ્રમાણે હિંસક પશુઓને પોતાના સંકલ્પ બળવડે તેની આંખો સામે ત્રાટક કરીને વશ કરી શકે છે. તેમને વશ કરી તેમના હિંસક સ્વભાવ છોડાવી શકે છે.

**અન્ય પ્રાણી વશ કરવાં**—મેસ્મેરીઝમથી જેમ મનુષ્ય ઉપર પ્રયોગ થઇ શકે છે તેમ અન્ય પ્રાણી ઉપર પણ પ્રયોગ થઈ શકે છે. કુતરાં, બીલાડાં વિગેરેની સાથે નજરે નજર મેળવી દૃઢસંકલ્પ પૂર્વક તેના માથાથી પૂંછડા સુધી કરોડના ભાગ ઉપર વિધાનમાર્જન કરવાથી તે સ્તબ્ધ થઇ અનુવૃત્તિમાં લાવી શકાય છે.

વાઘ, સિંહ, સાપ વિગેરે હિંસક જાનવરોને પણ તેની નજર સામે નજર મેળવી વશ કરી શકાય છે. સાપ કે વીંછીને ફુંક મારી વશ કરી શકાય છે. ઘોડાને કાન કે નાકમાં ફુંક મારી વશ કરી શકાય છે. આવી રીતે દૃષ્ટિથી અન્ય જાનવરને આ પ્રયોગ વડે તેમને વશ કરી શકાય છે.





## પ્રકરણ ૨૩ મું
## વિધાયકે પોતે જાતે જ વિશ્વદૃષ્ટિમાં આવવું.

### જાતેજ વિધેયની માફક ઉંડા ઉતરવું.

જેમ વિધાયક વિધેયને ઉંઘમાં નાંખી તેને બેભાન કરી અંતરમાં ઉંડો ઉતારી શકે છે. અને વિશ્વદૃષ્ટિ સુધી લઇ જઇ શકે છે તેમ વિધાયક પોતે અભ્યાસથી ઉંઘમાં આવી સ્વસૂચનાથી અથવા શુભ ભાવનાથી ઉંડો ઉતરી બાહ્ય જગતનું ભાન ભુલી જાય છે. જેમ યોગમાં પ્રાણાયામ, પ્રત્યાહાર કર્યા પછી ધારણા અને ધ્યાન કરવાનું હોય છે અને તે પછી તેના પરિણામી ફળ સમાધીનો સાધકને સાક્ષાત્કાર થાય છે તેવીજ રીતે આ વિદ્યાનો જાત ઉપર અજમાયશ કરવાથી વિધાયક જાતેજ સમાધી સુધીનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે.

સમાધીમાં મનુષ્યનું ચિત્ત એકાગ્ર થતાં તે ધ્યાનમગ્ન થતાં તેને સમાધી થાય છે. જેવી રીતે વિધેયને ઉંઘમાં નાંખી તેના ઉપર માર્જન કરી તેને મૂર્છા, અનુવૃત્તિ અને વિશ્વદૃષ્ટિમાં લાવી શકાય છે તેવી રીતે આ વિદ્યાથી દરેક જણ પોતેજ ઉંઘમાં પડી સુષુપ્તિમાં આવી અંદર ઉંડો ઉતરતાં ચિત્ત એકાગ્ર થતાં અર્થાત ચિત્તવૃત્તિનો નિરોધ થતાં વિશ્વદૃષ્ટિમાં આવી શકે છે. આવી સ્થિતિમાં જાતે આવવા માટે વધુ અભ્યાસની જરૂર છે.

તમે તમારી ઇચ્છાથી આ અવસ્થામાં આવી શકો છો. ઇચ્છા કેળવાતાં મગજ ઉપર અસર થાય છે. અને મગજ ઉપર અસર થતાં શરીરને મગજના તાબે થવાની જરૂર પડે છે. જો જાતે પોતે પોતાને હીપ્નોટાઇઝ કરી શકે તો તેનું આખું જીવન બદલી શકે. અને યોગની સમાધીદશા પર્યંતનું જ્ઞાન મેળવી શકે.

આમ કરવા માટે જેમ વિધેયના ઉપર માર્જન કરી તેને ઉંઘી જવાનો દૃઢ સંકલ્પ કરવાનો હોય છે તેમ તમારે તમારી જાત

ઉપર યોગ્ય ભાવના અને દૃઢ સંકલ્પપૂર્વક પ્રયોગ કરવાનો છે. વારંવાર તમારી જાતને સૂચના આપવાથી અથવા દૃઢ સંકલ્પથી ઇચ્છા કરવાથી તેની અસર મગજ ઉપર થશે અને તમે હિપ્નોટાઇઝ થઇ શકશો. જ્યારે તમે આ પ્રકારે જાતે પ્રયોગ કરો ત્યારે તમારે જે પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેની ભાવના—દૃઢ ભાવના દૃઢ સંકલ્પપૂર્વક કરવી. આરોગ્ય મેળવવાની ઇચ્છા હોય તો હું આરોગ્ય છું, મારામાં ઘણુંજ બળ ભરેલું છે તેવી, જો તમે દ્રવ્ય મેળવવા ઇચ્છતા હો તો 'હું દ્રવ્યવાન છું, મને પુષ્કળ દ્રવ્ય મળે છે' એવી દૃઢ ભાવના કરો, આથી તમારી સ્થિતિમાં ઘણો ફેર પડી જશે. આ ભાવના દૃઢ શ્રદ્ધાપૂર્વક ખરા અંતઃકરણથી કરો, ઉચ્ચ ઉચ્ચ મનથી નહિ પણ તીવ્ર ઇચ્છાથી કરો. આ વખતે તમારે માનવું અને ધારવું કે હું આત્મા છું. આત્માની અખુટ શક્તિ છે તેનો મારામાં વિકાસ થાય એવી ભાવના કરો.

શરૂઆતમાં તમારે તમારૂ શરીર શીથીલ કરી સુંદર શય્યા ઉપર નિશ્ચિંત થઇ ઉંઘતા હો તેમ સુઈ જવું. આંખો મીંચવી અને તે વખતે દૃઢ સંકલ્પ કરવો કે "હું ઘસઘસાટ ઉંઘું છું ગાઢ નિદ્રાવશ થાઉં છું, મારી આંખો હવે મીંચાઇ ગઇ છે. આમ વારંવાર ભાવના કરવી અને એજ વિચારમાં ચિત્તને પરોવી ઉંઘની રાહ જોવી. આના પરિણામે તમે વિષયની માફક ઉંઘવાના. અને થોડા દિવસના પ્રયોગથી તમે જાતે નિદ્રાવશ થતા મૂર્છામાં આવવાના.

આ વખતે સ્થળ એકાન્ત અને શાંત હોવું જોઇએ તે વખતે ઘરમાંથી પણ કોઇ હરકત ન કરે તેનો પ્રથમથી બંદોબસ્ત કરવો. આ વખતે આત્મશ્રદ્ધા રાખી ભાવના પ્રબળ કરવી. અને નક્કી માનવું કે આ ક્રિયાથી ઇષ્ટફળ જરૂર મળવાનું જ. આવા પ્રકારની શુભ ભાવના ઉંઘમાં નહોય ત વખતે પણ કરવાથ તેનું ઉત્તમ ફળ મળે છે. મગજના ઉપર જેમ જેમ આવી ભાવનાની દૃઢ અસર થશે તેમ તેમ મનુષ્ય વિજય મેળવી શકે છે.

વિધાયકે આ હિપ્નોટીઝમનો પ્રયોગ અન્યના ઉપર એટલે [illegible] ઉપર કર્યા પછી જો તે આ પ્રયોગ પોતાઉપર કરે [illegible] પોતે જાતે [illegible] આ વિદ્યાથી મનને એકાગ્ર થઇ બાહ્યભાન ભૂલી અંતરના

ઉંડાણમાં ઉતરશે તો તેને ઘણો ફાયદો થશે. તે પોતાની મેળે મુગ્ધ થઇ અંતરમાં ઉંડો ઉતરી અન્ય મનુષ્યના મનની વાત અથવા તે મનુષ્ય જે વિચાર કરતો હશે તે જાણી શકે છે. છુપા કાગળમાં શું લખ્યું છે તે જાણી શકશે, આવીજ રીતે જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તે દૂર દેશાવરની વાત નજરે જોઇ જેમ કહે તેમ કહી શકશે. ભવિષ્યમાં શું બનશે તે કહી શકશે એટલુંજ નહિ પરંતુ જેમ જેમ તેનો અભ્યાસ વધતો જશે તેમ તેમ તેને સમાધી પર્યંતનું જ્ઞાન થતાં આત્મસાક્ષાત્કાર પણ થઇ શકશે.

આ વિદ્યા પણ યોગના એક અંગ જેવી છે. વિષેયને સામો મનુષ્ય બેભાન કરી તેને અંતરમાં ઉંડો ઉતારી તેના આંતર મન દ્વારા અનેક દૂર દેશાવરની વાતો જણાવી શકે છે. તેમજ જો વિધાયક જાતે પોતાના ઉપર આ પ્રયોગ કરતાં શીખશે. પોતે જાતે જ મુગ્ધાવસ્થા પ્રાપ્ત કરી બાહ્યભાન ભૂલી અંતરભાનમાં જાગ્રત રહેશે તો તે ધારશે તેવી વસ્તુ મેળવી શકશે. દ્રઢ સંકલ્પથી તે ધારશે તેટલું દ્રવ્ય મેળવી શકશે, અને આ જગતમાં મહાપુરૂષ તરીકે લેખાશે.

જેમ જેમ મનુષ્યને જાતેજ આ વિદ્યાના પ્રયોગથી વિષેયની દશામાં આવવાનો અભ્યાસ થશે તેમ તેમ તે બાહ્ય ભાન ભૂલી અંતર ઉતરતો જશે. અને તેનો આત્મા જાગ્રત થતાં તે તેના આંતર મન અર્થાત સૂક્ષ્મદેહે ગમે તે સ્થળે જઇ ત્યાંના બનાવો નજરે જોઇ શકશે. ગમે તે સ્થળે જઇ ત્યાંના મનુષ્યોના મનની વાત જાણી શકશે ગમે ત્યાં દાટેલું ધન પણ નજરે જોઇ શકશે. અને અંતે સૂક્ષ્મદેહે ગમે ત્યાં જવા આવવાના બળને મેળવી શકશે. વળી તેના પરિણામે ભવિષ્યની વાત પણ જાણી શકશે.

અભ્યાસ વધતાં સમાધિ પર્યંતનું જ્ઞાન થતાં આત્માનો સાક્ષાત્કાર થતાં તે અષ્ટ સિદ્ધિને પણ હસ્તગત કરી શકશે. યોગથી સમાધી પર્યંતનું જ્ઞાન મેળવવું તેના કરતાં આ વિદ્યાથી મેળવવું તે ઘણુંજ સ્હેલું છે. પ્રથમ અન્યને હિપ્નોટાઇઝ કરતાં શીખવું પછી પોતે જાતે હિપ્નોટાઇઝ થતાં શીખવું. તો તે મહાન ચમત્કારો જાતે કરી શકશે અને ઘણી સિદ્ધિને મેળવી પોતાનું જીવન મહાપુરુષ તુલ્ય બનાવી શકશે.

---



## પ્રકરણ ૨૪ મું.

## રોગીઓના રોગ ટાળવા.

દરદીને હીપ્નોટાઇઝ કરી તેના રોગો પણ આ વિદ્યાથી મટાડી શકાય છે. તેને ઉંઘમાં નાખી પછી "તને રોગ મટી ગયો છે. તું જાગીશ ત્યારે સાજો થયેલો જ હોઇશ." આ પ્રકારનાં વાકયો દૃઢ સંકલ્પપૂર્વક તેને કહેવાથી તેની તેને અસર થાય છે અને તે સાજો થાય છે, ત્યારે તેનો રોગ જતો રહેલો તેને જણાય છે. તે વખતે જે ભાગમાં તેને દરદ હોય છે તે ભાગ ઉપર માર્જન કરવામાં આવે છે અને તે વખતે તેને રોગ જતો રહે છે એમ સંકલ્પ કરવામાં આવેછે.

તેનો રોગ સાજો કરવા માટે તેને સુવાડી કે ખુરશીમાં બેસાડી શરીર શિથિલ કરવા કહેવું. દરદીને પ્રયોગ કરનારે કહેવું કે તમારૂં દરદ હું જરૂર મટાડી શકીશ માટે શ્રદ્ધા રાખી પ્રયોગ કરશો તો જરૂર મટશે.

દરદીના ઉપર પ્રયોગ કરતી વખતે તેને રોગ મટે છે જ એવા સંકલ્પપૂર્વક માર્જન કરવાનું હોય છે માર્જન માથાથી હાથ સુધી કરી મુઠીવાળી બાજુ ઉપર મુઠી ખંખેરી નાંખવી. અને ધારવું કે દરદીના શરીરનું ખરાબ તત્ત્વ આ પ્રમાણે હું માર્જન કરી બહાર કાઢી ખંખેરી નાંખું છું પછી તેને ઝટ આરામ થાય તેવો સંકલ્પ કરી જાણે કાંઇ આરોગ્ય તેને આપતા હોઇએ તેવી રીતે ફરી ધીમે ધીમે માર્જન કરવાં. પ્રયોગ પુરો થયા પછી સાબુથી હાથ ધોઇ નાંખવો જોઇએ. આ પ્રયોગ કરતા પહેલાં દરદીને આરામખુરશી કે ખાટલામાં સુવાડી આંખો બંધ કરાવવી જોઇએ. પછી જો પ્રયોગ કરતાં તે ઉંઘી જાય તો વિસર્જન માર્જન કરીને તેને જગાડવો જોઇએ.

કેટલીક વખતે દરદીના ઉપર પ્રયોગ કરતી વખતે માર્જન કરી દરદવાળા ભાગ ઉપર ઘણીવાર ફુંક મારવામાં આવે છે. પ્રયોગ થઇ રહ્યા પછી તેને દીર્ઘ શ્વાસ લઇ બહાર કાઢવાનું કહેવું. કેટલીક વખતે આ પ્રયોગ કરતી વખતે તેનાં કપડાં કઢાવી નાંખવામાં આવે છે. તેનાં કપડાં કઢાવી તેના શરીર ઉપર ધોતીયું ઓઢાડવામાં આવે છે.

પ્રયોગ કરનાર દરદો સહેલાઈથી મટાડી શકે છે અને તેથી આ રોગીને પણ તેનું દરદ તે મટાડશે જ એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઈએ. તેને જો તેના ઉપર શ્રદ્ધા બેસે છે તો તે તેના રોગો મટાડી શકે છે.

રોગીને માર્જન કરવામાં ઘણી વખતે વસ્ત્ર કે પાણીનો ઉપયોગ કરવામાં આવે છે. ઘણીવાર આ પ્રયોગ કરી રહ્યા પછી તેને માર્જન કરેલું વસ્ત્ર પહેરવા આપવું અથવા તો પાણીને માર્જન કરી તે પાણી પીવા આપવું. દરદીને તાવમાં માર્જન કરેલું ગરમ પાણી પીવાથી પરસેવો વળી તાવ ઉતરે છે. માર્જન કરવા માટે એક પ્યાલો ચોખા ગળેલા પાણીનો ભરી ડાબા હાથમાં રાખી જમણા હાથની આંગળીઓના છેડા પાણી તરફ રહે તેમ પ્યાલા ઉપર ધરી મનમાં દૃઢ સંકલ્પ કરો કે આ પાણીથી રોગીનો રોગ જવો જ જોઇએ, તેમજ જો રોગીને જુલાબ આપવાનો વિચાર હોય તો સંકલ્પ કરવો કે આ પાણીથી તેને જુલાબ થવોજ જોઇએ. તેની શક્તિ વધારવાની ઇચ્છા હોય તો—સંકલ્પ કરવો કે આ પાણીથી તેની શક્તિ વધવીજ જોઇએ આ પ્રકારે રોગીને સાજો થવાનો સંકલ્પ કરતાં થોડીવાર પાણી ઉપર આંગળીઓ ધરી રાખવી. પછી તે પાણી દરદીને પાવા માટે આપવું.

જેવી રીતે પાણી માર્જન કરી અપાય છે તેવી રીતે ગોળીઓ પણ રોગીને તે ખાવાથી મટશે જ એવા સંકલ્પપૂર્વક માર્જન કરી અપાય છે આ પ્રમાણે માર્જન કરેલું પાણી દવા તરીકે પીવાય છે તેમજ દુઃખાવાવાળા ભાગ ઉપર ચોપડાય છે અને તેનાથી ઘણીવાર ઘણાં દરદો મટી જાય છે આ ઉપરાંત દરદીને સ્વચ્છ હવામાં રહેવા, ઘરમાં સ્વચ્છતા રાખવા, આનંદી અને શાંત રહેવા, દિવસમાં બે વાર સ્નાન કરવા વિગેરેની સૂચના આપવી જોઇએ.

આ પ્રકારે આ પ્રયોગથી સંધીવા, પક્ષાઘાત, નજળો, માથું દુખવું, ચસકા, કાનનો દુઃખાવો, છાતીનો દુખાવો, પીઠનો, પેટનો દુખાવો, બંધકોશ, અપચો, વિગેરે દરદો મટી જાય છે. આવી રીતે દરદીને સુવાડી તેને ઉંઘમાં નાંખી પછી તેને જે ભાગમાં દરદ હોય તે ભાગ ઉપર તે રોગ મટી જાય છે એવી ભાવનાપૂર્વક માર્જન કરી તેને ધીમેથી કહેવું કે તમારૂં દરદ હવે મટી ગયું છે, તમને આરામ થઇ ગયો છે. તમને હવે કંઇ રોગ રહ્યો નથી, આ પ્રમાણે સૂચના આપવી, તેની તેના મનઉપર અસર થયા વગર રહેવાની નહિ અને તેથી તેને આરામ થાય છે. આ વખતે તેને જે જે દરદ થયું હોય તે તે દરદનું નામ દઇને તેને સૂચના આપવી કેઃ 'હવે તારૂં તે દરદ મટી ગયું છે." આજ ભાવની બે, ચાર પાંચ, વખત ધીમેથી દ્દઢ સંકલ્પપૂર્વક સૂચના આપવાથી દરદીને ઘણો આરામ થાય છે. આજ પ્રકારે તેનાં વ્યસન પણ છોડાવી શકાય છે.

## પ્રકરણ ૨૫ મું.

## ચમત્કારીક રીતે રોગ મટાડવા.

કપડાં, કાગળ કે પાણીમાં પ્રાણાધાન કરી તેનો ઉપયોગ અન્યને કરવા આપવાથી ચમત્કારીક અસર થાય છે. મહાપુરુષોની પાવડીયો કે પગનો સ્પર્શ કરવાથી તેમના ગુણો શિષ્યમાં આવે છે. તેમનું કપડું પ્રસાદ તરીકે લઇ તે પહેરવાથી ફાયદો થાય છે આ જે માન્યતા છે તેમાં પણ આ પ્રાણતત્ત્વના વિનિમયનો જ આધાર છે.

કાગળ કે દોરાને શરીરનો સ્પર્શ કરી અમુકનો રોગ મટો એવો સંકલ્પ કરી તેને તે વાપરવા આપવાથી તેને રોગ મટે છે. શુદ્ધ આચાર વિચારવાળા મનુષ્યો દોરો મંત્રી આપે છે તેમાં તેનો રોગ મટો, એવી ભાવનાવાળો મંત્ર હોય છે. ફુંક મારી ગાંઠવાળી આપે છે અને ધુપ દઈ તેમાં પોતાના પ્રાણતત્ત્વને પ્રેરી વાપરવા આપે છે તેથી રોગ મટે છે, ભૂત વળગાડ પણ આ પ્રમાણે દ્દઢ-સંકલ્પ કરી યંત્ર બાંધવાથી જાય છે એ સર્વ પ્રાણ વિનિમયના પ્રકાર છે,

પાણી મંત્રી પાવાથી પણ ફાયદો થાય છે. એક પ્યાલામાં પાણી ભરી તેને એક હાથમાં મૂકી તે ઉપર જમણો હાથ ઢાંકી રાખી તેને રોગ મટો કે ભૂત જાવ એવો મંત્ર દઢ સંકલ્પ સહિત જપે છે પછી તે પ્યાલાના પાણીથી છેક નજીક આંગળીઓનાં ટેરવાં ધરી રાખીને જાણે માર્જન કરતા હોઇએ કે પાણીમાં કાંઇ ફૂંકતા હોઇએ તેમ તત્ત્વાભિધાન કરી તે વખત તેને અમુક લાભ થાવ એવો દઢ સંકલ્પ કરી તે પાણી રોગીને કે ભૂતવાળાને પાવાથી તેનો રોગ શાંત થાય છે. આવા ઘણા ચમત્કારો જોઇએ છીએ તેમાં પણ પોતાના શુદ્ધ પ્રાણતત્વને અન્યનામાં દાખલ કરવું એજ હોય છે.

શરીરમાં વ્યાધિ અને ઉપાધિ નામના બે રોગ થાય છે. સ્થૂલ દેહને થયેલો રોગ તે વ્યાધિ છે અને લિંગ દેહને વળગેલો માનસિક ચિંતાદિનો રોગ તે ઉપાધિ છે. ભૂત વળગવું એ પણ વ્યાધિ ગણાય છે. માનસિક રોગો ઉપાધિ ગણાય છે. અને મન બુદ્ધિ વિગેરે અંતઃકરણમાં જે જે વિકારો થાય છે તે આધિ ગણાય છે.

ગાંડપણ, શૂન્યતા, નિરાશા, બેભાનપણું ફેફરૂં. હીસ્ટીરોયા, વાયુ એ બધા આધિમાં ગણાય છે. તાવ, ચુંક, સંધિવા એ વ્યાધિ છે. આ આધિ, વ્યાધિ અને ઉપાધિના રોગો મેસ્મેરીઝમથી મટાડી શકાય છે.

હંમેશનો ઘર કરી રહેલો વ્યાધિ સાધ્ય ગણાતો નથી પણ તંત્રના બગડવાથી થયેલા રોગો, માનસિક રોગો, તાવ, સંધિવા એ સર્વ આ પ્રયોગથી મટે છે. ક્ષય મટતો નથી. માથુ દુઃખવું કળતર થવું, ઉંઘ ન આવવી એ સર્વ આ પ્રયોગથી મટાડી શકાય છે. રોગ મટાડનાર ઉપર રોગીની જેવી શ્રદ્ધા તેના ઉપર આ રોગ મટવાનો આધાર છે.

વિધાયકે અન્યના રોગો આ પ્રયોગથી મટાડવા માટે પોતાના શરીર અને મનની શુદ્ધિ રાખવી, દઢ સંકલ્પવાળા થવું, નિઃસ્વાર્થ બુદ્ધિ, પરમાર્થદૃષ્ટિ એ રાખવું જોઇએ. અને રોગીએ તેના ઉપર દઢ શ્રદ્ધા રાખવી જોઇએ. વિધાયકે રોગીને આસ્તા બેસાડવી. તેના મનમાં દઢ ઠસાવી દેવું કે આ પ્રયોગથી તેનો રોગ ઝટ મટી જવાનો અને તેને તે પ્રયોગમાં વધુ ને વધુ શ્રદ્ધા ચોટતી જાય

તેવી રીતે વિધાયકે વર્ત્તવું. રોગીની પરિસ્થિતી પણ રોગ મટે તેવી રાખવી.

રોગીને ભૂત વળગ્યું હોય તો તેનામાં તે ભરાયલા ભૂતના સત્વને વિધાયકે પોતાના દ્રઢ સંકલ્પ અને શ્રદ્ધાથી દૂર કરવું.

વાગ્યા ઉપર, બળેલા ભાગ ઉપર, ગુમડા ઉપર ફુંક મારવી, મોંની વરાળવાળો રૂમાલ દબાવવો, હાથ ફેરવવો, માર્જન કરવું, થુંક ચોપડવું એ દ્વારે શાંતિ કરી શકાય છે. આગળ માર્જન કરવામાં શરીરે હાથ ન અડાડવો એવું કહ્યું છે પણ આવા દરદો મટાડવા માટે તો જાણે શરીરમાંથી કાંઇ ખેંચી લેતા હોઇએ એમ હાથ ફેરવી રોગ જવાની ભાવના કરવી અને હાથ ખંખેરો જાણે રોગી તત્વો ફેંકી દેતા હોઇએ તેમ કરવું.

આ પ્રયોગથી ઘણાં દરદો અનુભવી પ્રયોગ કરનાર મટાડી શકે છે. સૂચના પંદર વીસ મિનીટ સુધી આપવી. આવી રીતે તેને મટતા સુધી રોજ પ્રયોગ કરે જવો. સુચના આપ્યા પછી તેમને કહેવું કે તમે જાગશો ત્યારે તમને તમારૂં દરદ મટી ગયેલું જણાશે. આવી સૂચનાથી પ્રયોગ કરવાથી વગર દવાએ ઘણાં દરદો મટીશકે છે.

ઝેર ઉતારવા માટે પેટ કે છાતી ઉપર માર્જન કરવાથી ઉલ્ટી થઇ ઝેર ઉતરી જાય છે. બેશુદ્ધિ થઇ હોય તો હૃદય ઉપર ફુંક મારી માર્જન કરવું.

પ્રયોગ પુરો થયા પછી વિધાયકે સ્વચ્છ જળથી હાથ ધોઇ નાંખવો. રોગીને આ પ્રયોગથી નિંદ્રામાં લાવ્યા પછી વિસર્જન માર્જન ન કરતાં તેને એકાંત સ્થળમાં પૂરેપૂરો ઉંઘવા દેવો. અને તે વખતે દ્રઢ સંકલ્પ કરવો કે તેનો રોગ મટી જાય છે. તેની મેળે જ તે જાગે તો જાગવા દેવો. તેથી તેને ઘણો આરામ થશે.

આવા પ્રયોગમાં રોગીને માત્ર ઉંઘમાં જ નાંખવો. માર્જન કરી મૂર્છા કે અનુવૃત્તિમાં ન લાવવો.

આ વિદ્યાવડે અનેક રોગીઓને સાજા કરી શકાય છે.





# ભાગ ૨ જો

## યોગવિદ્યા.

### પ્રકરણ ૨૬ મું.

### યોગના પ્રકારો.

જેમ હીપ્નોટીઝમની ક્રિયાથી એક મનુષ્ય બીજા મનુષ્યને ઉંઘમાં નાંખી વિશ્વદષ્ટિ સુધી લઇ જાય છે. અને તે વખતે વિધેય ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની વાત જાણી શકે છે તેવીજ રીતે યોગવિદ્યાનો અભ્યાસ કરવાથી મનુષ્ય જાતે સમાધિસ્થ થતાં ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની વાત જાણી અને જોઇ શકે છે.

યોગ ચાર પ્રકારના છે—૧ હઠયોગ, ૨ લયયોગ, ૩ મંત્રયોગ અને ૪ રાજયોગ, હકાર સૂર્ય છે અને ઠકાર ચંદ્ર છે. સુર્ય અને ચન્દ્રના યોગથી હઠયોગ થાય છે. ઇડા, પીંગળા અને સુષુમ્ણા ત્રણ નાડી દરેક મનુષ્યમાં ચાલે છે. ઇડામાં વહન કરતા પ્રાણને ચન્દ્ર કહે છે, પીંગળામાં વહન કરતા પ્રાણને સૂર્ય કહે છે. પ્રાણાયામના પરિપકવ થયે કુંડલિનીનું ઉત્થાન થતાં સૂર્ય ચન્દ્રનો પ્રવાહ શિથિલ થઇ પ્રાણવાયુનો સુષુમ્ણામાં પ્રવેશ થાય છે. આ પ્રમાણે આ પ્રાણને એકત્ર કરવાની કળાને હઠયોગ કહે છે.

૧ હઠયોગ—હૃદયમાં સૂર્ય છે અને નાસિકની બહાર બાર આંગળ ઉપર ચંદ્રમા છે. હૃદયમાં ચંદ્ર—અપાનવાયુ લય ભાવને

પામે અને સૂર્ય પ્રાણરૂપે બહાર નીકળે નહિ ત્યાંસુધી તે આંતરકુંભક કહેવાય છે. ચંન્દ્રના સ્થાનમાં સૂર્ય લય ભાવને પામે ને જ્યાંસુધી ચન્દ્ર રૂપે થઇ પાછો વળે નહિ ત્યાંસુધી બાહ્યકુંભક કહેવાય છે. આ કુંભકનો અભ્યાસ વધારવો એ હઠયોગની ક્રિયા છે.

પ્રાણ—યોગમાં પ્રાણને વશ કરવાનો હોય છે. પ્રાણ નીચે પ્રમાણે પાંચ પ્રકારના છે. ૧ પ્રાણ, ૨ અપાન, ૩ સમાન, ૪ ઉદાન અને વ્યાન.

પ્રાણ—હૃદય સ્થાનમાં રહી ભૂખ તરસની જે ક્રિયા કરે છે તે પ્રાણ છે.

અપાન—ગુદાસ્થાનમાં રહી મળ મૂત્રને નીચે લઇ જવાની ક્રિયા કરે છે.

સમાન—નાભિ આગળ રહી અન્નજળને પચાવવાની ક્રિયા કરે છે.

ઉદાન—કંઠમાં રહી શ્વાસક્રિયા કરે છે. અને

વ્યાન—સર્વ શરીરના સ્થાનમાં રહી રસમેલન ક્રિયા કરે છે.

સૂક્ષ્મ શરીર—સ્થૂલ શરીરની અંદર સૂક્ષ્મ શરીર છે. તે વડે સ્થૂળ શરીર ગતિમાન રહે છે. સૂક્ષ્મ શરીરમાં–પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને મન તથા બુદ્ધિ એ સત્તર તત્વો રહેલાં છે, પાંચ જ્ઞાનેન્દ્રિયમાં–આંખ, જીભ, નાક, કાન, ત્વચાનો અને પાંચ કર્મેન્દ્રિય-વાણી, હાથ, પગ, લિંગ અને ગુદાનો સમાવેશ થાય છે. સ્થુળ અને સૂક્ષ્મ શરીરમાં મુખ્ય ભાગ પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ ભજવે છે, પ્રાણના બળથી ઇન્દ્રિયોદ્વારા અંતઃકરણની વૃત્તિ બહાર જાય છે, અંતઃકરણમાં–મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારનો સમાવેશ થાય છે. પ્રાણનો નિરોધ કરવાથી અંતઃકરણનો નિરોધ થઇ શકે છે.

ચક્રો—પ્રાણાયામનો બંધસહિત ત્રણ વર્ષ સુધી નિયમિતપણે અભ્યાસ કરવાથી શિરામાં વ્યાપેલા વ્યાન નામના પ્રાણનો પ્રાણમાં નિરોધ થાય છે. ઉદાનસહિત તે પ્રાણ નાભિ આગળ સમાન તથા અપાન સાથે એકત્ર થઇ કુંડલિનીનું ઉત્થાન કરે છે. તેથી તૈજસની પ્રવૃત્તિ બંધ પડે છે અને તે મેરુદંડ (કરોડ)નાં અધોભાગમાં જે આધારચક્ર છે તેમાં પ્રવેશ કરે છે. નાભિ આગળ સાડા ત્રણ

આંટાવાળી જે સૂક્ષ્મ નાડી છે તેને કુંડલિની કહે છે. તેમાં સ્થૂળ ભોગની વાસના હોય છે. મેરૂદંડમાં સુષુમ્ણામાંની મુખ્ય ગ્રંથીઓને ચક્ર અથવા પદ્મ કહે છે. ગુદાસ્થાનનામૂળમાં આધારચક્ર છે. લિંગસ્થાનના મૂળમાં સ્વાધિષ્ટાનચક્ર છે, નાભિસ્થાનમાં દશ દળવાળું મણિપુર ચક્ર છે, હૃદયમાં બાર દળવાળું અનાહત ચક્ર છે. કંઠમાં સોડષ દળવાળું વિશુદ્ધચક્ર છે, બંને ભ્રૂના મધ્યમાં–ભ્રકુટીમાં બે દળવાળું આજ્ઞા ચક્રછે, અને દશમા દ્વારમાં બ્રહ્મરંધ્રમાં–અજરામર અથવા બ્રહ્મરંધ્ર ચક્ર છે. તે સચ્ચિદાનંદ જ્યોતિસ્વરૂપ, સહસ્ત્ર દળવાળું અને શુદ્ધ સ્ફટિક જેવું છે. એ રીતે સાતચક્ર છે.

યોગી જ્યારે ચક્રનો ભેદ કરી સહસ્ત્રદળ પદ્મમાં રહે છે ત્યારે તેને હિરણ્યગર્ભ જોડે એકતા થાય છે અને તેને ઘણીક સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. શરીરની અંદરનો પવન ઘણું કરીને નાસિકાની બહાર બાર આંગળ જાય છે તે પવનનો કુંભકવડે નિરોધ કરવાથી સમાધિ થાય છે.

૨ લયયોગ–જે ઉપાયથી વિષયની અથવા ધ્યેયાકારની વિસ્મૃતિ થાય તે ઉપાય રૂપ યોગને લયયોગ કહે છે. પ્રાણાયામાદિ ક્રમ વિના શાંભવીમુદ્રાના અભ્યાસથી લયયોગની પ્રાપ્તિ થાય છે. આધારથી બ્રહ્મરંધ્ર સુધીનાં ચક્રોમાંના કોઇ પણ ચક્રમાં અંતઃકરણની વૃત્તિને સ્થાપન કરીને દૃષ્ટિને નિમેષોન્મેષ રહિતપણે શરીરની બહારના પ્રદેશમાં સ્થાપન કરવી તેને શાંભવીમુદ્રા કહે છે.

૩ મંત્રયોગ—શ્વાસ હકારથી બહાર નીકળે છે, અને સકારથી અંદર પ્રવેશ કરે છે. આ રીતે 'હંસ' એવો મંત્ર જીવ જપે છે. તેને બદલે શ્રી ગુરુ ઉપદેશાનુસાર સુષુમ્ણામાં સોહં, સોહં એવો જપ થાય છે. તેને મંત્રયોગ કહે છે. સોહંમંત્ર જપી તે દ્વારા કુંડલિનીના ઉત્થાનની ભાવના કરી મુળાધારમાં વૃત્તિદ્વારા પ્રવેશ કરી ત્યાં સ્થિત ગણેશનું પુજન કરી તેમને અહોરાત્રમાંના ૬૦૦ અજપા મંત્ર નિવેદન કરવા, આ રીતે એકાગ્ર ચિત્તથી જપ સંખ્યાને અર્પણ કરનાર બ્રહ્મચર્યાદિનું પાલન કરનાર સાધકને એક કરોડ જપ પુરા થતાં દસ પ્રકારના નાદ સંભળાય છે, તેમાં દસમો નાદ બ્રહ્મભાવની પ્રાપ્તિના સાધનભૂત છે. તેનો સાધકે સર્વદા અભ્યાસ કરવો. દસમો નાદ અનાહતનાદ છે તે સાંભળતાં બ્રહ્માત્માની સન્નિધિ થતાં સાધક બ્રહ્મરુપ થાય છે.



## પ્રકરણ ૨૭ મું.

### રાજયોગ.

૪ રાજયોગ—ચિત્તની અનાત્માકાર વૃત્તિઓના નિરોધને રાજ-યોગ કહે છે. તેના બે પ્રકાર છે. સંપ્રજ્ઞાત યોગ અને અસંપ્રજ્ઞાતયોગ. ચિત્તની પાંચ પ્રકારની અવસ્થા છે. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરૂદ્ધ, જે અવસ્થામાં ચિત્તની વૃત્તિઓ સંસારના વિષયોમાં ભ્રમણ કરે છે તે ક્ષિપ્તાવસ્થા છે, જે અવસ્થામાં નિદ્રા, આળસ વિગેરેવાળું થઇ ચિત્ત મુઢ જેવું વિચાર રહિત થાય તેને મુઢાવસ્થા કહેવાય છે. જેમાં ચિત્ત કોઇ વખત ધ્યાનમાં જોડાય ને પાછું વળી વ્યાકુળ થઇ જાય છે તેને વિક્ષિપ્તાવસ્થા કહે છે, જેમાં ચિત્ત વિષયોમાંથી પોતાની વૃત્તિઓને ખેંચી કોઇ એક વિહિત વિષય સાથે જોડી દે છે તેને એકાગ્રાવસ્થા કહે છે. અને સર્વ વૃત્તિઓ ચેષ્ટા રહિત થઇ જાય તેને નિરૂદ્ધાવસ્થા કહે છે. ચિત્તની એકાગ્ર અવસ્થામાં વૃત્તિઓનો જે યોગ થાય છે તેને સંપ્રજ્ઞાત યોગ કહે છે અને ચિત્તની પાંચ પ્રકારની વૃતિઓના નિરોધાવસ્થાને અસંપ્રજ્ઞાત યોગ કહે છે. એકાગ્ર અને નિરુદ્ધ બે અવસ્થામાં જ યોગ થઇ શકે છે. જ્યારે ચિત્તની બાહ્ય વૃત્તિઓનો નિરોધ થઈ જાય છે ત્યારે જીવાત્મા સમાધિસ્થ થઈને કેવળ પોતાના સ્વરૂપને જ જોઇ તેનોજ વિચાર કરે છે. સુખનું કારણ જેમ ધર્મ છે તેમ મોક્ષ પ્રાપ્તિનું કારણ રાજયોગદ્વારા ઉપજતું જ્ઞાન છે.

યોગશાસ્ત્રથી સમાધિ પર્યંતની સ્થિતિ મેળવવી એ મેસ્મેરીઝમથી અન્યને વિશ્વદ્રષ્ટિમાં લાવવા કરતાં વધુંજ લાભપ્રદ છે. વિ-

ધ્યેય વિશ્વદૃષ્ટિમાં આવે છે પણ તે પરતંત્ર એટલે વિધાયકને વશ હોય છે પણ યોગ માર્ગથી વિશ્વદૃષ્ટિ સુધી જનાર મનુષ્ય સ્વતંત્ર હોય છે. તે પોતે ધારે છે ત્યારે સમાધીસ્થ થઈ શકે છે અને ધારે છે ત્યારે પાછો જાગ્રત થઈ જાય છે.

યોગશાસ્ત્રનું રહસ્ય માત્ર ચિત્તવૃત્તિનો નિરોધ કરી વાસનાનો ત્યાગ કરી પરમાનંદરૂપ મોક્ષને પ્રાપ્ત કરવો એજ છે. યોગનાં જે આઠ અંગો-યમ-નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધી છે તેનું વર્ણન આ વિષયમાં આગળ કરવામાં આવશે. તે અંગોમાં પ્રથમના ત્રણ-યમ, નિયમ અને આસન એ સાધનરૂપ છે અને તે પછીનાં અંગો પ્રાણાયામના પ્રકાર છે. આ યોગમાર્ગ પ્રાણને સાધવાનો-તેને વશ કરી મનને વશ કરવાનો જ માર્ગ છે. પ્રાણને પ્રાણાયામથી વશ કરતાં ષડ ચક્રો ભેદી, કુંડલીનું ઉત્થાન થતાં નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત થાય છે. સમાધિ પ્રાપ્ત થતાં મનુષ્યને અષ્ટસિદ્ધિ પ્રાપ્ત થાય છે. જગતના પદાર્થો હસ્તામલકવત થઈ રહે છે. આ યોગમાર્ગ ગ્રંથો વાંચી સિદ્ધ થતો નથી. તેને માટે તેવા અનુભવી ગુરુની સહાયતાની જરૂર છે.

યોગમાં હઠયોગ એ કષ્ટસાધ્ય છે. યોગ સિદ્ધ કરતા પહેલાં યમ નિયમનું યથાર્થ પાલન કરી આહારવિહાર અને આચાર વિચારથી શરીર અને મનને નિર્મળ કરવાની જરૂર છે. આમાં મનની વૃત્તિઓને વશ કરતાં પ્રાણતત્ત્વ પણ વશ થઈ શકે છે. પ્રાણ દમન કરવાનો જે હઠયોગ છે તેના કરતાં વૃત્તિનો નિરોધ કરવાનો રાજયોગ છે તે ઘણો ઉત્તમ અને સહજ સાધ્ય છે.

જેમ હઠયોગનાં આઠ અંગો છે તેમ રાજયોગનાં વિવેક, વિરાગ, શમદમાદિ ષઠસંપત્તિ, મુમુક્ષુતા અને તે પછી નિરંતર બ્રહ્મ વિચાર કરવો એ ચાર અંગો છે તેનું વર્ણન આગળ કરવામાં આવશે.

યોગાભ્યાસ કરવો એટલે પ્રાણાયામથી પ્રાણનું દમન કરવું એવું નથી પણ યોગ સૂત્રમાં યોગનું લક્ષણ એવું કહ્યું છે કે:

**યોગશ્ચિત્તવૃત્તિ નિરોધઃ** એટલે ચિત્તવૃત્તિનો નિરોધ કરવો તે યોગ છે. ચિત્તવૃત્તિના નિરોધ માટે પ્રાણાયામ, ભક્તિ, ઉપાસના, સેવા એ સાધનો છે. ઉત્તમ અધિકારીને માટે તો દેવગુરુ સેવા, ભક્તિ,

ઉપાસના, તત્ત્વવિચાર, બ્રહ્મચિંતન એ કરવું યોગ્ય છે. તેથી ચિત્તવૃત્તિ શાંત થતાં તેનો નિરોધ થાય છે. જે યોગથી ચિત્તવૃત્તિનો નિરોધ થતો નથી તે યોગ મિથ્યા છે.

વિવેક એટલે નિત્ય અનિત્યનો વિવેક કરવો. સત્ય શું છે અને નાશવંત શું છે તે જાણવું. વિરાગ અને શમાદિ ષડસંપત્તિનો અભ્યાસ રાખવો. વૃત્તિઓને અંતર્મુખ વાળવી, ધન માન જાતીનું અભિમાન ન રાખતાં નમ્ર થવું, સરળ થવું, હૃદય નિર્મળ રાખવું, દયા રાખવી અને સંકલ્પને દ્રઢ રાખતાં શીખવું. કરેલા નિશ્ચયને વળગી રહેવું.

એકાન્ત અને શાંત સ્થાનમાં જઇ આ અભ્યાસ કરવો અને દરરોજ થોડો થોડો વખત વૃત્તિનો નિરોધ કરવાની ટેવ પાડવી. આહારવિહાર સાત્વિક રાખવા એ સર્વ રાજયોગને સિદ્ધ કરવાના માર્ગ છે. સારા ખોટાનો નિશ્ચય કરવો. કોઇ વાતનો પશ્ચાતાપ કરી આત્મબલ વ્યર્થ ગુમાવવું નહિ. સંકલ્પનું બળ વધતાં વૃત્તિનો નિરોધ થતો જશે. વેદાન્તનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કરવું. વૃત્તિ બ્રહ્માકાર રાખવી

વેદાન્તનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કર્યા કરવું. દ્રઢવૃત્તિ સર્વત્ર એકરસ બ્રહ્માકાર થઇ રહે, સર્વત્ર અભેદ અને આત્માને જ દેખે ત્યારે સમાધિ થઇ સમજવી. આવી બ્રહ્માકાર વૃત્તિ થઈ છે તેનું પણ વિસ્મરણ થઇ નિત્ય જ્ઞાનનો ઉદય રહે એ પરમ-નિર્વિકલ્પ સમાધિ સમજવી. જે યોગમાર્ગે સમાધિસ્થ થઇ શકે છે તે વિશ્વરુપ હોય છે તેમની ઇચ્છા તે આખા બ્રહ્માંડની ઇચ્છા છે.

ઈશ્વરભક્તિ—ઇશ્વરની ભક્તિ કરવાથી પણ યોગીને અસંપ્રજ્ઞાત સમાધિનો લાભ થાય છે ભક્તિના નવ પ્રકાર છે. ૧ શ્રવણ, ૨ કિર્તન, ૩ સ્મરણ, ૪ પાદસેવન, ૫ અર્ચન, ૬ વંદન, ૭ દાસત્વ, ૮ સખ્ય અને આત્મનિવેદન.

૧ શ્રવણ ભક્તિ એટલે પરમાત્માના ગુણનું શ્રવણ કરવું અર્થાત્ શાસ્ત્રનું એકાગ્રચિત્તે શ્રવણ કરવું—ઇશ્વર વિષયક કથા વાર્તા સાંભળવી તે શ્રવણભક્તિ કહેવાય છે ૨ કિર્તન ભક્તિ—પરમાત્માના ગુણાનુવાદ ગાવા-ભજન કિર્તન ગાવાં તે કિર્તન ભક્તિ છે. ૩ સ્મરણભક્તિ—ઇશ્વરના નામનું ચિંતન કરવું તે સ્મરણભક્તિ છે. ૪ પાદ-

સેવન—શ્રી ઇશ્વરની પ્રતિમાની કે શ્રી સદ્ગુરૂનાં ચરણારવિંદની સેવા કરવી તે પાદસેવન છે. ૫ અર્ચન– ઇશ્વરની પ્રતિમાની ષોડષોપચારથી કે પંચોપચારથી પૂજા કરવી તે અર્ચન. તેમને પ્રેમપૂર્વક નમન કરવું તે વંદનભકિત, તેમની પ્રેમપૂર્વક સેવકની માફક સેવા કરવી તે દાસત્વભક્તિ છે. અને શરીર, વાણી અને મનના વિકારોથી રહિત થઇને તેઓની સાથે મિત્ર તરીકે વર્તવું તે સખ્ય, અને પોતાનું સર્વસ્વ અર્પણ કરીને નિરાભિમાનપણે તેમના અનુયાયી તરીકે થઇ રહેવું તે આત્મનિવેદન ભક્તિ છે.

ઇશ્વરમાં ધર્મ, વૈરાગ્ય, જ્ઞાન અને ઐશ્વર્યનો અવધિ છે. એ ઇશ્વર વાચ્ય અને પ્રણવ ૐ તેનો વાચક છે. આ પ્રણવમંત્રનો યથાવિધિ જપ કરવાથી તેના અર્થરૂપ ઇશ્વરનું ચિંતન કરવાથી પરમાત્માનું પૂર્ણ જ્ઞાન થાય છે. જેમ સ્વપ્ન અને સુષુપ્તિમાં જાગ્રદાવસ્થાના વિષયોનું જ્ઞાન તથા ઇંદ્રિયચાંચલ્ય નષ્ટ થઈ જાય છે, તેમ જ્ઞાનના આશ્રયથી જ્યારે યોગીની બાહ્ય વૃત્તિઓ નષ્ટ થઈ જાય છે ત્યારે તેનુ ચિત્ત સ્થિર થવાથી તેને અસંપ્રજ્ઞાત સમાધિ થાય છે.

જીવનાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ ત્રણ શરીર છે અને અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશ છે. ત્રણ શરીર અને પાંચકોશથી ભિન્ન જે આત્મા છે તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે.

પંચીકૃત પાંચ ભૂતોના ભૌતિક દેહને સ્થૂળ શરીર કહે છે. અપંચીકૃત પાંચભૂત, પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેંદ્રિ, પાંચ કર્મેન્દ્રિય ને ચિદાભાસ સહિત મન બુદ્ધિના સમુદાયને સૂક્ષ્મ શરીર કહે છે. મલિન સત્વગુણ રહિત અવિદ્યા અંશ એ જીવનું કારણ શરીર છે. એ પ્રમાણે જીવનાં ત્રણ શરીર છે.

સ્થૂળ શરીર તે **અન્નમયકોશ**, પાંચ પ્રાણ સહિત પાંચ કર્મેન્દ્રિય તે **પ્રાણમયકોશ**, પાંચ જ્ઞાનેન્દ્રિય સહિત મન તે **મનોમયકોશ**, પાંચ જ્ઞાનેન્દ્રિય સહિત બુદ્ધિ તે **વિજ્ઞાનમયકોશ** છે, અને કારણ શરીરને **આનંદમયકોશ** કહે છે. પાંચકોશથી જે ભિન્ન તે સચ્ચિદાનંદ રૂપ છે. જે કોઇ કાળે નાશ ન થાય તે સત્ કહેવાય છે, અલુપ્ત પ્રકાશ–જ્ઞાનને ચિત્ કહે છે, અને સુખને આનંદ કહે છે. આત્મા નિવૃત્તિ રહિત છે માટે સત્ કહેવાય છે, જડથી વિલક્ષણ પ્રકાશરૂપ છે માટે

ચિત્ કહેવાય છે. અને દુઃખથી વિલક્ષણ મુખ્ય પ્રીતિનો વિષય છે. માટે આનંદ કહેવાય છે.

આત્માનો અપરોક્ષ અનુભવ કરવા માટે યમ નિયમ, ત્યાગ મૌન, દેશ, કાળ, આસન, મૂળબંધ, દેહસામ્ય, દકસ્થિતિ, પ્રાણસંયમન, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ એ જ્ઞાનનાં પંદર અંગોનું સમ્યક પ્રકારે અનુષ્ટાન કરવું જોઇએ.

**યમ**—જગત્નો બાધ કરીને એક બ્રહ્મનોજ નિશ્ચય કરવો અને મન સહિત ૧૧ ઇન્દ્રિયોને વશ રાખવી તે **યમ** કહેવાય છે.

**નિયમ**—સજાતય વૃત્તિઓનો પ્રવાહ ધારી વિજાતિય વૃત્તિનો પ્રવાહ ઘટાડવો તે **નિયમ**.

ત્યાગ—સર્વ વસ્તુના અધિષ્ટાન રૂપે અસ્તિ, ભાતિ, અને પ્રિય રૂપ બ્રહ્મ છે એમ જાણી નામ રૂપવાળા જગત્નો વિવેક-દષ્ટિથી અભાવ કરવો તે ત્યાગ છે.

**મૌન**—અનિર્વાચ્ય બ્રહ્મમાં ચિત્તને ઠરાવવું તે **મૌન** છે.

**દેશ**-સર્વત્ર આત્મા છે એવું સમજવું તે દેશ, બ્રહ્મના ત્રિકાલા-બાધ્ય સ્વરૂપને સમજવું તે કાળ, બ્રહ્મ ચિંતનમાં સ્થિતિ કરવી તે આસન, સર્વ પ્રપંચના આધારભૂત બ્રહ્મ છે એમ જાણવું. તે **મૂળબંધ**, બ્રહ્મ સર્વત્ર સમાનપણે રહેલો છે એમ માનવું તે **દેહસામ્ય**, ત્રિપુટીને બ્રહ્મસ્વરૂપે જાણવી. તે દક સ્થિતિ, હું બ્રહ્મ છું એવી વૃત્તિમાં સ્થિર રહેવું તે **પ્રાણાયામ**, પ્રપંચાકાર ભાવનાનો નિરોધ કરી આત્મ-ભાવના કરવી તે **પ્રત્યાહાર**, જ્યાં જ્યાં મનોવૃત્તિ જાય ત્યાં બ્રહ્મ દર્શન કરવું તે **ધારણા**, અખંડ બ્રહ્માકાર વૃત્તિમાં રહેવાના અભ્યા-સને **ધ્યાન** અને ત્રિપુટી રહીત અખંડ બ્રહ્માકાર વૃત્તિ રહે તેને **સમાધિ** કહેવાય છે. આ સમાધિ જ્ઞાનનિષ્ટાદ્વારા થાય છે. નિર્વિ-કલ્પ સમાધિના અભ્યાસથી નિઃસ્ફુરણ દશા થાય છે તે સાક્ષાત મુક્ત સ્થિતિ છે.

શરીરની અંદરનો પવન નાકની બહાર બાર આંગળ સુધી જાય છે તે પવનનો કુંભકવડે નિરોધ કરવાથી સમાધી થાય છે.

શ્રી પતંજલી ભગવાને કહ્યુ છે કે: **योगश्चित्तवृत्ति निरोधः** ॥ ચિત્તની વૃત્તિઓના નિરોધને યોગ કહે છે.

સંપ્રજ્ઞાતયોગમાં શબ્દાદિ બહારના વિષયોનો નિરોધ થાય છે. તેથી તેને રાજયોગ કહે છે. જ્યારે ચિત્તની બાહ્યવૃત્તિઓનો નિરોધ થઇ જાય છે ત્યારે જીવાત્મા સમાધિસ્થ થઇ માત્ર પોતાના સ્વરૂપને જ જુવે છે, તેનોજ વિચાર કરે છે. જ્યાં સુધી મનુષ્ય બહારના વિષયો જુએ છે ત્યાં સુધી તે પોતાના સ્વરૂપને જાણતો નથી. જેમાં દુ:ખની અધિકતા છે તે સંસાર છે. પુરુષ અને પ્રકૃતિનો સંયોગ થવો એ સંસારનો હેતુ છે.

**સપ્ત ભુમિકા**—દુ:ખની અત્યંત નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ એ મોક્ષ છે. તે મેળવવાનો ઉપાય નિદિધ્યાસાદિદ્વારા થયેલ જ્ઞાન છે. જ્ઞાનની સાત ભૂમિકા છે. ૧ શુભેચ્છા, ૨ વિચારણા, ૩ તનુમાનસા એટલે મનની એકાગ્રતા, ૪ સત્વાપતિ એટલે સત્વ ગુણની વૃદ્ધિ અને પ્રત્યક અભિન્ન બ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિ. ૫ અનાસક્તિ તેમાં સત્વગુણની વૃદ્ધિ થતાં સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તેમાં અનાસક્તિ થાય છે. ૬ પદાર્થાભાવિની-સ્વભાવથી જ પોતાના સ્વરૂપ વગર અન્ય સર્વ દસ્ય વસ્તુઓનું અદર્શન અને છેલ્લી ૭ તુર્યાવસ્થા છે. તેમાં બ્રહ્મમાં ઉત્થાન રહિત સ્થિતિ થાય છે. પ્રથમ ત્રણ સાધકની ભૂમિકાઓ છે અને બીજી ચાર સિદ્ધની ભૂમિકાઓ છે. પાછલી ત્રણ ભૂમિકાનો અભ્યાસ કરવાથી વાસના ક્ષય અને મનો નાશદ્વારા જીવન્મુક્તિના આનંદનો અનુભવ થાય છે. છેલ્લી ચાર ભૂમિકામાં—ચોથી જ્ઞાનની, ૫ જીવન્મુક્તની, ૬ મહામુક્તની અને ૭ અતિમુક્તની ભૂમિકા છે.

વિવેક, વૈરાગ્ય, ષટસંપત્તિ (શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ અને તિતિક્ષા તે ષટસંપત્તિ.) મુમુક્ષતા, શ્રવણ, મનન, નિદિધ્યાસન અને તત્વંપદાર્થ શોધન એ આઠ જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધન છે. આત્મા નિત્ય અને જગત્ અનિત્ય છે એમ સમજવું તે વિવેક, બ્રહ્મલોક સુધીના ભોગને કાકવિષ્ટાવત્ ગણી તેમાં ઉદાસીનતા રાખવી તે વૈરાગ્ય, મનનો નિગ્રહ કરવો તે શમ, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તે દમ, ગુરુશાસ્ત્રનાં વચનોને સત્ય માનવાં તે શ્રદ્ધા, ચિત્તવૃત્તિને બ્રહ્મમાં જોડવી તે સમાધાન, વિષયનો ત્યાગ કર્યા પછી પ્રાપ્ત થયેલા વિષયના ભોગની ઇચ્છાના અભાવને ઉપરતિ કહે છે. શીતોષ્ણને તેમ ભૂખ તરસને વેઠવી તે તિતિક્ષા, મો-

ક્ષની ઇચ્છા તે મુમુક્ષુતા, વેદાંત વાક્યના તાત્પર્યનો નિશ્ચય કરવો તે શ્રવણ, અદ્વિતિય બ્રહ્મનું ચિંતન કરવું તે મનન, બ્રહ્માકાર વૃત્તિની સ્થિતિને નિદિધ્યાસન અને ઇશ્વરના અને જીવના નિરૂપાધિક સ્વરૂપનો અભેદ વિચાર કરવો તે તત્વંપદના અર્થનું શોધન કહેવાય છે.

લૌકિક પ્રમાણોવડે જે વસ્તુઓ જાણી શકાતી નથી તે સમાધિથી નિર્મળ અને એકાગ્ર થયેલી બુદ્ધિદ્વારા જાણી શકાય છે. વિષયોનું જ્ઞાન નષ્ટ થવાથી સમાધિ પ્રાપ્ત થાય છે. તે વખતે ચિત્ત નિશ્ચેષ્ટ થઇ આત્મસ્વરૂપમાં સ્થિત થાય છે.

સુષુપ્તિ અને અસંપ્રજ્ઞાત સમાધિમાં ઘણો ફેર છે. સુષુપ્તિમાં બ્રહ્માકાર વૃત્તિ હોતી નથી, તેમાં વૃત્તિ સહિત અંતઃકરણનો અભાવ થાય છે ત્યારે અસંપ્રજ્ઞાત સમાધિમાં અંતઃકરણની બ્રહ્માકાર વૃત્તિ રહે છે. અને વૃત્તિ સહિત અંતઃકરણ કાયમ હોય છે પણ તેની પ્રતિતિ થતી નથી. સુષુપ્તિમાં વૃત્તિનો લય અજ્ઞાનમાં થાય છે ત્યારે અસંપ્રજ્ઞાત સમાધિમાં વૃત્તિનો લય બ્રહ્મમાં થાય છે અને તેમાં નિરાવરણ બ્રહ્માનંદનું ભાન થય છે.

તે સિવાય ક્રિયાયોગ, ઉત્પત્તિયોગ અને ઔષધિયોગ છે; પણ તેનો રાજયોગમાં સમાવેશ થાય છે. તપ, મંત્ર, જપ, વેદાધ્યયન અને ઇશ્વરના આરાધનને ક્રિયાયોગ કહે છે. જન્મથી યોગી થાય છે તે ઉત્પત્તિયોગ છે, તેમને પુર્વજન્મમાં સાધેલા રાજયોગનું ફળ આ જન્મે મળે છે અને સિદ્ધ કરેલાં પારદાદિ દિવ્ય ઔષધાદિનું ભક્ષણ કરવાથી યોગ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે તે પણ પુર્વજન્મનુંજ ફળ હોય છે. માટે તે સર્વનો રાજયોગમાં સમાવેશ થાય છે.

---

## પ્રકરણ ૨૮ મું

## યોગ સાધના

### સ્થાન.

હઠયોગ સાધવા માટે શાંત અને એકાંત સ્થાન જોઈએ. જ્યાં કોઇ જાતનો ભય ન હોય, શુદ્ધ હવા અજવાળાવાળુ સ્થાન હોવું જોઇએ. કોલાહલ વગરનું એકાન્ત અને શાંતસ્થાન પસંદ કરવું. સર્વ સ્થળે સમાન, મનને અનુકુળ, મચ્છરથી રહિત, ઘણા વાયુથી પણ રહિત હોય તેવું, ખાડાખેયા વગરનું સારી રીતે લીંપેલું, મચ્છર માંકણ વગરનું અને સુંદર સ્થાન યોગ સાધવા માટે પસંદ કરવું; સ્થાન રમ્ય, મનોહર, સુગંધી ધુપથી આનંદ ઉપજાવનાર, પુષ્પથી શોભાવાળુ, નદી કે વૃક્ષ પાસે હોય તેવું રાખવું.

સ્થળ ધોળાવેલુ જોઇએ તેમાં યોગી મુનિની છબીયો લટકાવવી. સમાન ભૂમિવાળુ, આજુબાજુની જમીનથી ચારેક આંગળ ઉંચા આસનવાળુ સ્થાન પસંદ કરવું. તેમાં બે હાથ લાંબુ પહોળુ એટલા જેવું આસન બનાવી તેના ઉપર પ્રથમ દર્ભાસન પાથરી તે ઉપર મૃગચર્મ કે વ્યાઘ્રચર્મ પાથરી તે ઉપર ઉનનું આસન પાથરવું.

યોગાભ્યાસીએ દુર્જનનો સંગ ત્યજવો, અગ્નિનું સેવન, સ્ત્રીનો સંગ, તીર્થયાત્રા ગમન ત્યજવુ. ઉપવાસ ન કરવા, શરીરને કલેશ આપે તેવી ક્રિયા ન કરવી. ઉત્સાહી થવું, પ્રયોગ સાધવામાં સાહસ રાખવું. ધીરજ રાખવી, તત્વજ્ઞાન જ સત્ય છે એવો નિશ્ચય કરવો. વિષયમાં દોષદર્શન કરી તેના પ્રતિ અરૂચી રાખવી, બહારના સંગનો પણ ત્યાગ કરવો.

જમીને તરત અત્યંત ભૂખ્યા પેટે, ઝાડા પેસાબની હાઝત થઇ આવે તે વખતે, પ્રવાસ કરવાથી થાક લાગ્યો હોય ત્યારે અમે ચિંતાતુર મન હોય ત્યારે યોગની ક્રિયાઓ કરવી નહિ. યોગ સાધવા માટે યોગાભ્યાસીને અનુકુળ આવે તવું રમણીય, શાંત, એકાન્તવાસવાળુ અને શરીર તેમ મનની સ્વસ્થતા સચવાય તેવું ઉપર કહ્યા પ્રમાણે સ્થાન પસંદ કરવું.



## પ્રકરણ ૨૯ મું.

### યોગનાં આઠ અંગો.

#### યમ.

યોગના આઠ અંગો છે, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ રાજયોગ તથા હઠયોગનાં આઠ અંગો છે, માટે યોગની સિદ્ધિ કરવા ઇચ્છનારે પ્રથમ આ આઠ અંગોની સિદ્ધિ કરવાની જરૂર છે.

યમનાં દશ અંગો છે, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ક્ષમા, ધૃતિ, દયા, આર્જવ, મિતાહાર અને શૌચ. પાતંજલ સૂત્રોમાં અહિંસા, સત્ય. અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમનું વર્ણન છે.

અહિંસા—કોઈ પણ પ્રાણીનો કોઈ પણ પ્રકારે કોઈ પણ વખતે દ્રોહ ન કરવો, મન, વાણી અને શરીર વડે કોઈ પણ પ્રાણીને કોઈ પણ પ્રકારની પીડા ન કરવી તે અહિંસા છે. જેવું આપણું જીવન છે તેવુંજ સામાનું જીવન છે, જેવું આપણને દુઃખ થાય છે, તેવું જ બીજાને પણ થાય છે એમ માની કોઇપણ જંગમ પ્રાણીની હિંસા કરવી નહિ. અહિંસા એ યમનિયમના મૂળરૂપ છે માટે તેનું યથાવિધિ પાલન કરવું જોઇએ.

સત્ય—પ્રત્યક્ષ, અનુમાન કે શબ્દના પ્રમાણથી જે જે વાતોનો જે તે જેવો નિશ્ચય કરેલો હોય, તે તે વાતોનો તે તે નિશ્ચય પ્રમાણે સાંભળનારને ઉદ્વેગ ન કરાવે તેવી, પ્રિય લાગે તેવી અને તેનું હિત કરનારી હોય તેવી વાણી કપટ વગરનાં નિર્ભ્રાન્ત વચન વડે બોલવી

તે સત્ય. સત્યનું બરોબર પાલન કરવાથી વચનસિદ્ધિ થાય છે. સત્ય વચન બોલવું, જે વાત પોતે જાણતો ન હોય કે જે પોતે દીઠી ન હોય, કે સાંભળી ન હોય કે અનુમાનદ્વારા જેનો નિશ્ચય થઇ શકતો ન હોય તેવી વાત સત્ય છે એમ સિદ્ધ કરવા કોઇની આગળ પ્રકટ કરવી નહિ. અસત્ય બોલવું નહિ ગુપ્ત રાખવા જેવી વાત કોઇને કહેવી નહિ કે તેવી વાત પૂછવી નહિ. સત્ય એ મહાન ધર્મ છે. સત્યના જેવું બીજું તપ નથી.

અસ્તેય—અયોગ્ય રીતે બીજાનું દ્રવ્ય ગ્રહણ ન કરવું અથવા જે વડે ધન પ્રાપ્ત થાય તેવી વસ્તુઓ તેના સ્વામીની રજા વગર લેવી નહિ તે અસ્તેય છે. અર્થાત ચોરી ન કરવી. મનમાં પણ કોઇની વસ્તુ લેવાનો વિચાર ન કરવો. મન, વાણી અને કર્મ વડે પરદ્રવ્યમાં નિઃસ્પૃહા તે જ અસ્તેય છે. જે વસ્તુનો કોઇ સ્વામી હોય તે વસ્તુ તેની રજા વગર ઉપયોગમાં ન લેવી, અનાયાસે આવેલી વસ્તુ તેના ધણીને સોંપવા યત્ન કરવો અને તેનો ધણી ન મળે તો સરકારને સ્વાધીન કરવી. દ્યુત ન રમવું, વ્યભિચારી ન થવું કે માદક વસ્તુનું વ્યસન ન રાખવું કારણ કે તેનો છંદ લાગતાં ચોરી કરવાનું મન થાય છે. માટે મને કરીને પણ ચોરી કરવી નહિ.

બ્રહ્મચર્ય—મન, વાણી અને શરીરથી સર્વ અવસ્થાઓમાં સર્વદા સર્વત્ર મૈથુનનો–સ્ત્રી સંગનો ત્યાગ કરવો તે બ્રહ્મચર્ય કહેવાય છે. ત્યાગીઓએ સર્વ સ્ત્રીઓના આઠ પ્રકારના સ્ત્રી સંયોગનો ત્યાગ કરવો જોઇએ. સ્ત્રીનું મનમાં સ્મરણ કરવું. મોંઢેથી તેની સાથે વાત કરવી, તેની સાથે ક્રીડા કરવી, તેને જોવી, તેની સાથે એકાંતમાં વાત કરવી, તેની સાથે ભોગનો મનમાં સંકલ્પ કરવો, તેની સાથે ભોગ ભોગવવાનો નિશ્ચય કરવો, તેની સાથે સંભોગ કરવો, એ સ્ત્રીસંગના આઠ અંગો છે. તેનો ત્યાગ કરવો. સ્ત્રીને ભોગવવાની મનમાં ઇચ્છા ન કરવી, તે સંબંધી મોંઢે વાત ન કરવી, અને તેની સાથે સંભોગ કરવો નહિ, તે બ્રહ્મચર્ય છે. યોગ સિદ્ધ કરવાની ઇચ્છાવાળા પુરુષે શૂળી કરતાં પણ સ્ત્રીનું વધારે ભય રાખવું. યોગાભ્યાસીએ કામોદ્દીપક પદાર્થો ખાવા નહિ. ચક્ષુ આદિ ઇન્દ્રિયોને નિયમમાં રાખી નિયમિત સાત્વિક આહાર કરી જીહ્વાને જીતી

બ્રહ્મચર્ય પાળવું. મન એ બાળકના જેવું અજ્ઞાની ને દુરાગ્રહી છે અને વિષય એ બળતા અગ્નિ જેવો, સર્પ કે તલ્વાર જેવો છે, બ્રહ્મચર્ય પાળવું, નિર્મળ બુદ્ધિ રાખવી અને સ્ત્રીનો ત્યાગ કરી વીર્યપાત ન કરવો.

ગૃહસ્થને માટે પોતાની સ્ત્રી સિવાય અન્ય સ્ત્રી અને વિરક્તને સર્વ સ્ત્રીઓ નરકમાં લઇ જવાના દ્વાર રૂપ છે. બ્રહ્મચારી પુરૂષે સ્ત્રીમાં પ્રીતિ રાખનારી વૃત્તિનું શીઘ્ર છેદન કરવું જોઇએ. સ્ત્રી બેઠી હોય ત્યાં બ્રહ્મચારીએ જવું નહિ. એકાંતમાં જ્યાં તે ન્હાતી હોય ત્યાં જવું નહિ, સ્રીની આસક્તિનો ત્યાગ કરવો. રસ્તામાં સ્ત્રીની સાથે ચાલવું નહિ, જ્યાં સ્ત્રીઓ સુતી હોય ત્યાં જવું નહિ. કામરૂપી શત્રુને વિવેક, વૈરાગ્ય અને વિચારવડે જીતવો. મનુષ્યે કામવાસનામાં ફસાઇ પાપાચરણ કરવું નહિ. વારંવાર પાપકર્મ કરવાથી પુરુષની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. જ્યાં સુધી જીવને વિષે સૂક્ષ્મ પણ કામવાસના છે ત્યાં સુધી તેનું ભવભ્રમણ ટળતું નથી.

બ્રહ્મચર્ય પાળવા ઇચ્છનારે વીર્યને વિકારી ન થવા દેવું તેમ જાગ્રત કે સ્વપ્નમાં પણ તેને સ્ખલિત થવા ન દેવું. હંમેશાં ઉર્ધ્વરેતા રહેવું. બ્રહ્મચર્યની સ્થિરતાથી વીર્યનો લાભ થાય છે. તેથી શુભ ગુણો પ્રાપ્ત થાય છે.

ગૃહસ્થાશ્રમી પુરુષે પોતાની સ્ત્રીને ઋતુ પ્રાપ્ત થયા પછીના સોળ દિવસોમાં પ્રથમના ચાર દિવસો તથા પર્વણી અને વ્રતના દિવસો વિનાના દિવસોમાં તેનો સંગ માત્ર સંતાનની પ્રાપ્તિ થવા માટે કરવો એ તેનું બ્રહ્મચર્ય છે. શ્વાનની માફક હંમેશાં કામાગ્નિમાં બળતા પુરુષો ધિક્કારને પાત્ર છે. સ્ત્રી દર્શનથી મોહ પમાડે છે માટે મનવડે પણ તેનું ચિંતન ન કરવું. વીર્ય ચંચળ થતાં ચિત્ત ચંચળ થાય છે, પ્રાણ પણ ચંચળ બને છે, અને વીર્ય સ્થિર થતાં બંને સ્થિર થાય છે. વીર્ય ચલાયમાન થવાથી ચિત્ત ચલાયમાન થાય છે, ચિત્તના ચલાયમાન થવાથી વાયુનું ચલાયમાન થતાં મનુષ્ય નિરંતર જન્મે છે ને મરે છે. જ્યારે વાયુ સુષુમ્ણાના યોગથી સુષુમ્ણામાં લીન થાય છે. ત્યારે વાયુ જે અવસ્થાને પામે છે તે અવસ્થાને ચિત્ત અને વીર્ય પણ પામે છે. જ્યાં સુધી શરીરમાં રહેલું વીર્ય બ્રહ્મરૂપ ન થાય ત્યાં સુધી પુરુષ, બદ્ધ અને અ-

ગ્રહ છે. વીર્યનું રક્ષણ કરવાથી દીર્ઘજીવી થવાય છે માટે દરેક
ાણુસે બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

**ક્ષમા**–આપણા ઉપર અપકાર કરનારા ઉપર પણ વેર વાળ-
ાની વૃત્તિ ન રાખવી તે ક્ષમા છે. અજ્ઞાનીનાં કુવચનોને સહન
રવાં એ પરમધર્મ છે. માટે ક્રોધનો ત્યાગ કરી જે નિરંતર ક્ષ-
ાને ધારણ કરે છે તે સત્ય સુખને પામે છે.

**ધૃતિ**–અનેક પ્રકારનાં વિઘ્નો આવવા છતાં ધીરજનો ત્યાગ
કરતાં અભ્યાસનો પરિત્યાગ ન કરવો તે ધૃતિ છે. જે ધૈર્યને
વે છે તેજ મોક્ષમાર્ગમાં આગળ વધી શકે છે.

**દયા**–દીન પ્રાણીઓનાં દુઃખો અને તેમની પડતી સ્થિતિ જોઇ
દય પલળે એ દયા છે. સર્વ પ્રાણીઓને પોતાતુલ્ય માનીને તેના
પર દયા રાખવી. દાન આપવાની શક્તિ ન હોય તો પણ
ાતાના હૃદયમાં સર્વ પ્રાણીઓ ઉપર યથાસાધ્ય અનુગ્રહની વૃત્તિ
ાખવી જોઇએ.

**આર્જવ**–અહંપણાનો ત્યાગ કરી સર્વ ભૂત માત્ર ઉપર મન,
ાણી, અને શરીરે કરીને નમ્રતા તથા સરલતા રાખવી એ આ-
ર્વ છે. નિરંતર નમ્રતા શખવી, હું મોટો છું એવું અભિમાન
શખવું. નિર્માની વૃત્તિ રાખી, ગર્વનો ત્યાગ કરી, હૃદય, વાણી
કોમળ અને સરળ રાખવાં જોઇએ, એ ખરી આર્જવતા છે.

**મિતાહાર**–અનિયમિતપણે ખાવા પીવાનો ત્યાગ કરી, સ્વાદને
ાટે નહિ પણ માત્ર શરીરના રક્ષણને માટે અન્નનો ઔષધની
ાફક પ્રસન્ન મનથી સૂક્ષ્મ અહાર કરવો એ મિતાહાર છે.
ાતિશય ખાટા, તીખા કે તમોગુણી પદાર્થ ન ખાતાં, ઘઉં ચોખા,
ધ, ઘી, વિગેરે સાત્વિક પદાર્થોનું મિતાહારપણે સેવન કરવું, બહુ
ાવું નહિ તેમ બહુ ઉપવાસ પણ કરવા નહિ.

**શૌચ**–શૌચ બે પ્રકારના છે. માટી અને જળવડે બહારથી
ૂળ શરીરને પવિત્ર રાખવું એ ખાસ શૌચ છે, દયા દૃષ્ટિથી, રાગ
ૂર કરી, પ્રાણાયામથી હૃદયને પવિત્ર શખવું, અને નેતિ ધો-
ાથી શરીરના અભ્યંતરના મળને દૂર કરવા એ અભ્યંતર શૌચ
. અપવિત્ર રહેવું નહિ, શરીરાદિની શુદ્ધિ રાખવી. મન, વાણી
ાને શરીરે પવિત્ર રહેવું એ શૌચ છે.

આ પ્રકારે દશ યમનું પાલન કરવું જોઇએ.



## પ્રકરણ ૩૦ મું.

## નિયમ.

નિયમના દશ પ્રકાર છે. તપ, સંતોષ, આસ્તિકય, દાન, ઇશ્વર-પુજન, સિદ્ધાંતવાક્યશ્રવણ, મતિ, લજ્જા, જપ અને હોમ. પાતંજલ ોમાં પાંચ નિયમ કહ્યા છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય મને ઇશ્વરપ્રણિધાન. પ્રણવાદિ મંત્રનો જપ કરવો કે ગીતા આ-દેનો પાઠ કરવો તે સ્વાધ્યાય છે. સર્વ કર્મો પરમાત્માને સમર્પણ ;રવા તે ઇશ્વર પ્રણિધાન છે.

તપ-મન, વાણી અને શરીરવડે પાપકર્મ ન કરવું તે તપ ). સિવાય ધર્મશાસ્ત્રમાં વર્ણવેલાં વ્રતો કરવાં, મૌન સેવવું, ગ્રીષ્મ ઋતુમાં પંચાગ્નિનો તાપ સહેવો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો મને મનને અયોગ્ય કર્મમાં ન પ્રવર્ત્તાવવાં એ તપ છે.

સંતોષ-પ્રારબ્ધ પ્રમાણે અન્ન વસ્ત્ર વિગેરે જે શાસ્ત્રોક્ત ોગ આવીને પ્રાપ્ત થાય તેમાં તૃપ્તિ રાખવી તે સંતોષ છે. મર્થાત પ્રારબ્ધાનુસાર ઇશ્વર તરફથી જે આવી મળે તેમાંજ સંતોષ ાનવો. સુખનું મૂળ સંતોષ છે અને દુઃખનું મૂળ તૃષ્ણા છે, માટે તૃષ્ણાનો ત્યાગ કરી સંતોષનું સેવન કરવું.

આસ્તિકય-શાસ્ત્ર, ધર્મ અને તેનાં ફળ વિષે તેમજ ઇશ્વરના અસ્તિત્વ વિષે જે દૃઢ શ્રદ્ધા રાખવી તે આસ્તિકય છે,

દાન-ન્યાયવડે મેળવેલા ધનમાંથી પોતાની શક્તિ પ્રમાણે ધન વિધિપૂર્વક શ્રદ્ધા રાખીને સત્પાત્રને આપવું એ દાન છે. અતિથિનું સન્માન કરવું એ દાન છે. સર્વ દાનોમાં અન્નદાન ઉત્તમ

છે. કારણ બધા અન્નવડે જીવે છે. સત્પુરુષો દાનને માટે જ દ્રવ્યનો સંગ્રહ કરે છે. દાનથી સ્વર્ગનાં સુખ મળે છે.

ઈશ્વરપુજન—શ્રી સદાશિવ કે વિષ્ણુનું શ્રદ્ધાવડે મનની એકાગ્રતાથી ચંદન પુષ્પાદિવડે અર્ચન કરવું તે ઇશ્વરપુજન છે. મનને રાગદ્વેષ વગરનું રાખી હિંસાદિથી દૂષિત ન કરવું તે પણ ઇશ્વરપુજન છે.

સિદ્ધાંતવાક્યશ્રવણ—ઉપનિષદાદિ વેદાંત વાક્યોનું વિધિપૂર્વક શ્રવણ કરવું તે સિદ્ધાંતવાક્યશ્રવણ છે. ચિત્ત શુદ્ધિવાળા યોગ્ય અધિકારીએ જ્ઞાતા પુરુષદ્વારા તત્ત્વસાક્ષાત્કાર માટે શ્રદ્ધા ભક્તિથી વેદાંતવાક્યોનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરવું જોઇએ.

મતિ—વેદવિહિત યોગાદિ સત્કર્મમાં જે સંશય વિપર્યય રહિત સુદૃઢ શ્રદ્ધા તે મતિ છે. યોગીને પ્રથમ શ્રદ્ધા હોવી જોઈએ પછી શ્રદ્ધાથી ઉત્સાહ, ઉત્સાહથી કર્તવ્યની સ્મૃતિ, તે સ્મૃતિથી એકાગ્રતા, એકાગ્રતાથી વિવેકખ્યાતિરૂપ પ્રજ્ઞા અને પ્રજ્ઞાથી અસંપ્રજ્ઞાતયોગ ઉપજે છે. સાંસારિક સુખો અને દૈવી વૈભવોમાં જે બુદ્ધિ ન લોભાય તે પણ મતિ કહેવાય છે.

લજ્જા—વેદ વિષે તેમજ લોક વિષે જે પરસ્ત્રી ગમન તથા મદિરાપાનાદિક નિંદિત કર્મ ગણાય છે તે કરવામાં લોકાપવાદનો ભય રાખવો તે લજ્જા અથવા શરમ છે.

જપ—શ્રી ગુરુ ઉપદેશાનુસાર વેદોક્ત મંત્રનો જપ મેળવીને તેનો વિધિપૂર્વક અભ્યાસ કરવો [જપવો] તે જપ કહેવાય છે. મંત્ર મોંઢથી જપવો તે વાચિક અને અન્યના સાંભળવામાં ન આવે તેવી રીતે જપ કરવો તે ઉપાંસુ જપ છે, જીભ કે હોઠ ન હાલે તેવી રીતે મનમાં જપ કરવો તે માનસ જપ કહેવાય છે. મંત્રના વર્ણોમાં અથવા મંત્રના દેવતામાં ચિત્તને એકાગ્ર કરી જે જપ કરવો તે ધ્યાન સહિતનો માનસ જપ કહેવાય છે. જપ કરવામાં મંત્રનો અર્થ સમજીને જપ કરવો જોઇએ. જપ યજ્ઞ સર્વ-યજ્ઞોથી શ્રેષ્ઠ છે.

હોમ--મન સાથે અગીઆર ઇન્દ્રિયોને તેમના અયોગ્ય વિષયોથી ઉપરામ કરી બ્રહ્મરૂપ અગ્નિમાં જે હોમવી તે સાત્વિક હોમ. જ્ઞાનયજ્ઞ ને ચિત્તની એકાગ્રતારૂપ અગ્નિને વિષે તેમને હોમવી તે યોગયજ્ઞ છે. અગ્નિમાં હોમ કરવો તે હોમ યોગના અંગરૂપ નથી.



## પ્રકરણ ૩૧ મું.

### આસન.

યોગની સિદ્ધિ મેળવવા માટે પ્રથમ યમ અને નિયમનું પાલન કરવું જોઈએ પછી આસનને સિદ્ધ કરવાનું છે. આસનની સિદ્ધિથી શરીરની ચંચળતા અને જડતાનો નાશ થાય છે તેથી મનનો તથા પ્રાણનો સુગમ રીતે નિગ્રહ થઇ શકે છે. શરીર સ્થિર રહે અને મનને સુખ પ્રાપ્ત થાય તેવી રીતે બેસવું તે આસન છે. મુખ્ય રીતે યોગના અંગરૂપ ૮૪ જાતનાં આસનો છે.

૧ સિદ્ધાસન, ૨ પદ્માસન, ૩ દઢાસન, ૪ વીરાસન, ૫ પવનમુક્તાસન, ૬ ધીરાસન, ૭ વામશ્વાસગમનાસન. ૮ પશ્ચિમતાન, ૯ વાતાયનાસન, ૧૦ મયુરાસન, ૧૧ મત્સ્યેંદ્રાસન, ૧૨ અર્ધપદ્માસન, ૧૩ કુક્કુટાસન, ૧૪ ગોરક્ષાસન—ભદ્રાસન, ૧૫ ઉર્ધ્વપદ્માસન, ૧૬ અર્ધ પદ્માસન, ૧૭ શબાસન, ૧૮ મકરાસન ૧૯ વામ પાદાસન, ૨૦ ધનુરાસન, ૨૧ દ્વિપાદ શીર્ષાસન, ૨૨ સ્થિરાસન, ૨૩ વૃક્ષાસન, ૨૪ ચક્રાસન, ૨૫ તાડાસન, ૨૬ વામચતુર્થાંશ પાદાસન. ૨૭ ઉર્ધ્વધનુરાસન, ૨૮ વામ સિદ્ધાસન, ૨૯ સ્વાસ્તિકાસન,- ૩૦ સ્થિત વિવેકાસન, ૩૧ વામ તર્કાસન, ૩૨ નિઃશ્વાસાસન, ૩૩ અર્ધ કુર્માસન, ૩૪ ગરુડાસન, ૩૫ સિંહાસન, ૩૬ પૂર્ણ ત્રિકોણાસન, ૩૭ પ્રાર્થનાસન, ૩૮ પૂર્ણપાદ ત્રિકોણાસન, ૩૯ વામભુજાસન, ૪૦ વામહસ્ત ભયંકરાસન, ૪૧ વામાર્ધ પદ્માસન, ૪૨ અંગુષ્ઠાસન, ૪૩ ચણ્ડિકાસન.

૪૪ વામાર્ધ પાદાસન, ૪૫ દ્વિભૂજાસન. ૪૬ વામવક્રાસન, ૪૭ વામજીન્વાસન. ૪૮ વામ શાખાસન, ૪૯ ત્રિસ્થંભાસન, ૫૦ વામપાદ અપાન ગમનાસન, ૫૧ હંસાસન, ૫૨ ગોમુખાસન, ૫૩ કુર્માસન, ૫૪ ઉત્તાન કુર્માસન, ૫૫ મત્સ્યાસન. ૫૬ ઉત્કટાસન. ૫૭ મંડૂકાસન, ૫૮ ઉત્તાન મંડૂકાસન, ૫૯ વ્રષાસન, ૬૦ શલભાસન, ૬૧ ઉષ્ટ્રાસન, ૬૨ ભુજંગાસન, ૬૩ સંકટાસન, ૬૪ કાર્મુકાસન, ૬૫ લોલાસન, ૬૬ ઉત્તમાંગાસન; ૬૭ યોન્યાસન, ૬૮ પર્વતાસન, ૬૯ પ્રાણાસન, ૭૦ અપાનાસન, ૭૧ સમાનાસન, ૭૨ ગ્રંથી ભેદાસન, ૭૩ સર્વાંગાસન, ૭૪ કોકિલાસન, ૭૫ આનંદમંદિરાસન, ૭૬ ખંજનાસન, ૭૭ પવનાસન, ૭૮ કુંજરાસન, ૭૯ વ્યાઘ્રાસન, ૮૦ પર્યંકાસન, ૮૧ સમસંસ્થાનાસન, ૮૨ ક્ષેમાસન, ૮૩ ઉષ્ટનિષદનાસન, ૮૪ સોપાશ્રયાસન.

એ પ્રમાણે ૮૪ આસન છે. આસનનો અભ્યાસ પુર્વાભિમુખે કે ઉત્તરાભિમુખે બેસી કરવો. દર્ભ, મૃગચર્મ કે કામળનું આસન પાથરી તે ઉપર આસનનો અભ્યાસ કરવો. મુખ્ય કરીને સિદ્ધાસન કે પદ્માસનનો ઉપયોગ કરવો.

સિદ્ધાસન—ડાબા પગને આડો રાખી તેની પાની શીવનીમાં ( બે પગની વચમાં વૃષણના મૂળ અને ગુદાની વચ્ચેના ભાગમાં ) રાખવી ને જમણા પગની પાની ઉપસ્થ આગળ રાખી ડોકને નીચી નમાવી દાઢ હૃદયની ઉપર ચાર આંગળ પર રાખી નિશ્ચય સ્થિતિવડે ઇન્દ્રિયોને વશ કરીને બેસવું, અને આંખને ઉઘાડી ત્રિકુટીમાં સ્થાપવી, ડાબા હાથના છતા પંજા ઉપર જમણા હાથનો છતો પંજો ખોળામાં રાખવો તે સિદ્ધાસન કહેવાય છે. વજ્રાસન, ગુપ્તાસન ને મુક્તાસન એ સિદ્ધાસનના ભેદો છે. સિદ્ધાસને બેસવાથી વૃત્તિ અનાયાસે સ્થિર થાય છે. જેમ યમમાં અહિંસા અને નિયમમાં મતિ શ્રેષ્ઠ છે તેમ સર્વ આસનોમાં સિદ્ધાસન મુખ્ય છે.

પદ્માસન—જમણા પગને ડાબા સાથળપર અને ડાબા પગને જમણા સાથળપર રાખીને ડોક સહજ નીચી નમાવીને હડપચી હૃદય પાસે રાખી બેસવું ને પછી બંને હાથોને પીઠની બાજુએ ફેરવીને બંને હાથના પંજા છતા રાખી જમણા હાથથી જમણા પગનો અંગુઠો અને ડાબા હાથથી–અંગુઠા ને તર્જનીવડે ડાબા હાથનો અંગુઠો

પકડવો. આંખો ઉઘાડી રાખી દૃષ્ટિને નાકના અગ્રભાગ ઉપર રાખવી તેને પદ્માસન કહે છે. આ આસનથી શરીરનો મધ્યભાગ સીધો રહેવાથી શ્વાસ સીધો ચાલી તેની ગતિ મંદ પડે છે અને ચિત્ત અનાયાસે સ્થિર થાય છે.

અર્દ્ધપદ્માસન—જમણા પગને ડાબા સાથળઉપર અને ડાબા પગને જમણા સાથળ ઉપર રાખીને બંને પાની ઉપર પ્રથમ ડાબો હાથ છતો રાખી તેના ઉપર જમણો હાથ છતો મૂકવો. હાઢીને હૃદય આગળ રાખવી ને નાકના અગ્રભાગ ઉપર દૃષ્ટિ રાખવી તે અર્ધ પદ્માસન છે.

સ્વસ્તિકાસન—બંને સાથળની નીચેના ભાગની તથા બંને પિંડીઓની વચ્ચે બંને પગના ફણા રાખી શરીરને સીધુ રાખી બેસવું તે સ્વસ્તિકાસન છે.

આ પ્રકારે સિદ્ધાંસન, પદ્માસન કે સ્વસ્તિકાસનને સિદ્ધ કરી યોગ સાધવાની ઇચ્છાવાળાએ સ્વચ્છ પવિત્ર જગામાં એકાંત સ્થાનમાં આસન સાધીને આગળ બતાવ્યા પ્રમાણે પ્રાણાયામની ક્રિયા કરવી.

---

## પ્રકરણ ૩૨ મું.

### પ્રાણાયામ

યોગનાં સર્વ સાધનોમાં પ્રાણાયામ મુખ્ય છે. કેમકે તે સિદ્ધ થતાં પ્રત્યાહારાદિ બીજાં અંગો સિદ્ધ થાય છે. જેમ સિંહ, વ્યાઘ્ર વિગેરે યુક્તિથી વશ થાય છે, તેમ પવન પણ અભ્યાસથી વશ થાય છે. પ્રાણાયામ કરતી વખતે પૂરક ઉતાવળથી થાય તો હરકત નહિ પણ રેચક ધીમેથી કરવો. પ્રાણાયામથી શરીરની નાડીઓનો સમૂહ મળ રહિત થતાં શરીર કૃષ થતાં કાંતિનો વધારો થાય છે. જેમ જેમ કુંભકમાં વધુ વખત રોકાવાય છે તેમ તેમ નાડીનો શુદ્ધિ વધુ થતાં જઠરાગ્નિ પ્રદિપ્ત થઈ આરોગ્ય મળે છે.

જ્યાં સુધી પ્રાણનો શરીરમાં નિરોધ થઇ રહે છે ત્યાં સુધી અંતઃકરણ વ્યગ્ર થતું નથી. જ્યાં સુધી દૃષ્ટિ ભ્રકુટીના મધ્ય ભાગમાં રહે છે. ત્યાં સુધી કાળનો ભય રહેતો નથી. સુષુમ્ણાની અંદર

જ્યારે વાયુ પ્રવેશ કરે છે ત્યારે મનની સ્થિરતા થાય છે. તે વખત ધ્યેયાકાર વૃત્તિનો પ્રવાહ ઉત્પન્ન થતાં તુર્યાવસ્થા પ્રાપ્ત થાય છે.

હઠયોગ—હ એટલે સૂર્ય અથવા પ્રાણ અને ઠ એટલે ચંદ્રમા અથવા અપાન, એ બંનેને એકત્ર કરવાની ક્રિયાને હઠયોગ કહે છે. જેણે યમ, નિયમનું પાલન કરી આસનને સિદ્ધ કર્યું હોય તેણે ગુરુના ઉપદેશ પ્રમાણે પ્રાણાયામની ક્રિયા કરવી.

શ્વાસોશ્વાસની ગતિને રોકી પ્રાણને રોકવો તે પ્રાણાયામ છે. પ્રણવના મંત્ર સાથે પ્રાણાયામ કરવા તે સગભ અને મંત્ર વિના કરવા તે અગર્ભ પ્રાણાયામ છે. શરીરમાંના વાયુને નાસિકા દ્વારા બહાર કાઢી સ્થિર થવું તે રેચક પ્રાણાયામ, બહારના વાયુને નાસિકાદ્વારા અંદર આકર્ષી સર્વ પ્રાણવાહા નાડીઓને પ્રાણથી પૂર્ણ કરી સ્થિર થવું તે પૂરક પ્રાણાયામ. રેચક અને પૂરકવિના શરીરમાંના વાયુને રોકી સ્થિર થવું તે કુંભક પ્રાણાયામ છે. પ્રાણનો નિરોધ કરવો એ દીર્ઘજીવન અર્પનાર છે. વાયુને સ્થિર કરવાથી ચિત્ત સ્થિર થાય છે અને તેથી દીર્ઘજીવી થવાય છે. શરીરમાંની નાડીઓમાં મળ ભરાયલો હોવાથી પ્રાણવાયુ સુષુમ્ણામાં પ્રવેશ કરી શકતો નથી જેથી તુર્યાવસ્થા પ્રાપ્ત ન થવાથી મોક્ષ મળતો નથી. પ્રાણાયામના અભ્યાસથી જ્યારે બધી નાડીઓ મળ રહિત થઇ જાય છે ત્યારે યોગી પ્રાણવાયુને રોકી શકે છે. નાડીને મળ રહિત શુદ્ધ કર્યા વગર પ્રાણને રોકી શકાતો નથી. જેથી ચંચળતા, આળસ વિગેરે રજો તમોગુણના ભાવ ચિત્તમાંથી નાશ પામતા નથી. પ્રાણાયમથી સુષુમ્ણાદિમાંથી મળનો નાશ થતાં પ્રાણનો નિરોધ થાય છે.

પ્રાણવહા નાડીઓ દસ છે. ઇંડા, પીંગળા, સુષુમ્ણા, ગાંધારી હસ્તિજીહ્વા, પૂષા, યશસ્વિની, અલંબુષા, કુહુ, શંખિની, તેમાં ઇડા નાસિકાના ડાબા છિદ્રમાં, પિંગળા જમણા નાકમાં, અને સુષુમ્ણા મધ્યભાગમાં થઇ તાલુનું ભેદન કરી બ્રહ્મરંધ્રમાં પ્રવર્તેલી છે. ગાંધારી ડાબા નેત્રમાં, હસ્તિજીહ્વા જમણા નેત્રમાં, પૂષા જમણા કાનમાં, યશસ્વિની ડાબા કાનમાં, અલંબુષા મુખમાં, કુહુ લિંગમાં, અને શંખિની મૂળ સ્થાનમાં છે. ઇડાનું બીજું નામ ગંગા, પીંગળાનું બીજું નામ યમના, અને સુષુમ્ણાનું બીજું નામ સરસ્વતી છે.

ચિત્ત અને પ્રાણ એ બેમાંથી એકનો નિરોધ થતાં બીજાનો

નિરોધ થાય છે. માટે પ્રાણનો જય કરવા પ્રાણાયામનો અભ્યાસ કરવો. પ્રાણાયામમાં પ્રથમ પૂરક, પછી કુંભક અને છેવટે રેચક એવા ક્રમથી કરવામાં આવે તે વૈદિક પ્રાણાયામ છે અને પ્રથમ રેચક કરી પછી પૂરક અને અંતમાં પૂરક કરવામાં આવે છે તે તાંત્રિક પ્રાણાયામ છે જે સ્થાનમાં પ્રાણનો પ્રવેશ કરાવવાનો હોય ત્યાં મનોવૃત્તિને સ્થાપી તે સ્થાનમાં પોતાના પ્રાણનું ગમન કરાવવું એમ કરવાથી પ્રાણનો જય નિર્વિઘ્ને થાય છે.

પ્રાણાયામ—કરવા માટે ઉત્તર કે પૂર્વમુખે પદ્માસન,સિદ્ધાસન કે સ્વસ્તિકાસને બેસી પ્રાણાયામ કરવાનો સંકલ્પ કરી—નાકના જમણા છિદ્રને દબાવી, ડાબા છિદ્રદ્વારા સ્હેજ રેચક કરી પછી નાકના જમણા હાથના અંગુઠાથી દબાવી ચન્દ્ર નાડી વાટે બહારના પવનને જેમ પીચકારી વતી પાણી ખેંચીએ તેમ સોળવાર પ્રણવ મંત્ર (ૐ) નો જપ કરીએ તેટલા વખતમાં અંદર ખેંચવો. આ વખતે નાભિને વિષે શ્રીવિષ્ણુનું ધ્યાન ધરી મૂળબંધ રાખવો, પછી જાલંધરબંધ કરી શરીરના સર્વ અવયવોને અચળ કરી નાસિકાનાં બંને છિદ્રને રોકી ૬૪ વાર ૐકારનો જપ કરી રહીએ તેટલો વખત પવનને અંદર રોકી રાખવો તે કુંભક, આ વેળા હૃદયમાં બ્રહ્મા કે અગ્નિનું ધ્યાન ધરવું અને ત્યાર પછી ઉડ્ડીયાનબંધ કરી ધીમે ધીમે ૩૨ વાર પ્રણવનો જપ કરીએ તેટલા વખતમાં ઉદરના સર્વ પ્રાણવાયુને સૂર્ય નાડીથી બહાર કાઢવો. આ વખતે લલાટમાં શ્રી સદાશિવનું કે સૂર્યનું ધ્યાન ધરવું ને નાકનું ડાબું છિદ્ર જમણા હાથની અનામિકા તથા કનિષ્ઠિકાથી રૂંધી રાખવું. કુંભકના અંતમાં અને રેચકના આરંભમાં ઉડ્ડીયાનબંધ કરવો. પછી સૂર્ય નાડીથી પૂરક કરી પછી કુંભક કરી વળી ચન્દ્ર નાડીથી ઉપર પ્રમાણે જ રેચક કરવો. જે નાસિકાના છિદ્રમાં થઇ પૂરક કર્યો હોય તેજ છિદ્રથી રેચક કરવો પણ પૂરક કરેલા છિદ્રથી તરતજ રેચક કરવો નહિ. આ પ્રાણાયામને અનુલોમ પ્રાણાયામ કહે છે.

સૂર્ય, ચન્દ્ર અને અગ્નિ એ પિંગળા, ઇડા અને સુષુમ્ણાના દેવો છે. નાસિકાના જમણા છિદ્રને સૂર્ય નાડી અથવા પિંગળા નાડી કહે છે. ડાબા છિદ્રને ચન્દ્રનાડી અથવા ઇડા કહે છે અને મધ્યની નાડીને સુષુમ્ણા કહે છે. આ પ્રમાણે શ્વાસને અંદર લેવો, અમુક

વખત સુધી અંદર પૂરી રાખવો અને પછી બહાર કાઢવો, પાછો અંદર લેવો. પુરવો અને બહાર કાઢવો તેથી એક પ્રાણાયામ થાય છે. આ પ્રમાણે પ્રાણાયામના અભ્યાસીઓ સ્હવારે. બપોરે સાયંકાળે અને મધ્યરાત્રિએ દરરોજ થોડો થોડો વખત પ્રાણાયામ કરી અભ્યાસને વધારી એંશી પ્રાણાયામ કરવાસુધી અભ્યાસ પાડવો જોઈએ.

મુળબંધમુદ્રા—પ્રાણાયામમાં રેચક કરતી વખતે મુળબંધ કરવાનું કહ્યું છે તે વખતે ગુદાને ઉર્ધ્વ અને નાભિને મેરૂદંડ (કરોડ) બાજુ બળ પૂર્વક સંકોચી અપાન વાયુને ઉંચો ચઢાવવો તે મળબંધ મુદ્રા છે.

જાલંધરબંધ—કુંભક કરતી વખતે જાલંધરબંધ કરવાનો છે. તે વખતે કંઠને સંકોચી નીચે નમાવીને દાઢીને હૃદયથી ચાર આંગળપર રાખવી તે જાલંધરબંધ કહેવાય છે, તેથી ઇડા પિંગળાનું વહન સ્તંભે છે.

ઉડ્ડીયાનબંધ—નાભિના ઉપરના તથા નીચેના ભાગને બરડાને અડી જાય એવી રીતે બળપૂર્વક પાછા ખેંચવા તેને ઉડ્ડીયાન બંધ કહે છે. આ મુદ્રાથી ઉદરનો પવન મધ્યનાડી વાટે સુષુમ્ણામાં થઈ બ્રહ્મરંધ્ર તરફ ઉડી જાય છે. અને ત્યાં ગમન કરે છે.

આ પ્રકારે પ્રાણાયામનો અભ્યાસ કરનારે પ્રથમ દૂધ તથા ઘીવાળું ભોજન જમવું. પૂરક વેળા મૂળબંધ પૂરક કર્યા પછી મૂળબંધ સાથે જાલંધરબંધ અને રેચકના આરંભમાં મૂળબંધ સહિત ઉડ્ડીયાન બંધ કરવો. આ પ્રમાણે બંધયુક્ત પ્રાણાયામ કરવાથી બધા રોગો મટે છે. પ્રાણાયામ કરતાં પૂરક કદાચ ઉતાવળે થાયતો હરકત નથી પણ રેચક તો ધીમે ધીમે જ કરવો. ઉતાવળે રેચક કરવાથી બળની હાનિ થાય છે.

જ્યાં સુધી વાયુનો શરીરમાં નિરોધ થઇ રહે ત્યાં સુધી અંતઃકરણ વ્યગ્ર થતું નથી. તેમ દૃષ્ટિ ભ્રકુટીમાં મધ્યભાગમાં રહે છે ત્યાં સુધી કાળનો ભય નથી. સુષુમ્ણામાં જ્યારે વાયુ પ્રવેશ કરે છે ત્યારે મન સ્થિર થાય છે.

કુંભક આઠ પ્રકારના છે.

સૂર્યભેદન–ઉજ્જાયી, સીત્કારી, શીતળી, ભાસ્ત્રકા, ભ્રામરી. મૂર્છા અને પ્લાવિની.

નાકના ડાબા છિદ્રને દબાવી જમણા છિદ્રથી પૂરકની શરૂઆત

કરવો પછી ઉપર પ્રમાણે જ કુંભક અને રેચક કરવો તે સૂર્યભેદન. બંને નાસિકાનાં છિદ્રોદ્વારા પૂરક કરી, પછી કુંભક કરી ડાબા છિદ્રદ્વારા રેચક કરવો તેને ઉજ્જાયી, નાકનાં બંને છિદ્ર દબાવી બહારના પવનને સીત્કારો કરીને બે હોઠની વચ્ચે જીભને અર્ધ ગોળાકારે રાખીને મુખથી અંદર ખેંચવો, પછી કુંભક કરી નાકનાં બંને છિદ્રોદ્વારા રેચક કરવો તે સીત્કારી, જીભને હોઠથી બહાર કાઢી નાક બંધ કરી મોંઢાવાટે પવનને અંદર ખેંચી, કુંભક કરવો પછી બંને નાકનાં છિદ્રોદ્વારા ધીમેથી પવન બહાર કાઢવો તે શીતળી.

નાસિકના જમણા છિદ્રદ્વારા વારંવાર રેચક પુરક કરી પછી કુંભક કરી વળી ડાબા છિદ્રદ્વારા રેચક પુરક કરવો તેને ભસ્ત્રિકા. જમણું નાક દબાવી ડાબા છિદ્રદ્વારા ભમરાની માફક નાદ સહિત પવનને અંદર ખેંચી પછી જમણા છિદ્રદ્વારા ધીમે ધીમે નાદ કરતાં રેચક કરવો પછી કુંભક સાથે પરક રેચક કરવા તેને ભ્રામરી કુંભક, ડાબા છિદ્રદ્વારા પૂરક કરી પછી જાલંધરબંધ કરી પછી બે હાથના બે અંગુઠાથી બે કાન, બે તર્જનીથી બે આંખો બે મધ્યમાથી નાક અને બાકીની આંગળીઓથી મોંઢું બંધ કરી યથાશક્તિ કુંભક કરવો, પછી જાલંધરબંધ સહિત જમણા છિદ્રદ્વારા રેચક કરવો. આથી મન મૂર્છા પામે છે જેથી તેનું નામ મુર્છા કહેવાય છે. અને અર્ધપદ્માસન વાળી છાતી બહાર કાઢી. માથા ભણી બંને હાથ લાંબા કરી અંગુઠાના આંકડા ભીડી શરીરમાં આવેલા અધિક વાયુને ઉદરમાં પરિપૂર્ણ કરી સ્થિર થઇ સુવું તેને પ્લાવિની કુંભક કહે છે.

પવનને શરીરમાં સ્થિર કરી પૂરી રાખવો તે કુંભક કહેવાય છે. સૂર્યભેદન કુંભક વાયુનો નાશ કરે છે. ઉજ્જાયી, શ્લેષ્મ રોગને મટાડે છે, સીત્કારી ને શીતળી પિત્તરોગને મટાડે છે અને ભસ્ત્રિકાદિ કુંભક ત્રિદોષનો નાશ કરી પ્રાણવાયુને સુષુમ્ણામાં લઇ જઇ ત્યાં બ્રહ્મગ્રંથી, રુદ્રગ્રંથીનું ભેદન કરે છે.

યોગની ક્રિયાઓમાં મુખ્ય આધાર કુંડલિનીનો છે. કુંભકના અભ્યાસથી જ્યારે કુંડલિની જાગ્રત થાય છે ત્યારે સુષુમ્ણા નાડીના મળ દૂર થતાં ષટચક્રનો ભેદ થાય છે.' નાડીઓની શુદ્ધિ થતાં કુંડલિની દૂર થતાં ષટચક્રનો ભેદ થાય છે. નાડીઓની શુદ્ધિ થતાં

કુંડલિની જાગ્રત થાય છે ત્યારે પ્રાણ સુખપૂર્વક સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. પ્રાણાયામના અભ્યાસમાં ગુરુની ખાસ જરૂર હોય છે.

પ્રાણાયામની ક્રિયાને સહાય કરનારી કેટલીક ક્રીયાઓ છે. તે મળ નીવારક ક્રિયાઓ તથા મુદ્રાઓ છે.

**મળ નિવારક ક્રિયાઓમાં**—નેતિ, બ્રહ્મદાતણ, ધોતિ, બસ્તિ, નૌળિ, ત્રાટક, કપાળભાતિ, અને ગજકરણી એ આઠ ક્રિયાઓ મળનિવારક છે.

**મૂદ્રાઓ** ૨૨ છે. મહામુદ્રા, મહાબંધ, મહાવેધ, ખેચરી, ઉડ્ડીયાનબંધ, મૂળબંધ, જાલંધરબંધ, વિપરીત કરણી, વજોલી, શકિતચાલન, સંક્ષોભણી, દ્રાવણી, આકર્ષણી, વશી, ઉન્માદ, મહાંકુશ, યોનિ, તડાગી, માંડૂકી, ભુજંગીની, નભ અને માદંગીની એ ૨૨ મુદ્રાઓ છે. પ્રાણનો જય કરવા ઇચ્છનારે આ મહા મુદ્રાઓનો અભ્યાસ કરવો પડે છે જેથી સુષુમ્ણાનું મુખ રોકીને સુતેલી કુંડલીની પ્રાણાપાનની એકતાથી થયેલી ઉષ્ણતાદ્વારા જાગ્રત થાય છે.

---

## પ્રકરણ ૩૩ મું

## મળ નિવારક ક્રિયાઓ.

**નેતિ**—દીવસના પ્રથમ પહોરમાં દેશી સુતરનો ચીકણો તાંતણો ત્રણ કે ચાર વેંતનો લઇ તેને દોઢસો વડો કરી પછી તેની વચ્ચે એક તાંતણો બાંધી અર્ધા ભાગને વળ ન દેવા અને બીજા અર્ધા ભાગને ત્રણ સરખા ભાગ કરી વળ દેઇ મીણ ચઢાવવું પછી ઉત્તર કે પુર્વ તરફ ઉભેડુ બેસી ડોક ઉંચી રાખી નાકને શુદ્ધ કરી નેતિને પાણીમાં પલાળી મીણવાળા ભાગનો છેડો નાકના જે છિદ્રમાંથી શ્વાસ ચાલતો હોય તેમાં નાંખી અંદર કાકડી આગળ આવે એટલે અંગુઠા ને તર્જનીવડે મોંઢા વાટે બહાર કાઢવો તે નેતિ. આ નેતિની ક્રિયાથી કપાળનો તેમ નાકનો મેલ દૂર થઈ સૂક્ષ્મ પદાર્થ દેખાય તેવી દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થાય છે. આ ક્રિયા સિદ્ધ થયા પછી પ્યાલામાં પાણી કે દુધ ભરી નાકનું એક છિદ્ર દબાવી બીજા છિદ્રદ્વારા પાણી પીવાનો અભ્યાસ કરવાથી આરોગ્યની વૃદ્ધિ થાય છે.

**બ્રહ્મદાતણ**—વડની વડવાઈનું એક ગજ લાંબુ. અંગુઠા જેવડું જાડું સીધું દાતણ લઇ તેની છાલ કાઢી નાંખી અર્ધા આંગળ

જેટલો કુચો બનાવવો. તે દાતણ ધીરેથી ગળાના ડાબા ભાગથી પેટના ડાબા ભાગ ભણી ધીમેથી નાંખી જરા ઉંચું નીચું કરી બહાર કાઢવું તેથી ઉદરમાંના કફપિત્તાદિ પાણીની સાથે બહાર નીકળી જાય છે. તેથી શરીરનું ભારેપણું દૂર થાય છે. આ બ્રહ્મદાતણ છે.

ધોતી—જગન્નાથી કે મલમલનો પંદર કે ૨૦ હાથ લાંબો ને ચાર આંગળ પહોળો એક કડકો લઇ તેને ઉના પાણીથી ધોઇ સ્વચ્છ કરી પછી પાણી કે દૂધમાં પલાળી તેનો એક છેડો હાથમાં રાખી બીજો છેડો ગળામાં નાંખી ચાવતાં ચાવતાં ધીરેથી પેટમાં ઉતારવો, પછી પેટને સારી પેઠે હલાવી, પછી ધીમેથી એક બાજુથી બહાર ખેંચી કાઢવો. આથી પેટમાંના કફાદિ મળ દૂર થઇ ગુલ્મ, જ્વર, પ્લીહા, કધરસ, શ્વાસ અને કુષ્ઠાદિ રોગો મટી આરોગ્ય અને બળની વૃદ્ધિ થાય છે.

બસ્તિ—પાંચ શેર પાણી માય તેવું વાસણ ભીંતે ચોઢી તેની એક નળીને રબ્બરની નળીનો એક છેડો રાખી બીજો છેડો ગુદામાં રાખી મળાશયમાં લેઇ થોડીવાર પછી મળ વાટે તે જળ કહાડી નાંખવું તે બસ્તિ.

નૌલિ—બંને હાથ ઢીંચણ ઉપર રાખી બંને ખભાથી શરીર નમાવી ઉભા રહી ઉતાવળે પેટમાંના બંને નળોને રેચક પૂર્વક ડાબા જમણા હલાવવા તે નૌલિ છે. તેથી ઉદરના વાતાદિ રોગો મટે છે.

ત્રાટક—દૃષ્ટિને સ્થિર કરીને કોઇ મૂર્તિની સામે અથવા તો નાસિકાના અગ્ર ભાગ ઉપર આંખમાં પાણી આવે ત્યાં સુધી એકાગ્રચિત્તે જોઇ રહેવું તેને ત્રાટક કહે છે. આથી આંખોના રોગ દૂર થાય છે તેમ આગળ નિંદ્રા ને તંદ્રાનો નાશ થાય છે. મેસ્મેરીઝમ કે હીપ્નોટીઝમના પ્રયોગો કરવાની ઇચ્છા રાખનારાએ પ્રથમ દૃષ્ટિ સ્થિર કરવા ત્રાટકને સિદ્ધ કરવાની જરૂર હોય છે. ત્રાટક સિદ્ધ હોયછે તે અન્ય પ્રાણીના સામે ત્રાટક કરી તેને પોતાને વશ વર્તાવી શકે છે.

કપાળભાતિ—અર્ધ પદમાસને બેસી હાથના પંઝા ઢીંચણ પાસે ભરાવી ઉતાવળથી નાસિકાદ્વારા રેચક પૂરક કર્યા કરવા તેને કપાળ ભાત કહે છે.

ગજકરણી—જમ્યા પછી થોડીવારે અપાન વાયુને કંઠનાળમાં ચઢાવીને પેટમાં મળરૂપે રહેલા અન્નજળાદિને મુખ વાટે વમન કરી કાઢી નાંખવાં તે ગજકરણીછે. આથી નાડીઓનો સમૂહ વશ થાય છે.



# પ્રકરણ ૩૪ મું.

## મૂદ્રાઓ.

મુદ્રાઓ ૨૨ છે. પ્રાણનો જય કરવા ઇચ્છનારે મહામુદ્રાઓનો અભ્યાસ કરવો.

**મહામુદ્રા**—ડાબા કે જમણા પગની પાનીથી ગુદા અને શિશ્નની વચ્ચેનો ભાગ દબાવીને બીજો પગ તેની પાની જમીનને અડીને રહે તેવી રીતે સીધો લાંબો કરી, તેનો અંગુઠો તેજ બાજુના હાથે પકડી રાખવો પછી પૂરક કરી પછી કંઠમાં જાલંધરબંધ કરી લાંબા કરેલા પગના અંગુઠાને પકડી વાયુને સુષુમ્ણામાં ધારણ કરવો તે મહામુદ્રા છે. આથી કુંડલિની સર્પાકાર ત્યજી સીધી થાય છે તેથી સુષુમ્ણામાં પ્રાણનો પ્રવેશ થાય છે. પછી તે પુરક કરેલા પવનને બહાર કાઢવો. આ મૂદ્રાનો અભ્યાસ થતાં, ક્ષય, ગુદાવર્ત, ગુલ્મ, જ્વર, અજીર્ણ, પ્રમેહ વિગેરે રોગો મટે છે. અને આત્મસાક્ષાત્કાર દ્વારા વૃદ્ધાવસ્થા તથા મૃત્યુનો જય થાય છે.

**મહાબંધ મુદ્રા**—ડાબા પગની પાની યોનિ સ્થાનમાં રાખી જમણો પગ ડાબા પગના સાથળ ઉપર મૂકી, જમણા પગના ઢીંચણ ઉપર જમણા હાથનો પંઝો મૂકી દૃષ્ટિ ભ્રકુટિમાં સ્થાપી પછી ડાબા હાથની આંગળીઓથી જમણું નાસાપુટ દબાવી ડાબા છિદ્રથી પુરક કરી–જાલંધર બંધ કરી કુંભક કરવો તે વખતે ડાબા હાથનો પંઝો પણ જમણા પગના ઢીંચણપર ભરાવી દેવો. કુંભક વખતે મૂળબંધ કરી મનને સુષુમ્ણામાં પ્રવેશ કરાવવો. પછી ડાબા હાથે ડાબુ છિદ્ર દબાવી જમણા છિદ્રથી ધીમેથી રેચક કરવો. આથી ઇડા, પિંગળા ને સુષુમ્ણાનો સંગમ થાય છે. આને મહાબંધ કહે છે.

**મહાવેધ મુદ્રા**—ઉપર પ્રમાણે પગ રાખીને નાસિકાના બંને છિદ્રોથી પુરક કરી, પછી પવનની ગતિને જાલંધરબંધથી રોકી દૃષ્ટિ ભ્રૂમધ્યમાં રાખી, બંને હાથની હથેળીઓ જમીન ઉપર મૂકીને જરા શરીરને ઉંચુ નીચું કરવું, અને બંને પગની પાનીથી સીવની (યોની સ્થાન) ને ડબાવવી આથી પવન ઇડા પિંગળાનો ત્યાગ કરી સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. તેથી આત્મસાક્ષાત્કાર થાય છે. પછી ઇડા પિંગળામાં પ્રાણનો સંચાર બંધ થાય એટલે ધીમેથી રેચક કરવો આ મહાવેધમુદ્રા છે. આ મુદ્રાનો ચિરકાળ અભ્યાસ કરવાથી અણિમાદિ મહા સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે અને ઘડપણ મટે છે.

ખેચરિ—કપાળની અંતરના છિદ્રમાં જીભ પ્રવેશે અને દૃષ્ટિ ભ્રકુટીની મધ્યે રહે તેવી ક્રિયા સિદ્ધ કરવી તેને ખેચરી મુદ્રા કહેવાય છે. લોઢાનું ઝીણું અને તિક્ષ્ણ શસ્ત્ર લઇ ધીમે રહી જીભને નીચલા મૂળ આગળની વચલી શિરાનું રોમ માત્ર (પાતળા વાળ જેટલું) છેદન કરવું. પછી તે છેદન કર્યું હોય ત્યાં મોઠું કે સીંધવ અને હરડેનું ઝીણું ચુર્ણ કરી સાત દિવસ સુધી સાંજે અને સવારે લગાડી જીભને ઉર્ધ્વ રાખી જમણા હાથના અંગુઠાથી ઘર્ષણ કરવું. આઠ દિવસ પછી વળી રોમમાત્ર છેદન કરવું. પછી બંને હાથના અંગુઠા અને બંને તર્જની આંગળીથી જીભને પકડી ડાબા જમણી હલાવવી તે ચાલન અને પછી જેમ ગાયના આંચળને દહોવે છે તેમ જીભને બહાર ખેંચીને ભ્રકુટિના મધ્યમાં અડે ત્યાં સુધી લાંબી કરવી તે દોહન. આ પ્રમાણે છેદન, ઘર્ષણ, ચાલન તથા દોહનનો છ મહિના સુધી અભ્યાસ કરવાથી ખેચરીમુદ્રા સિદ્ધ થાય છે. જીભ વધે એટલે સ્વસ્તિકાસને બેસી શ્વાસોશ્વાસ ધીમો કરી ઉડ્ડીયાનબંધ રાખી કપાલકુહર-કપાલની અંતરનું છિદ્ર કે જ્યાં ઇડા, પિંગળા અને સુષુમ્ણાનું વહન થાય છે તેમાં જમણા હાથની તર્જની કે અંગુઠા દ્વારા જીભનો પ્રવેશ કરાવવો. તાળવાની નજીકના છિદ્રમાં જાય એવી રીતે જીભને ઉર્ધ્વ લંબાવી એક ઘડીવાર સુધી ખેચરી મુદ્રા કરી સ્થિત રહે તો તે યોગીને સર્પ અને વીંછીનું ઝેર ચઢતું નથી. તે યોગીને પછી મરણનો ભય રહેતો નથી. તાળવાની નજીકના છિદ્રની સંમુખ જીભ લગાડીને સ્થિર રાખે તો તાળવાની ઉપરના ભાગના છિદ્રમાંથી જે ચંદ્રામૃત ઝરે છે તે જીભ ઉપર પડતાં તેનું પાન થતાં

એક પખવાડીઆમાં યોગી મૃત્યુના ભયને જીતી શકે છે. જીભ ઉપર ચન્દ્રામૃત પડતાં અનેક જાતના સ્વાદનું યોગીને ભાન થાય છે. સર્વ બીજ મંત્રોમાં ૐકાર મુખ્ય છે. તેમ સર્વ મુદ્રાઓમાં ખેચરી મુદ્રા મુખ્ય છે.

જીભનું છેદન કર્યા સિવાય પણ ખેચરીનો અભ્યાસ થઇ શકે છે. પ્રથમ જમણા હાથની ત્રણ આંગળીઓવડે જીભને બહાર કાઢી તેના મૂળ ઉપર માંખણ ઘસવું, પછી જીભને પાછી વાળી જમણા હાથના અંગુઠાવડે જીભની નીચેની વચલી શિરા ઉપર નીચેથી ઉપર જાય તેમ માંખણ સારી રીતે ભાર દઇ વધુ વખત ઘર્ષણ કરવુ. પછી ઉપર પ્રમાણે જીભ બહાર કાઢી થોડો વખત ચાલન તથા દોહન કરવું. આવી રીતે રોજ સવારના સાત, દસ, ચાર અને આઠ વાગે એમ ચારવાર એકેક કલાક અભ્યાસ કરવો. પછી જ્યારે નાકના અગ્ર ભાગ ઉપર જીભ આવી શકે તેટલી લાંબી થાય ત્યારે જમણા હાથની તર્જનીના કે અંગુઠાવડે જીભને કપાળ કુહુર-કપાળની મધ્યના છિદ્રમાં ચઢાવવાનો અભ્યાસ કરવો પછી આંગળી કે અંગુઠા વગર જીભને એની મેળે કપાળ કુહુરમાં પ્રવેશ કરાવવો. ત્રિકુટીની અંતરનો દેશ જ્યાં જીભનો અગ્રભાગ સ્થિર રાખવામાં આવે છે ત્યાં અમૃતનું સ્થાન છે.

ઉડીયાનબંધ, મૂળબંધ અને જાલંધરબંધની મુદ્રાઓની વ્યાખ્યા આગળ આવી ગઇ છે.

**વિપરીતકરણી** મૂદ્રા—નાભિ આગળના સૂર્યને ઉપર રાખી તાલુસ્થાન આગળના ચંદ્રને નીચે રાખવો તે વિપરીત મુદ્રા છે. માથુ પૃથ્વી ઉપર રાખી બંને હાથના આંકડા ભીડી માથાને અડાડી રાખી પગને અદ્ધર રાખવા તે વિપરીતકરણી મુદ્રા કહેવાય છે. આ વખતે નાભીને બંને હાથની તર્જનીથી નાભી દબાય તેમ કેડની ઉપરના ભાગને બંને હાથના પંઝાથી દબાવતા જવું. આ પ્રમાણે આ મુદ્રાનો છ માસ સુધી અભ્યાસ કરવાથી શરીર સામર્થ્યની વૃદ્ધિ થાય છે.

**વજ્રોલી** મૂદ્રા—શિશ્નના છિદ્રમાં પ્રવેશ કરે તેવી પાતળી ચૌદ આંગળની લાંબી સુંવાળી અને સીધી સીસાની સળી કરાવી તેની આગળનો ભાગ અર્ધ ગોળ જેવો રખાવવો. પછી તેને તેલવાળી

કરી શિશ્નના છિદ્રમાં રોજ એક એક આંગળ નાંખતા જવું, રોજ એક આંગળ વધારે નાંખવો. પછી તે સળી જેવી વચ્ચેથી પોલી રૂપાની સળી કરાવી તેની પાછળનો ભાગ વળેલો રાખવો પછી આગળનો ભાગ અંદર નાંખી પછી નાની ધમણના છેડાનો ભાગ પોલી સળીના પાછલા ભાગના બહારના છિદ્રમાં નાંખી ધમણવડે ફુંકો મારવી આથી ઇંદ્રિયમાર્ગ શુદ્ધ થાય છે. પેશાબ કરવામાં થોડો પેસાબ કરી વળી મૂત્રને પાછું ખેંચવું, વળી છોડવું એમ કરવાથી પણ મૂત્રમાર્ગ શુદ્ધ થાય છે. આ થયા પછી શિશ્નવાટે પાણીને અને દૂધને ઉપર ખેંચતાં શીખવું. વીર્યને ખેંચીને ઉપર ચઢાવાય છે. જેમકે મૈથુનના અંતે ખેચરીમુદ્રા તથા ઉડ્ડીયાનબંધ દ્વારા શિશ્નમાંના અપાનને ઉર્ધ્વ આકર્ષી શિશ્નના મુખપર્યંત આવેલાવીર્યને પાછું ખેંચી લેવું તે વજ્રોલી મુદ્રા છે. આથી વીર્ય સ્થિર રહે છે.

**શક્તિચાલન** મૂદ્રા–જેવી રીતે મનુષ્ય કુંચીથી તાળાને ઉઘાડે છે તેવી રીતે હઠયોગી કુંડલિનીવડે મોક્ષનું દ્વાર જે સુષુમ્ણાનો માર્ગ તેને ઉઘાડે છે. બ્રહ્મરંધ્રમાં સુષુમ્ણા વાટે જવાય છે. અને સુષુમ્ણાના મુખ આગળ તેમાં પ્રવેશ કરવાના માર્ગમાં પોતાનું મોં રાખી કુંડલિની શક્તિ કંદના ઉપરના ભાગમાં સૂતેલી છે. યોગી તેને ચલાયમાન કરી મુક્તિ પામે છે. બ્રહ્મરંધ્રથી નાભિ સુધીના સુષુમ્ણાના માર્ગને નાદનમાર્ગ કહે છે. સિદ્ધાસને બેસી સાંજ સવારે સૂર્ય નાડીથી પૂરક કરી બંને હાથની તર્જની આંગળીઓ વડે નાભિ ડબાવી અંગુઠાને કેડ ઉપર રાખી મસ્તકને ઉંચું નીચું કરવું તે પરિધાન યુક્તિ છે. તે યુક્તિથી કુંડલિનીને ગ્રહણ કરી ચાર ઘડી તેને ચારે ભણીથી ચલાયમાન કરવાથી તે કાંઇક ઉપર ચઢે છે અને તેથી તે સુષુમ્ણાનો પ્રવેશ માર્ગ છોડી દે છે. જેથી પ્રાણ પોતાની મેળે સુષુમ્ણામાં પ્રવેશ કરી શકે છે. વળી સિદ્ધાસને બેસી બંને હાથથી બંને પગની ઘુંટીઓની પાસેનો ભાગ પકડી તે વડે એકસો એક વાર કંદ ઉપર તાડન કરવું તે શક્તિચાલન મુદ્રાનું તાડન નામનું અંગ કહેવાય છે. આ પ્રમાણે શક્તિ ચાલન મુદ્રાનાં અંગ સાધી કુંડલિનીને ચલાયમાન કરી પછી સિદ્ધાસને બેસી ભસ્ત્રિકા કુંભક કરવાથી કુંડલી જલ્દી જાગી ઉઠે છે. ચાલીશ દિવસે આ મુદ્રા સિદ્ધ થાય છે. કુંભક વેળા નાભિ,

હૃદય અને કંઠને સંકોચેલાં રાખવાં અને વૃત્તિ કુંડલિની ઉપર સ્થિર રાખવી.

પ્રાણનું મુખ્યસ્થાન મસ્તક છે. ત્યાંથી તે કશેરુદ્વારા-સુષુમ્ણા માર્ગે નીચે આવે છે. આધાર અને સ્વાધિષ્ટાન બે ચક્રોમાં મુખ્ય કરીને અપાનવાયુ રહે છે. જ્યારે કુંડલિની જાગી પ્રાણવાયુ સુષુમ્ણામાં પ્રવેશ કરે છે. ત્યારે નીચેનાં બે ચક્રોમાંથી અપાન વાયુ ખેંચાઇને મણિપુર ચક્ર સુધી આવીને ત્યાથી પ્રાણ સાથે મિશ્ર થઈ ઉપર જાય છે. આથી ઉપસ્થમાંનો વાયુ ખેંચાવાથી વ્રષણમાં વીર્ય ઉપજી વીર્યાશયમાં આવ્યું હોય છે તે ત્યાંની ગરમીથી ઓજસ નામની આઠમી ધાતુ થઈ શરીર, બુદ્ધિ વિગેરેને પોષે છે તેથી તે બળવાન થાય છે,

સંક્ષોભણી મુદ્રા-સ્વસ્તિકાસને બેસી ગુદાનો સંકોચ અને વિકાસ કરીને અપાનની ઉષ્ણતાથી કુંડલિનીને જગાડવી તે સંક્ષોભણી મુદ્રા છે.

દ્રાવણી મુદ્રા-સ્વસ્તિકાસને બેસી અનુલોમવિલોમ પ્રાણાયામ કરી જીભને બ્રહ્મરંધ્રમાં લગાડી શરીરમાંના વાયુને ઉર્ધ્વ કરી, ત્યાંથી અમૃત દ્રવાવી તેનું પાન કરવું તે દ્રાવણી મુદ્રા છે.

આકર્ષણી મુદ્રા-સ્વસ્તિકાસને બેસી શરીરમાંના સર્વ વાયુને નાભિ ભણી આકર્ષણ કરી તેને સુષુમ્ણામાં લાવી પછી તે વાયુને બ્રહ્મરંધ્રમાં સ્થિર કરવો તે આકર્ષણી મુદ્રા છે.

વશીમુદ્રા—સિદ્ધાસને બેસી હ્રીઁ મંત્રનો દીર્ઘ ઉચ્ચાર કરી પ્રાણાપાનના આકર્ષણથી કુંડલિનીને વશ કરવી તે વશીમુદ્રા છે.

ઉન્માદ મુદ્રા-પદ્માસને બેસી શરીરના સર્વ છીદ્રોનો રોધ કરી મન સહિત પ્રાણને બ્રહ્મરંધ્રમાં સ્થિર કરવો તે ઉન્માદ મુદ્રા છે.

મહાંકુશ મુદ્રા-કુંભકથી પ્રાણને નાભિ આગળ રૂંધન કરી મનને વશ કરવું તે મહાંકુશ મુદ્રા છે.

યોનિ મુદ્રા-સિદ્ધાસને બેસી અંગુઠા, અને આંગળીઓ વડે કાન, આંખ, નાસિકાને બંધ કરી પછી જીભને બહાર કાઢી પવનને અંદર ખેંચી મુખને બંધ કરી તે પવનને અપાન સાથે યોજી કુંડલિનીને જાગ્રત કરી 'હંકાર'ના માનસિક ધ્વની સાથે મેરૂ દંડમાં કુંડલિની સાથે પ્રાણાપાનને ઉર્ધ્વ ચઢાવવા તે યોનિમુદ્રા છે.

તડાગી મુદ્રા-પેટને કાંઈક ઉર્ધ્વ કરી બરડા તરફ બળપૂર્વક ખેંચી તળાવના ખાડા જેવું કરવું તે તડાગી મુદ્રા છે.

માંડુકી મુદ્રા-મુખબંધ કરી જીભના મૂળને ચલાયમાન કરી તે વડે બ્રહ્મરંધ્રમાંથી ટપકતા અમૃતનો અનુભવ કરવો તે.

ભુજંગિની મુદ્રા-મુખ ઉઘાડી ગળા વડે પવન અંદર ખેંચી પછી કુંભક કરી બંને નાકનાં છિદ્રોદ્વારા બહાર કાઢવો તે.

નભોમુદ્રા-જીભને ઉર્ધ્વ રાખી પવનને રોકવાનો અભ્યાસ કરવો તે નભો મુદ્રા છે.

માતંગિની મુદ્રા-ગળા સુધી પાણીમાં ઉભા રહી નાકથી પાણી લઈ મુખદ્વારા બહાર કાઢવું ને મુખથી પાણી લઇ નાક વડે બહાર કાઢવું તે માતંગિની મુદ્રા છે.

## પ્રકરણ ૩૫ મું.

### પ્રત્યાહાર.

ઇન્દ્રિયોને તેના રાગદ્વેષાત્મક સ્વભાવિક વિષયોથી નિવૃત્ત કરી તેમના અયોગ્ય અહાર વિહાર બંધ કરી ચિત્તને આધિન કરવી તે પ્રત્યાહાર છે. વિષયોમાં રમનાર ઈન્દ્રિયોને વિવેક વડે રોકવી તે પ્રત્યાહાર છે.

શ્રોત્રાદિક ઈન્દ્રિયોની પોતપોતાના વિષયોના સંબંધનો અભાવ થતાં ચિત્તને અનુસાર જે સ્થિતિ થવી તે પ્રત્યાહાર છે. દૃઢ શ્રદ્ધા ભક્તિથી પ્રત્યાહાર સિદ્ધ થઈ ઇન્દ્રિયો વશ થઇ હૃદયાકાશમાં આત્મસ્વરૂપમાં સ્થિત થઇ રહે છે.

કેવળ કુંભકદ્વારા શ્વાસોશ્વાસની ગતિ રોકવાથી કે ત્રિકુટીમાં કે નાસિકાના અગ્ર ભાગ ઉપર નિમેષોન્મેષ રહિત દૃષ્ટિ રાખવાથી, કાનનાં છિદ્રો રોકી કાનમાં થતા અંતરનાદને સાંભળવાથી કે બાર હજાર જપ કરવાથી પ્રત્યાહાર સિદ્ધ થાય છે. પ્રત્યાહારથી મનની નિર્મળતા થતાં સમાધિમાં પ્રવેશ કરવાની ચિત્તની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

જે કોઈનું દ્રવ્ય અન્યાયથી લેવા જતો નથી. પરદારાનો સંગ કરવા જતો નથી, કોઈનું બગાડવા જતો નથી એ દોષો જેના પગમાં હોતા નથી તે પગથી થતા દોષથી રહિત છે.

જે પરદારાનો સંગ કરતો નથી, સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ કરતો નથી. જે વગર ઋતુ આવ્યે પોતાની સ્ત્રીનો પણ સંગ કરતો નથી. દિવસે સ્ત્રી સંગ કરતો નથી તે સ્ત્રી સહિત રહેવા છતાં પણ બ્રહ્મચારી છે.

જ્યારે મનુષ્યની ઇંદ્રિયો તેના ચિત્તને અનુસરવા લાગે છે ત્યારે જાણવું કે પ્રત્યાહાર સિદ્ધ થયો છે. જે વિષયોથી દોરાય છે, અશ્રદ્ધાળુ હોય છે. જેને ગુરૂ ઈશ્વરમાં પ્રેમ હોતો નથી તેનાથી પ્રત્યાહાર સાધી શકાતો નથી. ઇંદ્રિયોને અલ્પઆહારથી, એકાંતવાસથી, અને આસનનો જય કરીને સાધકે વશ કરવી. જે જે સાંભળવામાં આવે તે સર્વ આત્મરૂપ જાણવાથી શ્રવણેંદ્રિય જીતાય છે. જે જે જોવામાં આવે, જે જે સુંઘવામાં આવે, તે સર્વને આત્મરૂપ જાણવાથી નેત્રેન્દ્રિય રસનેન્દ્રિય અને ઘ્રાણેંદ્રિય જીતાય છે. જેમ કાચબો પોતાના અવયવોને ઉદરમાં સંકોચી લે છે તેમ યોગીઓ પોતાની ઈંદ્રિયોને આત્મસ્વરૂપમાં પ્રત્યાહાર કરે છે.

પદ્માસને બેસી માત્ર કુંભકદ્વારા શ્વાસોશ્વાસની ગતિ રોકવાથી, સિદ્ધાસને બેસી ત્રિકુટીમાં કે નાકના અગ્ર ભાગ ઉપર નિમિષોન્મેષ રહિત દૃષ્ટિ રાખવાથી, બંને કાનનાં છિદ્રો રોકી કાનની અંદર થતા નાદને સાંભળવાથી, શાંત ચિત્તે ૧૨ હજાર પ્રણવમંત્રનો કે ગાયત્રીનો જપ કરવાથી, વિપરીત કરણી કરવાથી, અને મનોવૃત્તિને શ્વાસોશ્વાસના લયોદ્દભવસ્થાનમાં રાખવાથી પ્રત્યાહાર સિદ્ધ થાય છે. પ્રત્યાહાર સિદ્ધ થતાં દેવો પ્રસન્ન થાય છે, મન નિર્મળ થાય છે, તપ વધે છે, દીનપણું જાય છે. શરીર આરોગ્ય રહે છે અને સમાધિમાં પ્રવેશ કરવા માટે ચિત્તની યોગ્યતાં પ્રાપ્ત થાય છે.

પ્રત્યાહાર સિદ્ધ થયો છે તેવા મનુષ્યોને સ્ત્રીઓ, વસ્ત્રાલંકાર, મોહક પદાર્થોને મનથી જોવાની ઇચ્છા થતી નથી, પુષ્પ, અત્તર વિગેરે સુગંધી વસ્તુઓ સુંઘવાની તેને મનમાં તૃષ્ણા થતી નથી. સુંઘવા છતાં પણ નિર્દોષ રહી શકે છે. સ્ત્રીઓના ગરબા, વાતો વિગેરે સાંભળવાની જેને રાગપૂર્વક ઇચ્છા થતી નથી અને સાંભળવા છતાં તે દોષ રહિત રહે છે. ઉત્તમ સ્વાદિષ્ટ પદાર્થો ખાવાની જેને ઇચ્છા થતી નથી. અને તેવા પદાર્થો ખાવા છતાં પણ તે

સદા અપવાસી જેવો રહે છે. શીતોષ્ણાદિ સુખ દુઃખ ઉપજાવનાર વિષયો વિષે જેને મન સમાન ભાવ છે અને અનાયાસે પ્રાપ્ત વિહિત સ્પર્શના ઉપભોગથી દોષી થતો નથી.

તે વાણીથી અસત્ય બોલતો નથી, અપશબ્દ કહેતો નથી, કઠોર વચન કહેતો નથી, પરનિંદા કરતો નથી તેમ નિષ્પ્રયોજન બોલતો નથી. તે બોલવા છતાં પણ મૌનવ્રતવાળો છે પારકું દ્રવ્ય અન્યાયથી ગ્રહણ કરતો નથી, વગર ગુન્હે કોઇને મારતો નથી, ખોટા ચાળા કરતો નથી, હાથવડે ખરાબ વસ્તુને ગ્રહણ કરતો નથી તેના હાથ કામ કરવા છતાં પણ નિર્દોષ છે.

## પ્રકરણ ૩૬ મું
## ધારણા

આધ્યાત્મિક, આધિભૌતિક કે આધિદૈવિક દેશ વિષે ચિત્તને એકાગ્ર કરવું તેને ધારણા કહે છે. પૃથ્વી આદિ પંચ તત્વો. નાસિકાગ્ર, ભ્રુકુટિ, બ્રહ્મચક્ર, હૃદયપદ્મ વિગેરે ષટચક્રમાંથી કોઇ પણ ચક્ર એ આધ્યાત્મિક દેશ છે, પર્વતનું શિખર શાલિગ્રામાદિ મૂર્તિ સદ્ગુરુ, સગુણ ઇશ્વરની પ્રતિમા એ વિગેરે આધિભૌતિક દેશ છે. અને સૂર્ય ચંદ્રાદિ અને ધ્રુવાદિક તે આધિદૈવિક દેશ છે.

પગથી જાંગ સુધી પૃથ્વી તત્વ છે, જાંગથી નાભિ સુધી જળ તત્વનું સ્થાન છે, નાભિથી હૃદય પર્યંત અગ્નિ તત્વનું, હૃદયથી ભ્રૂમધ્ય સુધી વાયુતત્વ, અને ભ્રૂમધ્યથી બ્રહ્મરંધ્ર સુધી આકાશ તત્વનું સ્થાન છે. આ પાંચ તત્વોમાં દેવતા અને બીજ સહિત ધારણા થઇ શકે છે.

ગુહાસ્થાને આધાર ચક્ર, લિંગના મૂળ આગળ સ્વાધિષ્ઠાન, નાભિ આગળ મણિપુર ચક્ર, હૃદય આગળ અનાહત ચક્ર, કંઠ આગળ વિશુદ્ધ ચક્ર અને ત્રિપુટી આગળ આજ્ઞા ચક્ર, બ્રહ્મરંધ્ર આગળ અજરામર અથવા બ્રહ્મચક્ર આવેલું છે. આધારચક્રના ગણપતિ સ્વાધિષ્ઠાનના બ્રહ્મા, મણિપુરના વિષ્ણુ, અનાહતના શ્રી શંકર, વિશુદ્ધના શ્રી રૂદ્ર, (જીવ) આજ્ઞાના શ્રી મહેશ્વર અને અજરામરના શ્રી સદ્ગુરૂ અધિષ્ઠાતા દેવતાઓ છે.

શ્રી સદ્ગુરૂના ઊપદેશાનુસાર આ ષટચક્રોમાંથી જે ચક્રમાં જે વિધિથી ધારણા કરવાની આજ્ઞા આપે તે પ્રમાણે ચક્રોમાં ધારણા કરવાનો અભ્યાસ કરવો. ધારણાથી મનોજય થઇ કેટલીક સિદ્ધિઓ પણ મળે છે. નાસીકાના અગ્રભાગ પર ધારણા કરવાથી મનોજય ઉપરાંત દીવ્યગંધની પ્રાપ્તી થાય છે. ભ્રૂમધ્યમાં ધારણા કરવાથી દીવ્ય પ્રકાશનો અનુભવ થાય છે, હૃદયમાં તરંગ રહીત ક્ષીર સાગરના સદ્દશ ચીત્તસત્વની ધારણા કરવાથી મનોજય ઉપરાંત સૂર્ય ચંદ્રના જેવા તેજપુંજનો અનુભવ થાય છે. મૂર્ધાના ઉપર દ્વાદશ આંગળના પ્રદેશમાં ધારણ કરવાથી મનની એકાગ્રતા સાથે ઉદાન વાયુ નિયમમાં આવે છે.

ધારણાના બે દેશ ગણાય છે. સૂર્ય, ચંદ્ર, મણિ, દિવો, શિવલિંગ, શાલિગ્રામ, આ પ્રકારે દેવપ્રતિમાની કે સદ્ગુરુની ધારણા કરવી તે બાહ્ય દેશ છે અને તેમનો આધ્યાત્મિક દેશ તે આભ્યંતર દેશ છે. પ્રથમ બાહ્યદેશમાં ધારણા કરવાનો અભ્યાસ પાડી પછી આંતર દેશમાં અભ્યાસ કરવો.

આધારાદિ કોઈ પણ ચક્રમાં અંતઃકરણની વૃત્તિને સ્થાપીને અને શરીરથી બહિર પ્રદેશમાં ચક્ષુને નિમેષોન્મેષ રહિત રાખીને સ્થિર થવું તે શાંભવી મુદ્રા કહેવાય છે. બ્રહ્મરંધ્રની ધારણાને ખેચરી મુદ્રા કહે છે. ધારણા એકાગ્રચિત્તે થઈ શકે છે.

હૃદયકમળમાં રહેલા ચેતનમાં નાભિની પાછળના ભાગમાં રહેલા ચેતનમા, તાળવામાં રહેલા ચેતનમાં, શ્રી મહેશ્વર કે વિષ્ણુની પ્રતિમાએ રોકેલા ચેતનમાં મનને સ્થિર કરવાના પ્રયત્નરૂપ ધારણા થઇ શકે છે. ધારણાનો અભ્યાસ કરવાથી ચિત્ત બ્રહ્મમાં એકાગ્ર થવા લાગે છે.





# પ્રકરણ ૩૭ મું.

## ધ્યાન.

ધારણાના સ્થાનમાં ચિત્તવૃત્તિનો તૈલધારા માફક અખંડ પ્રવાહ ચાલે તે ધ્યાન કહેવાય છે. ધારણાના દેશ વિષે ચિત્તવૃત્તિઓનું એકતાનપણું તે ધ્યાન. ધારણા કર્યા પછી તે સ્થાને વૃત્તિ અખંડપણે ધ્યાતા ધ્યેયના ભાનપૂર્વક સ્થિર રહેવા લાગે ત્યારે ધ્યાનાંવસ્થાની પ્રાપ્તિ થઇ સમજવી.

આઠ પાંખડીવાળા હૃદપદ્મને રેચક પ્રાણાયામથી ઉર્ધ્વમુખ કરી તેમાં વાસુદેવનારાયણ, શંખ, ચક્ર, ગદા, પદ્મને ધરનારા, મુકટને બાજુબંધવાળા, લક્ષ્મિપતિ, પૂર્ણ ચંદ્ર સમાન મુખવાળા, સુપ્રસન્ન પીતાંબર ધારણ કરી ઉભેલા પરમાત્મા જેનુંરૂપ પ્રભાવડે પ્રકાશવાળું છે એવા પુરુષોત્તમ સર્વ પ્રાણિમાત્રમાં સ્થિત એવા દેવેશને મનવડે જોઇ 'તે હું છું.' એવું અનુભવવું એ સગુણ ધ્યાન છે.

એક જ્યોતિર્મય, શુદ્ધ, આકાશ માફક વ્યાપક, અનંત બ્રહ્મ, તે બ્રહ્મ હું છું. એવું જે જ્ઞાન થાય છે તે નિર્ગુણ બ્રહ્મ ધ્યાન છે.

પરમાત્માના સ્વરૂપને વિષે વૃત્તિની એકતાનતા કરવી તે રૂપાતિત ધ્યાન કહેવાય છે. પાંચ ઘડી ઉપરાંત પ્રાણનો બ્રહ્મરંધ્રમાં કે સ્વાધિષ્ટાન ચક્રમાં લય રહે એ હઠયોગનું ધ્યાન છે. ધ્યાન કરનાર પુરુષને ચિત્ત શુદ્ધિ થતાં પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.



## પ્રકરણ ૩૮ મું.

## સમાધી

ધ્યેય સ્વરૂપનું ધ્યાન કરતાં મન જ્યારે પોતાના સ્વરૂપનો ત્યાગ કરી સંકલ્પવિકલ્પોથી રહિત થઇને કેવળ ધ્યેય વસ્તુના સ્વરૂપથી જેવી રીતે સમુદ્રમાં પડેલું જળનું બિંદુ સમુદ્રની સાથે અભિન્ન થઇ સ્થિત થાય છે તેવી રીતે સ્થિત થાય છે તેને સમાધિ કહે છે. જળમાં જેમ મીઠું ભળી જાય .તેમ આત્મા અને મનનું એકપણું થવું તે સમાધિ છે.

ધારણા, ધ્યાન અને સમાધિ એકજ વિષયમાં કરવામાં આવે તો તેને સંયમ કહે છે. તે ત્રણ યોગનાં અંતરંગ સાધન છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર એ યોગનાં બહિરંગ સાધન છે. આ સંયમ આત્મા વિના બીજા પદાર્થોમાં કરવાથી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.

યોગીને સંયમની સિદ્ધિ થતાં તે ત્રિકાળ જ્ઞાની થાય છે. તેને સંકલ્પ માત્રથી અલ્પ પ્રણિધાનથી પણ અન્ય અતીત અને અનાગત પદાર્થોનું જ્ઞાન થઈ શકે છે. શબ્દ, અર્થ અને જ્ઞાન એ પરસ્પરના અધ્યાસથી છે તેમના ભેદમાં સંયમ કરવાથી સર્વ પ્રાણીઓના શબ્દોનું જ્ઞાન થઇ શકે. યોગીએ પૂર્વજન્મના સંસ્કારોમાં સંયમ કરવાથી તેને પૂર્વજન્મોનું જ્ઞાન થાય છે. અન્ય પુરુષના ચિત્તમાં સંયમ કરવાથી તે પુરુષના ચિત્તનો સાક્ષાત્કાર થાય છે. તેના ચિત્તની સ્થિતિ કેવા પ્રકારની છે તે જાણી શકાય છે. રૂપ, શબ્દ, સ્પર્શ, રસ અને ગંધ એ પાંચ વિષયો જેમની નેત્રાદિ

ઇન્દ્રિયો નિર્દોષ હોય તેમનાથી ગ્રહણ કરી શકાય છે. યોગી જ્યારે પોતાના શરીરનાં રૂપાદિમાં સંયમ કરી તે સંયમનો પરિપાક થયે તેમને તિરોધાન કરી શકવાના સામર્થ્યવાળો થાય છે ત્યારે તે યોગી પોતાની ઇચ્છા થાય ત્યારે સંકલ્પમાત્રથી ઇચ્છેલા સમય પર્યંત તે પોતાના શરીરનાં રૂપાદિને અંતર્ધાન કરી શકે છે. પોતાનાં શીઘ્ર ફળ આપીને સમાપ્ત થનારાં તથા વિલંબે ફળ આપીને સમાપ્ત થનારાં એ બંને પ્રકારનાં કર્મમાં ધારણા, ધ્યાન ને સમાધિરૂપ સંયમ કરવાથી તેના સાક્ષાત્કાર વડે આયુષ્યની સમાપ્તિનું એટલે મરણનું જ્ઞાન થતાં દેહ ક્યારે પડશે એ જાણી શકાય છે. સુખી પ્રાણિઓમાં મૈત્રીની ભાવનારૂપ સંયમ કરવાથી તે યોગીને મૈત્રીબલની પ્રાપ્તિ થાય છે. યોગી હાથી વિગેરે જેના બળમાં સંયમ કરે છે તેના બળને તે મેળવી શકે છે. મનના સાત્વિક પ્રકાશના પરમાણુ આદિ સૂક્ષ્મ પદાર્થોમાં, ભૂમિની અંદર રહેલા દ્રવ્યાદિમાં અને અત્યંત દૂર રહેલા વિષયોમાં સંયમ કરવાથી તે તે વસ્તુઓનું યથાર્થ જ્ઞાન થાય છે. સૂર્યદ્વાર એટલે સુષુમ્ણા નાડીમાં સંયમ કરવાથી યોગીને ચૌદ ભૂવનનું જ્ઞાન થાય છે. સુષુમ્ણાનાડી સૂર્યનું દ્વાર કહેવાય છે. ચંન્દ્રમાં સંયમ કરવાથી યોગીને તારામંડળનું અર્થાત વગર અભ્યાસે જ્યોતિષશાસ્ત્રનું જ્ઞાન થાય છે. ધ્રુવ નામના નિશ્ચલ તારામાં સંયમ કરવાથી તે તારાઓની ગતિનું જ્ઞાન થાય છે.

આધાર અને સ્વાધિષ્ટાન ચક્રની ઉપર સુષુમ્ણામાં રહેલા નાભિ આગળ મણિપુરચક્રમાં સંયમ કરવાથી તે યોગીને શરીરની રચનાનું જ્ઞાન થાય છે. જીભના અધોભાગમાં જે જીંહ્વા મૂળ છે તેને તંતુ કહે છે, તે તંતુથી આગળ અધોભાગમાં કંઠ પ્રદેશ છે, ત્યાં અધોભાગમાં જે ખાડા જેવો પ્રદેશ છે તેને કંઠકૂપ કહે છે. તે કંઠ કૂપમાં સંયમ કરવાથી ભૂખ અને તરસની નિવૃત્તિ થાય છે. કંઠ કૂપથી નીચેના ભાગમાં કુર્માકાર નાડી છે તેમાં સંયમ કરવાથી દેહ અને ચિત્ત સ્થિર થાય છે. શિર અને કપાળની મધ્યે રહેલા બ્રહ્મરંધ્ર નામના છિદ્રમાં રહેલી પ્રકાશરૂપ જ્યોતિમાં સંયમ કરવાથી આકાશ અને પૃથ્વીના મધ્યભાગમાં વિચરનારા સિદ્ધ પુરુષોનાં દર્શન થાય છે. હૃદયમાં સંયમ કરવાથી ચિત્તનો સાક્ષાત્કાર થાય છે.



## પ્રકરણ ૨૯ મું

## અષ્ટ સિદ્ધિઓ.

પાંચ ભૂતોનો અને પાંચ રૂપોનો જય થવાથી યોગીને **અણિમા લઘિમા, મહિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ, ઇશિતત્વ અને યત્રકામાવસાયિત્વ** એ આઠ સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે.

અણિમા સિદ્ધિની પ્રાપ્તિ થતાં મહાન પરિમાણુવાળો યોગી અણુ પરિમાણુવાળો બની શકે છે. તે સૂક્ષ્મ રૂપે સર્વત્ર વિચરી શકે છે. તેમને કોઇ જોઇ શકતું નથી, લઘિમા સિદ્ધિ પ્રાપ્ત થતાં શરીર અત્યંત હલકું થઈ જવાથી તે આકાશમાં ફરી શકે છે. મહિમા સિદ્ધિ પ્રાપ્ત થતાં અલ્પ પરિમાણુવાળો યોગી હાથી કે પર્વત જેવો બની શકે છે. પ્રાપ્તિની સિદ્ધિ પ્રાપ્ત થતાં–યોગી પૃથ્વી પર છતાં આંગળીના અગ્ર ભાગ વડે ચન્દ્રને સ્પર્શ કરી શકે છે. પ્રાકામ્ય સિદ્ધિ પ્રાપ્ત થતાં–યોગીની ઇચ્છા પ્રમાણે સર્વ બને છે. જેમ જળમાં ડુબકી મારે તેમ તે પૃથ્વીમાં ડુબકી મારી શકે છે તેમ બહાર નીકળી શકે છે. વશિત્વ સિદ્ધિ–મળતાં તે ભૂતો અને ભૌતિકો, તેમનાં કારણુ તન્માત્રાઓ સર્વ યોગીને અધિન થાય છે, તેથી પૃથ્વી આદિ પંચભૂતો તેને વશ વર્તે છે. ઇશિતત્વ સિદ્ધિ મળતાં ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરવાના સામર્થ્યને યોગી મેળવે છે. યત્રકામાવસાયિત્વ સિદ્ધિ પ્રાપ્ત થતાં યોગીનો જેવો સંકલ્પ થાય છે તેવોજ ભૂતોના સ્વભાવોની સિદ્ધિ થાય છે. તે અમૃતને સ્થાને વિષ પાઇને પણ પુરુષને જીવાડી શકે છે. તે યોગી સર્વ સામર્થ્યવાન બને છે.

ભૂતોના સ્થૂલ રૂપમાં સંયમ કરવાથી યોગીને અણિમા,લઘિમા મહિમા ને પ્રાપ્તિ એ ચાર સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. ભૂતોના સ્વરૂપમાં સંયમ કરવાથી પ્રાકામ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે તેના સૂક્ષ્મ રૂપમાં સંયમ કરવાથા વશિત્વ નામની સિદ્ધિ મળે છે, અન્વયરૂપમાં સંયમ કરવાથી ઇશિતત્વ સિદ્ધિ મળે છે અને તેના પાંચમા અર્થવત્વ રૂપમાં સંયમ કરવાથી યત્ર કામાવસાયિત્વ નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

અનેક જન્મોના અભ્યાસથી હૃદયમાં પાપના સંસ્કારો રહેતા નથી ત્યારે સાધક સંયમરૂપ યોગના પ્રાપ્તિદ્વારા જન્મમરણ રૂપ સંસારનો છેદ કરનારા આત્મતત્ત્વનો નિર્વિકલ્પ સમાધિદ્વારા સાક્ષાત્કાર કરે છે. સંયમનો પરિપાક થતાં સંપ્રજ્ઞાત સમાધિનો ઉદય થાય છે. ધ્યેય વસ્તુના સ્વરૂપનું જેમાં સ્ફુટ ભાન થાય છે તે સંપ્રજ્ઞાત સમાધિ છે.

સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ થતાં યોગીને સંપૂર્ણ તત્ત્વોના વિવેકસાક્ષાત્કાર વડે સર્વ ભાવોનું અધિષ્ટાતાપણું વિગેરે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. આ સિદ્ધિઓમાં જો તે યોગી લોભાય છે તો તેને વ્યુત્થાનની પ્રાપ્તિ થાય છે. પણ જો તે યોગી તે સિદ્ધિઓમાં નિઃસ્પૃહ રહે છે. તો વ્યુત્થાન ન થવાથી સંપ્રજ્ઞાતયોગની પરાકાષ્ટા રૂપ ધર્મમેઘ સમાધિને પામે છે. પછી પર વૈરાગ્યના લાભથી અસંપ્રજ્ઞાત સમાધિની પ્રાપ્તિ થાય છે.

સાધક વાણીનો પ્રત્યાહારની રીતે મનમાં વિલય કરી જપાદિકનો ત્યાગ કરી માત્ર મનના વ્યાપારથી મુક પૂરુષની પેઠે સ્થિત થાય, પછી મનનો વિશેષાહંકારમાં વિલય કરે, અર્થાત, મનના સંકલ્પ વિકલ્પરૂપ વ્યાપારનો પરિત્યાગ કરીને કેવળ અહંભાવથી સ્થિત થાય, આ રીતે પણ ચિત્તનો આત્મામાં વિલય થાય છે.

ચિત્ત જયની મુખ્ય ચાર યુક્તિઓ છે. અધ્યાત્મવિદ્યાંની પ્રાપ્તિ, તત્ત્વવિત્ પુરુષોનો સમાગમ, વાસનાનો પરિત્યાગ, અને પ્રાણની ગતિનો નિરોધ. ચિત્તનિરોધમાં લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ એ ચાર વિઘ્નો આવે છે. ધારણાદિ અભ્યાસમાં ચિત્તની સુષુપ્તિના જેવી સ્થિતિ થાય છે તે લય કહેવાય છે. પ્રાણાયામથી તે દોષ દૂર થાય છે. માયિક પદાર્થોની વાસનાવડે ચિત્ત વિક્ષેપ પામે

છે. ત્યારે ભોગ્ય વસ્તુના આદર્શવડે ચિત્તના વિક્ષેપને શાંત થાય છે. તિવ્ર રાગદ્વેષાદિની વાસનાને કષાય કહે છે. આવા ચિત્તની પ-રીક્ષા વડે તે દોષને પ્રાણાયામદ્વારા દૂર કરવા. મેં સમાધિમાં મહાન સુખનો અનુભવ કર્યો તે વાતનું જાગ્રત થયા પછી સ્મરણ કરવું કે અન્ય આગળ તેનું વર્ણન કરવું તે રસાસ્વાદ છે. તે પણ ત્યજવા યોગ્ય છે. આ ચારે દોષને ત્યજી ચિત્ત બ્રહ્મસ્વરૂપમાં વિરામ પામે છે ત્યારે ચિત્ત બ્રહ્માનંદથી ભરપુર થાય છે.

વિષય સંસર્ગરહિત હ્રદયમાં નિરોધેલું મન જ્યારે ઉન્મત્ત અવસ્થાને પામે છે ત્યારે તે બ્રહ્મરૂપ થાય છે. જ્યાંસુધી મનનો ક્ષય થાય ત્યાં સુધી તે મનનો હ્રદય દેશમાં નિરોધ કરવો. મનનો નિરોધ એજ જ્ઞાન તથા ધ્યાન છે. નિર્વિકલ્પ સમાધિમાં સ્થિત યોગી પરમા નંદનો અનુભવ કરે છે.

આ પ્રમાણે તપસ્વીઓ, જ્ઞાનીઓ અને કર્મીઓથી યોગી શ્રેષ્ટ છે. તે સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન બની જાય છે.

---



# ભાગ ૩ જો

## ત્રીકાળ દર્શક દર્પણ.

અને

## ત્રીકાળદર્શી આયના બનાવવાની વિદ્યા.

### પ્રકરણ ૪૦ મું.

### ત્રીકાળદર્શી આયના બનાવવા.



આજે ઘણાઓ તરફથી–ત્રીકાળ દર્શક દર્પણ અને ચમત્કારીક વીંટીઓ વેચવામાં આવે છે. તેની કીંમત ચાર–પાંચ રૂપીઆ લેવામાં આવે છે. આ દર્પણમાં માત્ર કાચનો તકતો મઢેલો હોય છે અને પાછળ કાળી દવા લગાડેલી હોય છે. એ દર્પણ ઘેર બનાવા જાય તો માત્ર ચાર છ આના જ ખર્ચ લાગે છે. અને તે ઘેર બનાવેલું દર્પણ પેલા વેચાતા લીધેલા દર્પણ જેટલું જ કામ આપી શકે છે.

આ દર્પણ સામે એક દીવો મૂકી તે દીવાનો પ્રકાશ દર્પણની વચ્ચોવચ પડે તેવી રીતે જરા ઉંચે–પાટલા કે બાજઠ ઉપર ગોઠવી તેની સામે એક માણસે બેસી–દર્પણની મધ્યે પડેલી દીવાની જ્યોતના પ્રકાશ સામું સ્થિર દૃષ્ટિ રાખી એકીટસે જોઇ રહેવાનું હોય છે. આ ક્રિયાને ત્રાટક કહે છે. અને તેથી જોનાર માણસને થોડીવારે બરોબર વિધિપૂર્વક જોઇ રહેવાથી–ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જાણવામાં આવે છે. તેને પ્રયોગ કરનાર જે જે પ્રશ્નો પૂછે છે તેના તે જવાબ આપી શકે છે.

દર્પણનો પ્રયોગ પણ મેસ્મેરીઝમના પ્રયોગને મળતો છે. જેમ મેસ્મેરીઝમના પ્રયોગથી વિધાયક ( પ્રયોગ કરનાર ) જેના ઉપર પ્રયોગ કરે છે તે (વિધેય) ની દૃષ્ટિ સામે પોતાની દૃષ્ટિ મેળવે છે અને દૃઢ સંકલ્પપૂર્વક તેને પોતાને વશ થવાની ભાવના કરે છે અને તેથી તે ઉંઘમાં આવી મૂર્છાવશ થાય છે, તે પછી તેના ઉપર માર્જન કરી તેને અનુવૃત્તિમાં લાવી તેની પાસે અનેક ભૂત ભવિષ્યની વાતોના જવાબ મેળવી શકે છે, તેવીજ રીતે આ પ્રયોગમાં પણ મનુષ્યને દર્પણ સામે એકીટસે નજર મેળવી ઉંઘમાં લાવી અર્થાત બેભાન જેવો બનાવી તેના બાહ્યમનને ભૂલાવી આંતરમનને જાગ્રત કરી તેની પાસેથી અનેક જવાબો મેળવી શકાય છે.

મેસ્મેરીઝમમાં વિધાયકની આંખો સામે આંખ મેળવી વિધેય ઉંઘમાં પડે છે અને પોતાના બાહ્યમનને ભૂલી જાય છે તેવીજ રીતે આ પ્રયોગમાં પણ દર્પણની સામે તેમાં પડતા દિવાના પ્રતિબિંબની જ્યોતિ સામે ટગર ટગર જોઇ રહેવાથી તેની આંખો ઘેરાય છે અને પ્રયોગ કરનારના દૃઢ સંકલ્પના બળ અનુસાર તે પોતાનું બાહ્ય ભાન ભૂલી જાય છે. અને દર્પણની અંદર જે દીવાની જ્યોત જણાય છે તેની સામે એકી ટસે જોઇ રહેતાં તે પોતાનું બાહ્યમન ભૂલી પ્રયોગ કરાવનાર જે કલ્પનામાં તેને દોરે છે તે કલ્પનાનુસાર દૃશ્યો તે જોતો જાય છે. અને જેમ જેમ એક કલ્પનામય ચિત્ર જોયા પછી બીજું અને ત્રીજું ચિત્ર કલ્પનામાં ખડુ કરે છે તેમ તેમ તે કલ્પનામય ચિત્ર જેમ નજરે પ્રત્યક્ષ જોતો હોય તેવું તેને ભાન થાય છે. આથી તે બાહ્ય ભાન ભૂલી જતાં તેનું આંતરમન જાગ્રત થાય છે. આ આંતરમન જે સૂક્ષ્મ દેહમાં છે તે સૂક્ષ્મ દેહદ્વારા અનેક ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળના જવાબ આપી શકે છે.

તેને જેમ જેમ પ્રયોગ કરાવનાર કલ્પનામાં ઉંડો ઉતારતો જાય છે તેમ તેમ તે બાહ્યભાન ગુમાવતો જાય છે. બાહ્ય ઈંદ્રિયો તેની શીથિલ થતી જાય છે અને આંતરમન અને આંતર ઈંદ્રિયો જાગ્રત થતી જાય છે. મેસ્મેરીઝમથી બેભાન કરેલો મનુષ્ય જેમ જેમ વિધાયક તેને કલ્પનામાં દોડાવી ઊંડો ઉતારતો જાય છે તેમ તેમ તે બહારથી બેભાન થઇ અંદર વધુ ઉંડો ઉતરે છે અને

સૂક્ષ્મ દેહ દ્વારા ગમે તેટલા દૂર પ્રદેશમાં જઈ ત્યાં બનતા બનાવો જાણે પ્રત્યક્ષ જોઈ જવાબ આપતો હોય તેમ આ પ્રયોગથી દર્પણમાં જોઈ રહેનાર મનુષ્ય બેભાન થઈ કલ્પનામાં ઉંડો અને ઉડો ઉતરી સ્થૂલ દેહનું ભાન ભૂલી જઇ પ્રયોગ કરનાર જે જે સવાલો પૂછે છે તેના જવાબ તે પોતાના સૂક્ષ્મ દેહથી ગમે તેટલે દૂરના હોય છતાં પણ જાણે નજરે જોતો હોય તેમ જોઈ જવાબ આપી શકે છે.

ભવિષ્યની વાત પણ જાણે તેને કોઈ દેવ કહી જતા હોય તેમ તે સાંભળી કહી શકે છે. કોઈ પણ પ્રેતને બોલાવવાનું કહેતાં તે પ્રેતને તે અદૃશ્ય વિશ્વમાંથી નજરે જોઈ જેમ એક મનુષ્ય બીજાને બોલાવી લાવે તેમ તે પોતાની દૃષ્ટિ સામે બોલાવી લાવે છે અને તે પ્રેત જાણે જીવતુ મનુષ્ય હોય તેવી રીતે તેને તે નજરે જોઈ શકે છે. તેણે શું પહેર્યું છે, તેનો આકાર, રૂપ, રંગ કેવાં છે તે કહી શકે છે અને તેને જે જે સવાલો પૂછવામાં આવે છે તે સર્વ સવાલોના જવાબ તે પ્રેત પાસેથી મેળવી કહી શકે છે.

ઘણી વખતે આવા મનુષ્યમાં જે પ્રેતને બોલાવવામાં આવે છે તે પ્રેત પ્રવેશ કરી પૂછેલા સવાલના જવાબ આપી શકે છે. મનુષ્ય સૂક્ષ્મ દેહે ગમે ત્યાં જઈ શકે છે, ગમે ત્યાંની વસ્તુ જોઈ શકે છે. દૂર દેશાવર અને લોકાંતરમાં ગમન કરી શકે છે અને તે પ્રમાણે આ પ્રયોગથી તે મનુષ્ય સૂક્ષ્મ દેહે જે જે અનુભવથી જુવે છે, જાણે છે તે પ્રશ્ન કરનારને કહી શકે છે. આ પણ યોગવિદ્યાથી અંતરમાં ઉંડા ઉતરી પોતાના આત્માનો અનુભવ કરવા જેવી વિદ્યા છે. આ ક્રિયાથી મનુષ્ય પોતે પોતાના સ્થૂલ દેહનું ભાન ભૂલે છે અને જેમ સ્વપ્નમાં અનેક પદાર્થો સૂક્ષ્મ દેહથી દેખાય છે. તેમ ઘણે દૂરના મનુષ્યોને જોઈ શકે છે. દેશાવર ગયેલો સંબંધી શું કરે છે તે નજરે જોઈ શકે છે. તેણે નહિ જાણેલા પ્રદેશમાં જઈ ત્યાંનું વર્ણન કરી શકે છે.

આ પ્રયોગ કરવા પહેલાં પ્રયોગ કરાવનાર અને જેને આ પ્રયોગમાં બેસાડવો હોય તે બંનેની યોગ્યતા જોઈએ. બન્નેયે પ્રથમ તો આ પ્રયોગમાં દૃઢ શ્રદ્ધાવાળા હોવાની જરૂર છે.

પાસે બેઠેલા મનુષ્યોએ પણ આ પ્રયોગમાં શ્રદ્ધા રાખવી જોઇએ. જો કોઇ અશ્રદ્ધાળુ હોય છે તો આ પ્રયોગ થતો નથી.

પ્રયોગ કરનાર શાંત, નિર્મળ હૃદયનો અને બાળકના જેવા સ્વભાવવાળો હોવો જોઈએ. વળી આ પ્રયોગ સિદ્ધ થશે જ એવી તેણે પણ ભાવના કરવી જોઇએ. પ્રયોગ કરાવનારે પણ દૃઢ શ્રદ્ધાપૂર્વક આ પ્રયોગ કરાવવો જોઇએ.

આ દર્પણમાં કાંઇપણ કારીગરી હોતી નથી. તેમાં કોઇ એવી વસ્તુ નથી હોતી કે તેથી મનુષ્ય બેભાન થઇ ભૂત ભવિષ્યની વાત કહી શકે. પણ તેમાં દર્પણ પાછળ કાળી મેશ લગાવવાથી બહારથી કાળો કાચ જણાય છે. અને કાળા કાચ સામે એકી નજરે જોઈ રહેવાથી મનુષ્ય બેભાન થતાં તેનું આંતર મન જાગ્રત રહે છે. આ મેસ્મેરીઝમના જેવોજ પ્રકાર છે. તેમાં પ્રયોગ કરાવનાર જેમ જેમ તેને કલ્પનામાં ઉંડો ને ઉંડો ઉતારતો જાય છે તેમ તેમ તે પોતાના સ્થૂલ દેહનું ભાન ભૂલતો જાય છે અને તેનો સૂક્ષ્મ દેહ જાગ્રત થતો જાય છે. તે પ્રયોગ કરાવનાર જે કાંઇ પૂછે છે કે કહે છે તેને તે સત્ય માને છે. પ્રયોગ કરાવનાર કહે કે સામે અગ્નિ બળે છે તો તે જાણે અગ્નિ બળતો હોય તેવુંજ જુવે છે. પ્રયોગ કરનાર કહે કે જો સામે વાઘ છે તો તે વાઘનેજ જોઇ કહેશે કે હા વાઘ છે અને તેનાથી બ્હીતો હોય તેમ લાગશે. પણ પ્રયોગ કરાવનારે તે ભયભીત થાય એવી કોઇપણ કલ્પનામાં તેને દોરવો નહિ પણ તેનું મન પ્રફુલ્લ રહે, તે આનંદી બને તેવી શુદ્ધ અને તેને પ્રિય લાગે તેવી ઉત્તમ કલ્પનામાં દોરવો. તેને જે કહેવામાં આવશે તે સાંભળી તે વસ્તુને જોતો હોય તેમ તેને લાગશે.

આ પ્રયોગ કરનાર થાકી જાય તો પ્રયોગ કરવનારે પ્રયોગ બંધ કરવો તેને કંટાળો થાય તો પણ પ્રયોગ બંધ કરવો, તે સીધા જવાબ ન આપતાં આડાઅવળા જવાબ આપે તો પણ પ્રયોગ બંધ કરવો.

પ્રયોગવાળી જગ્યાએ સુગંધી ધુપ કરી વાતાવરણ સ્વચ્છ, શુદ્ધ અને શાંત બનાવવાથી પ્રયોગની અસર સારી થાય છે.

આ ક્રિયામાં જોનાર અને પ્રયોગ કરનાર બંનેએ પવિત્ર મનના, શુદ્ધ આચારવિચારને સેવનારા હોવાની ખાસ અગત્ય છે. તે બંને સત્ય બોલનારા, પાપ વગરના, પરોપકારી, આત્મશ્રદ્ધાવાળા અને પવિત્ર રહી બીજાનું અહિત ન કરનારા હોવા જોઇએ. તેવીજ

રીતે હિંમતવાન અને આ ક્રિયામાં શ્રદ્ધાવાળા હોવાની અગત્ય છે, તેઓ ઉચ્ચ વિચારના હોવા જોઈએ તેમજ તેમના વિચારાનુસાર તેમના આચારવિચારો પણ ઉત્તમ હોવા જોઇએ.

આ પ્રયોગમાં ત્રાટકની આવશ્યકતા છે. માણસ જ્યારે એક જ વસ્તુ તરફ સ્થિર દૃષ્ટિથી આંખો મિચ્યા સિવાય જોઇ રહે છે ત્યારે તેની દૃષ્ટિ તે વસ્તુ ઉપર સ્થિર થતાં બીજી વસ્તુઓ ઉપરથી પાછી ફરે છે. એક જ વસ્તુ સામે સ્થિર દૃષ્ટિથી જોઇ રહેવાથી મસ્તકમાં આવેલી શિરાઓ ખેંચાય છે જેથી તેને ઉંઘ આવે છે અથવા સ્વપ્ના જેવી સ્થિતિ થાય છે. તે વખતે મન બીજા વિષયોના વિચાર કરતું નથી પણ જે વસ્તુ ઉપર દૃષ્ટિને સ્થાપી હોય છે તેના વિચારો એકાગ્રપણે કર્યા કરવાથી તે વિચારોની ઉંડી છાપ મન ઉપર પડે છે. આથી તે વિચારાનુસાર તે માણસનાં લક્ષણો પણ થાય છે.

મનુષ્ય માત્રને બે મન હોય છે. બાહ્યમન અને આંતરમન જાગ્રદાવસ્થામાં આપણે જે મનનો અનુભવ કરીએ છીએ તે બાહ્ય મન છે અને બીજું અંદર હોય છે તે જ્યારે મનુષ્ય ઉંઘમાં હોય છે ત્યારે પણ જાગ્રત હોય છે અને આંતરમને જે સંસ્કારો નાંખ્યા હોય છે તેનો વિચાર કરી નવા નવા સંકલ્પો સ્થાપે છે. આંતરમનમાં પડેલા સંસ્કારો ભૂંસાતા નથી, તે બાહ્ય મન દ્વારા અનેક સંસ્કારો મેળવે છે. આંતરમન જ્યારે બાહ્ય મન કામ કરતું હોય છે ત્યારે ડબાયલા જેવું રહે છે. આંતરમન જાગ્રત થતાં મનુષ્યને સર્વ કાંઇ જોવામાં આવે.

મનુષ્યના આચારવિચાર ઉપર તેના સુખનો આધાર હોય છે. એકાગ્રતાપૂર્વક વિચાર કરવાથી મનુષ્ય ધારે તે મેળવી શકે છે. મનુષ્ય જેવા વિચાર કરે છે તેવું તેનું વર્તન હોય છે. એક પણ એવી વસ્તુ નથી કે જે મનુષ્ય દૃઢ મનથી એકાગ્રતાપૂર્વક વિચાર વડે ન મેળવી શકે. સદ્ગુણો અને સદ્‌વિચારો એ આત્માના ગુણો અને વિચારો છે. તેને ધારણ કરવાથી મનુષ્યમાં આત્માની અનંતશક્તિ આવી શકે છે.

ઘણા રોગો પણ મનુષ્ય પોતાના વિચારોથી મેળવી શકે છે તેમજ વિચારોથી રોગોને ટાળી પણ શકાય છે. ચિંતા, ક્રોધ, દ્વેષ,

શોક, નિરુત્સાહ અને અશ્રદ્ધાના વિચારો મનુષ્યને રોગી બનાવી શકે છે નિર્માલ્ય બનાવી શકે છે. તે વિચારોની અસર હૃદય ફેફસાં અને સ્નાયુઓ ઉપર થતાં તેના પરિણામે શરીર રોગી થયા વગર રહેતું નથી, જ્યારે આનંદ, શાંતિ, ઉત્સાહ, પ્રેમ, ક્ષમા આદિના વિચારો માણસનામાં નવું બળ, અને ઉત્સાહ આપે છે, શરીરના અવયવોમાં બળ આપી લોહિને ગતિમાન કરે છે અને તેથી માણસ તંદુરસ્ત રહી શકે છે.

ત્રિકાળદર્શકદર્પણ જોવા માટે ઉત્તમ વિચારવાળો, નિર્મળ હૃદયનો સદ્‌ગુણશાળી, હિંમતવાન, આ પ્રયોગમાં શ્રધ્ધાવાળો અને જીતેંન્દ્રિય માણસ હોવો જોઇએ. આવો માણસ આ દર્પણમાં રહેલાઇથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જાણી શકે છે.

---

## પ્રકરણ ૪૧ મું.

## દર્પણ બનાવવાની રીત.

પ્રથમ એક કાચ લઇ તેને સ્વચ્છ કરી તેની એક બાજુએ કપુરની મેશ દીવેલમાં કાલવી તે ચોપડવી. બરોબર જાડો થર કરવો તેના લીસોટા બહાર ન જણાય પણ બહારથી જોતાં બરોબર એક સરખી કાળાશ જણાય તેવી રીતે લગાવવી. પછી તે કાચને છબી મઢીએ તેવી રીતે ઉપર કાગળ મૂકી ચોખટામાં મઢી દેવો. એટલે દર્પણ તૈયાર થઇ ગયું.

આ દર્પણના મધ્યબિંદુમાં દીવાની જ્યોત પડે તેવી રીતે સામે દીવો મૂકવો અને પછી એક માણસને તે દર્પણની મધ્યમાં દીવાની જ્યોતના પ્રતિબિંબ સામું એકીટસે જોઇ રહેવાનું કહેવું. આ પ્રયોગમાં માત્ર તે જ્યોત સામે સ્થિર દૃષ્ટિ રાખીને, નેત્રો મીંચ્યા વગર કે આજુબાજુ જોયા સિવાય તેમજ આંખોનાં પોપચાં ઉઘાડમીંચ કર્યા સિવાય એકીટસે ત્રાટક કરીને જોઇ રહેવાની જ ખૂબી સમાયલી છે. આ પ્રયોગ પણ મેસ્મેરીઝમનો એક પ્રકાર જ છે. આ પ્રયોગમાં પણ જોનાર માણસ હીપ્નોટાઇઝ થઇ ઉંઘવા જેવો થતાં તેનું આંતર મન જાગ્રત થાય છે. અને તે આંતરમન દ્વારા જ જવાબ આપી શકે છે.

આ દર્પણ અર્થાત આયનો બનાવવાની કાંઈ પણ ગુપ્ત વિદ્યા નથી કે કારીગરી નથી. તેમાં કાંઇ પણ એવું ચોપડેલું નથી હોતું કે જેથી તેની કીંમત પડે. દર્પણમાં કપુરની મેશ અથવા એરંડાના લાકડાની મેશ વાટી તે કાચ ઉપર દીવેલ કે ઘીમાં કાલવી ચોપડવી. કેટલાક ગુંદરના પાણીમાં મેશ કાલવી તે ચોપડે છે તેથી તે મેશ દર્પણ ઉપર સજ્જડ ચોંટી જાય છે અને ઉખડતી નથી. કાચ ઉપર લેપ ચોપડવો તે બહારથી સ્વચ્છ દેખાય, ઓઘરાળા કે લીટા લીસોટા બિલ્કુલ ન દેખાય તેમ અથવા જાણે કાળો કાચ જ હોય તેમ મેશ ચોપડવી અને પછી સુકાયે દર્પણ મઢાવી દેવું.

જેમ પાતળા કાચને મેશ ચોપડી તૈયાર થાય છે તેમ બીલોરી કાચને મેશ ચોપડી તૈયાર કરી શકાય છે. માત્ર કાળો કાચ થાય તેજ હેતુ આમાં હોય છે. તમે જોશો તો મેસ્મેરીઝમના પ્રયોગમાં પણ પ્રયોગ કરનાર કાળાં કપડાં કે કાળો ઝભ્ભો પહેરે છે. મનુષ્ય જ્યારે કાળી વસ્તુ સામે ટગર ટગર જોયાં કરે છે ત્યારે તે બેભાન થાય છે. તેની આંખો ખેંચાય છે. આમાં પણ કાળો કાચ હોવાથી અને તેના સામી એકી નજરે જોઇ રહેવાથી જોનાર મનુષ્ય બેભાન જેવો થતાં ઉંઘમાં પડે છે. તેની આંખો ઉઘાડી હોવા છતાં પણ તેમને બાહ્ય ભાન હોતું નથી. તે પ્રયોગ કરનાર જેવી કલ્પના કરવાનું તેને કહે છે તેવી કલ્પના કરતો તે ઉંડો ઉતરી જાય છે અને બાહ્ય ભાન ભૂલાતાં તેનું આંતરભાન જાગ્રત થાય છે. અને આંતરભાન જાગ્રત થતાં આંતરમનદ્વારા તે ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળ સંબંધી જે જે પુછવામાં આવે છે, મરી ગયેલા મનુષ્યના પ્રેતસંબંધી જે પુછવામાં આવે છે તેનો જવાબ આપી શકે છે.

આ પ્રયોગવડે મરનારના આત્મા સાથે વાતચીત કરી ખુલાસો મેળવી શકાય છે. આમાં કાચનો કે આયનાનો કાંઇ પણ ચમત્કાર નથી પણ મેસ્મેરીઝમ જેવો જ આ પ્રયોગ છે. ઘણા મનુષ્યો આવા કાચના આયના તૈયાર કરી વેચે છે અને જાણે તે કાચના આયનામાંજ સર્વ વિદ્યા અને વીજળીક શક્તિ ભરી દીધી હોય, તમાં જ જાણે જાદુ હોય તેવુ લોકોને ઠસાવી બે આનાના કાચના આયનાના ચાર પાંચ રૂપિયા પડાવી લે છે. પણ તેથી સર્વેએ બચવું અને આ પ્રયોગ કરવો હોય તો આયનો ઘેર બનાવી લેવો.

---



## પ્રકરણ ૪૨ મું.

## દર્પણ જોવાની રીત.

આ પ્રયોગ કરવા માટે ઘરનો હવા અજવાળાવાળો એક શાંત ખંડ પસંદ કરવો, તે જગ્યા પણ એકાંત જેવી હોવી જોઇએ. જે માણસને તે દર્પણમાં જોવા બેસાડવાનો હોય તે માણસને પ્રયોગ કરાવનાર ઉપર તેમજ આ વિદ્યા ઉપર શ્રદ્ધા હોવી જોઇએ. ત્યાં બહુ પ્રકાશ પણ ન આવતો હોવો જોઇએ. ત્યાં ઝાઝાં માણસોને એકઠાં થવા ન દેવાં તેમજ જે બેઠેલાં હોય તે સર્વને આ પ્રયોગ ઉપર શ્રધ્ધા હોવી જોઇએ. જેમ બને તેમ બે ત્રણ માણસો જ હોય અને વધુ ભીડ ન હોય તો સારૂં.

પછી દર્પણ જોનારનું ઉત્તર તરફ કે પૂર્વ તરફ મોં રહે તેવી રીતે દર્પણને ઉત્તર તરફ આવેલી કે પૂર્વ તરફ આવેલી ભીંત સાથે એક બાજઠ મૂકી તેના ઉપર મૂકવું. પછી તે દર્પણના મધ્ય ભાગમાં પ્રકાશ પડે તેવી રીતે ઘીનો દીવો તે દર્પણની સામે મૂકવો. આ પછી એક માણસને ઠંડા પાણીથી સ્નાન કરાવી, તે દર્પણની સામે સ્થિરચિત્તે સ્વસ્ત રીતે પદ્માસન વાળીને બેસાડવો, દર્પણ જોવાને જેને બેસાડવો હોય તે પાપી હૃદયનો ન હોવો જોઇએ. તે નિર્મળ ચિત્તવાળો અને પવિત્ર હૃદયનો હોવો જોઇએ અને તો ૧૨ વર્ષની અંદરના સમજણા છોકરાને અથવા તો છોકરીને અગર તો સરળ હૃદયની કોઈ સ્ત્રીને આ દર્પણ જોવા માટે પસંદ કરીને તેને દર્પણ જોવા બેસાડવી.

આ વખતે કોઇ પણ માણસે બોલવું નહિ કે ઘોંઘાટ કરવો નહિ પણ શાંતિ જાળવવી. પ્રયોગ થાય ત્યારથી તે પ્રયોગ થઈ રહે

ત્યાં સુધી વચ્ચે કોઇએ કોઇ ગડબડ ન કરવી એવી પ્રથમથી સૂચના આપી દેવી. આવી રીતે દર્પણ સામી નજર રાખી દર્પણ જોનારને બેસાડવો અને તેની નજર દર્પણની વચ્ચોવચ જ્યાં દીવાની જ્યોતનો પ્રકાશ જણાતો હોય તે જગ્યાએ રાખવા કહેવું. તેને પ્રયોગ થઇ રહે ત્યાં સુધી આડુ અવળું ન જોવાનું કહેવું તેમજ દર્પણના મધ્ય ભાગમાં આવેલી દીવાની જ્યોતપરથી પ્રયોગ થઈ રહે ત્યાં સુધી નજર ખસેડવી નહિ એવી પ્રથમથી સૂચના આપી દેવી.

તેને તે પછી પ્રયોગ કરાવનાર જે જે પ્રશ્નો પૂછે તેનો જવાબ તે જ્યોત સામે જોઇનેજ આપવાનું કહેવું તેમજ પ્રયોગ કરનાર પૂછે તેટલો જ જવાબ આપવો, તેથી વધારે ઓછું બોલવું નહિ એવી પ્રથમથી સૂચના આપી મૂકવી. તેમજ કોઈ પણ વખતે તે દર્પણમાંથી નજર ખસેડવી નહિ એવું તેને કહી મૂકવું. બનતા સુધી દર્પણમાં જોનાર, તેનો પ્રયોગ કરાવનાર અને બીજાં એક બે માણસો સિવાય બીજા કોઇને ત્યાં રાખવાં નહિ. સર્વેએ તે વખતે આડા અવળા કે વિરોધી વિચારો કરવા નહિ અને આ પ્રયોગમાં શ્રદ્ધા રાખવી જોઇએ. કોઇએ કોઈ પણ પ્રકારની આ પ્રયોગ માટે મનમાં શંકા રાખવી નહિ કે શંકા બતાવવી નહિ.

દરેક જણે શાંત રીતે જે બને તે જોયાં કરવું. જોનારે પણ આ પ્રયોગ ઉપર શ્રધ્ધા રાખવી અને પ્રયોગ કરાવનારના કહેવા પ્રમાણે બનશે અને દેખાશે એવી શ્રદ્ધા રાખવી જોઇએ. પ્રયોગ કરાવનાર માણસે પણ આ પ્રયોગમાં શ્રધ્ધા રાખવી. કદાચ તરતમાં તેના કહેવા પ્રમાણે જોનારને ન દેખાય તો તેથી અશ્રધ્ધા ધરી હિંમત હારી જવી નહિ, થોડી વધુ વાર લાગે તો ગભરાવું નહિ. સ્થિરપણે શાંતથી શ્રધ્ધા રાખીને આ પ્રયોગ કરવો.

આ પ્રમાણે દર્પણની મધ્યમાં દીવાના પ્રકાશની જ્યોત સામે પંદરેક મિનીટ સુધી સ્થિર દૃષ્ટિથી જોનારને ટગર ટગર જોઈ રહેવા કહેવું. અને પછી જયાં તેની દૃષ્ટિ તે જ્યોતની તરફ સ્થિર થયેલી જણાય એટલે પંદર વીસેક મિનીટ પછી પ્રયોગ કરનારે તેને પૃછવું કે: "જો હવે અંદર એક મોટું મેદાન જણાય છે ખરૂં કે!

આ સાંભળી જો જોનાર કહે કે હા દેખાય છે. તો પ્રયોગ કરાવનારે જાણવું કે હવે આ પ્રયોગની શરૂઆત કરવાનો વખત

થયો છે. અને પછી થોડીવારે શાંતિપૂર્વક તેણે તેને પૂછવું કેઃ જો, પેલો મજુર, ત્યાં સાવરણીથી જમીન વાળીને સાફ કરતો દેખાય છે કે?

જવાબમાં તે હા કહે એટલે તેને પૂછવું કેઃ જો હવે પેલો ભીસ્તી પખાલ લઇને ત્યાં સાફ કરેલી જગ્યામાં પાણી છાંટી જમીનને ઠંડી બનાવે છે કે? તે હા કહે એટલે થોડીવારે વળી પૂછવું કેઃ જો હવે પેલો માણુસ ગાલીચા પાથરે છે કે? આનો જવાબ પણ તે 'હા' એવો કહે એટલે પૂછવું કેઃ જો હવે પેલો માણુસ ગાલીચા ઉપર વચ્ચે સિંહાસન ગોઠવી આજુબાજુ ખુરશીઓ મૂકે છે કે? તે હા કહે એટલે વળી ફરી પૂછવું કેઃ જો હવે બધુ ગોઠવાઈ રહ્યું છે કે?

તે હા કહે એટલે વળી થોડીવારે શાંત થઇને પ્રસન્નપણે તેને પૂછવું કેઃ જો હવે શું થાય છે? દરબાર ભરાય છે કે? પેલી ખુરશી ઉપર સર્વ દેવો આવીને બેસે છે કે? પેલો ચોબદાર જણાય છે કે! તે આગળ છડી પોકારતો આવે છે કે? તેની પાછળ પેલા ગણુપાત મહારાજ આવે છે કે? આ પ્રમાણે પૂછતાં તે હા કહે એટલે વળી કહેવું કેઃ જો તેમને જોઇ બધા દેવ ઉભા થઈ તેમને નમન કરે છે કે? અને પછી જો તે હવે સિંહાસન ઉપર વચ્ચોવચ્ચ બેઠા ખરા કે?

આ પ્રમાણે તે હા કહે એટલે જાણવું કેઃ હવે પ્રયોગ બરોબર થશે. પ્રયોગ કરાવનારે પણ પ્રયોગ વખતે માત્ર જોનારને પ્રશ્ન પુછવામાં જ એકચિત્તે ધ્યાન આપવું. તેને પ્રશ્નો ધીમેથી થોડી થોડીવારે પુછવા. તેને પણ એક પ્રશ્નનો જવાબ આપે તે પછી થોડીવાર વિશ્રાંતિ લેવા દેવી. ઉતાવળ કે લપલપાટ કરવો નહિ. સ્થિરપણે, શાંતિપૂર્વક મક્કમ અવાજથી ધીમે રહીને પ્રશ્ન પૂછવા. જેમ જેમ જોનારને પુછનારના કહેવા પ્રમાણે અંદર જણાતું જાય તેમ તેમ ધીમે ધીમે તે ગભરાય નહિ તેવી રીતે પ્રશ્નો પુછવા. આ વખતે પ્રયોગ કરાવનારે આડા અવળી ડાફોરાં મારવાં નહિ. આ પ્રમાણે સાવધપણે પ્રયોગ કરાવનારે ધીમે રહીને જોનારને એકપછી એક પ્રશ્ન પુછયા કરવા. આ પછી તે કહે કેઃ જો હવે તે ગણુપતી દેવ તારા સામે જોઇ રહ્યા છે ખરા કે? આના

જવાબમાં તે હા કહે એટલે પછી જે પ્રશ્નના જવાબની ઇચ્છા હોય તે પ્રશ્ન પૂછવા તેને કહેવું. તેને ચોરીની વાત પૂછવી હોય તો કહેવું કે: જો હવે તું એ દેવને મનમાં નમન કરીને મનમાં ને મનમાં પુછ કે: અમુક માણસના ઘરમાં ચોરી થઈ છે તે ચોરી કોણે કરી છે? અને તે તને જે જવાબ આપે તે કહે?

આનો જવાબ તે આપે એટલે વળી તે ચોરીનો માલ કયાં છે તે પૂછવું, વળી તેનો જવાબ આપે એટલે તેને પૂછવું કે અમુક બાબતનું પરિણામ શું આવશે? ફલાણો માણસ અત્યારે કયાં છે? તે ત્યાં શું કરે છે? આ પ્રકારે તેને જે પ્રશ્નો પૂછવામાં આવે તેના તે જવાબ આપશે. પણ પ્રથમ તે જવાબ સાચા છે કે જુઠા તેની ખાત્રી કરવા માટે આપણે તરત ખાત્રી કરી શકીએ તેવા સવાલો પૂછવા. જેમકે આ ઘરની પાછલા ખંડમાં જે પેટી છે તેની અંદર શું છે? જોડના ઘરમાં કેટલાં માણસો બેઠાં છે? તે બધાં શું કરે છે? આ માણસના ગુંજામાં શી વસ્તુ છે? આવી રીતે પ્રથમ તેને સવાલો પુછતાં જો તેના જવાબો ખરા જણાય તો પછી આગળ ગમે તે હકીકત તેને પૂછી શકાય છે.

કદાચ આ સવાલોના જવાબ સાચા ન હોય તો થોડીવાર સુધી તેને તે દેવના સામું પંદરેક મિનીટ સુધી ફરી શાંતપણે એકી ટગરે સ્થિર દૃષ્ટિથી જોઈ રહેવા કહેવું. તેણે આપેલા જવાબો ખોટા છે તે વાત તેને કહેવી નહિ. તેમ તે વખતે કોઇએ હસવું નહિ કે તેની મશ્કરી કરવી નહિ. આવી રીતે ધીરજ રાખી તેને વળી થોડી વાર તે દેવ સામું જોઈ રહેવા દઇ વળી પ્રશ્નો ફરી પૂછવા.

## મરનાર માણસને બોલાવી તેની સાથે વાતચિત કરવી.

આ પ્રમાણે મરી ગયેલા માણસની જોડે વાતચીત કરવી હોય, કોઇ અચાનક મરી ગયેલા માણસે કોઇ વસ્તુ કાંઈક મૂકી હોય અને તેની તેના વારસોને ખબર ન હોય કે તે ક્યાં મૂકી છે તો તે મરનાર માણસને તે સભામાં બોલાવી મંગાવવાનું તે દેવને કહેવા માટે જોનારને કહેવું. અને તે કહે કે હા તે માણસ સભામાં આવેલા છે, તો પછી પૂછનારે કહેવું કે તેને પૂછ કે તમારા ઘરમાં તમે કંઇ દાટયું છે? દાટયું હોય તો તે કઇ જગ્યાએ છે? તેનો તે જવાબ આપે એટલે તેને પૂછવું કે: તે માણસને પૂછ કે તમારે તમારા પુત્રને કંઇ કહેવું છે?

---



## પ્રકરણ ૪૩ મું

## ત્રણ કાળની વાત જાણવી.

આ પ્રમાણે તે મરનાર માણુસની સાથે જોનાર પાસે વાતચિત કરાવી તેના જવાબો મેળવી શકાય છે. આ જ પ્રમાણે દેશાવરમાં ગયેલો માણુસ હાલ ત્યાં શું કરે છે? તેનું આરોગ્ય કેમ છે? તેના સવાલો પૂછી તેની માહિતી મેળવી શકાય છે.

આ પ્રમાણે આ દર્પણની ક્રિયાથી ભૂતકાળમાં બની ગયેલી વાત, વર્તમાનકાળની દૂર દેશાવરની વાત, તેમજ ભવિષ્યકાળમાં બનવાની વાત જાણી શકાય છે. કોઇ માણુસને ધંધાના સંબંધમાં પૂછવું હોય તો તે પણ ભવિષ્યમાં તેનો ધંધો કેવો નીવડશે, તેને આ ધંધામાં ફાયદો થશે કે ખોટ જશે તે વાત પણ પૂછીને જાણી શકાય છે.

આ દર્પણમાં જોઇ આવી રીતે જોનાર અને પ્રયોગ કરાવનાર કુશળ હોય છે તો—ભૂત ભવિષ્ય અને વર્તમાન ત્રણ કાળની વાત પૂછીને જાણી શકે છે. જેમ જેમ તેમની કુશાગતા વધતી જાય છે. જેમ જેમ તે વારંવાર પ્રયોગો કરતા જાય છે તેમ તેમ તે સવાલોના જવાબો સાચા અને ખાત્રી ભરેલા મળતા જાય છે.

આ ક્રિયામાં જોનાર માણુસ દર્પણ સામે એકી નજરે સ્થિર દૃષ્ટિથી જે પ્રમાણમાં જોઇ રહે છે તેના ઉપર આ પ્રયોગની સિદ્ધિનો આધાર છે. આ પ્રયોગમાં દર્પણ સામે જોનાર માણુસ શાંત ચિત્તે ત્રાટક કરે છે અને તેથી તેને શાંભવિમૂદ્રા જેવી સ્થિતિ પ્રાપ્ત થતાં દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થાય છે, તેથી પ્રયોગ કરાવનારના સવાલોના જવાબો

તે સાચા આપી શકે છે. દૂર દેશાવરની સ્થિતિ તે દર્પણમાં નજરે જોઇ શકે છે. મરી ગયેલા માણસને તે દર્પણમાં નજરે જોઈ શકે છે. તેની વાત તે સમજી આપણને કહી શકે છે.

આ વખતે જોનારને જે પ્રશ્નો પૂછવાનું કહેવું તે તેણે મનમાં જ પૂછવા અને તેના જવાબ આપણને કહેવા એવી પ્રથમથી સૂચના આપી દેવી. જેમ હીપ્નોટાઇઝ કરેલો માણસ દિવ્યદૃષ્ટિમાં આવીને ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની વાત કહી શકે છે, તેમ આ પ્રયોગથી પણ જોનાર માણસ હીપ્નોટાઇઝની માફક દર્પણમાં એકાગ્રચિત્તે સ્થિર દૃષ્ટિથી જોઈ રહેવાથી તેને તેમાં દેવતાઓ જણાય છે. અને ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળની વાત તે દર્પણમાં પ્રત્યક્ષ જોઇ શકે છે અને તે જેવું અંદર જુએ છે તેવું જ કહી બતાવે છે. પછી તેને દર્પણ છે એવું લાગતું નથી પણ જેમ કોઇ અગમ્ય દિવ્ય ભૂમિમાં તે ગયો હોય અને ત્યાં દેવતાઓના સંગમાં આવ્યો હોય તેવો અનુભવ કરે છે.

આ પ્રયોગ સિદ્ધ થતાં જોનારને ભવિષ્યમાં શું બનશે, વરસાદ ક્યારે વર્ષશે, આવતા વર્ષમાં વરસાદ કેવો પડશે, અમુક વસ્તુના ભાવ ક્યારે કેટલા રહેશે, શેરોના ભાવની વધઘટ ક્યારે કેટલી થશે. રૂ, ચાંદી, અનાજ વિગેરેના ભાવતાલ ક્યારે ઘટશે કે વધશે અને તે કેટલા રહેશે તે પુછીને જાણી શકાય છે.

કયો ધંધો કરવાથી નફો મળશે, હાલના ધંધાથી ફાયદો થશે કે હાનિ થશે, અમુક ધંધો કરવાથી શું ફાયદો થશે, અમુક માણસનું આયુષ્ય કેટલા વર્ષનું છે? અમુક માણસનો રોગ કયા ઉપાયથી મટશે, તેને મટશે કે નહિ મટે, અમુક સ્રીને પ્રજા થશે કે નહિ, પુત્ર થશે કે પુત્રી, દેશાવર ગયેલો માણસ હાલ ત્યાં કેવી સ્થિતિમાં છે? કયારે પાછો આવશે, અમુક માણસ હાલ અમુક જગ્યાએ છે તે ત્યાં હાલ શું કરે છે? અમુક મરી ગયેલા માણસની હાલ કેવી સ્થિતિ છે વિગેરે અનેક પ્રકારના સવાલો પુછી શકાય છે અને તેના જવાબો મળી શકે છે.





## પ્રકરણ ૪૪ મું
## ત્રીકાળદર્શી વીંટી બનાવવી.

જેવી રીતે ત્રીકાળદર્શકદર્પણ બનાવી શકાય છે. તેવીજ રીતે ત્રીકાળદર્શી વીંટીઓ પણ બનાવી યકાય છે. વીંટી બનાવવા માટે વીંટીમાં જડવાની ચુની બરોબર સ્વચ્છ કરી તેના ઉપર ત્રીકાળ-દર્શક દર્પણ બનાવવાની રીત પ્રમાણેની દવા ચોપડવી અને પછી તેના ઉપર કાગળનો તેટલો કટકો મુકી તે ચુનીને વીંટીમાં જડી દેવી. એટલે તે ચુની ઉપરથી કાળી દેખાશે. આ વીંટી હાથે ઘાલી શકાય છે. તેમજ ઉપયોગ પડે તે વખતે ત્રીકાળ દર્શક દર્પણની માફક તે વીંટીને એક ઉંચા લાકડાની ઘોડી ઉપર થાળીમાં મુકી જોનાર પાસે તે ચુનીની મધ્યમાં એકી નજરે જોવરાવવું.

આ પ્રકારે તે જોઈ રહે એટલે પંદરેક મિનીટ પછી પ્રયોગ કરનારે તેને ત્રીકાળદર્શક દર્પણમાં–દર્પણ જોવાની રીતમાં કહેલી રીતે પ્રશ્નો પુછવાની શરૂઆત કરવી. દર્પણની માફક આ વીંટીમાં પણ પ્રથમ સપાટ મેદાન જણાશે પછી ભીસ્તી પાણી છાંટતા જણાશે, પછી ગાલીચા પથરાતા જણાશે અને પછી ખુરશીઓ ઉપર દેવોનો દરબાર ભરાયલો જણાશે. તે પછી તેને ત્રીકાળદર્શક દર્પણમાં પુછવાની જેવી રીત બતાવી છે તે પ્રમાણે જે જે પ્રશ્નો પુછવા હોય તે પૂછી શકાય છે. આ જોનાર પણ ભૂતભવિષ્ય અને વર્તમાનકાળની વાતો જાણીને તેના જવાબો આપી શકે છે.

દર્પણમાં ચોપડવાને માટે કપુરની અથવા તો એરન્ડાના લાકડાની મેશ વાપરવી. દીવેલને બદલે વારનીશમાં કે ગુંદરમાં કાલવીને ચોપડવાથી તે લેપ કાચ ઉપર સજ્જડ ચોટી જાય છે. માટે તે પ્રમા-

જો વારનીશ કે ગુંદરના પાણીનો પણ ઉપયોગ થઇ શકે છે. તેથી લેપ ભુંસાઈ જતો નથી. કાચ ઉપર લેપ ચોપડો તે ઉપર ઓલ-રાળા ન દેખાય તેવી રીતે એક સરખો ચોપડવો જોઇએ, જેથી બહારથી જોતાં અંદર લીટા લીટા દેખાય નહિ.

આ વિંટી કેટલાક નીચે પ્રમાણે બનાવે છે.

શ્મસાનમાંનો કોયલો ૩ માસા, કાળા સાપની કાંચળીની રાખ ૩ માસા, અલકતરા એક તોલો એકત્ર કરી ગરમ કરી વાટી તે શનીવારે વીંટીની અંદર નંગ જડવાના સ્થાનમાં ભરી દેવું. તે ચમત્કારી વીંટી છે. આ વીંટી બતાવતી વખતે તેના ઉપરના નંગ ઉપર ચમેલીના તેલનું ટપકું મૂકી આ મંત્ર ભણવો.

**ॐ ह्रीँ स्मशान वासिनि महाकालिके आगच्छ आगच्छ अवतर अवतर पितृन दर्शय दर्शय ह्रीँ स्वाहा.**

આ મંત્ર ત્રણ વાર ભણવો ને દસ વર્ષનું બાળક તેમ મોટી ઉમ્મરની સ્રી આ વીંટી સામે એકી ટસે જોઇ રહે. તેને કહેવું કે તેના સામું એકી ટસે જોઈ રહેવું. જો હવે તે નંગ ધોળુ દેખાય છે તે પછી તેને કહેવું કે જેને તમારે જોવું હોય તે તેમાં જણાશે જુવો. આ પ્રમાણે આયનાની પેઠે જ આ વીંટીમાં જોવાય છે. તેમાં પિતૃ, તેનાં માતા પિતા, સ્રી, મિત્ર, દેવ, અને જેને જેને જોવાની ઇચ્છા હોય તે દૂર દેશના મનુષ્યો તેમાં જોઇ શકાય છે.

---

## પ્રકરણ ૪૫ સું.

### હજરત ભરવાની વિદ્યા.

આવી જ રીતે આપણામાં કોઇ વસ્તુનું પરિણામ જાણવું હોય છે ત્યારે કે કોઇની કોઇ વસ્તુ ચોરીએ ગઇ હોય છે ત્યારે તે વસ્તુ કોણે લીધી છે કે કયાં ગઇ છે તે જાણવા માટે હઝરત ભરે છે. અને તે જોઇ તે ચોરીએ ગયેલી કે ખોવાયલી વસ્તુ કયાં છે તે જોનાર કહી શકે છે. આ પ્રયોગમાં પણ જોનાર માણસ પવિત્ર, જીતેન્દ્રિય અને સરળ હૃદયનો હોવો જોઇએ. પ્રયોગ કરનાર અને જોનાર બંનેમાં આ વિદ્યાને માટે શ્રદ્ધા હોવી જોઇએ.

આ પ્રયોગને માટે એક સફેદ રંગની પહોળી તાસક લેવી તેની વચ્ચોવચ્ચ કપુરની મેશ ચોપઠી તેના ઉપર દીવેલનું ટપકું મૂકવું પછી તે રકાબી હાથમાં લઇ એક માણસે પલાંઠીવાળા એકી નજરે તે તાસકના મેશવાળા ભાગમાં વચ્ચોવચ દીવેલના ટપકા ઉપર એકી નજરે સ્થિરદૃષ્ટિથી જોઇ રહેવું. પા અર્ધો કલાક આંખ ઉઘાડ મીંચ કર્યા વગર કે આડુ અવળુ જોયા સિવાય તે બિંદુમાં જોવું. આ પછી ત્રીકાળદર્શકદર્પણ જોવાની રીત પ્રમાણે જ પ્રયોગ કરાવનારે તેની દૃષ્ટિ એકાગ્ર થતાં પુછવું કે: જુઓ, હવે તમને તેમાં સપાટ મેદાન જણાય છે કે ? તે હા કહે એટલે-દર્પણ જોવાની રીત પ્રમાણે પુછવાથી પણ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જોનાર કહી શકે છે.

---



# ભાગ ૪ થો

# પ્રેતાવાહન વિદ્યા.

## પ્રકરણ ૪૬ મું

### પ્રેતોનું આવાહન કરવું.

આ વિદ્યાને અંગરેજીમાં સ્પીરિચ્યુએલીઝમ-(Spiritu-alizm) કહે છે. આ વિદ્યાવડે મરી ગયેલા માણસના આત્માને આકર્ષણ કરી તેને અનેક પ્રશ્નો પુછે છે અને તેના તે જવાબો આપે છે. આ વિદ્યાનો ઉપયોગ અમેરીકા વગેરે પશ્ચિમના દેશોમાં ઘણો કરવામાં આવે છે તેઓ આ વિદ્યાને ધર્મરૂપે માની તેનો ઉપયોગ કરે છે. આ વિદ્યાવડે તે મરનાર માણસના આત્માને આકર્ષવા માટે કાંઇ હરકત જોતા નથી. તેઓ માને છે કે જેવી રીતે જીવતાં આપણા સંબંધીઓ આપણું હિત કરતા હતા તેવીજ રીતે તે મરી ગયા પછી તેમનો આત્મા આપણું હિત કરવાને માટે પ્રયત્ન કર્યા કરે છે.

તેઓ માત્ર આપણું હિત કરવાનો લાગ જોયાં કરે છે. તેથી જો તેમને આ વિદ્યાવડે આકર્ષણ કરવામાં આવે છે તો તે સુખનાં અનેક દ્વારને બતાવી શકે છે અને પોતાનાં સંબંધીનું હિત સાધી શકે છે.

મરી ગયેલા મનુષ્યોના આત્માને આપણા જેવાં શરીરો હોતાં નથી પણ સૂક્ષ્મશરીરો હોય છે. તે અણુઓનાં બનેલાં હોય છે

અને આપણી આંખે દેખી શકાતાં નથી, પણ તે શરીરો કાર્ય કરી શકે છે અને આપણા શરીરો કરતાં તેમનામાં વિશેષ સામર્થ્ય હોય છે. પણ કેટલાંક કાર્યો તેમનાથી બની શકતાં નથી તેને માટે આપણા જેવાં શરીરોની તેમને જરૂર પડે છે. અને તેથી તે પોતાનાં તે કાર્યો કરવાને યોગ્ય શરીરને મિડિયમ ( મધ્યમ ) કહે છે. આ મિડિયમદ્વારા તે પોતાનાં ઘણાં અલૌકિક કાર્યો સાધી શકે છે.

પ્રેતોને આવાહન કરવાની પણ કુશળતા જોઇએ છીએ, અમેરીકા વિગેરે દેશોમાં તેમનું આવાહન કરી શકે તેવા ઘણા મનુષ્યો કુશળ હોય છે. તેઓ એ વિદ્યાનો ઉપયોગ સ્વાર્થ સાધવાને માટે કરી શકતા નથી પણ માત્ર પરમાર્થની ખાતર કરી શકે છે. સ્પીરીચ્યુઆલીસ્ટો એમ માને છે કે આ વિશ્વમાં બીજી પણ ઘણી એવી સત્તાઓ છે કે જે ગુપ્તપણે ફર્યા કરે છે. અને તે જુદા જુદા ગૃહોમાં વસેલા લોકોને સહાય આપી તેમને ઉર્ધ્વમાર્ગે લઈ જવા આકર્ષણ કર્યાં કરે છે. તેઓએ જે જે સામર્થ્ય કે જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છે તે અન્યને અનેક દ્વારથી આપી શકે છે. આપણે પણ તેમના અભિમુખ થઇએ છીએ તો આ-સત્તાઓ તરફથી આપણને પણ ઘણી સહાય મળે છે. અને આપણી ઉન્નતિ વેગપૂર્વક થતી રહે છે, તેઓ વ્યવહાર તેમજ પરમાર્થને ઉત્તમ પ્રકારે સાધવાની તેમજ કેટલાક સાધ્ય વ્યાધિઓને મટાડવાની અનેક યુક્તિઓ બતાવે છે. આ વિદ્યાવડે હજારો માણસોનું કલ્યાણ સાધી શકાય છે. આ વિદ્યાના અભ્યાસીઓ લોકકલ્યાણ ઘણું કરી શકે છે. વ્યવહારિક વિપત્તિઓથી કંટાળેલા ઘણા મનુષ્યોને તેઓ ઉત્સાહવાળા બનાવે છે. અસાધ્ય વ્યાધિઓને તેઓ આ વિદ્યાથી મટાડી શકે છે.

પ્રેતાવાહન વિદ્યા એ પ્રેતને આવાહન કરવાની વિદ્યા છે. આપણા દેશમાં ઘણાને ભૂત વળગ્યાની વાત આપણે જોઇએ છીએ મનુષ્ય મરી ગયા પછી તેનો સૂક્ષ્મદેહ-તેની આ લોકમાં રહી ગયેલી વાસનાથી આ આકાશમાં અદૃશ્ય રીતે ફર્યાં કરે છે. જ્યાં સુધી તેની વાસના પુરી થતી નથી ત્યાં સુધી તેની મુક્તિ થતી નથી. ઘણા મનુષ્યો ભૂત પ્રેતને નજરે જુવે છે, ઘણા તેની સાથે વાતચીત પણ કરે છે. આપણા લોકો ભૂતને વ્હેમ ગણતા પણ હવે પાશ્ચાત્ય પ્રજા પણ પ્રેતને માનવા લાગી છે એટલે આપણા સુધરેલા લોકો પણ હવે પ્રેત અર્થાત ભૂતને માનવા લાગ્યા છે.

પ્રેતાવાહનને અંગ્રેજીમાં Spiritualism અથવા અધ્યાત્મ વિજ્ઞાન કહે છે અને પરલોકમાં ગયેલા મનુષ્યને Spirit અર્થાત આત્મા કહે છે આ વિદ્યાની અમેરીકામાં ઘણી ઉન્નતિ થઇ છે. આપણામાં ઘણા મનુષ્યોને ભૂતનો અનુભવ છે કોઇ ઘરમાં મનુષ્ય મરી જતાં તેની વાસના રહી જવાથી તે ભૂત થઇ તે ઘરમાં રહે છે. તે ઘરમાં રહેનાર બીજાં મનુષ્યોને તે વારંવાર દેખા દે છે. ઘણી વાર હેરાન કરે છે, કેટલીકવાર બંધ ઓરડામાં માણસો વાતો કરતા હોય, ગાતા હોય અને રડતાં હોય એમ લાગે છે અને ઓરડો ઉઘાડતાં ત્યાં કાંઇ હોતું નથી. ઘણીવાર ઘરનાં માણસો બીવે તેવા અવાજો થાય છે, ઘરની અંદર બીજા માણસોનાં પગલાંના અવાજ સંભળાય છે, રાત્રે માણસ ઉંઘી જાય ત્યારે તેને ખાટલામાંથી નીચે ફેંકી દે. તેની છાતી ઉપર ચઢી બ્હીવરાવે. માણસ જાગી જઈ દીવો કરી જુવે તો કંઇ જણાય નહિ. ઘણીવાર કુતરા બિલાડા કે પાડારૂપે જણાય અને વળી જતાં રહે. કેટલાક લોકોએ અરણ્યમાં પાડા જેવું, વળી સ્ત્રી જેવા રૂપે એમ ભૂતો જોયાં હોય છે. આવાં ભૂતો નિર્બળ હૃદયના માણસોને અને ઘણે ભાગે મલીન વિચારોવાળાં માણસોને વળગે છે અને તેમના શરીરદ્વારા પોતાની વાસના પુરી કરે છે.

આ ભૂતો કેટલીક સ્ત્રીઓ જે ઘણી બીકણુ હોય છે, ઈશ્વરની ઉપાસના કરવામાં સમજતી નથી અને નબળા હૃદયનો હોય છે તેમને વળગે છે. અને તેના શરીરદ્વારા પોતાની વાસના તૃપ્ત કરે છે. ઘણી વખતે ધુણે છે, ખાવાનુ માગે છે, ઘણીવાર નર્મદામાં સ્નાન કરાવવાનું કહે છે, આ પ્રકારે પોતાની વાસના તૃપ્ત થતાં ભૂતયોનીમાંથી મુક્ત થઈ પિતૃયોનીમાં જાય છે. અને અંતે ફરી જન્મે લેછે.

આ પ્રમાણેના ભૂતોને મંત્ર જંત્રથી ઘણા સાધી પોતાને વશ કરી તેની પાસે અનેક કામ કરાવે છે. આપણા દેશમાં ભૂતને વશ કરવા માટે મંત્ર સાધવાના હોય છે. ઘણા ભૂવા હોય છે તેની પાસે મેલી ઉપાસના હોય છે. અને તે ભૂતને ધુણાવી કહાડે છે પણ ખરા. આ ભૂત અર્થાત પ્રેતને આવાહન કરવાની સુધરેલી રીત તેને પ્રેતાવાહનવિદ્યા કહે છે.

ઘણા કમોતે મરી ગયેલા માણુસો ભૂત થાય છે અને તે બીજા શરીરમાં પ્રવેશ કરી પોતાને કેવી રીતે અને કાંણે મારી નાંખ્યો તે કહી આપે છે, કેટલાંક ખૂન થયા પછી તે મરનારનું ખૂન ન પકડાતું હોય છતાં તે મરનારનો આત્મા પ્રેત થયેલો હોય છે તો કોઇ બીજા શરીરમાં પ્રવેશ કરી પોતાનું કાંણે ખુન કર્યું પોતાનું મડદુ કયાં દાટયું છે તે કહી આપે છે. કેટલાક મનુષ્યો ઓચિંતા પરદેશમાં અકસ્માત મરણ પામે અને તેની વાસના તેના ધન અને છોકરાંમાં રહી હોય તો તે કોઇ અન્ય શરીરમાં પ્રવેશ કરી છોકરાંને પોતે દાટેલું ગુપ્ત ધન બતાવે છે અર્થાત તેને સ્વપ્નમાં આવી કહે છે. આવા દાખલા ઘણા બને છે. પાશ્ચાત્ય દેશમાં આ પ્રમાણે આ વિદ્યાથી પ્રેતને બોલાવી તેની સાથે વાતચીત કરી ખુલાસો કરે છે. તે જે વાત પોતે જાણતો હોય અને જેના શરીરમાં પ્રવેશ કર્યો હોય તે જાણતો ન હોય તેવી વાત સામા મનુષ્યને કહી આપે છે.

પ્રેતાવાહન કરવામાં જેના શરીરમાં પ્રેત પ્રવેશ કરે છે તેને ભુવો-પોઠીયો અર્થાત પાશ્ચાત્ય દેશમાં મિડીયમ કહે છે. મિડીયમ ઘણી જાતના છે. એક માણુસ બેથી ત્રણ કે વધારે જાતના મિડિ· યમ થઇ શકે છે.

આ વિદ્યાની શોધમાં પ્રથમ ટકોરા મારનાર મિડિયમ આવ્યું. બીજુ મેજના પાયા ઉંચકનાર મિડીયમ છે, જેનાથી ટેબલના ચાર પાયામાંથી એક પાયો ઉંચો થઈ ટકોરા વગાડી જવાબ આપે છે.

કોઇ ગોળ ટેબલ વચમાં મૂકી આજુબાજુ એક જ વિચારના ચાર પાંચ માણુસો બેસી બધાએ શાંત ચિત્તે સંકલ્પથી અદ્રશ્ય માંથી પ્રેત આવશે તેથી મેજ હાલવા લાગે છે અને તેના ત્રણ પાયામાંથી એક પાયો ઉંચો થઇને ટકોરા મારવા લાગે છે. આ મેજ વળી ચારે બાજુ ફરવા લાગે છે. ટેબલ અદ્ધર રહે છે એક બાજુ ઝાલવા જતાં સામેથી ખેંચાય છે. કોઈ વખતે પ્રેતનું આવાહન ન થતાં વાજાં વાગવા માંડે છે કેટલીકવાર પ્રેતો અદ્રશ્ય રીતે વાતો કરે છે તે આપણે સાંભળીએ પણ તેને જોઇ શકતા નથી,

આ પ્રેતને બોલાવી તેને સવાલ પૂછતાં તે જે ભાષામાં સવાલ પૂછયો હોય છે તેજ ભાષામાં જવાબ લખી આપે છે. લખનાર

આત્મા કોઇ મનુષ્યમાં પ્રવેશ કરી લખે છે તે વખતે તેનો જેનામ પ્રવેશ થયો હોય તે મનુષ્ય જાણી શકતો નથી કે હું આ શું લખું છું. વળી તે પ્રેત જીવતાં જેવા અક્ષરો લખે તેવા જ અક્ષરો મિડિયમના પણ આવે છે. કેટલાક મિડીયમ બેભાન થયા પછી તેનામાં પ્રેત પ્રવેશ કરી તે પ્રેત વાતો કરી શકે છે. કોઈ કોઇ વખતે પ્રેતે જેનામાં પ્રવેશ કર્યો હોય છે તે ધુણે છે, ઉછળે છે, ડોળા કહાડે છે અને સવાલના જવાબ આપે છે. કેટલીકવાર તે હસે છે આનંદી જણાય છે અને જવાબ આપે છે.

જ્યારે પ્રેત ભૂવામાં અર્થાત મિડીયમમાં પ્રવેશ કરે છે ત્યારે તે જે મનુષ્યમાં પ્રવેશ કરે તે મનુષ્ય પ્રથમ બેભાન થઇ જાય અને પછી તેના શરીરમાં પ્રેત જે જે કાર્ય કરે, બોલે, લખે, વાંચે, હસે, કે ગમે તે કરે તેનું તે માણસને ભાન રહેતું નથી. તે તો જાણે ઉંઘતો હોય તેમજ લાગે છે. જ્યારે પ્રેત તેનામાંથી જતું રહે છે ત્યારે તે જાણે ઉંઘીને જાગ્યો હોય તેમ લાગે છે. પ્રેત ઘણીવાર અગમનિગમની વાતો કહે છે. પોતાની ભૂતયોનીના લોકોની વાત કહે છે, ભૂત કેમ થયો અને તેનો ઉદ્ધાર કેમ થાય તે કહી શકે છે. જ્યારેં તે જીવતા હોય છે તે વખતે જેવી ભાષા બોલતા હોય છે તેવીજ ભાષા તે બોલે છે અને સાદ પણ તે જીવતા હોય છે તે વખતે જેવો હોય છે તેવોજ હોય છે.

આવા પ્રેતો જે થયા હોય છે તે જીવતા હોય અને જે જે ગુપ્ત પ્રસંગો ને બનાવો બન્યા હોય તે અને જેની મિડીયમને ખબરે નથી હોતી તે કહી બતાવી પોતાનું ઓળખાણ આપે છે. કેટલીકવાર ભુત આપણી પાસે હોય છે ત આપણી સાથે વાત કરે પણ આપણે તેને ન જોઇએ. કેટલીક વાર તે આપણી વસ્તુ તાણી લે તે ખેંચાતી જોઈએ પણ ખેંચનારને જોઇ શકતા નથી. તે વસ્તુ પાછી પણ આપે છે. ઘણીવાર તેનો સ્પર્શ થાય છે તે આપણે જાણીએ આપણને કોઇ અડતુ હોય, બરડે હાથ ફેરવતું હોય એમ જણાય પણ તેને આપણે જોઇ શકતા નથી. ભુતો ઘણી વાર પાસેની વસ્તુ દૂર લઈ જાય છે. દૂરની વસ્તુ જોત્રેતામાં આપણા આગળ લાવી ખડી કરે છે. કેટલાંક પ્રેતો દૂરની વસ્તુ જોઇ શકે છે. મીડીયમમાં પ્રવેશ કર્યા પછી પણ તે બંધ ઓરડામાં શી વસ્તુ છે. કેટલાં માણુસો છે તે કહી શકે છે. કેટલાક પ્રેતો મિડિયમમાં પ્રવેશ

કરીને કોઇ રોગીને કઇ દવા આપવાથી મટે તે કહી શકે છે. ઘણી વાર રોગીને તેના શરીર ઉપર હાથ ફેરવી તેનો રોગ સાજો કરી શકે છે.

ઘણા ભૂવા રોગ મટાડવા માટે રોગીના શરીરે હાથ ફેરવી તેને ઉંજણી નાંખી ફુંક મારી બાધા આપી રોગ સાજા કરે છે. આ પણ પ્રેતની શક્તિને લીધે જ હોય છે. કેટલાક ડાક્તરથી ન મટતા રોગો જેના શરીરમાં પ્રેત પ્રવેશ કરી શકે છે તે મિડિયમ—તેના રોગવાળા ભાગ ઉપર હાથ ફેરવીને તેનો રોગ નિવૃત્ત કરી દે છે. મરેલાં મનુષ્યોની છબી ન હોય તો તે મિડિયમ આબેહુબ ચિત્રી આપે છે. તે તેના અસલ ફોટોગ્રાફ જેવીજ હોય છે મિડિયમ ગમે તે ભાષા તે જાણતો ન હોય તેવી ભાષામાં વાતચિત કરી શકે છે. તેમજ મરનાર પ્રેત જે ભાષા જાણતો હોય અને તે ભાષા મિડિયમ ન જાણતો હોય તો તે પ્રેત પોતાની ભાષામાં લખી બોલી શકે છે.

પ્રેત જીવતાં પોતાનાં સગાં વ્હાલાંની સાથે જેવી રીતે વાતચિત કરતા હતા તેવીજ રીતે પ્રેત યોનીમાંથી પણ વાતચિત કરી શકે છે. બેઠેલા માણસો તેમજ મિડિયમ ન જાણતા હોય અને જે ગુપ્ત વાત પ્રેતના જીવતાં તેના કોઇ સંબંધી સાથે બની હોય છે તે વાત તે પ્રેત કહી શકે છે. આપણે ઘણીવાર જોઇએ છીએ કે બહુ વિદ્વાન બ્રાહ્મણ અથવા તો અન્ય મનુષ્ય જે જે વિદ્યા પોતે જીવતાં જાણતા હોય અને તે વખતે ગુપ્ત રાખી કોઇને બતાવી હોતી નથી તે વિદ્યાનો તે મરી ગયા પછી પ્રેત થઇ કોઇ અન્યને અભ્યાસ કરાવી શકે છે. ઘણા વિદ્વાન બ્રાહ્મણ જીવતાં કોઇને વિદ્યાદાન આપતા નથી તે મરી ગયા પછી બ્રહ્મ રાક્ષસ થયાનાં ઉદાહરણો આપણે જોઇએ છીએ. અને તે જ્યારે અન્યને પોતાની વિદ્યા ભણાવે છે ત્યારેજ તેની ભૂત યોનીમાંથી મુકિત થાય છે.

પ્રેત ભવિષ્યની વાત પણ કહી શકે છે. પ્રેતો પરલોકની અને ત્યાં રહેનારાઓની વાત કહી શકે છે. ભવિષ્યમાં બનનાર બનાવો. કહી શકે છે. કેટલાક પ્રેતો તેજના ગોળા જેવા પ્રથમ જણાય છે. તેમાંથી તે પૂર્વે જે મનુષ્યાવતારમાં હતા તે મનુષ્યના જેવું રૂપ ધરે છે. તેને જોનાર નજરે જોઇ શકે છે. ઘણીવાર નાના બાળકરૂપે જણાઇ જો

જોતામાં ઉંચાં વધી જાય છે. અને અન્ય મનુષ્યોને જોઇ બીક લાગે તેવી આકૃતિ બનાવી દે છે.

મનુષ્યને પ્રેતો ઘણીવાર ઘણે દૂર દેશમાં લઇ જાય છે. દૂરના માણસને પોતાની પાસે લાવી મૂકે છે. ઘણી વાર પ્રેતો પ્રત્યક્ષ અથવા તો અન્યના શરીરમાં પ્રવેશ કરી ઘણી ગુંચવાડાવાળી વાતોના ખુલાસા કરી જાય છે. અન્ય મનુસ્યનાં અક્ષરો અને તેનું રૂપ જોઇ તેના ભવિષ્યની વાત કહી શકે છે. તેનામાં કેના ગુણો છે, કેવા ગુણો ખીલી નીકળશે તે કહી શકશે. કેટલાક મિડિયમમાં પ્રવેશ કરી કાવ્યો અને લેખ લખી શકે છે. આ પ્રકારે પ્રેતો જુદાં જુદાં કામ કરી શકે છે. પ્રેતો કેટલાક મનુષ્યના શરીરમાં પોતાની ખુશીથી પોતાને યોગ્ય શરીર જણાતાં તેમાં પ્રવેશ કરે છે. આ નવી વિદ્યાથી પ્રેતને આવાહન કરી એટલે તેને સંકલ્પથી બોલાવી તેની સાથે કામ લઇ શકાય છે.

પ્રેતને આવાહન કરતાં જો તે ટેબલના એક પાયાને ઉપાડી ટકોરા મારવા લાગે છે તો જો તે પ્રેત મજબુત મનુસ્યનું હોય છે તો ધીમેથી ટકોરા મારે છે. જો કોઈ મિડિયમમાં પ્રવેશ કરી બોલે છે અને તે પ્રેત શાંત હોય છે તો ધીરેથી અને શાંતિથી વાત કરે છે. ઉગ્ર હોય છે તો ક્રોધથી વાત કરે છે.

પ્રેતદ્વારા ઘણી વખતે જીવીત મનુષ્યોનાં આચરણ સુધરી જાય છે, તે મનુષ્યનાં છુપાં કર્મો પણ પ્રેત જાણી શકે છે અને કહી શકે છે. પ્રેતો કાંઇ સર્વજ્ઞતો નથી પણ જેટલું તે સૂક્ષ્મ શરીરથી જોઇ શકે છે. તે કહી શકે છે. મનુષ્ય મરી ગયા પછી જડ શરીર પંચભુતમાં મળી જાય છે. અને સૂક્ષ્મ શરીર જેની સાથે બુદ્ધિવૃત્તિ અને ધર્મ વૃત્તિ હોય છે તે કાયમ રહે છે. તે આ લોકમાં જેટલું જ્ઞાન મેળવ્યું હોય છે તે જ્ઞાન પણ તેનામાં મરી ગયા છતાં તેના સૂક્ષ્મદેહમાં કાયમ રહે છે. તે સંસારની પ્રબળવાસના પુરી ન થવાથી મુક્ત ન થતાં તેવીજ સ્થિતિમાં અદ્રશ્ય રીતે રહે છે. તેને મનુષ્યો જોઇ શકતાં નથી. તે તે સ્થિતિમાં ઘણું જોઇ શકે છે અને ઘણું જાણી શકે છે. તેમ ગમે તેવી બંધ જગામાં પણ જઈ શકે છે. તેને આ સ્થિતિમાં જેટલું જ્ઞાન હોય છે તેનો જવાબ આપે છે, કોઇવાર

જુઠા અને ઉડાઉ જવાબ પણ આપે છે. વળી તે જ્યાં સુધી તેની વાસના પુરી થઈ હોતી નથી ત્યાં સુધી પ્રેતયોનીમાં રહે છે.

આવા પ્રેતની મૂક્તિ થાય તે માટે જ તેના મરી ગયા પછી હિંદુશાસ્ત્રોમાં શ્રાદ્ધની પ્રક્રિયા ચાલુ છે. તે શ્રાદ્ધકર્મ કરાવી તેની પાછળ દાન આપવાથી તેમાં જેનામાં તેની વાસના રહી ગઇ હોય છે તે વસ્તુ દાનમાં આપવાથી તેની વાસના પુરી થતાં પછી તે સદ્ગતિને પામે છે. જેમનામાં શ્રાદ્ધ કરવાનો રીવાજ નથી તેવા જૈનો વિગેરેમાં ભૂતો ઘણી સ્ત્રીઓને વળગેલાં આપણે જોઈએ છીએ. આવાં ભૂતોને આપણા ભૂવા લોકો મંત્ર સાધનાથી બોલાવે છે ત્યારે તે વળગનારને ધુણી કહે છે કે: અમુક વસ્તુ મને આપો તો હું જઉં જો કોઇ સ્ત્રી મરી ગઈ હોય અને તેની કપડાંમાં વાસના રહી હોય અને તે કપડાં તેની શોક્ય પહેરે છે તો તેને વળગે છે અને ધુણી કહે છે કે “એણે મારૂં કપડું પહેર્યું માટે હું વળગી છું.” આ કપડુ તે ધુણનારને માથે ઉતારી ચકલે મૂકતાં ભૂત ઉતરી જાય છે. ખાવાનું માગે છે. તો ઉતાર ઉતારી ચકલે મૂકતાં તે વળી જાય છે.

## પ્રકરણ ૪૭ મું.

## પ્રેતોનું કેવી રીતે આવાહન કરવું.

પ્રેતનું આવાહન કરવા માટે હાલમાં પ્લાંચેટની વિદ્યા શરૂ થઈ છે. તે હવે પછીના પ્રકરણમાં આવશે. આપણા દેશમાં વાઘરી વિગેરે હલકા લોકો જો કોઇને ભૂત ધુણાવવું હોય છે ત્યારે બે ચાર જણા ભેગા થઇ ટોળુ વળી બેસે છે અને પછી ડાખલુ વગાડી ગાય છે. દસ પંદરેક મિનિટ થતાં બધાં રાહ જુવે છે કે હવે પ્રેત આવશે. જેને તે લોકો માતા આવશે એમ કહે છે. પણ માતા અર્થાત દેવ કાંઇ ધુણે નહિ. તે વખતે એક જણ ભૂવો હોય છે જેને પાશ્ચાત્ય વિદ્યાવાળા મિડિયમ કહે છે તેનામાં થોડીવારે કંપારી આવે છે અને પછી ધુણવા મંડી પડે છે. અને પછી તેને ધુણાવનાર ઘણી ઘણી વાતો પૂછે છે તેના તે જવાબ આપે છે

રોગીને સાજો કરવા પણ તે લોકો આ પ્રયોગ કરે છે. આવી જ રીતે પાશ્ચાત્ય દેશમાં પણ જ્યારે કોઇ પ્રેતને બુલાવવું હોય અર્થાત પ્રેતનું આવાહન કરવું હોય ત્યારે ચાર પાંચ માણસો અર્થાત વધુમાં વધુ બાર માણસો એક કુંડાળું વળીને બેસે છે. પુરૂષ અને સ્રીની સંખ્યા સરખી હોય છે. વચ્ચોવચ એક ત્રણ પાયાનું નાનું ગોળ ટેબલ મૂકી તેના ઉપર એક બીજાના હાથમાં હાથ મેળવી તે બધાના હાથ ટેબલ ઉપર રાખે છે.

આ માણસો ભગભગ એક સ્વભાવના હોવા જોઇએ, એક બીજાને મનના મેળવાળા હોવા જોઇએ, તેમજ આ વિદ્યામાં શ્રદ્ધાળુ, સત્ય શોધવામાં પ્રીતિવાળા, ધીરજવાન, ખંતીલા હોવા જોઇએ. જેમને આ વિદ્યામાં અશ્રદ્ધા હોય કે આ વિદ્યાને તુચ્છ સમજતા હોય કે વિરૂદ્ધ મતના હોય તેમને આ ટેબલની આગળ બેસાડતા નથી. કેમકે વિરૂદ્ધ મતનો માણસ અંદર હોવાથી આત્માની શક્તિ જતી રહે છે અને આ વિદ્યાની સિદ્ધિમાં હરકત આવે છે.

જ્યાં સુધી પ્રેતનું આવાહન થાય ત્યાં સુધી બધાએ શ્રદ્ધા ધરીને બેસી રહેવું. વચ્ચે કોઇએ કોઇનો હાથ છોડી ઉઠી જવું નહિ, કારણ તે વખતે કોઇ પ્રેતની શક્તિ આવવાનો આરંભ થયો હોય અને કોઈ ઉઠી જાય તો તે શક્તિ જતી રહે છે અને પછી આવતાં વાર લાગે છે.

ટેબલ આજુબાજુ ગોળ કુંડાળુ વળી બેઠેલા માણસોએ શાંત, કોમળ અને ભક્તિભાવથી રહેવું. સારી ઉપાસના કરવી, તેમજ પ્રેત આવે છે એવી રાહ જોતા હોય તેવી શ્રદ્ધાપૂર્વક સંકલ્પ કર્યા કરવો. તેમાંના કોઈએ મનમાં ઉચાટ રાખવો નહિ કે મનમાં ચિંતાથી બીજા વિચારો કરવા નહિ. તેથી આત્માની શક્તિનો પ્રવેશ થવામાં વિલંબ લાગે છે. તેમણે ભક્તિ અને શ્રદ્ધાવાન થઇ દૃઢ મનના થઈ બેસવું. મન ડગાવવું નહિ.

જે મનુષ્યો સ્વાર્થપરાયણ, હલકા મનના, ઇંદ્રિયપરાયણ હોય છે તેમનાથી આ મંડળમાં પ્રવેશ થઇ શકતો નથી. મંડળમાં તો શાંત ચિત્તના નિર્મળ મનના અને પવિત્ર હોય તે સઘળા બેઠા હોય તો આત્માની સાથે વાતચિત થઇ શકે છે. જ્યારે આત્માની શક્તિ

પ્રવેશ કરે અને તેનું કામ જોવાનો આરંભ થાય ત્યારે સર્વેએ જે પ્રશ્ન પૂછવા હોય તે શાંતિથી પૂછી તેના જવાબ મેળવવા.

ભૂતવાળા ઘરમાં અર્થાત જે ઘરમાં ભૂત :રહે છે એવું મનાતું હોય ત્યાં આ પ્રયોગ કરવાથી પ્રેતનું આવાહન થતાં વાર લાગતી નથી. ઘણીવાર અધરાત, મધ્યરાતે કુતરાં કારમી બૂમ મારે છે તે આપણે જાણીએ છીએ. તે વખતે કુતરાં પ્રેતને જોવાથી બૂમો મારે છે. માણુસ મરી જવાના ટાઇમે કે મરી જાય છે ત્યારે તેનો આત્મા છુટો થતાં તેને કુતરાં જોઇ શકે છે તેથી કારમી બુમો મારે છે. અદૃશ્ય પ્રેતને મનુષ્યો જ્યારે જોઇ શકતાં નથી ત્યારે આમ કુતરાં જોઇ શકે છે અને તેનાથી બ્હીવે છે તેથી રડતાં હોય તેવાં ભસે છે.

શરૂઆતમાં આમાંથી એક મિડિયમ એટલે ભૂવો હોય છે તેનામાં પ્રેત પ્રવેશ કરી જવાબ આપે છે. વળી પ્રેતનો આવેશ થતાં તે કુંડાળાની વચ્ચે મૂકેલું ટેબલ જરા હાલવાનો આરંભ થાય છે. પછી તે વેગથી હાલે છે. .મિડિયમ ઘણી વાર પ્રેતને જોઈ પણ શકે છે. પછી તે ટેબલદ્વારા એક, બે, ત્રણ એવા ટકોરાથી પૂછેલા સવાલનો હા કે નાનો જવાબ આપે છે.

પ્રેતનું આવાહન પોતાનામાં થાય એવું ઇચ્છનાર મિડિયમ અર્થાત ભૂવાને કંઈ કંઇ નિયમો પાળવાના હોય છે તેના શરીરની પ્રકૃતિ ઉપર તેની ભૂવો થવાની યોગ્યતા છે કે નહિ તે જણાય છે. ઘણો આધાર તેના મન ઉપર હોય છે. જો તે લોભી હોય છે તો તેનામાંથી મિડિયમની શક્તિ આવી હોય છે તો તે પણ જતી રહે છે. જે મનુષ્યો સ્વાર્થને લીધે, લોભને માટે કે ધંધા તરીકે આ પ્રયોગ કરે છે તેમનામાંથી આ શક્તિ જતી રહે છે. કેટલાક મિડિયમ પોતામાં પ્રેતના પ્રવેશ થયા પછી લખીને, બોલીને જવાબ આપી શકે છે. આ વિદ્યાથી પરલોકમાં ગયેલા આત્મા સાથે વાતચિત થઇ શકે છે.

એક કાગળમાં કાંઇ લખી તે પેટીમાં મૂકી તાળુ માર્યા છતાં મિડિયમ તે વાંચી શકે છે. મિડિયમ જે માણુસોનાં નામ ઠામ જાણુતો ન હોય તેમ છતાં તે પ્રેતના પ્રવેશથી તેમનાં નામ, ઠેકાણાં ને શુણુ શુદ્ધાં કહી શકે છે. મિડિયમ ઘણી વખતે પ્રેતને જોઈ તેનો આકાર અને રૂપનું વર્ણન કરી બતાવે છે, જેથી તેનાં સંબં-

ખી તેને ઓળખી શકે છે. જીવતો મનુષ્ય હોય અને જેવી રીતે બોલે ચાલે કે હાવભાવ કરતો હતો તેવીજ રીતે તે મરી ગયા પછી પ્રેત થઇ અન્યમાં પ્રવેશ કરે છે ત્યારે બોલે ચાલે છે અને હાવભાવ કરી બતાવે છે તેથી તેને તેનાં સગાંવ્હાલાં ઓળખી કહાડે છે.

આ પ્રયોગ કરવામાં નિઃસ્વાર્થપણું રાખવું એ ખાસ અગત્યનું છે.

પ્રેત યોનીમાં છતાં પણ કેટલાક પ્રેતો વાસનાથી પોતાનાં જે સગાં વ્હાલાં મૃત્યુ લોકમાં હોય છે તેમનું ભલુ કરવા યત્ન કરે છે.

મેસ્મેરીઝમથી જેમ વિષેયને ઉંઘમાં લાવી મૂછી અને અનુવૃત્તિમાં લાવી ભવિષ્યની વાત જાણી શકાય છે તેમ પ્રેતનું આવાહન કરી તેનાથી ભવિષ્યની વાત જાણી શકાય છે.

જેમ મેસ્મેરીઝમથી અન્ય મનુષ્યને વશ કરી શકાય છે તેમ પ્રેત પણ એવીજ શક્તિથી મિડીયમના મનને તાબે કરી શકે છે. અને ઘણીવાર તેની મારફતે પોતાની વાસના પુરી કરી લે છે. તેમાં મેસ્મેરીઝમની માફકજ પ્રેત સબળ હોય અને મિડિયમ નિર્બળ હોય તોજ તે મિડિયમ દ્વારા પોતાની ઇચ્છા પુરી કરી શકે. દુર્બળ પ્રાણતત્વવાળુ મનુષ્ય જ પ્રેતને વશ થઇ તેનું મિડિયમ બને છે. જ્યારે મનુષ્યમાં પ્રેતનો પ્રવેશ થાય છે ત્યારે તેના મગજમાં જાણે કોઇ જુદી વસ્તુ પેઠી હોય એમ તેને લાગે છે અને તેના હાથ વિગેરે અવયવો જે વસ્તુએ તેનામાં પ્રવેશ કર્યો હોય છે તેના કહ્યા પ્રમાણે કામ કરે છે. કેટલીકવાર તેમને મોં ઉપર થંડો પવન વાતો હોય તેમ લાગે છે અને પછી આંખો મીંચીને પ્રેતની પ્રેરણાનુંસાર જવાબ આપે છે.

વિજળીની શક્તિથી પરલોકના રહેવાસીઓ-પ્રેત સાથે માણુસ વાતચીત કરી શકે છે તે મેગ્નેટિક ટેલિગ્રાફથી એક ઠેકાણેથી બીજે દેશ સંદેશો મોકલવા જેવી રીત છે. આ જગત્‌માં સર્વ વસ્તુનો એક બીજા સાથે વિજળીનો સંબંધ હોય છે. એટલે જગતમાં ઉચ્ચ પંક્તિની વસ્તુ નીચ પંક્તિની વસ્તુની સાથે પોઝિટિવ એટલે સબળ છે. જેમકે ધાતુથી વનસ્પતિ સબળ છે, વનસ્પતિથી જીવ સબળ છે, જીવથી માણુસ સબળ છે, મનુષ્ય જડ જગતથી વધુ ઉન્નત અને પૂર્ણ અવસ્થામાં હોય છે. આત્મા જ્યારે શરીરનો ત્યાગ કરે

છે અર્થાત મનુષ્ય જ્યારે મરી જાય છે, ત્યારે પણ તેનું જ્ઞાન તથા શક્તિ ઓછાં થતાં નથી પણ ઉલટાં વધે છે. શરીરમાં જે વખતે જીવ હોય છે તે વખતે તે જેટલો શુદ્ધ રહી પવિત્ર જીવન ગાળે છે તે પ્રમાણમાં તેનું જ્ઞાન અને શક્તિ વધે છે. તે પછી જ્યારે તે મરી જતાં શરીરથી આત્મા જુદો પડી જ્ઞાન અને પવિત્રતાથી પૂર્ણ એવા પરલોકમાં જાય છે ત્યારે પૃથ્વીના સૂક્ષ્મ પદાર્થોની ઉપર તેની વધુ શક્તિ તથા તે કાર્ય કરવાનુ તેનામાં ઉંચુ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

---

## પ્રકરણ ૪૮ મું.

---

### સુક્ષ્મદેહ.

શરીરનો ત્યાગ કર્યા પછી જે જીવો પ્રેત યોનીમાં સૂક્ષ્મદેહે રહે છે તેવા જીવો જડ વસ્તુનો સાક્ષાત સ્પર્શ કરવામાં અસમર્થ હોય છે. પણ ઇલેક્ટ્રિસિટી તથા મેગ્નેટિઝમથી એ વસ્તુઓ ઉપર સંપૂર્ણ સત્તા મેળવી શકે છે. આવાં પ્રેતો પૃથ્વી ઉપરના પોતાનાં સંબંધી કે મિત્રોની સાથે વિજળીક શક્તિ મેળવે છે. જ્યારે મિડિયમ તેમને મળી જાય છે ત્યારે તેનામાં પ્રવેશ કરી પ્રેત આપણા ધારેલા સવાલના જવાબ આપી શકેછે. આને માટે મિડિયમ થવામાં પણ લાયકાત મેળવવી પડે છે કે જેને લીધે તેના શરીર પ્રતિ આત્મા અર્થાત અન્ય પ્રેત આકર્ષાઇ આવી શકે છે. જેમના શરીરમાં તેવી આકર્ષક શક્તિ સૂક્ષ્મપણે હોય છે તેમના પ્રતિ પ્રેતો આવાહન થઇ શકે છે. અર્થાત તેવા મનુષ્યો પ્રેતને આવાહન કરી શકે છે.

મનુષ્ય કરતાં પ્રેતની શક્તિ વધુ સબળ હોય છે. તેથી તે મિડિયમની પાસેથી ઘરનો સામાન ખેંચી શકે છે. વાજાં વગાડે છે, પોતાની ઇચ્છા પ્રમાણે જડ ટેબલનો પાયો ઉંચો કરી ટકોરાથી જવાબ આપે છે. કેટલા કહે છે કે આત્મા નિરાકાર છે છતાં તે મનુષ્યના મૃત્યુ પછી કેવી રીતે દેખાતા હશે અથવા તેનાથી બીજા મનુષ્યમાં કેવી રીતે પ્રવેશ થઇ શકે? પણ જેમ મનુષ્યનું જડ અર્થાત સ્થૂલ શરીર જોવામાં આવે છે તેમજ તે શરીરની અંદર બીજું સૂક્ષ્મ શરીર રહેલું છે જેને આપણાં શાસ્ત્રો લિંગ

દેહ કહે છે. આ સૂક્ષ્મ શરીર એ બહારની ઈન્દ્રિયોનો વિષય નથી પણ તે આંતર ઇન્દ્રિયો એટલે અંદરની ઇન્દ્રિયો ખીલ્યાથી જોઇ શકાય છે. જડ શરીર નાશ થાય છે પણ સુક્ષ્મ શરીર નાશ થતું નથી. અને જ્યારે મનુષ્ય મરે છે ત્યારે તેનો આત્મા આ સૂક્ષ્મ શરીર સાથે જ પરલોકમાં જાય છે અને તેની જો તેનાં ઘર સગાં કે કોઇ બીજી વસ્તુમાં વાસના રહી ગઈ હોય છે તો તે પુરી કરવા સૂક્ષ્મ શરીરે તે પ્રેત યોનિમાં રહે છે. તે વાસના તેનાં સંબંધી વિગેરેથી પુરી થતાં તેમનો ઉદ્ધાર થઇ પોતાનાં કર્મનાં ફળ પ્રમાણે તે અન્ય યોનીમાં જન્મ લે છે.

ઘણા યોગીઓ જીવતા છતાં પણ પોતાના સ્થુલ શરીરને એક સ્થળે મૂકી સૂક્ષ્મ શરીરે બહાર નીકળી ઘણે દૂર પોતાના ભક્તોને દર્શન આપે છે. એક મહાત્મા આજ અહિં હોય તેજ દિવસે તે હજારો ગાઉ ઉપર પોતાના શિષ્યોને દર્શન આપ્યાની જે વાત આપણે જાણીએ છીએ તે વાત સાચી છે. તેઓ યોગવિદ્યાથી પોતાના સૂક્ષ્મ શરીરને ગમે ત્યાં મોકલી ગમે ત્યાંની હકીકત જાણી શકે છે. શ્રીમદ્ આદ્યશંકરાચાર્યે-જ્યારે મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતી સાથે કામશાસ્ત્ર સંબંધી વાદવિવાદ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે થોડા દિવસ મ્હેતલ માગી પોતે પોતાનું સ્થુલ શરીર એક ગુફામાં રાખી પોતાના શિષ્યોને તેની સંભાળ રાખવાનું કહી સુક્ષ્મ શરીરે બહાર નીકળી એક અમરક નામના રાજાના મૃત શરીરમાં પ્રવેશ કર્યો હતો. અને તે શરીરવડે રાજાની રાણીયો સાથે રહી કામશાસ્ત્રનું અનુભવિક જ્ઞાન પ્રાપ્ત કરી વળી પાછા તે દેહમાંથી પોતાના સૂક્ષ્મ દેહે નીકળી પોતાના સ્થુલ દેહમાં પ્રવેશ કર્યો હતો. આવા ઘણા ચમત્કારો બનેલા આપણે વાંચ્યા અને સાંભળ્યા છે તે ખરા છે. આ વિદ્યા યોગથી સાધ્ય થઇ શકે છે.

માણસ મરે છે છતાં તેનો સૂક્ષ્મ દેહ કાયમ રહે છે. એ વાત આપણાં શાસ્ત્રો માને છે અને તેથી તેની મુક્તિને માટે આપણાં શાસ્ત્રોમાં તેના મરણ પછી તરત જ શ્રાદ્ધ ક્રિયા શરૂ થાય છે તેની પાછળ તેને પહેરવાનાં વસ્ત્રો, તેને પસંદ હોય તે વસ્તુ વિગેરે પુણ્ય તરીકે અપાય છે અને તે સર્વ સુક્ષ્મ દેહે તે આત્મા જોઈ શકે છે. તેથી તેની વાસના પુરી થતાં તે બીજી યોનીમાં ચાલ્યો જાય છે.

અર્થાત પ્રેતમાંથી મુક્ત થઇ જાય છે. જેમને વાસના રહી હોતી નથી તે તો પોતાના કર્માનુસાર ફળ મેળવે છે. સ્થૂળ શરીર કરતાં સૂક્ષ્મ શરીરમાં બળ વધુ છે. કેમકે હંમેશાં સ્થૂળ પદાર્થ કરતાં સૂક્ષ્મ પદાર્થનું બળ વધુ હોય છે. જેમકે ધાતુ કે પાણી કરતાં વાયુ સૂક્ષ્મ હોવાથી તેમાં બળ વધુ હોય છે. વિજળીના બારીક પ્રવાહનું બળ તેથી વળી વિશેષ છે. સૂક્ષ્મ શરીરવાળા આત્માઓ મનુષ્ય કરતાં વધુ બળવાન અને મહાન કામ કરવાને સમર્થ હોય છે. તેથીજ મનુષ્ય કરતાં પ્રેતો વધુ મહત્વના અને ન કલ્પી શકાય તેવાં મહાન કાર્યો કરી શકે છે. કારણ કે તેમનાં શરીરો સૂક્ષ્મ હોય છે.

મનુષ્યના અનન્ત જીવનનો ફેરફાર થવો અર્થાત રૂપાંતર થવું એ જ મૃત્યુ છે. આત્મા સુક્ષ્મ શરીર સાથે એક જડ અર્થાત સ્થુલ શરીરનો ત્યાગ કરી બીજા શરીરમાં પ્રવેશ કરે છે. જેમાંથી નીકળે છે અર્થાત જે શરીરનો ત્યાગ કરે છે તે શરીરનું મૃત્યુ થાય છે એમ કહેવાય છે અને જે શરીરમાં પ્રવેશ કરે છે તેનો જન્મ થાય છે એમ મનાય છે.

મરતી વખતે મનુષ્યની આખા શરીરની ઇલેક્ટ્રિસિટી અર્થાત મેગ્નેટિઝમ અર્થાત જીવ સંબંધી વીજળી કે આકર્ષણશક્તિ માથામાં એકત્ર થાય છે. ત્યારે તેનું માથું એક સૂક્ષ્મ સુંદર પ્રકાશ મય મેઘથી ઘેરાઇ જાય છે. એ મેઘમાં એક પછી એક એમ માથુ, ગરદન, ખભા, છાતી વિગેરે સઘળા શરીરના સૂક્ષ્મ આકાર બનીને એક જાતનું સૂક્ષ્મ આધ્યાત્મિક શરીર બને છે. આ સૂક્ષ્મ શરીર આંખે જોઈ શકાતું નથી પણ જેમની આધ્યાત્મિક દૃષ્ટિ પ્રાપ્ત હોય છે તેવા યોગીવરો તેને જોઇ શકે છે.

આ પ્રમાણે મરનાર મનુષ્યની સ્થિતિ જ્યારે થાય છે ત્યારે તે મરનાર મનુષ્યનાં જે સગાંવ્હાલાં તેની આજુબાજુ ભરાઇને બેઠાં હોય છે તેઓ તેના શરીરની વિકૃતિ થતી જોઇ, તેને મરવાની અણીપરનાં ચિન્હો જોઇ મનમાં ધારે છે કે તેને ભારે દુઃખ અર્થાત મૃત્યુની વેદના ભોગવવી પડતી હશે પણ ખરેખરી રીતે તેવું કાંઇ દુઃખ મરનારને થતું જ નથી. કારણ કે જીવની શક્તિ સૂક્ષ્મ શરીરમાં જવાનો આ વખતે પ્રયત્ન કરે છે અને તેથી આવાં

લક્ષણો જડ શરીરનાં થાય છે. પણ મરવા પડેલા મનુષ્યને તેનું કાંઈ પણ ભાન હોતું નથી. આવો અનુભવ આ લેખકને બે વાર થઈ ગયો છે. એટલે તે અનુભવ સિદ્ધ છે એમ કહેવાને હરકત નથી.

તે વખતે મનુષ્યના માથામાં સૂક્ષ્મ અર્થાત આધ્યાત્મિક શરીર પ્રથમ શરીરના જેવુંજ અંગ પ્રત્યંગોવાળુ દોષ રહિત તથા અપૂર્વ સુદ્દઢ અને સતેજવાળું જણાય છે. અને તે સૂક્ષ્મ શરીર જ્યાં સુધી સંપૂર્ણ અવયવવાળું ન થાય ત્યાં સુધી તે જડ દેહમાંથી જીવન સંબંધીના વિજળીનો પ્રવાહ નવા શરીરમાં પ્રવાહિત થઈ એકઠો થાય છે. પછી જ્યારે આત્મા આ સૂક્ષ્મ શરીરની જોડે ઉપર જાય છે ત્યારે જડ શરીરના વિજળીનો તાર જેમ તૂટી જાય તેમ આત્માનો જડ શરીર સાથેનો સંબંધ છુટી જાય છે. આ ઉપરથી જન્મની સાથે મૃત્યુનું સરખાપણું અને સંબંધ પ્રકાશમાં આવે છે.

મનુષ્ય જેમ જન્મતી વખતે તેની માની નાડીયોથી જેવો જુદો પડે છે તેવી જ રીતે મૃત્યુ વખતે પણ તે વીજળીનો તાર જેનાથી જડ શરીર સાથે આત્માનો સંબંધ ટકી રહેલો હોય છે તે તુટી જતાં મનુષ્ય મરી ગયો એમ કહેવાય છે. આ પ્રકારે જે પ્રેત સૂક્ષ્મ દેહમાં તે સ્થાનની આજુબાજુ થોડા વખત સુધી પોતાની વાસના ક્ષીણ થતાં સુધી અદશ્યમાં ફર્યા કરે છે, તે તેની વાસના પુરી થતાં નવા જન્મને ધારણ કરે છે.

આવા ઘણા પ્રેતતત્વો અદૃશ્ય જગત્‌માં વ્યાપેલા છે કે જેને આપણે જોઈ શકતા નથી. તેવાં તત્વો આ વિદ્યાથી આકર્ષિ શકાય છે.

---



## પ્રકરણ ૪૯ મું.

### ભૂતવિદ્યા.

સ્થૂલ કરતાં પ્રાણુનો પ્રદેશ વધારે સૂક્ષ્મ છે. એથી પણુ આકાશનો પ્રદેશ વધુ સૂક્ષ્મ છે. તેમાંજ વિવિધ સત્વો રહે છે. તેવા, પિતૃ અને જેની સ્થુલ વાસના ગઇ નથી તેવા જીવોની શુભ ગતિ ન થતાં થયેલા ભૂત પ્રતાદિની સ્થિતિ અને ગતિ આ પ્રદેશમાંજ હોય છે આવાં ભૂત પ્રેતાદિનાં તત્વો મનુષ્ય યોનિમાં વસતાં શરીરનાં સૂક્ષ્મ દેહનાં તત્વોને પોતાની પુષ્ટિ માટે વાપરે છે.

આપણે ઘણાને ભૂત વળગ્યાની વાત જાણીએ છીએ. જેને ભૂત વળગે છે તે નિર્બળ પ્રાણુતત્વવાળુ અને ભયભીત માણુસ હોય છે. બળવાન પ્રાણુતત્વવાળા અને નિર્ભય માણુસને ભાગ્યે જ ભૂત વળગે છે. આવા ભૂતો પોતાની અસંતુષ્ટ અને રહી ગયેલી વાસનાઓને અન્ય મનુષ્યમાં પ્રવેશ કરી પુરી કરે છે. અને તેથી જ્યાં પોતાને લાયક શરીર જણાય ત્યાં તે પ્રવેશ કરે છે, અને તેના સૂક્ષ્મ દેહને વિકૃતિ ઉપજાવે છે. જો વિધાયક નિર્બળ સંકલ્પવાળો હોય છે, તો વિધેય આવા ભૂતોના તત્વોમાં ફસાઇ પડે છે. જ્યારે વિધેય વિશ્વદૃષ્ટિમાં કે પ્રત્યગદૃષ્ટિમાં હોય છે ત્યારે આવાં સત્વો તરત જ તેને અસર કરે છે અને જો તેને બચાવવાનું વિધાયકમાં સામર્થ્ય ન હોય તો વિધેયને ઘણું નુકશાન થાય છે. કદાચ તે મરી પણુ જાય છે.

પ્રેતાવાહનવિદ્યાથી પ્રેતનું આવાહન કરી તેની સાથે વાતચિત કરી શકાય છે. માણુસ જ્યારે મરી જાય છે ત્યારે તેનો આત્મા

સાંસારીક કોઇ મનુષ્ય કે પદાર્થ ઉપર વાસના રહી જવાથી ભૂત અર્થાત પ્રેત રુપે આ આકાશમાં અદ્દષ્ટરૂપે ભમ્યાં કરે છે. આપણે ભૂત વળગેલું અને ભૂત ધુણતાં ઘણી સ્ત્રીઓને જોઇ છે. તે પ્રેમ તે આ વિદ્યાવડે આકર્ષી શકાય છે. તેને કોઇના શરીરમાં પણ આવાહન કરી તે શરીર વડે ધારેલા ખુલાસા તેની પાસે મેળવી શકાય છે.

આ વિદ્યાથી પ્રેત આવી અદૃશ્ય રીતે કાગળ ઉપર આપણે પૂછેલા સવાલોના જવાબ પણ લખી શકે છે. એક બંધ કરેલા ઓરડાની વસ્તુ બીજા ખંડમાં લાવીને મૂકી શકે છે. દૂર દેશના પદાર્થો જો જોતામાં આપણી નજર આગળ લાવી મૂકે છે. ઘણીવાર તો હવામાં વાજા વગાડે છે. તે આપણે જોઈ શકતા નથી પણ સાંભળી શકીએ છીએ. હવામાં નાચ કરે છે તે આપણે સાંભળી શકીએ છીએ. વળી કેટલીકવાર તો હવામાં રહી વાતો પણ કરી શકે છે. તે વાતો આપણે સાંભળીએ છીએ પણ તેને જોઈ શકતા નથી. આવા પ્રસંગો ઘણીયેવાર બનેલા અનેકના જોવામાં આવ્યા છે.

પાશ્ચાત્ય પ્રદેશોમાં પ્રેતોનું આવાહન કરવાની શોધ થઈ છે તેઓ પાંચ સાત માણસ ગોળ કુંડાળું વળી બેસે છે અને એક બીજાના હાથ ઝાલી રાખે છે. ધુપ કરી સ્વચ્છતા અને સુગંધી વાતાવરણ બનાવે છે. પછી બધા શાંત થઇ કોઇ પણ પ્રેતનું આવાહન કરવાને દૃઢ સંકલ્પ કરે છે. તે પછી થોડીવારે તેમાંનું એક બેભાન થઇ ઢળી પડે છે અને તે માણસમાં ભુત અર્થાત પ્રેત પ્રવેશ કરે છે, તેને મીડીયમ અર્થાત પોઠીઓ કે ભુવો કહે છે. આપણે ઘણા ભૂવાને જોયા છે. આ દેશમાં પણ ભૂવામાં તેની સાધનાવાળું પ્રેત પ્રવેશ કરી પુછેલા સવાલના જવાબ આપી શકે છે.

આપણા શાસ્ત્રો પુનર્જન્મ માને છે. અને મનુષ્ય મરી ગયા પછી પોતાની વાસનાનુસાર ફરી જન્મ લે છે એમ આપણે માનીએ છીએ. જેમની મરતી વખતે હલકી વાસના રહી જાય છે તે ભૂવ યોનીને પ્રાપ્ત થઇ તે વાસના પૂરી થતાં પ્રેત યોનિમાં જાય છે. જે પ્રેતયોનિમાં જાય છે તે આમ બોલાવ્યાથી પાછાં આવી શકતાં નથી.

પણ જેઓ અકાલમૃત્યુથી કે કોઇ પ્રબળ વાસના પુરી થતા

પહેલાં મરી જવાથી મરણવાળી જગામાં જ ભુત થઇ ફરે છે. તે પ્રેત–ભૂત, જીન, ચુડેલ કે ડાકણ તરીકે થઇ અદ્રશ્યમાં ફર્યા કરે છે અને પોતાને અનુકુળ નિર્બળ પ્રાણતત્વવાળુ માણસ મળતાં દેમાં દાખલ થઇ પોતાની વાસના પુરી કરે છે. અને આવાહનથી તેવાં પ્રેત ભૂવા કે પોઠીઆમાં પ્રવેશ કરી કહ્યા પ્રમાણે જવાબ આપી શકે છે કે કહેલું કામ કરી જાય છે. ઘણીવાર વળગેલું ભૂત જેને વળગ્યું હોય છે તેના શરીરને દુઃખ દે છે અને કોઈ ભૂવો ઉતારવા માગે છે ત્યારે કહે છે કે 'મારી અમુક વાસના પુરી કરો તો જાઉં, મારો ઉદ્ધાર કરો; મને નર્મદામાં કે ગંગામાં ન્હવરાવો કે જેથી મારો ઉદ્ધાર થાય, તો હું જઉં'. આમ કરવાથી તે પ્રેત તેના શરીરમાંથી જતું રહે છે. અને તે મનુષ્ય પાછુ નિરોગ થાય છે. કેટલાક ભૂત તો વળી ખાવાનું પણ માગે છે. તેને તે ખાવાનું ઉતારી ચકલે મૂકતાં તે જતું રહે છે. આવા ઘણા પ્રસંગો આપણે જોઇએ છીએ.

સારા પ્રેતનું આવાહન કરવું એ તેને દુઃખ દેવા જેવું છે. તેને બદલે જો ભૂત જેવું પ્રેત ભરાઇ ગયું તો પોઠીઆને દુઃખકર પણ થઇ પડે છે. આ પ્રકારે પ્રેતની રહી ગયેલી વાસના પુરી કરવા માટે જ આપણાં શાસ્ત્રોએ શ્રાદ્ધાદિક કરવાનું કહેલું છે. એટલે તેના મરી ગયા પછી તેની પાછળ શ્રાદ્ધ અને પુણ્યદાન કરવાથી જો કોઈમાં તેની વાસના રહી ગઇ હોય છે તો તે ટળી જઇ તેનો ઉદ્ધાર થાય છે. મરી ગયેલા મનુષ્ય પાછળ રડવું કે તેને બહુ સંભાર સંભાર કરવું એ તો તેને દુઃખી કરવા જેવું છે.

મનુષ્ય મરે છે એટલે તેનો સૂક્ષ્મદેહ તેના સ્થુલ શરીરથી જુદો થાય છે. અને પંચમહા–ભૂતનું સ્થુલ શરીર પંચતત્વ (અગ્નિ, જળ, તેજ, પૃથ્વી અને આકાશ ) માં ભળી જાય છે. સૂક્ષ્મ શરીરનાં મન, બુદ્ધિ, પ્રાણ એ અંગો છે. તેમાં પ્રાણ અને મનના બબે વિભાગ થાય છે. પ્રાણના એક વિભાગને સૂક્ષ્મ કહે છે અને મનના એક વિભાગને કામ અર્થાત વાસના કહે છે. સૂક્ષ્મ પ્રાણ અને કામ તે બે મરી ગયા પછી મન બુદ્ધિ ભેગાં રહેતાં નથી. કામ અને પ્રાણ પોતાના મૂળ સ્થાન પ્રતિ વળે છે. જે

વાસનાવાળાં મનુષ્યો વાસના પુરી થયા વગર મરે છે કે, અકાલ મૃત્યુથી મરે છે તેમનામાં વાસના અર્થાત કામ પ્રબળ હોવાથી તે પ્રેતદશામાં રહે છે. જ્યારે કામ અને પ્રાણુથી મન બુદ્ધિ જુદાં થાય છે અને કામ પ્રાણુની પ્રવૃત્તિ ક્ષીણુ થાય છે ત્યારે પ્રેત દશામાંથી તે છુટે છે. જ્યારે પ્રેત વાસના પુરા થતાં મુક્ત થાય છે ત્યારે મન બુદ્ધિ જે પ્રથમથી જુદાં હોય છે તે વૃદ્ધિ પામે છે. જ્યાં સુધી પ્રેતની મુક્તિ થતી નથી ત્યાં સુધી મન અને બુદ્ધિ આગળ જઈ શકતાં નથી.

મન અને બુદ્ધિ આ સંસારમાં પ્રાપ્ત કરેલાં કર્મોના ફળને સૂક્ષ્મ સ્વપ્નવત ભોગવી ફરી નવા જન્મમાં તેના અનુભવ માટે અવતરે છે. આથીજ આપણા શાસ્ત્રમાં પ્રેતની મુક્તિ થાય અને તે ફરી નવો જન્મ ધારણુ કરી શકે તે અર્થે મરનારની પાછળ શ્રાદ્ધાદિ ક્રિયા કરી, મરનારને જે જે વસ્તુ પસંદ હોય તેનું દાન કરવાનુ વિધાન છે. આથી તેની વાસના પુરી થતાં તે પ્રેતમાંથી મુક્ત થાય છે.

પ્રેતાવાહનની વિદ્યાથી જે પ્રેતો વાસનાને લીધે અદૃષ્યમાં વાસના પુરી કરવાની ઇચ્છાથી રખડે છે તે જ આકર્ષાઇ આવે છે. અને તે તો પોતાની વાસના પુરી કરવા માટે તેવું જ શોધે છે.

શરીરનો સ્થુલ દેહ મરણુ થતાં છુટો પડી જાય છે અને સૂક્ષ્મ દેહ નીકળી પોતે કરેલાં કર્મનાં ફળ અનુસાર ફરી જન્મ ધારણુ કરે છે. તે બેની વચમાં જો તેને વાસના રહી ગઇ હોય છે તો તેનાં અદૃશ્ય તત્વો આ અદૃશ્ય જગત્માં ભમ્યાં કરે છે અને વાસના પુરી થતાં પાછાં પોતાના કર્માનુસાર દેહ ધારણુ કરે છે. આ વચલી સ્થિતિમાં રહેનાર તેજ પ્રેત અર્થાત ભૂત ગણુાય છે અને તેને આ-કર્ષી તે દ્વારા અનેક કાર્ય કરાવી શકાય છે.

ભૂત પ્રેતની સાધના સાધી ઘણા ભૂતને વશ કરે છે. એવું આપણે ઘણી વખત સાંભળ્યું છે. તે સાધના કરવાની જે ક્રિયા તે પણુ આ પ્રેતાવાહન વિદ્યાને મળતી જ છે.





## પ્રકરણ ૫૦ મું

### પ્રેતોનું આવાહન કરનાર મંડળ

આ વિદ્યાને માનનારાઓ વર્ષમાં જુદી જુદી જગ્યાઓએ જુદા જુદા વખતે એકઠા થાય છે. અને લોકકલ્યાણ કરવાને માટે અનેક યત્નો કરે છે. તેઓ આખા વિશ્વમાં સઘળે સ્થળે ચૈતન્ય વ્યાપેલું છે એમ માને છે અને તે ચૈતન્યની સાથે અભિન્ન થઇ રહેવું એજ તેમનો મુખ્ય ધર્મ છે. મૃત્યુ પછી પણ જીવનું અસ્તિત્વ હોય છે, અને આત્માની ઉન્નતિ થયાં કરે છે. જ્યાં સુધી જીવાત્મા આ સર્વત્ર વ્યાપક ચૈતન્યની સાથે અભિન્ન થઈ ન જાય ત્યાં સુધી તેની ઉન્નતિ થયાં કરે છે. પુનર્જન્મને પણ તેઓ માને છે.

તેઓ માને છે કે પ્રેતોની સાથે પણ સંબંધ બાંધી શકાય છે; તેઓનો સિદ્ધાંત એવો હોય છે કે આપણે જેવું વર્તન આપણા-પ્રતિ અન્યનું રખાવવાની ઇચ્છા રાખતા હોઈએ, આપણને અન્યનું જેવું વર્તન પ્રિય હોય તેવું જ આપણે અન્ય પ્રતિ વર્તન રાખવું જોઇએ. અને પોતાના આત્મા સમાન અન્યને ગણવા જોઇએ. આ લોકોએ અભ્યાસથી પ્રેતોને એવા આધિન કરેલા હોય છે કે તેમના દ્વારા જે ઇચ્છે તે કાર્યને તે ગમે તે વખતે પણ કરી શકે છે. તેઓ આશ્ચર્ય પમાડે તેવી અનેક વસ્તુઓને ઘણે દૂરથી અલ્પ સમયમાં મંગાવી શકે છે. તેમ જ પાસે પડેલી ગમે તે વસ્તુને ગમે ત્યાં મૂકાવી દે છે. અનેક અસાધ્ય વ્યાધિઓને તે ઝટ મટાડી શકે છે. અનેક અભણ મનુષ્યોમાં પ્રેતનું આવાહન કરી તેમની પાસે ઉત્તમ વિદ્વતા ભર્યા લેખો લખાવી શકે છે કે જ્ઞાનપૂર્ણ વ્યાખ્યાન અપાવી

શકે છે. મૃત્યુ પામેલા કોઇપણુ આત્માને તે બોલાવી તેની સાથે વાતચીત કરી શકે છે. જેને તેઓ બોલાવવા ઇચ્છે છે તેને બોલાવી શકે છે.

કેટલીક વખત તેમના બોલાવ્યા છતાં પણુ ઘણા પ્રેતો પોતાની ઇચ્છા ન હોવાને લીધે આવી શકતા નથી, તેમ જ જેને મધ્યસ્થ કર્યો હોય છે, તેની જો યોગ્યતા નથી હોતી તો તે આવી શકતા નથી. જે પ્રેતને બોલાવવામાં આવે છે તે આવીને જ્યારે મિડીયમમાં દાખલ થાય અને બોલવા માંડે ત્યારે તે પ્રેતનો આ લોકમાં જીવતી વખતે જેવો સ્વર હોય છે તેવા સ્વરથી બોલે છે, તેમજ તેની વાત કરવાની રીતભાત પણુ આ લોકમાં જેવી તેની હતી તેવી હોય છે. તેમને જે જે પ્રશ્નો પૂછવામાં આવે છે તેમાંથી તેમની મરજી હોય તે પ્રશ્નનો જ ઉત્તર તે આપી શકે છે અને જે પ્રશ્નોના ઉત્તર તે આપતું ન હોય તે પ્રશ્નોને વારંવાર પૂછવામાં આવે કે પરાણે જવાબ મેળવવા માટે યત્ન કરવામાં આવે તો તે તત્કાળ તેમાંથી ખસી જાય છે.

જેવી રીતે આપણા લોકોમાં કોળી, વાઘરી વિગેરે જાતિમાં ભુવાઓ ધુણીને કહે છે કે હું ફલાણો દેવ છું, લીમડી માતા છું, અથવા ઝાંપડો કે ઝંડ છું, એવી રીતે આ વિદ્યા પણુ ભૂતવિદ્યા જ છે. જેવી રીતે પ્રેતને આવાહન કરીને તેની મારફતે અનેક વાતો અને ચમત્કારો જાણી શકાય છે, ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળની વાત પૂછી તેના જવાબો મેળવી શકાય છે. તેવી રીતે દરેક મનુષ્ય પોતે પણુ પ્રયત્ન કરે તો પોતાના સૂક્ષ્મશરીરવડે અનેક ચમત્કારીક વાતો જાણી શકે છે. જેમ પ્રેતને સૂક્ષ્મ શરીર પ્રાપ્ત છે તેવી રીતે આપણુને પણુ આપણા–સ્થૂલ શરીરની અંદર સૂક્ષ્મશરીર–અથવા તો લિંગદેહ પ્રાપ્ત છે. આ સૂક્ષ્મ શરીરમાં રહેલા સામર્થ્યને પ્રકટ કરવાનું બળ મેળવવાની અનેક - ક્રિયાઓ છે. તે ક્રિયાઓ સાધીને મનુષ્ય આ બળને મેળવી શકે છે. આ ક્રિયાઓ તે તત્ત્વવિચાર અને યોગની ક્રિયાઓ છે. તે આગળ બતાવવામાં આવ્યું છે. હીપ્નોટીઝમથી પણુ હીપ્નોટાઇઝ કરેલો મનુષ્ય સૂક્ષ્મ શરીરવડે અનેક ચમત્કારીક વાતો કરી શકે છે.

પ્રેતોનું આવાહન કરી તેમની સાથે માત્ર પરોપકાર કરવાના જ ઉપાયો મેળવી શકાય છે. તેમજ પરોપકારાર્થે જ તેમની સહાય મેળવી શકાય છે. તેમની પાસે સ્વાર્થના કાર્યમાં સહાય માગવામાં આવે છે તો તે ઝટ જતી રહે છે. કેટલાક પ્રેતોને મનુષ્ય શરીર છોડયા પછી પણ પોતાનાં સંબંધી ઉપર કે પોતાના દેશ ઉપર પ્રેમ હોય છે તેથી તે પ્રેત યોનિમાં રહીને પણ તેમનું હિત કરવાનું દ્વાર શોધ્યાં કરે છે. તેમનું આવાહન કરવામાં આવે છે એટલે તે ઝટ આવીને પોતાનાં સંબંધીઓનું હિત કરવાના તેમજ દેશનું હિત કરવાના ઉપાયો બતાવી તેમાં સહાય આપે છે. કેટલાક માણસો–મરી ગયા પછી આ લોક સાથે સંબંધ રાખતા નથી અને બીજે સ્થળે સ્થપાય છે, તેથી તેવા પ્રેતો બોલાવ્યા છતાં આવી શકતા નથી.

પ્રેતો પોતાના સૂક્ષ્મ શરીરવડે ગમે ત્યાં હરી ફરી શકે છે. તથા ગમે ત્યાં પડેલી વસ્તુને જોઈ શકે છે.

પ્રેતોનું આવાહન કરવા માટે આ વિદ્યાને માનનારા આઠ કે દસ માણસોનું ટોળું એક શાંત ઓરડામાં શાંત સમયે એક બીજાના હાથમાં હાથ મેળવી ગોળાકારે શાંતપણે બેસે છે. પછી તેઓ જે પ્રેતને બોલાવવું હોય તે પ્રેતને તેમનામાંના જેને મિડિયમ (મધ્યમ અથવા ભૂવા) તરીકે માન્યો હોય તેનામાં પ્રવેશ કરવાની દૃઢ ઇચ્છા કરે છે. થોડીવારે આ પ્રમાણે દરેક જણ દૃઢ ઇચ્છા કરીને બેસી રહ્યા પછી તે બોલાવેલું પ્રેત મિડિયમમાં પ્રવેશ કરીને જે જે પૂછવામાં આવે છે તેના જવાબ આપે છે. અન્ય પ્રેતોનું પણ આવાહન કરતાં તે આવી શકે છે. અને હવામાં અદ્ધર વાજાં વાગવાં, બંધ ઘરમાંથી કોઈ જડ વસ્તુનું અદૃશ્ય રીતે ગુમ થઈ જવું, દૂરની વસ્તુઓનું ઉતાવળથી તે ઓરડામાં આવીને પડવું. માગેલી વસ્તુઓ ત્યાં હાજર થવી વિગેરે અનેક બનાવો બને છે. ઘણીવાર પૂછેલા સવાલોના જવાબો મિડિયમ દ્વારા કાગળમાં લખાય છે. આ વિગેરે અનેક ચમત્કારો આ પ્રમાણે પ્રેતના આવાગમનથી મિડિયમ દ્વારા જાણી શકાય છે.



# ભાગ ૫ મો

## પ્લાંચેટ

અથવા

## પ્રેતાવાહનયંત્ર.

### પ્રકરણ ૫૧ મું

### પ્લાંચેટની વિધિ.



આજ પ્રમાણે પ્લાંચેટ દ્વારા પણ પ્રેતનું આવાહન કરી પૂછેલા સવાલના જવાબો મેળવી શકાય છે. આ પ્રયોગને માટે ત્રણ પાયાનું એક નાનું લાકડાનું ટેબલ વચ્ચે મૂકવામાં આવે છે. પછી તેની આજુબાજુ બે ત્રણ કે વધારે માણુસોએ શાંત ચિત્તે બેસવું, પછી તે ટેબલ ઉપર પોતાનાં બંને હાથનાં આંગળાં પહોળાં કરીને એક બીજાનાં આંગળાંને અડે એવી રીતે મૂકવાં અને જે પ્રેતને બોલાવવાની ઇચ્છા હોય તે પ્રેત જલ્દી આવે એવી દૃઢ ઈચ્છા કરીને શાંતપણે અર્ધાથી પોણા કલાક સુધી બેસી રહેવું. કોઇવાર કલાક બે કલાકવાર પણ બેસવું પડે છે. આ પ્રમાણે દૃઢ સંકલ્પ કરીને બેસવાથી પ્રેતનું આગમન થાય છે અને તે વખતે તે ટેબલના ત્રણ પાયામાંથી એક પાયો ઉંચો થાય છે અને પૂછેલા પ્રશ્નનો ટકોરા વડે જવાબ આપે છે. તેમાં એક ટકોરાથી 'એ' બે ટકોરાથી 'બી,' ત્રણથી 'સી' એમ સમજી પછી

તેનો અર્થ થાય છે. આંકડામાં ઉત્તર માગ્યો હોય તો જેટલા ટકોરા થાય તેટલો આંકડો સમજવો. કેટલીક વખતે 'હા' કે 'ના' એવો જવાબ મેળવવો હોય ત્યારે કહેવું કે 'હા' હોય તો આટલા ટકોરા વાગવા અને 'ના' હોય તો આટલા ટકોરા વાગવા. આ પ્રમાણે આ ટેબલના પાયા વડે પણ ઉત્તર મેળવાય છે.

તેવીજ રીતે એક ડબલ ફુલસકેપ કાગળ ઉપર ગોળાકારે એ-બી-સી-ડી-ના અક્ષરો લખવામાં આવે છે તે કાગળને એક બોર્ડ ઉપર ચોટાડી પ્લાંચેટનું બોર્ડ કરવામાં આવે છે. પછી એક નાના પાટીયાને ત્રાકોણે ગોળાકાર કરી તેની નીચે એક બાજુ બે નાનાં ચક્કર ચોટાડવામા આવે છે. અને તેની સામી બાજુ અણીવાળા ભાગ તળે એક નાની પેન્શીલનો કકડો આવે તેવું કાણું પાડવામાં આવે છે. તેમા પેન્શીલનો કકડો ખોસવાથી તે પાટીયું બોર્ડ ઉપર અદ્ધર રહી શકે છે. તે ચક્કર એવો રીતે ચોટાડવામાં આવે છે કે તે પાટીયું ગમે ત દિશાનાં હરી ફરી શકે. તે ચક્કર નાનાં ગોળાકારે પરડાં જેવાં અર્ધા ઈંચથી પણ નાનાં હોય છે. તે પાટીયાંને પ્લાંચેટ કહે છે. તેને પેલા એ—બી—સી-ડી વાળા બોર્ડ ઉપર મૂકી પછી તે પાટીયા ઉપર બે માણુસ પોતાના બે હાથનાં આંગળાં ભાર દીધા વગર મૂકી સામસામે શાંતપણે બેસી પ્રેતને આવાહન કરવાનો દૃઢ સંકલ્પ કરે છે. આથી થોડાવારે તે પાટીયું એની મેળે હાલવા માંડે છે. અને જે જે પ્રશ્નો પૂછવામાં આવે છે તેના જવાબો તે પાટીયાની તળેના આગલા ભાગના ચક્કર દ્વારા તે એ-બી-સી-ડીના અક્ષરો બતાવીને આપે છે. જેમકે 'હા' કહેવું હોય તો તે પાટીયાના આગલા ભાગનું ચક્કર y-e અને s આ અક્ષરો બતાવે છે તેથી 'યસ' એ શબ્દ ગોઠવી સમજી શકાય છે.

તે વખતે કાંનો આત્મા આ પ્લોંચેટમાં આવી જવાબ આપે છે તેનો પણ ઉત્તર તે એ-બી-સી-ડીના અક્ષરો બતાવીને આપે છે. આ પ્રમાણે આ પ્લોંચેટ ચલાવવાનો અભ્યાસ પડતાં ગમે તે વખતે તેને ચલાવી ફાવે તે પ્રેતના આત્માને આકર્ષી શકાય છે. અને તેને અનેક પ્રશ્નો પૂછી તેના જવાબો મેળવવામાં આવે છે.

આ પ્રમાણે આ પ્રયોગથી મરી ગયેલા માણુસના આત્માને

બોલાવી શકાય છે. પ્રેતનું આવાહન કરી તેની પાસેથી ગમે તે સવાલો પૂછી જવાબ મેળવી શકાય છે. યોગ કરવા માટે પ્રયોગ કરવા ઇચ્છનારને આ વિદ્યામાં શ્રદ્ધા હોવી જોઇએ. આ ક્રિયામાં જે મિડિયમ બને તેનો પ્રાણપ્રવાહ નબળો હોવો જોઇએ. તેનું મન ઢીલું હોવું જોઇએ તો જ તેના ઉપર બીજો આત્મા અસર કરી શકે છે એમ માનવું છે. જો પ્રયોગ કરનારા દૃઢ મનના હોય છે તો તેમનાથી આ પ્રયોગ બની શકતો નથી. આપણે કોઇને ભૂત વળગેલું જોઇએ છીએ તેમાં જે માણસનું મન ઢીલું હોય છે. બીકણુ હોય છે, તેજ માણસને ભૂત વળગે છે. પણ મજબુત મનના ને દૃઢ વિચારવાળા માણસને ભૂત વળગતું નથી. જેવી રીતે આપણામાં ઘણા માણસોને ભૂત વળગવાથી તેના શરીરમાં વળગનાર ભૂતનો આત્મા કામ કરે છે. તે કહે છે કે હું ફલાણો છું. ફલાણા કામ માટે વળગ્યો છું. વળી કેટલાક ભૂતો તો એવું કહે છે કે પોતે જીવતી વખતે કોઈ વસ્તુ ગુપ્ત રીતે દાટી હોય છે અને તેનાં વારસોને તે જડતી નથી તે સંબંધમાં તે વસ્તુ અમુક જગ્યાએ છે તે બતાવી શકે છે. જેનો આત્મા ભૂત તરીકે બીજામાં પ્રવેશ કરે છે તે જ માણસ જીવતો હોય અને જેવી ક્રિયા કરતો હોય છે તેવી ક્રિયા કરે છે. જે જે વાત તેના વખતમાં બની ગઈ હોય છે તે કહી આપે છે.

## પ્રકરણ પર મું.

## પ્લાંચેટની બનાવટ અને ઉપયોગ.

પ્લાંચેટનું કાચબાના આકારનું ત્રીકોણ જેવું નાનું એક દોઢ ફુટ લાંબુ પહોળુ પાટીયું બનાવે છે. તેમાં એક બાજુથી અણીવાળુ લાંબુ અને બે પડખાં ગોળાકારનાં અને પાછળનો ભાગ સીધો હોય છે. તેનો આકાર કાચબા જેવો હોય છે. આ પાટીયું સાગનું પૅાલીસ કરેલું હોય છે. તેની તળે પાછળની બાજુ બે નાનાં ફરતાં વ્હીલ ઝીણાં પરડાં હોય છે. તે જે બાજુ ફરવું હોય તે બાજુ ગોળ ફરી શકે તેવાં હોય છે. અને આગળની બાજુએ જ્યાં અણીવાળો ભાગ હોય છે તેની તળે એક નાની પેન્શીલનો કકડો આવી શકે તેવું ગોળ અર્ધું કાણું હોય છે. આ પ્લાંચેટમાં તે જગાએ પેન્સી-

લનો નાનો કકડો ખોસે છે. પાછળ બે નાનાં ચક્કર હોય છે. એટલે તે બે ચક્કર અને પેન્સીલના કકડા ઉપર ઉંચુ રહી શકે છે.

આ પ્લાંચેટ ચલાવવું હોય ત્યારે એક ગોળ અર્થાત ચોરસ લીસુ ટેબલ, આરસપહાણનું ટેબલ અથવા તો જમીન ઉપર છો હોય તો ત્યાં, અથવા નીચે જમીન ઉપર કાંઇ પાથરી તેના ઉપર કોરો કાગળ મૂકી તેના ઉપર મૂકવું. પછી તે પ્લાંચેટને ચલાવવાની ઇચ્છા હોય તેવાં બે મનુષ્યોએ શાંત ચિત્તે આ પ્રયોગમાં શ્રદ્ધા રાખી સામસામે બેસવું. વચ્ચે પ્લાંચેટ મૂકવું અને તે પ્લાંચેટ ઉપર દરેક પોતપોતાના બંને હાથનાં આંગળાં અડાડવાં. અને પ્રેત આવે છે એવી દૃઢ સંકલ્પપૂર્વક ભાવના કરવી. બેઠેલા મનુષ્યોએ આ પ્રયોગમાં શ્રદ્ધા રાખી થોડીવારે શાંત થઇ પ્લાંચેટ ઉપર આંગળાં મૂકી બેસી રહેવું. કોઇએ આ પ્રયોગમાં અવિશ્વાસ ન લાવવો. થોડીવારે તે પ્લાંચેટનું પાટીયું હાલવા લાગશે. તે હાલવા લાગે તે વખતે પેલા મનુષ્યોએ ઉપર મૂકેલા હાથનાં આંગળાં પોચાં પોચાં રાખવાં અને પ્લાંચેટને જેમ જવું હોય તેમ જવા દેવું. તેના ઉપર વધુ ભાર દઇ દબાવી ન રાખવું.

આ પ્લાંચેટ હાલ્યા પછી ફરવા લાગશે. આ વખતે જે પ્રશ્ન પૂછવો હોય તે બોલીને અથવા તો મનમાં પૂછવો. જે સવાલ પૂછવામાં આવશે તેનો જવાબ આ પ્લાંચેટ આજુબાજુ ફરી અંદર ઘાલેલી પેન્સીલથી લખીને આપશે. જે ભાષામાં સવાલ પૂછયો હશે તેજ ભાષામાં લખશે. જેમ જેમ વધુ વખત જશે તેમ તેમ પ્લાંચેટની ગતિ વધવા લાગશે. અને ઝપાટાબંધ પૂછેલા સવાલના જવાબ તે લખી શકશે. તે વખતે કયુ પ્રેત આવેલું છે તે પૂછવાથી તે પોતાનું નામ પણ લખશે. ભવિષ્યમાં શું બનશે તેનો પણ જવાબ આપશે. જે સવાલનો જવાબ આપવા માટે તે ના લખે તે સવાલ વારંવાર પુછવો નહિ. તેને જયારે જવું હશે ત્યારે તે લખશે કે હવે હું જઇશ. મને રજા આપો તો તે વખતે તેને કાંઇ ન પૂછતાં રજા આપી પ્રયોગ બંધ કરવો.

આ પ્રકારે પ્લાંચેટ ઉપર જેમણે હાથ મૂકયા હોય છે. તેમના હાથ પણ પ્લાંચેટની ગતિ પ્રમાણે ફર્યા કરે છે. અને થાકી જાય તેટલી ઝડપે પ્લાંચેટ આજુબાજુ ફરી જવાબ લખી કાઢે છે.

આ પ્લાંચેટ અમેરીકામાં પ્રથમ નીકળ્યું હતું. હાલ આ દેશમાં પણ તેનો પ્રયોગ થાય છે. આ પ્લાંચેટ આ દેશમાં ઘણું વેચાય છે પણ ખરૂં અને પાંચ છ રૂપિયા લે છે. પણ તે જો ઘેર બનાવે તો તેટલું ખર્ચ થાય નહિ. તેમાં કાંઇ પણ ઘાલેલું હોતું નથી. તે ચાલવાનો આધાર ચલાવનાર ઉપર હોય છે.

પ્લાંચેટ ચલાવનાર મનુષ્ય શાંત, નિર્મળ હૃદયનું હોવું જોઇએ. તેને આ વિદ્યામાં શ્રદ્ધા હોવી જોઇએ. પહેલે દિવસે દસ પંદર મિનીટ પ્રયોગ કરવો, ન ચાલે તો રહેવા દેઇ બીજે દિવસે કરવો. પણ શ્રદ્ધા ઉઠાવી ન દેવી. જો આ પ્રયોગમાં શ્રદ્ધા હોય છે અને આ પ્લાંચેટ દ્વારા પ્રેતનું આવાહન થઇ જ શકશે એવી દૃઢ શ્રદ્ધા હોય છે તો જરૂર આ પ્લાંચેટ તેનાથી ચાલી શકે છે. આ પ્રયોગ જોવા બેસનાર પણ શ્રદ્ધાળુ જોઇએ. તેમાં પણ જો કોઇને આ પ્રયોગમાં શ્રદ્ધા નથી હોતી તો આ પ્રયોગ થતો નથી. સ્થળ એકાન્ત અને શાંત જોઇએ. આવી રીતે આ પ્લાંચેટથી પણ પ્રેતનું આવાહન કરી તેના દ્વારા ભૂત, ભવિષ્યની વાત જાણી શકાય છે. પ્લાંચેટ જેની ઉપર મૂકવામાં આવે તે જગા સ્વચ્છ અને આજુબાજુ પ્લાંચેટ ફરી શકે તેવી લીસી જોઇએ. તેને વચ્ચે કાંઇ હરકત આવે તેવી ખડબચડી ન જોઇએ. એકાદ બે વાર આ પ્રયોગ થયો તો પછી તેને ફરી ચલાવતાં જરા પણ વાર લાગવાની નહિ.

પ્રેતાવાહનવિદ્યા પણ આ ભૂતવિદ્યાને મળતી જ છે. જેમ ભૂવા હોય છે તેમનામાં ગમે તે ભૂત કે ઝંડ, કે દેવી ધુણી શકે છે તેવા રીતે આ પ્રયોગમાં મિડીયમનામાં પ્રેત પ્રવેશ કરીને અનેક ચમત્કારો બતાવી શકે છે. પ્લૅન્ચેટની ક્રિયામાં પણ બેઠેલા માણસોમાંથી એકનામાં પ્રેતનો આત્મા પ્રવેશ કરી તે પ્લૅંચેટના પાટીયાને ગોળાકાર બોર્ડની ચારે તરફ આવેલા એ–બી–સી-ડી–ના અક્ષરો તરફ ઝપાટાબંધ ફેરવીને જવાબ આપી શકે છે. આ પાટીયા ઉપર બંનેજણનાં માત્ર આંગળાં જ હોય છે, અને તે જેમ જેમ પ્રશ્ન પુછાતા જાય તેમ તેમ ઝપાટાબંધ ચારે બાજુ ફરી–જવાબના અક્ષરો બતાવી શકે છે. હાલ આપણા દેશમાં પણ પ્લૅંચેટ ચલાવવાની ક્રિયા ઘણા માણસો કરવા લાગ્યા છે. આ ક્રિયાને અમેરિકામાં સારી રીતે ખેડવામાં આવી છે. આ પ્લૅન્ચેટનાં પાટીયાં અને બોર્ડ તૈયાર પણ મળી શકે છે અને ઘેર પણ બનાવી શકાય છે.



# ભાગ ૬ ઠો

## વશીકરણ વિદ્યા.

### પ્રકરણ ૫૩ મું.

### અન્ય મનુષ્યને વશ કરવા.

એક મનુષ્યે બીજા માણસના મનને જીતી લઇ તેને વશ કરી લેવાની વિદ્યાને વશીકરણ વિદ્યા અથવા તો મોહિની વિદ્યા કહે છે, આપણામાં પણ ઘણી જગ્યાએ કહેવાય છે કે અમુક પુરુષે તો પેલી સ્ત્રીને વશ કરી લીધી છે, અથવા અમુક પુરુષે તો પેલી સ્ત્રીને વશ કરી લીધી છે, અથવા અમુક સ્ત્રીએ તો પેલા પુરુષને અથવા તેના ધણીને વશ કરી દીધો છે એટલે તે તેનેજ જોયાં કરે છે. સ્ત્રીઓ પુરુષને અને પુરુષો સ્ત્રીઓને વશ કરવા મથે છે. આ વશીકરણ વિદ્યા શીખવા માટે ઘણા ફાંફાં મારે છે. ઘણી સ્ત્રીઓ પોતાના ધણીને વશ કરવા માટે મંત્ર, જંત્ર લેવા સાધુ કે જતિ પાસે ફેરા ખાતી જણાય છે.

અન્ય મનુષ્યના મનને વશ કરી લેવાની શક્તિ દરેક માણસના અંતરમાં હોય છે પણ તેની તે લોકોને ખબર હોતી નથી માટે બહાર ફાંફાં માર્યા કરે છે. અને ઘણીવાર તો ઝેરી પડીકીઓ લાવી પતિ વશ કરવા તેને ખવરાવતાં પણ અચકાતી નથી અને ઘણી-

વાર તે ઝેરી પડીકીથી પતિ ગમે તો ગાંડા થાય છે, માંદો પડે છે કે છેવટે મરી પણ જાય છે. આ વિદ્યા શીખવાથી દરેક સ્ત્રી કે પુરુષ અન્ય પ્રાણી ઉપર પોતાની ધારેલી અસર ઉપજાવી શકે છે.

બીજા મનુષ્યના મનને વશ કરી લેવાની શક્તિ દરેક માણુસમાં હોય છે તેમજ કેટલાંક પ્રાણિઓમાં પણ હોય છે. ઘણાં ઝનુની જાનવરો, વાઘ, સિંહ, સાપ વિગેરેમાં આ શક્તિ હોય છે તે પોતાના શિકારને આ શક્તિથી તાબે કરી શકે છે. તેમની નજીક આવેલો તેમનો ભક્ષ ત્યાંથી નાસી છુટવાનો વિચાર કરવા છતાં પણ તેનના આકર્ષણુશક્તિના બળે નાસી જઈ શકતો નથી અને તેનો શિકાર બની રહે છે.

મનુષ્યો આ શક્તિને કેળવી જેવી રીતે બીજા માણુસોને વશ કરી શકે છે તેવી જ રીતે તોફાની ઘોડા, વાઘ, વરૂ, હાથી એવાં પ્રાણુઓને વશ કરી શકે છે. આ શક્તિ આપણામાં ઘણા વર્ષથી ચાલતી આવેલી છે. આપણા દેશમાં તેનો ઉપયોગ ઘણાઓ પહેલાં કરતા હતા અને હાલ પણ કરે છે આ વિદ્યાને સ્ત્રીઓ તો ખાસ કરીને માને છે. જો કોઇ ધણી તેની સ્ત્રીના કહ્યાપણે વર્તતો હોય તો તેની મા જરૂર કહેવાની કે એને તો એની બાયડીએ વશ કરી લીધો છે કેટલાક પુરુષો પણ સ્ત્રીઓને વશ કરવા માટે ઘણી વાર ફાંફાં મારતા જોવામાં આવે છે. આવી સ્ત્રીઓ અને પુરુષો ઘણી વાર અન્યને વશ કરવામાં દોરા ધાગા કરવા કે કાંઈ દવા લેવા માટે સાધુ સંતો કે બ્રાહ્મણોની પાછળ ફર્યા કરે છે પણ તેથી તો તેમને ઘણીવાર નિરાશ થવું પડે છે.

એક પુરુષને જોઈ ઘણીવાર કોઈ સ્ત્રી વશ થઈ જાય છે, તે ઘણીવાર તેનેજ યાદ કરે છે, તેને જ સંભાળે છે, અને તે મળતાં આનંદ પામે છે. તેવી રીતે કોઈ રૂપવંતી સ્ત્રીને જોઈ કેટલાક પુરુષોને તે સ્ત્રીનો જ છંદ લાગે છે, કહે છે કે તેણે તો મને મોહિની લગાડી છે, તેને તે સ્ત્રી વગર બીજી કોઈ વસ્તુ ગમતી નથી, તેનો જીવ તે સ્ત્રીમાં જ ભમે છે. આ પ્રકારે ઘણીવાર ઘણાં સ્ત્રીપુરૂષોને થતું જોવામાં આવે છે. અમુક માણુસના મનને વશ કરીને તેની પાસે આપણી મરજી પ્રમાણે કામ કરાવવાની ફરજ પાડવી એને વશીકરણ વિદ્યા કહે છે. ત્યારે કેટલીક વખતે અમુક સ્ત્રીને કે અમુક

પુરુષને તેની પાસે પૈસા મેળવવાની ખાતર તેને વશ કરી પોતાને તાબે કરી લેવા આપણા તરફ પ્રેમવાળાં કરી દેવાં તેને મોહિની કહે છે. ઘણીવાર કોઇ સ્ત્રી કોઈ પુરુષને જોતાં જ તેને તેની લ્હે લાગે છે, ત્યારે ઘણીવાર કોઇ પુરુષને કોઇ ખુબસુરત સ્ત્રીને જોતાં જ તેના ઉપર તે મોહિ પડે છે, ત્યારે તેને તેના વગર ચેન પડતું નથી. તે જોઈ લોકો કહે છે કે ભાઇ એને તો ફલાણીની મોહિની લાગી છે.

કોઇ માણુસ કોઇ માણુસના કહ્યા પ્રમાણે વર્તતો હોય ત્યારે તેને લોકો કહે છે કે એનો એને વશ થઇ ગયો છે. આ પ્રમાણે વશીકરણ વિદ્યાથી માણુસ બીજા માણુસને પોતાને વશ કરી શકે છે.

દરેક માણુસને એવી ઇચ્છા હોય છે કે તેના ઉપર ઘણા હેત રાખે, તેના કહ્યા પ્રમાણે ઘણા ચાલે, તેના તરફ બીજાઓ આકર્ષાય. તેવીજ રીતે સ્ત્રીઓને પણ મનમાં એવી ઇચ્છા હોય છે કે ઘરમાં તેમ બહાર તેના કહ્યા પ્રમાણે સર્વ ચાલે. તેના ઉપર સર્વ કોઇ પ્રેમથી વર્તે. તેની આજ્ઞાનું પાલન કરે બીજાઓના ઉપર તે પોતાનો પ્રભાવ પાડી શકે. આવી ઇચ્છા દરેક સ્ત્રીપુરુષને હોય છે. પણ તેઓ જો આ પ્રકારની બીજા મનુષ્યને પોતાના તરફ પ્રેમ ઉપજાવવાની કળાને શી રીતે સાધી શકવી તે જાણતાં હોય તો તેથી તમને ઘણો લાભ થાય અને તેમનું ઘણું માન સચવાય. આવી શકિત તેમનો અંદર રહેલી છે તેનું તેમને જ્ઞાન ન હોવાથી ઘણીવાર શી રાતે આ કળાને સાધી લેવી તેની તેમને ખબર પડતી નથી.

આ પ્રકારની શકિત જેણે કેળવી હોય છે તેના તરફ સ્વાભાવિક રીતે જ ઘણા માણુસોનું ધ્યાન ખેંચાય છે. ઘણા તેને મળવા આતુર રહે છે, ઘણા તેમના બોલ ઉપર પ્રીઠા થઇ જાય છે. આ સઘળું તેણે પોતાની અંદર રહેલી આ વશીકરણ શકિતને ખીલવેલી હોય છે તેને લીધે બને છે. તે શકિત દરેક સ્ત્રીપુરુષમાં હોય છે જ તે શકિતને શી રીતે ખીલવવી, તેનો ઉપયોગ શી રીતે કરવો તેનું જ્ઞાન મેળવી જો તેને ખીલવવામાં આવે છે તો તે માણુસ ઘણાં પરાક્રમો બતાવી શકે છે. આ શકિત ખીલવવાની ઇચ્છા રાખનાર માણુસ ઘણો જ શાંત હોય છે તેમજ બીજાના સમાગમમાં આવવાના પણ તેમને ઘણી થોડી ઈચ્છા હોય છે તેમને બીજા માણુસોની ઘણી બેપરવા હોય છે, તે કદી પણ કોઇની મહેરબાનીની મેળ-

વવા માટે હીનતા બતાવતા નથી. પણ તેમના સંબંધમાં જે જે માણુસો આવે છે તેમને તેમના ઉપર સ્વભાવિક રીતેજ પ્રીતિ ઉત્પન્ન થાય છે, અને તેનામાં કાંઈક એવું હોય છે કે જેથી કરીને તમને તેમના ઉપર પ્રેમ ઉપજ્યાં કરે છે. તેના વગર તમને ચેન પડતું નથી. અને તમને તેનામાં કાંઇક એવું જણાય છે કે જેથી તેના વગર ચેન પડતું નથી. આ પ્રકારની તમારામાં અસર થાય છે એજ તેણે ખીલવેલી વશીકરણ વિદ્યાનું પરિણામ છે.

---

## પ્રકરણ ૫૪ મું.

## બીજાને શી રીતે વશ કરવા

દરેક મનુષ્યમાં બે મુખ્ય શક્તિઓ છે. એ શક્તિઓમાં પહેલીનું નામ ( Desire ) ઇચ્છા છે, અને બીજીનું નામ ( Will ) યાને દૃઢઇચ્છા છે. ઈચ્છા શક્તિમાં એવા ગુણ છે કે તે સામેના માણસને પોતાના તરફ ખેંચે છે. પોતાના તરફ આકર્ષવા તેને લલચાવે છે. અને દઢ ઇચ્છાશક્તિમાં એવો ગુણ છે કે તે સામા માણસને પોતાના તરફ ખેંચાવા ફરજ પાડે છે. જબરાઈથી તેને હુકમ કરી તાબે કરી શકે છે.

મનુષ્ય જો ઇચ્છાશકિતને બરોબર કેળવી શકે છે તો તે ગમે તેને પોતાના તરફ આકર્ષી શકે છે તેવીજ રીતે જેમણે પોતાની દઢ ઈચ્છાશકિત યાને તિવ્રેચ્છાને ખીલવી પોતાના કબજામાં કરી લીધી હોય છે તો તેનાવડે તે અન્ય મનુષ્યની પાસે પોતાની ઈચ્છામાં આવે તે કામ જબરાઇથી કરાવવાની ફરજ પાડી શકે છે

આ બંને શકિતઓને ખીલવવા માટે આ બંને શકિતઓ ઉપર કાબુ મેળવવો પડે છે, અને પોતાનામાં તે શકિતઓ ખીલે તેને માટે અમુક ગુણો તો ખાસ ધારણ કરવા જ જોઇએ.

વશીકરણ વિદ્યાની સિદ્ધિ કરવા ઇચ્છનારનું શરીર મજબૂત અને તંદુરસ્ત હોવું જોઇએ, કેટલીકવાર નબળા શરીરવાળા જો પોતાની દઢ ઈચ્છા મજબૂત હોય છે તો તેઓ આ શકિતને ખીલવી શકે છે. તેમને પોતાના કામમાં પૂર્ણ વિશ્વાસ અને દઢ શ્રદ્ધા હોવી જોઇએ. શંકાશીલપણાનો ત્યાગ કરેલો હોવો જોઇએ. મનમાં માની લેવું કે મારી ઈચ્છાશકિત અમુક છે, અને સામા માણુસોના મનને

માશ તરફ આકર્ષી શકે તેવી તેનામાં શકિત છે જ, આ પ્રકારની દઢ માન્યતા રાખીને પછી સામા માણુસના મન ઉપર તમારો પ્રયોગ અજમાવવાની શરૂઆત શાંત મનથી, કોઇપણ પ્રકારના ધાંધળ કે ગરબડાટ વગર, ઉશ્કેરાયા વગર, બીલ્કુલ બીક કે શંકા રાખ્યા વગર કરવા માંડવો. આ વખતે જરા પણ ગભરાવું નહિ કે, સામા માણુસથી દબાઇ જવું નહિ કે ભય ધરવો નહિ. પણ એકાગ્ર ચિત્તે પૂર્ણ ઇચ્છાથી તમારી ઇચ્છાશકિતને સામા માણુસના મન ઉપર ઠસાવવી.

આ વખતે તેણે પોતાનો ચ્હેરો શાંત અને સ્વાભાવિક રાખવો. મન ઉપર ક્રુર ભાવ લાવવો નહિ કે ઉશ્કેરાયલી સ્થિતિ જણાવવી નહિ પણ શાંત રીતે સ્વાભાવિકપણે એકાગ્રચિત્તે સામા માણુસના સામે તેની બંને આંખની વચ્ચે નાકના મૂળ—ભ્રકુટી આગળ તમારો દૃષ્ટિ સ્થિર ચિત્તે સ્થાપવી. અને વાત પણ ધીમેથી અને મજબુત અવાજે નીડરતાથી કરવી. આ વખતે સામો માણુસ તમારો સાથે વાત કરવા લાગે કે કાંઈ સવાલ પૂછે તો તે વખતે પોતાની દૃષ્ટિ ત્યાંથી ફેરવી તેની સામે રાખી તેની વાત સાંભળવી, અને તેનુ કહેવું સાંભળી પાછી દૃષ્ટિ તેની ભ્રકુટી ઉપર સ્થાપી તેની સાથે સભ્યતાપૂર્વક અને માયાળુપણે વાત કરવી. વાત કરતી વખતે બરોબર દઢ ઇચ્છાપૂર્વક તમારી બંને આંખોની નજર તેની ભ્રકુટિ ઉપર રાખવી. આ પ્રમાણે દઢ ઇચ્છાપૂર્વક તેની ભ્રકુટી સામે ત્રાટક કરી રહેવાથી તે માણુસનું મન તમારે તાબે થતું જાય છે. તમારી વાત તેને ખરી લાગે છે, તમારા ઉપર તેનો પ્રેમ થતો જાય છે. અને જ્યારે તમે તેની સાથે વાત કરી છુટા થાઓ છો ત્યારે તે માણુસના મનમાં માત્ર તમારા વિષે જ વિચારો આવ્યાં કરે છે. અને તે ફરી તે તમને મળવા અને તમારી સાથે વાત કરવાનો ઇચ્છા રાખ્યાં કરે છે. આ પ્રમાણે જેને વશ કરવાની ઈચ્છા હોય તેને પ્રથમવાર મળવાથી તેના ઉપર આટલી અસર ઉપજાવી શકયા છો, કે તેને તમને ફરી મળવાનું મન થયાં કરે છે.

આ ક્રિયામાં મજબૂત મન, દ્રઢ ઇચ્છા અને સ્થિર દૃષ્ટિની આવશ્યકતા છે. જેમ જેમ અભ્યાસ વધતો જાય છે. તેમ તેમ તેની અસર સારી થયેલી જણાય છે. શરુઆતમાં કદાચ તમે કોઇના

ઉપર આ પ્રમાણે ધારેલી અસર ન ઉપજાવી શકે પણ તેથી નિરાશ ન થતાં અભ્યાસ વધાર્યે જવો. જેમ જેમ તમે અભ્યાસ કરતા જશો જેમ જેમ તમારી ઇચ્છાશક્તિ દ્રઢ થતી જશે, જેમ જેમ તમારામાં ત્રાટક કરવાનું બળ આવશે, તેમ તેમ તમે આ ક્રિયાને સિદ્ધ થયેલી અનુભવશો. આમાં પ્રથમ ચિત્તને એકાગ્ર કરતાં શીખવું પડે છે. એકાગ્ર ચિત્તે જો આપણે સામા માણસના ઉપર ઇચ્છાશક્તિનો ઉપયોગ કરીએ છીએ તો તેની અસર તેનામાં સારી ઉપજાવી શકાય છે. તેવીજ રીતે મનની વાસના ઉપર પણ કાબુ મેળવવાની જરુર છે.

ઘણા માણસો વશીકરણ કરવા માટે સાધુ, ફકીર, જતી કે એવા જ ભીખારી બ્રાહ્મણોના હાથમાં ફસાય છે, અને બીજા માણસને વશ કરવા માટેના દોરા, ધાગા, જંતર, માદળીયાં, તાવીજ પાણી કે દૂધમાં પાવાની દવા પોતાની પાસેના પૈસા આપીને લાવે છે, પણ તેમાં ઘણીવાર ઠગાય છે, પૈસાનું પાણી કરે છે અને જેને વશ કરવાની ઇચ્છા હોય છે તેને નુકશાન કરે છે. માટે આવી બાબતોમાં ફસાવું ન જોઇએ. આવા દોરા ધાગા કે મંતરજંતરમાં પણ તે કરી આપનારની ઇચ્છાશક્તિ જ કામ કરે છે. આ સંબંધમાં જેમણે પોતાની વીલપાવર (Will Power) જેવી કેળવી હોય છે તેવી તે સામા માણસમાં અસર ઉપજાવી શકે છે. ઇચ્છાશકિતને કેળવવા માટે ચિત્તને એકાગ્ર કરતાં શીખવાની અને મનોવાસના ઉપર કાબુ મેળવવાની પ્રથમ જરૂર છે.

આ શક્તિને કેળવવાની ઇચ્છા રાખનારે ચિત્તને એકાગ્ર કરવા અને મનને કબજે કરવા પ્રયત્ન કરવો જોઇએ. તેથી તેને પોતામાં રહેલી આ શક્તિમાં વિશ્વાસ બેસે છે. પોતાની મનોવાસનાને કાબુમાં લેવાથી તે ઘણી વાસનાઓનો જય કરે છે. જેથી તેનો શારિરીક અને માનસિક બળમાં વધારે થાય છે. તેની દ્રષ્ટિ જેમ જેમ સ્થિર થતી જાય છે તેમ તેમ તેની આંખોમાં એક પ્રકારનો ચળકાટ જણાવા લાગે છે. તેના ચ્હેરા સામે જોઇને તે નીડર માણસ હોય તેમ જોનારને લાગ્યા સિવાય રહેતું નથી. તેનો બીજા માણસના ઉપર પ્રભાવ પડે છે, અને તેનામાં ધીમે ધીમે મેસ્મેરીઝમ-સામાને વશ કરવાનું બળ પ્રગટ થતું જાય છે. આ ક્રિયાની સિદ્ધિ જે પ્રમાણમાં

તમે તમારી મનોવાસનાને કાબુમાં રાખવાનો અભ્યાસ પાડયો હશે અને મનને એકાગ્ર કરવાનો અભ્યાસ પાડી તમે તમારી ઇચ્છા શકિતને જે પ્રમાણમાં કાબુમાં લીધી હશે તે પ્રમાણમાં થશે.

મનુષ્ય માત્રમાં વીજળીની બે પ્રકારની શકિત રહેલી હોય છે એક નેગેટીવ અને બીજી 'પોઝીટીવ' છે. જેમનામાં પૉઝીટીવ શકિત હોય છે તેઓનામાં આ વિદ્યાની સિદ્ધિ થયેલી હોય છે. નેગેટીવ શક્તિવાળાને પોઝીટીવ શકિતવાળા માણુસની આંખો વીજળીના પ્રવાહથી ચકચકતી જણાય છે. તેઓ તેમને જોતાં જ તેમના તરફ આકર્ષાય છે. આ પ્રકારે જેની આંખો પ્રકાશવાળી હોય છે તેઓ પોતાની દૃષ્ટિના બળે જ બીજાના દીલને પોતા તરફ આકર્ષે છે. મનુષ્યની આંખો એ તેનામાં રહેલા ઇલેકટ્રીક પ્રવાહને બહાર કાઢવાના ગુપ્તદ્વારરૂપ છે. તે આંખની વચ્ચોવચ્ચ જે કીકી યાને પુતળી છે તેમાં થઇને બહાર આવે છે. આ કીકીનો સંબંધ મનુષ્યના મગજ સાથે જોડાયલો હોય છે. મનની અંદર ઇલેકટ્રીક પ્રવાહ જેવો પ્રકટ થાય છે કે તરતજ તે આ આંખની કીકી દ્વારા બહાર નીકળવા લાગે છે તેનો જો ઉપયોગ કરવામાં નથી આવતો તો તે મિથ્યા વહી જાય છે.

આંખોની મધ્યે રહેલો આ કીકીમાંથી નીકળતો વીજળીનો પ્રવાહ મનુષ્યની ખુબસુરતીમાં વધારો કરે છે. યુરોપાદિ દેશમાં તો કેટલીક સ્ત્રીઓ પોતાની ખુબસુરતી વધારવામાટે આંખમાં એક પ્રકારની દવા નાંખે છે. તેથી તેમની આંખની કીકીઓ પહોળી થાય છે. જેથી તેમાંથી ઈલેકટ્રીક પ્રવાહ વધુ પ્રમાણમાં નીકળવાથી તમના તરફ ઘણાઓનું આકર્ષણ થાય છે. આપણા દેશમાં પણ ઘણી સ્ત્રીઓને કંઇ જવું આવવું હોય છે ત્યારે આંખમાં મેશ આંજે છે. આથી તેમની આંખોનું તેજ વધે છે અને ખુબસુરતીમાં પણ વધારો થાય છે.

---

## પ્રકરણ ૫૫ સું

### વશીકરણ વિદ્યા શીખવા શું કરવું.

આ પ્રમાણે આ ક્રિયાની સિદ્ધિ કરવા ઇચ્છનારે પ્રથમ પોતાની દૃષ્ટિને સ્થિર કરવાનો અભ્યાસ કરવાની જરૂર છે. તેને માટે હરરોજ મનુષ્યે ઘેર અભ્યાસ કરવો જોઇએ. એક ટેબલ ઉપર તકતો

મૂકી તેની સામે ખુરશી ઉપર પોતે બેસવું. અથવા તો એક શાંત અને એકાંત સ્થળમાં સ્હવારના સાતેક વાગ્યાને સુમારે પોતે સ્વચ્છ થઇ શાંતપણે એક પાટલા ઉપર બેસવું પછી પોતાની સામે બેએક ફુટને અંતરે એક કાચનો તકતો--આરીસો મૂકવો. તેની અંદર પોતાનું મુખારવિંદ મધ્યભાગમાં પડે તેવી રીતે આરીસો ગોઠવી તેના સામું જોવું. અંદર જણાતા આપણા મુખના પ્રતિબિંબમાં-બંને આંખોની વચ્ચે, નાકના મૂળમાં-જેને આપણે ભ્રકુટી કહીએ છીએ તે સ્થળે આપણે આપણી બંને આંખોને લગાડી સ્થિર દ્રષ્ટિથી જોઇ રહેવું. આ વખતે સંકલ્પવિકલ્પ કરવા નહિ પણ બને તો નિર્વિકલ્પ સ્થિતિ એટલે કોઇપણ પ્રકારના વિચારો વગરની સ્થિતિ રાખવી. અથવા તો આ ક્રિયા સિદ્ધ થશે જ એવી દૃઢ ઇચ્છા રાખ્યાં કરવી.

વધારે અનુકુળતા માટે આપણી ભ્રકુટીમાં એક કેસરનું કે સિંદુરનું બિંદુ કરવું અને પછી તકતામાં આપણા મોંનું જે પ્રતિબિંબ જણાય તેમાં-નાકના મૂળમાં ભ્રકુટીમાં જે સિંદુરનું બિંદુ જણાય તે સામે ટગર ટગર આંખને ઉઘાડ મીંચ કર્યા વગર જોઇ રહેવું. આ પ્રમાણે આંખમાંથી પાણી નીકળે ત્યાં સુધી જોઈ રહેવું. પહેલે દિવસે જેટલો વખત સ્થિર દૃષ્ટિથી બેસી શકાય તેટલો વખત આ ક્રિયા કરવી. પાંચેક મિનિટ સુધી પહેલા દિવસે બેસવું ફરી બીજા દિવસે આજ વખતે અને આજ સ્થાને પાછું બેસવું અને દર્પણમાં આપણી આંખોની મધ્યે-ભ્રકુટી સામું ટગર ટગર સ્થિર દૃષ્ટિથી જોઈ રહેવું. તે વખતે જરાપણ હાલવું નહિ કે આંખો ઉઘાડમીંચ કરવી નહિ. કાલના કરતાં આજે બે ત્રણ મિનિટ જેટલું વધારે બેસી શકાય તેટલો વધારે વખત બેસવું. આ પ્રમાણે રોજ બબ્બે મિનિટ બેસી અભ્યાસ વધારતા જવું. અને આ પ્રકારે દરરોજ પંદરથી વીસ મીનીટ બરોબર સ્થિર દૃષ્ટિથી બેસી શકાય તેવો અભ્યાસ પાડવો. તે અર્ધાથી એક કલાક સુધી વધારવો. આમ રોજ અભ્યાસ કરવાથી દૃષ્ટિ સ્થિર થશે અને ત્રાટક સિદ્ધ થશે. પછી બેસવાથી તમારે જ્યાં સુધી બેસવું હશે ત્યાં સુધી સ્થિર દ્રષ્ટિથી આંખોના પલકારો માર્યા સિવાય તમે દર્પણમાં તમારી ભ્રકુટિ સામે જોઇ શકશો. આ ક્રિયા હંમેશાં સ્હવારમાં ઠંડા પહોરે બને તો સાત

વાગે જ કરવાનો અભ્યાસ રાખવો. આ ક્રિયા સિદ્ધ થયા પછી તમે જોશો તો જણાશે કે તમારી આંખો સામે બીજા માણસથી નજર મેળવીને જોઇ શકાશે નહિ.

આ ક્રિયા સિદ્ધ થયા પછી તમે આ વિદ્યાને સિદ્ધ કરી છે એમ સમજજો. પછી તેનો ઉપયોગ તમે જેને વશ કરવા ઇચ્છશો તેના ઉપર કરી શકશો. જેમ દર્પણમાં તમે તમારી ભ્રકુટિ સામે એક ચિત્તે સ્થિર દ્રષ્ટિથી જોઇ રહેતા તેમ તમે જે માણસના મનને જીતી લેવાની ઇચ્છા રાખતા હો તે માણસની પાસે જઇ તેની સાથે તમે જ્યારે વાત કરવા લાગો, ત્યારે તેની ભ્રકુટી સામે એક દ્રષ્ટિથી સ્થિરપણે જોઈને જ વાત કરવી, તેમાં પ્રસન્ન ચિત્તે તે તમારી વાત કબુલ કરવાનો જ છે. એવા દ્રઢ સંકલ્પપૂર્વક તેની સાથે શાંતપણે વાત કરો. વાત કરતાં ગભરાવું નહિ કે મુખ ઉપર વ્યગ્રતાનું ભાન થાય તેવી રીતે ફિક્કેરાઇ જઈ વાત કરવી નહિ. પણ જાણે પ્રેમથી આપણે તેના મનને જીતી લેતા હોઇએ તેવા દ્રઢ સંકલ્પપૂર્વક પ્રસન્ન ચિત્તે આપણી વાત ધીમેથી પણ મક્કમ અવાજથી કરવી. જ્યારે તમે તેની સાથે વાત કરો ત્યારે તમારી નજર તેની બંને આંખોની વચ્ચે નાકના મૂળ આગળ–જેને ભ્રકુટિ કહે છે ત્યાં આગળ રાખવી અને જાણે તે સ્થળને–ભ્રકુટીને કાંઇ કહેતા હો તેવી રીતે તે તરફ નજર રાખીને વાત કરવી. આ વખતે ડોળા કાઢવા નહિ કે ઘુરકીને બોલવું નહિ, પણ શાંતપણે વાત કરવી. તમારી વાત સાંભળવા તે તમારા તરફ જુએ તેવી રીતે તમારે તેની સાથે તેની ભ્રકુટિ સામે જોઇને વાત કરવી.

પણ જ્યારે તે માણસ તમારી વાતનો જવાબ આપે અને તમારી સાથે વાત કરે ત્યારે તમારે તમારી નજર તેની ભ્રકુટી ઉપરથી ખસેડી લેવી. તે તમારી સાથે વાત કરતો હોય તે વખતે તમારે તેની આંખો સામે બિલકુલ જોવું નહિ. તે વખતે તેની આંખ સામું ન જોતાં તેના શરીર ઉપર જોઇ તેની વાત સાંભળવી પણ જેવો તે પોતાની વાત પુરી કરી રહે અને તમે બોલવા માંડો કે તરત પાછી તમારી નજર તેની ભ્રકુટી સામે રાખી જાણે તે જગાનેજ તે વાત સંભળાવતા હોઈએ તેવી રીતે તમારે વાત કરવી. આ વખતે તેને તમારા ઉપર વ્હેમ ઉત્પન્ન ન થાય તેવી રીતે શાંતપણે, અને પ્રસન્નચિત્તે તેની સાથે વાત કરવી.

આ પ્રમાણે વાત કરતી વખતે જાણે તમે તેના ઉપર પ્રેમ બતાવતા હો તેવી રીતભાત રાખવી અને તેના પ્રેમને મેળવવાનો મનમાં દૃઢ સંકલ્પ કરી વાત કરતી વખતે તેની ભ્રકુટીને જાણે તમે તમારી ઇચ્છા જણાવી તેને તમારે વશ કરવાની ઇચ્છા જણાવતા હો તેવો સંકલ્પ કરવો.

આ વખતે તે તમારી સાથે વાત કરતાં આંખ મીંચવા લાગે કે આંખો ચોળવા માંડે તો તે વખતે તમારે તેની સાથે વળી એવી વાતો કરવી કે તે આંખો ચોળતો બંધ થઇ તમારા સામું જુએ. આ પ્રકારની પ્રથમ મુલાકાતમાં તમારા પ્રયોગની તમને સિદ્ધિ થયેલી જણાશે. તમારા ઉપર તે પ્રેમ રાખશે, અને તમે જ્યારે તેની સાથે વાત કરીને છુટા પડશો ત્યાર પછી તેને તમારા સંબંધી વિચાર આવવા માંડશે, ફરી તેને તમને મળવાનું મન થશે. તે ગમે તેવો મીજાસી ક્રોધી કે હલકા સ્વભાવનો હશે છતાં તેના મનમાં ફરી તમને મળવાનું મન થવાનું. તમે જ્યારે ફરી તેને મળશો ત્યારે તે પ્રેમથી તમારો સત્કાર કરશે. અને આ વખતે પણ તમે પ્રથમની માફક તેના સામે તમારી નજરનો પ્રયોગ અજમાવી તેની ભ્રકુટી સામે સ્થિર દૃષ્ટિથી જોતા વાત કરશો, અને તે જ્યારે તમારી સાથે વાત કરે ત્યારે તમારી નજર ત્યાંથી લઇ તેના શરીર ઉપર રાખશો. તો આ વખતની મુલાકાતથી તમે તેના ઉપર વધુ અસર ઉપજાવી શકશો. તે તમારી સાથે વધુ પ્રેમ ભરી રીતે વર્તશે અને અંતે તમે તેના ઉપર કાબુ મેળવી તેના મનને વશ કરી લેશો, એટલે તેને તમારી મરજી પ્રમાણે ચાલવાનું મન થઇજ જવાનું.

આ પ્રકારે એક મનુષ્ય બીજા મનુષ્યને પોતાની નજરથી વશ કરી શકે છે, આ વખતે તેના ઉપર પ્રેમ રાખવો જોઇએ, તેની સાથે વાત કરવામાં પણ તમારી વાણી મીઠાશ ભરેલી, સત્ય અને તેને હિતકર હોવી જોઇએ, તમારે તેનો પ્રેમ મેળવવા માટે પ્રથમ તેના ઉપર પ્રેમ રાખતાં શીખવું જોઇએ. સ્નેહથી સર્વ કોઇ વશ થઇ જાય છે. દુશ્મન પણ પ્રેમથી આધિન થઇ જાય છે. તેનું હિત કરવાની ઇચ્છાથી, તમે તેના ઉપર પ્રેમ રાખતા જણાશો તો તે પુરુષ સ્ત્રીને, પુરુષ પુરુષને, અને સ્ત્રી સ્ત્રીને, વશ કરી શકે છે. નોકર શેઠને અને શેઠ નોકરને વશ કરી શકે છે. મનુષ્ય મનુષ્યને વશ કરી શકે છે એટલુંજ નહિ પણ અન્ય પ્રાણિઓને પણ આ ક્રિયાથી મનુષ્ય વશ કરી શકે છે.

---



# પ્રકરણ ૫૬ મું.

## વશીકરણ વિદ્યાનો ઉપયોગ.

મેસ્મેરીઝમ કે હિપ્નોટીઝમનો પ્રયોગ કરતાં જે શીખે છે તે વિધાયકને આ પ્રયોગ સ્હેલો પડે છે. જેવી રીતે તે વિધેયના આત્માને વશ કરી શકે છે તેવી રીતે તે કોઇપણ મનુષ્યને તેમજ જાનવરને પોતાની દ્રષ્ટિ તેની સાથે મેળવી તેને વશ કરી શકે છે. જેમ વિધેયને વશ કરવા માટે દ્રઢ સંકલ્પવાળા અને શ્રદ્ધાવાળા-થવાની જરૂર છે તેમ આ વિદ્યા શીખવા માટે પણ દ્રઢ સંકલ્પ-વાળા અને શ્રદ્ધાવાળા થવાની જરૂર છે. જેમ મેસ્મેરીઝમના પ્રયોગનો સ્વાર્થ સાધવામાં ઉપયોગ ન કરવો જોઇએ, બીજાને હાનિ કરવા માટે તેનો ઉપયોગ ન કરવો જોઇએ. તેમ આ વિદ્યાનો પણ બીજાને હાનિ કરવા માટે કે ખોટે રસ્તે સ્વાર્થ સાધવા માટે ઉપયોગ ન કરવો જોઇએ.

પુરૂષ પોતાની સ્રીને, સ્રી પોતાના પતિને, આ વિદ્યાથી વશ કરી શકે છે. મનુષ્યો પોતાના ઉપરીને આ વિદ્યાથી વશ કરી તેની પ્રિતિ મેળવી શકે છે. વેપારી પોતાના ઘરાકોને આ વિદ્યાથી વશ કરી વધુ ઘરાકી મેળવી શકે છે. આ સર્વમાં પણ કોઇને વશ કરી તેને હાનિ કરવાનો ઈરાદો ન રાખવો જોઇએ.

સાધારણ રીતે કહ્યું છે કે: પ્રેમથી ભગવાન પણ વશ થઇ શકે છે, તેમ પ્રેમથી મનુષ્ય અન્ય સર્વ જીવોને વશ કરી શકે છે. જેને વશ કરવાની ઇચ્છા હોય તેના પ્રતિ પ્રેમ રાખો, તેને વશ થતાં તમે શીખો; તેની આજ્ઞાનું પાલન કરી તેની પ્રીતિ મેળ-

વતાં શીખો. તેથી તે તમારા ઉપર પ્રેમ રાખી તમારે વશ થતાં વાર લાગશે નહિ. તમે તેના ઉપર કંટાળો નહિ, તેની અપ્રીતિ થાય તેવું કાંઇ કાર્ય ન કરો. તેનો ફેરો ખાઇ જાણવો. તેની મરજી સમજતાં શીખવું, અને પછી તમે જેને વશ કરવા ઇચ્છતા હો તેના ઉપર આ પ્રયોગ અજમાવવો.

તમારી દૃષ્ટિ તેજસ્વી અને પ્રેમાળ રાખવી, તેની નજર સામે તમારી નજર મેળવો ત્યારે જાણે આપણે આપણી દૃષ્ટિ દ્વારા તેની આંખના દ્વારમાંથી તેનામા પ્રવેશ કરી તેને આપણે તાબે થવાની આજ્ઞા કરતા હોઇએ તેવી ભાવના કરવી. માનવું કે તે આપણે વશ થયો છેજ. આપણા એકે એક બોલને પાળવાને તે હવે તૈયાર છેજ. તેના ઉપર મારી અત્યંત પ્રીતિ હોવાથી તેનો મારા ઉપર અત્યંત પ્રીતિ છે જ એમ માની લેવુ. તેના સામું જોતાં જાણે આપણે આપણા અંતરની વાત તેના હૃદયમાં ઠસાવતા હોઇએ તેવી ભાવના કરવી. આમ કેટલોક વખત એકી ટસે તમારે તેની સામુ નજર મેળવી, દૃઢ સંકલ્પ અને ભાવનાપૂર્વક જોઇ રહેવું. આથી તે તમારા સામેથી આંખો મીંચવાં માડશે તો સમજવું કે તમારા પ્રયોગની તેનામાં અસર થઈ છે. આમ વારંવાર કરતાં તે તમારે તાબે થશે.

દૃષ્ટિ મેળાપથી હિંસક પશુઓ–વાઘ સિંહ સર્પ આદિ પણ વશ થઇ પોતાનો હિંસક સ્વભાવ છોડી દેછે. તો મનુષ્ય વશ થઈ જાય તેમાં નવાઈ શી ? પણ તેમાં જે પ્રમાણમાં તમારી વધુ તેજસ્વી દૃષ્ટિ હશે જે પ્રમાણમાં તમે તેની નજર સામે નજર મેળવી તમારી ઇચ્છા તેના હૃદયમાં ઠસાવવાની ભાવના કરી શકતા હશો તે પ્રમાણમાં તે મનુષ્ય વશ થવાનો. તમારી દ્રષ્ટિ નિસ્તેજ હોય તમેજ તેની દૃષ્ટિ સામે જોઇ શકવાને અસમર્થ હો, તેના પ્રાણુતત્ત્વ કરતાં તમે નિર્બળ હો, તેને જોઈ તમે માંઇકાંગલા જેવા થઈ જતા હો, જેમ બળવાન કુતરાને જોઇ નિર્બળ કુતરૂ પુંછડી બે પગ વચ્ચે ઘાલી વાડમાં પેસી જાય છે તેમ તમે તેનાથી દબાઈ જતા હો તો પછી તમે તેને વશ કરી શકવાના નહિં. તેને માટે તમારે માનવું કે તેના કરતાં મારામાં સબળ શક્તિ છે. તેનાથી દબાઇ જવું નહિ પણ તમારાથી તે દબાય તેવી તમારી તિવ્ર દૃષ્ટિ હોવી જોઇએ. તો જ તમે અન્યને વશ કરી શકવાના.

ઘણીવાર આપણે જાણ્યું હોય છે અને સાંભળ્યું હોય છે કે અમુક પુરૂષની અને અમુક સ્ત્રીની નજરે નજર મળતાં એક બીજામાં પ્રેમ મુગ્ધ બની ગયાં અમુક મનુષ્યને જોતાં જ તેને લોકો વશ થઇ જાય છે. અમુકના સંબંધમાં આવનાર મનુષ્યો તેને વશ થઇ જાય છે. આનું કારણ પણ આ વિદ્યા છે. દરેક મનુષ્યની આંખોમાંથી હંમેશાં તેના આત્માનો પ્રવાહ વહ્યાં કરે છે જેનું જેનામાં આત્માનું બળ હોય છે તેવી તેની દૃષ્ટિનું તેજ હોય છે. આ આંખોનો પ્રવાહ તે ઇશ્વરનું તેજ બહાર પ્રકાશ કરનાર માર્ગ છે. તેજ આકર્ષક શકિત છે. ગમે તે વસ્તુને મનુષ્ય દ્રઢ સંકલ્પથી, પ્રબળ આત્મશકિતથી અને નેત્રોના તિવ્ર તેજદૃષ્ટિથી પોતાના તરફ આકર્ષી શકે છે. આ વશીકરણ વિદ્યામાં પણ તેજ પ્રયોગ છે. તે વિદ્યાથી એક મનુષ્ય બીજા મનુષ્યને પોતાના તરફ આકર્ષી શકે છે. પણ તેને માટે તેણે પ્રબળ આત્મબળ મેળવવાની જરૂર છે. દુરાચારી નીચ આચારવિચારવાળા, વ્યભિચારી, અસત્ય બોલનારા અને અન્યની પાસેથી છળ પ્રપંચથી ધન પડાવનારનામાં આત્માની પ્રબળ આત્મશકિત હોતી નથી તેમની આંખોનું તેજ તિવ્ર નહિ પણ નિસ્તેજ હોય છે. તેમની આંખોની દૃષ્ટિથી તે અન્યને આકર્ષી શકે તેમ નથી. કારણ કે તેમનામાં અન્યને આકર્ષવાની જે શકિત હોય છે તેનો તેમણે દુરાચારમાં દુરૂપયોગ કરી દીધેલો હોવાથી નષ્ટ થઇ ગયેલી હોય છે. તેથી તેવા મનુષ્યો અન્યને વશ કરી શકતા નથી.

અન્યને વશ કરી શકે તેવી સતેજ દૃષ્ટિને માટે તો તેણે પ્રબળ આત્મબળ મેળવવું. નિર્મળ હૃદય રાખવું. શાંત અને સર્વના ઉપર પ્રેમવાળા થવું. દયાળુ અને પરોપકારી થવું. બ્રહ્મચર્ય પાળી વીર્યનું રક્ષણ કરવું. સર્વથા અન્યનું ભલુ કરવાની ઇચ્છા રાખવી. અસત્ય જગત્માંથી મમતા છોડી સત્ય ઇશ્વરમાં મમતા રાખવી. તે ઇશ્વરનો જ પોતે અંશ છે એમ દૃઢપણે માનવું. અને આવા શુદ્ધ વર્તનથી પોતાના આત્મબળને વધારવું. તોજ તેની દૃષ્ટિ સતેજ થાય છે. તેની જ દૃષ્ટિ જેના ઉપર પડે છે તેને પોતાના તરફ આકર્ષી લાવે છે. તેના શબ્દથી લોકો તેના પ્રતિ ખેંચાય છે. આવા મહાપુરુષો પૂર્વે ઘણા થઇ ગયા છે. જેઓની દૃષ્ટિથી ભલ

ભલા વ્યાધિ મટી જતા, ભલભલા રાજા મહારાજાઓ આકર્ષાઈ તેમને ચરણે પડતા, અને હિંસક પશુઓ પણ તેમની નજર પડતાં હિંસક સ્વભાવ ત્યજી દેતાં. આવી તિવ્ર અને તેજસ્વી દૃષ્ટિવાળા મનુષ્યો જ અન્યને વશ કરી શકે છે. માટે આ વશીકરણ વિદ્યા શીખવા માટે, તેનો પ્રયોગ સિદ્ધ કરવા માટે દરેક મનુષ્યે શુદ્ધ આચારવિચારવાળા પ્રથમ થવું જોઈએ અને પોતાનામાં પ્રબળ આત્મબળ મેળવવું જોઈએ. તોજ તેની દૃષ્ટિ સતેજ અને અન્યને આકર્ષણ કરી શકે તેવી બને છે.

આ ક્રિયામાં સ્થિર દૃષ્ટિની આવશ્યકતા છે, તેમજ દૃઢ ઈચ્છા, એકાગ્ર ચિત્ત અને મનને કબજે રાખવાની આવશ્યકતા છે. અન્ય મનુષ્યનું અહિત કરવાની ઇચ્છાથી તેને વશ કરવા પ્રેરાવું નહિ. તેથી પ્રયોગ કરનારને હાનિ થાય છે.

આ પ્રયોગની સાથે જે પ્રમાણમાં મનુષ્યે પોતાના સ્વભાવને પ્રેમાળ બનાવ્યો હશે તે પ્રમાણમાં તે સામા મનુષ્ય ઉપર વધુ અસર ઉપજાવી શકે છે. પ્રેમથી ગમે તેવો મનુષ્ય પણ વશ થઇ શકે છે. તેના ઉપર પ્રેમ રાખો, તેના ઉપર ઉપકાર કરવાની વૃત્તિ રાખો, તેના કામમાં મદદ કર્તા થઈ જાવ; આથી જરૂર તે તમારે વશ થઈ શકશે. સ્ત્રીએ પોતાના પતિને વશ કરવો હોય તો પ્રથમ પોતે તેને આધિન થઇ જવું, તેની એકે એક આજ્ઞાનું પાલન કરવું, પતિની સેવા ભક્તિ કરી પતિનો પ્રેમ મેળવવો. દરેક રીતે પતિને અનુકુળ થઇ જવું, તેની સામે કદી પણ થવું નહિ. હંમેશાં કાંઈ પણ પ્રકારની આશા વગર તેના ઉપર પ્રેમ રાખ્યા કરવાથી ગમે તેવા કઠોર હૃદયનો પતિ પણ સ્ત્રીને વશ થઇ જાય છે. આવી જ રીતે પતિ પણ પોતાની સ્ત્રીને પ્રેમથી વશ કરી શકે છે.

જેમ પતિ પોતાની સ્ત્રીને અને સ્ત્રી પોતાના પતિને પ્રેમથી વશ કરી શકે છે તેમ દરેક માણસ જેને પોતે વશ કરવાની ઈચ્છા રાખતા હોય તેને પ્રેમથી વશ કરી શકે છે. તેના ઉપર પ્રેમ રાખી, તેનું કાર્ય કોઇપણ પ્રકારના સ્વાર્થ વગર કરી છુટવાથી તેનો પ્રેમ તેના ઉપર થયા વગર રહેવાનો જ નહિ. આ પ્રકારે જેને વશ કરવાની ઇચ્છા હોય તેની ભ્રકુટી સામે ત્રાટક કરીને તેની સાથે પ્રેમ

ભરી રીતે વાત કરવી. મનમાં તેના મનને પ્રેમથી જીતી લેવાના સંકલ્પપૂર્વક એકાગ્ર ચિત્તે જાણે તમારી વાતની તેના મનને અસર થઇ છે જ એમ માની તેની સાથે વાત કરવી. વર્તનમાં પણ તેના ઉપર પ્રેમ અને સ્નેહ બતાવવો. તેવી જ રીતે તે તમારા સામી વાંત કરે તે વખતે તમારી નજર તેની આંખો વચ્ચે ન રાખતાં તરત જ ખસેડી લેવાનું ચૂકવું નહિ. આ ક્રિયાનો ઉપયોગ દૃઢ સંકલ્પ પૂર્વક કરવાથી ગમે તે માણસને વશ કરી શકાય છે. આ પ્રયોગમાં વશીકરણ કરવા માટે અનેક મંત્ર યંત્રો પણ શાસ્ત્રમાં છે. તે મંત્રોની સિદ્ધિ કરી ઉપયોગ કરવાથી અન્ય મનુષ્યને વશ કરી શકાય છે, મોહ પમાડી શકાય છે અને પોતાના તરફ આકર્ષી શકાય છે. આ મંત્રો આ પુસ્તકના મંત્ર વિદ્યાવાળા ભાગમાં આપેલા છે તે જોવા. પણ સ્થિર દૃષ્ટિને કેળવવાની ખાસ જરૂર છે.

---



# ભાગ ૭ મો

## કોકશાસ્ત્ર અને રતિશાસ્ત્ર.

### પ્રકરણ ૫૭ મું

### કોકશાસ્ત્ર એટલે શું.

આ વિદ્યાને ઘણા નિંદનીય ગણે છે પણ ખરી રીતે તે નિંદનીય નથી. ગૃહસ્થાશ્રમનું સેવન કરવું એ શાસ્ત્રસિદ્ધ છે તો પછી તે ગૃહસ્થાશ્રમનાં સુખ ભોગવવા માટે આ વિદ્યાનો ઉપયોગ દરેક માણસે કરવો જોઈએ. એ કાંઈ અનીતિ નથી. સ્ત્રી અને પુરૂષ એ બેના સંયોગથી જ આખું જગત્ રચાયું છે. પુરુષ અને પ્રકૃતિનો સંયોગ થવો એજ જગત્‌ની ઉત્પત્તિનું કારણ છે. ઇશ્વર અને માયા એ જ પુરુષ અને પ્રકૃતિ ગણાય છે. જગત્‌ની ઉત્પત્તિના કારણમાં પણ પુરુષ અને માયાનો સંયોગ થવો જરૂરનો છે તે નીતિ છે. તો પછી આ ગૃહસ્થાશ્રમની સાર્થકતાનો અનુભવ કરવા સ્ત્રી અને પુરુષના સંયોગથી પ્રજાની ઉત્પત્તિ થવી જરૂરની છે.

આ વિશ્વમાં જે જે પશુ, પક્ષી અને મનુષ્યો દૃષ્ટિએ પડે છે તે સર્વ પુરુષ અને સ્ત્રીના સંયોગનું પરિણામ છે. પુરુષ ગૃહસ્થાશ્રમનો આનંદ યથેચ્છપણે લઇ શકે તેવું વર્તન રાખે, સ્ત્રીઓ તેને સહાય કરે અને બંને એકરુપ બની ખરા આનંદનો અનુભવ

મેળવે, એ સર્વ કોઇ ઇચ્છે છે. એ વિદ્યાનું નામ કોકશાસ્ત્ર અ- થવા તો રતિશાસ્ત્ર છે. લોકો માને છે તેવી આ વિદ્યા નિંદનીય નથી પણ ઉપયોગી છે. કેટલાકો આ શાસ્ત્રને અશ્લીલ ભાષામાં વર્ણવે છે તેથી તેની નિંદા થાય છે. ઘણા તો આ શાસ્ત્રનું નામ લેતાં પણ ભડકે છે. વર્તનમાં જે ક્રિયાનું તે સેવન કરે છે તેનો વાણીમાં ઉચ્ચાર કરી શકતા નથી તેનું કારણ કેટલાકોએ આ વિદ્યાને અશ્લીલ ભાષામાં વર્ણવી છે એજ છે.

---

## પ્રકરણ ૫૮ મું
## કોકશાસ્ત્રનો લેખક કોક પંડિત.

મનુષ્ય માત્રે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ પ્રાપ્ત કરવા જોઇએ. તેમજ બાળપણમાં બ્રહ્મચર્ય પાળી વિદ્યા સં- પાદન કરવી જોઇએ. તે પછી પુખ્તવય થતાં લગ્ન કરી ગૃહસ્થાશ્ર મમાં પ્રવેશ કરવો જોઈએ. સ્ત્રી પુરુષે ગૃહસ્થાશ્રમમાં રહી બંન્નેએ પરસ્પર સ્નેહ અને આનંદથી ઉચ્ચ જીવન વિતાવવું તેમાં ધર્મિષ્ટ રહી ધર્મને ગ્રહણ કરવો. ધર્મ માર્ગે યોગ્ય ઉદ્યોગ ધંધો કરી દ્રવ્ય સંપાદન કરવું એ અર્થ પ્રાપ્તિ છે. અર્થ પ્રાપ્તિ પછી જ કામ અર્થાત સંસારની વાસનાઓ, સુખ, ઉત્તમ પદાર્થો મેળવી તે ભોગવવા, સ્ત્રી સાથેનો પ્રેમ સંબધ દૃઢ કરી તેથી આનંદ મેળવવો. વૈભવો ભોગવવા એ સર્વ કામમાં આવી જાય છે.

સ્ત્રી પુરુષે ગૃહસંસારમાં સુખથી આનંદથી રહી પરસ્પર અ- ત્યંત સ્નેહ રાખી એક બીજાએ શરીર, મન અને આત્માથી એક રૂપ બની જવું એ પ્રકારની જે વિદ્યા તે કામશાસ્ત્ર છે. કામશાસ્ત્ર સંબંધી સંસ્કૃતમાં મૂળ ચાર ગ્રંથો છે. મહાદેવજીનો રચેલો આદી શાસ્ત્ર" વાત્સ્યાયન મુનિનો રચેલો 'કામશાસ્ત્ર,' સિદ્ધ નાગાર્જુને બનાવેલો "કામસંજીવન અને ગર્ગાચાર્ય ઋષિનો લખેલો તે રતિ- શાસ્ત્ર એ ચાર ગ્રંથો છે. એ ચારે ગ્રંથોનું દોહન કરી કાશ્મીરના પંડિત કામનાથ અથવા કોકારામે કોકમંજરી અથવા કોકશાસ્ત્રનો ગ્રંથ બનાવ્યો છે. આ ગ્રંથોમાં સ્ત્રીએ પુરુષનો અને પુરુષે સ્ત્રીનો દૃઢ પ્રેમ પરસ્પર કેવી રીતે મેળવવો, સ્ત્રી પુરુષનો સબંધ સુખરૂપ શી રીતે થાય, બ્રહ્મચર્યથી શરીર નીરોગ કેવી રીતે રાખી શકાય; દી-

ધર્મપુરુષ કેવી રીતે કહી શકાય, સ્ત્રી અને પુરૂષોનાં ગુણ લક્ષણોથી તેમના જાતિભેદ, પુરૂષે પત્નીને અને પત્નીએ પતિને પ્રસન્ન રાખવાની કળા, ગર્ભાધાન કરી ગર્ભ ધારણ કરવો; ગર્ભ ન ધારણ થવાનાં કારણો, અને ગર્ભ ધારણ થાય તેના ઉપાયો, સ્ત્રી પુરૂષોનાં રોગોનો ઉપાયો, બાળ રક્ષણ અને પોષણ વિગેરે વિષયો આવે છે.

પંડિત કોકારામ એ ભોજરાજાના વખતમાં થઈ ગયા છે. તે અરસામાં કાશ્મીરના રાજા શાન્તિદેવના મુખ્ય દીવાન પંડિત દીનાનાથ હતા. આ દીનાનાથનો પુત્ર સુંદર શરીરવાળો, બુદ્ધિમાન અને વિદ્વાન હતો તેનું નામ કામનાથ અથવા કોકારામ હતું. શાંતિદેવના પુત્રનું નામ શંભુસિંહ હતું. બંનેને પરસ્પર સારી મૈત્રી હતી. કામનાથે વિદ્યા સંપાદન કરી તેમજ દૂર દેશાવર મુસાફરી કરી ઘણો અનુભવ મેળવ્યો હતો. તે કામશાસ્ત્રમાં પણ ઘણો પ્રવીણ હતો.

જ્યારે રાજા શાન્તિદેવ મરણ પામ્યો ત્યારે શંભુસિંહ ગાદીએ બેઠો અને તેણે પોતાના મિત્ર કામનાથને પોતાનો દિવાન બનાવ્યો. કામનાથનાં માબાપ પણ પરલોકવાસી થયાં હતાં. એક દિવસે રાજા દરબાર ભરી બેઠો હતો તેવામાં એક નવયુવાન સ્વરૂપ સૌંદર્યવતી ગૌરવર્ણની યુવતી નગ્નવેશે દરબારમાં આવી. તેને નગ્ન જોઇ સર્વ કોઇ શરમાયા. રાજાએ તેને નગ્ન વેશે જોઇ પૂછયું કેઃ હે સ્ત્રી, અમે તને જોઇ શરમાઇયે છીએ પણ તું સ્ત્રી જાતિ આવી રીતે દરબારમાં પુરૂષોની સન્મુખ નગ્ન વેશે આવીને ઉભી રહે છે છતાં તને શરમ કેમ આવતી નથી. આ સાંભળી તે સ્ત્રીએ કહ્યું: " મહારાજ, હું આપના આખા રાજ્યમાં ફરતી ફરતી અહિં આવી છું. મેં હજુ સુધી કોઈ યથાર્થ પુરૂષ જોયો નથી. હું સર્વ પુરૂષોને સ્ત્રીના જેવાજ નામરદ જોઉં છું તેથી મને તમારી સન્મુખ આવતાં શરમ આવી નથી. જો તમારા દરબારમાં કોઈ પુરૂષ હોય તો તેમને પરીક્ષા આપે. અને મને તે પુરૂષ છે એવી ખાત્રી થશે તો હું વસ્ત્રો ધારણ કરીશ. "

આ સ્ત્રીનું શરીર પુષ્ટ, બળવાન, પુરૂષાતનવાળું અને સુંદર હતું તેનું મુખ પણ ગૌર અને ચંદ્રના જેવું તેજસ્વી હતું. તેનાં આવાં વાક્યો સાંભળી શંભુસિંહની નજર કામનાથ ઉપર પડી

કામનાથે રાજાની નજર પોતાના સામી જોઈ વિવેકથી કહ્યું: "કૃપાનાથ, આ સ્ત્રીનો ગર્વ હું ઉતારવા ઇચ્છું છું." રાજાએ તેને આજ્ઞા આપી જેથી કામનાથ તે સ્ત્રીને પોતાના મ્હેલમાં તેડી ગયો. કામનાથ પણ કામશાસ્ત્રના જ્ઞાનવાળો હતો. સ્ત્રીની શરત એવી હતી કે મારો સંગ કર્યા વગર પુરૂષે પોતાના પુરુષત્વથી મને વશ કરવી. કામનાથે તે કબુલ કર્યું. અને તે સ્ત્રીને હાસ્યવિલાસથી, કામ શાસ્ત્રની ચર્ચાથી, સ્ત્રી પુરુષના સ્નેહના વર્ણનથી, સ્ત્રીને પુરુષ શી રીતે વશ કરી શકે અને પુરૂષનો પ્રેમ સ્ત્રી શી રીતે સંપાદન કરી શકે તેવા વર્તનથી, તેમજ પુરુષ અને સ્ત્રીના શરીરમાં દરરોજ જુદી જુદી જગ્યાએ કામદેવનો નિવાસ હોય છે તેનું કામનાથને જ્ઞાન હોવાથી જે દિવસે સ્ત્રીના જે સ્થાને કામ હોય તે દિવસે તે સ્થાનનો સ્પર્શ કરી, મર્દન કરી, ચુંમ્બનાદિ કરી તેના કામને જીતવા માંડયો. આમ છતાં પણ કામનાથે તેનો સંગ કર્યો નહિ. થોડાક દિવસ જતાં તે સુંદર સ્ત્રીનો તેના ઉપર પ્રેમ વધ્યો. સ્ત્રીનો સહવાસ, એકાન્ત વાસ, મિષ્ટ ભોજન, સુંદર હવા, વસન્ત ઋતુ, સુગંધી પદાર્થોનું સેવન, છતાં પણ કામનાથે પોતાના મન ઉપર કાબુ રાખી સ્ત્રીસંયોગ કરવાની વૃત્તિ કરી નહિ. પરસ્પર રાત્રે એકાન્તમાં શયન કરવા છતાં પણ નીચ પુરુષોની માફક કામનાથે તેની સાથે સંયોગ કરવાની વૃત્તિ કરી નહિ. તે માત્ર હાસ્ય વિલાસથી અને કામશાસ્ત્રાનુસાર જે જે સ્થાને જે જે દિવસે સ્ત્રીના શરીરમાં કામનું સ્થાન હોય તે તે દિવસે તે તે સ્થાનનો સ્પર્શ કરતો, ચુંમ્બન મર્દનાથી તેના મનને જીતી લેતો. એથી તે સ્ત્રી તેને વશ થઇ ગઈ. સ્ત્રીએ જાણ્યું કે આજ પુરુષ બળવાન, બ્રહ્મચર્યને રક્ષી શકે એવો અને સ્ત્રીનું મન સંપાદન કરી શકે તેવો છે. તે પછી તેણે રાજાની આજ્ઞાથી કામનાથ સાથે લગ્ન કરી તેની સ્ત્રી થઇ રહી. આવી રીતે કામનાથે તે સ્ત્રીને જીતી લીધી અને તે પછી તેણે રાજાની આજ્ઞાથી આ વિદ્યાનો એક ગ્રંથ કોકમંજરી નામે બનાવ્યો. તે ગ્રંથને કોકશાસ્ત્ર અર્થાત કામશાસ્ત્ર નામ આપ્યું.

કોકશાસ્ત્ર એટલે કોકારામ પંડિતે કે જેને કેટલાક કોક પણ કહેતા તેણે બનાવેલું પુસ્તક. જેમાં પુરુષે સ્ત્રીને કેવી રીતે જીતી વશ કરવી, ગૃહસ્થાશ્રમમાં રહી સ્ત્રીનો પ્રેમ પોતા ઉપર થાય

તેવી કળાઓના જ્ઞાનનું વર્ણન, પુરુષ અને સ્ત્રી શરીર, મન અને આત્માથી એકરુપ થઇ યથાર્થ ગૃહસ્થાશ્રમ નીભાવી શકે, પરસ્પર સુખ અને આનંદ ભોગવી શકે તેવી વિદ્યાનું વર્ણન છે. આ ગ્રંથ બિભત્સ ભાષામાં નથી. ગૃહસ્થાશ્રમી પુરુષ અને સ્ત્રીએ તેનો ખાસ અભ્યાસ કરી સ્ત્રીએ પુરુષનો અને પુરુષે સ્ત્રીનો સ્નેહ સંપાદન કરી સુખી થવા માટે આ વિદ્યા શીખવી જોઇએ.

યથાર્થ ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવી વિષયોમાંથી વાસના નિવૃત્ત થતાં વાનપ્રસ્થાશ્રમનો અંગીકાર કરવો અને તે પછી ઈશ્વરમાં ચિત્ત બરોબર નિમગ્ન થાય તે અર્થે સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરવાનું વિધાન છે.

ગૃહસ્થાશ્રમી દરેક સ્ત્રી અને પુરુષને આ વિદ્યા ઘણી ઉપયોગી છે, અને અભ્યાસ કરવા યોગ્ય છે. આ વિદ્યાનો દરેક સ્ત્રી અને પુરુષ અભ્યાસ કરે તે માટે અત્રે તેને સાદી સરળ અને શુદ્ધ ભાષામાં વર્ણવવામાં આવે છે. આ વિદ્યાથી ગૃહસ્થાશ્રમના આનંદનો ખરો અનુભવ થવાનો. કેટલાક તો ગૃહસ્થાશ્રમ શી રીતે ભોગવવો તે જાણતા જ નથી. તેમને તેમના માબાપ તરફથી તેનું શિક્ષણ અપાતું નથી, તેમ ગુરુ તરફથી પણ અપાતું નથી. જે પુરુષ અને સ્ત્રીના સંયોગના ફળરુપ પ્રજા ઉત્પન્ન થાય છે તે પ્રજા સારી કે નરતી નીવડવા ઉપર ગૃહસ્થાશ્રમના આનંદનો આધાર છે.

શરીર મજબૂત હોવું, બ્રહ્મચર્ય પાળવું. વિદ્યા સંપાદન કરવી, ધન પ્રાપ્ત કરવું, પતિવ્રતા સ્ત્રી મળવી, કહ્યાગરો પુત્ર થવો અને તે સર્વ ગૃહસ્થાશ્રમમાં જેને પ્રાપ્ત હોય અને તે જો કર્તવ્યશીલ હોય છે તો તેને ખરા આનંદનો અનુભવ થાય છે. સર્વ વસ્તુ સરખી મળવાથી આનંદ થાય છે. પુરુષ સ્ત્રીને યોગ્ય હોય અને સ્ત્રી પુરુષને યોગ્ય હોય, બંને એક બીજામાં પ્રીતિવાળાં હોય, બંને કર્તવ્યશીલ હોય, અને પોતપોતાના ધર્મને સમજનારાં હોય છે તો તેમને આ ગૃહસ્થાશ્રમ આનંદરૂપ લાગે છે.

ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીએ પુરુષને અનુકુળ કરી લેવો અને પુરુષે સ્ત્રીને અનુકુળ કરી લેવી એ પ્રકારની વિદ્યા તેનું નામ કોકશાસ્ત્ર છે. તેમાં સ્ત્રીઓ અને પુરુષોના ગુણનું વર્ણન કરી એક બીજાની પ્રીતિ સંપાદન કરવાની રીતીઓનો સમાવેશ છે. ગૃહસ્થાશ્રમમાં

જો પુરુષને લાયક તેની સ્ત્રી હોતી નથી અને સ્ત્રીને અનુકુળ તેનો પતિ હોતો નથી તો તે બંનેને જીંદગીભર કષ્ટ ભોગવવું પડે છે અને ગૃહસ્થાશ્રમના ખરા આનંદનો અનુભવ થતો નથી. તેમનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ ન નીવડતાં દુઃખરૂપ નીવડે છે.

ગૃહસ્થાશ્રમમાં જો સ્ત્રી પતિવ્રતા નથી હોતી, પતિની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારી હોય છે, પુત્ર ઉડાઉ, વ્યસની અને સામું બોલનાર હોય છે તો તે ગૃહસ્થાશ્રમ પુરૂષને કંટકરૂપ છે. તેવી જ રીતે સ્ત્રી પવિત્ર, સુશીલ, પતિવ્રતા અને આનંદી હોય છે અને પુરુષ ક્રુર, બહાર ફરનારો, પોતાની સ્ત્રીમાં પ્રીતિ વગરનો, ઉડાઉ, સ્ત્રીના દાગીના લઇ જઈ જુગાર રમનારો, સ્ત્રીને વારંવાર કઠોર વાણી સંભળાવી માર મારનારો હોય છે, તો તે ગૃહસ્થાશ્રમ તેમને દુઃખ આપનાર થાય છે. ગૃહસ્થાશ્રમમાં સુખ ભોગવવાની સર્વ કોઇની ઇચ્છા હોય છે. પણ આ પ્રકારે એક બીજાનાં પ્રતિકુલરૂપ જણાય છે. પ્રતિકુળ રીતભાતથી આ ગૃહસ્થાશ્રમ તેમને કંટકરૂપ જણાય છે. પુરુષ સ્ત્રીથી ત્રાસે છે અને સ્ત્રી પુરુષથી ત્રાસે છે. જ્યાં સ્ત્રી અને પુરુષનાં બંનેનાં મન મળેલાં હોતાં નથી ત્યાં ગૃહસ્થાશ્રમના ખરા આનંદનો લાભ તેમને મળતો નથી. તેમની પ્રજા પણ ખરાબ આચરણને સેવનાર અને તેમને દુઃખ આપનાર નીવડે છે.

ગૃહસ્થાશ્રમના ખરા સુખનો તો કોઇ વિરલ સ્ત્રી પુરુષ જ અનુભવ કરે છે. આ વાસ્તવિક સુખનો અનુભવ કરવા દરેક સ્ત્રી અને પુરુષને આ વિદ્યાની અગત્ય છે. આ સંસારનું મૂળ તપાસીશું તો સ્ત્રી અને પુરુષનો સંયોગ એ જ પ્રજા ઉત્પત્તિનું કારણ છે.

યોગી, સિદ્ધો, મુનિઓ અને જેઓ ભગવાં વસ્ત્ર પહેરી સ્ત્રીઓની નિંદા કરનારા, સ્ત્રીને નર્કનું દ્વાર ગણનારા, સ્ત્રી એ પુરુષને ભ્રષ્ટ કરનાર છે એવું કહેનારા સર્વ કોઈ પુરુષો–પણ તેમના પિતા અને તેમની માતાના સંયોગના ફળ રૂપ છે. તેમનો જન્મ પણ સ્ત્રીના ઉદરમાંથી જ થયેલો હોય છે. જો ગૃહસ્થાશ્રમનું ખરૂં સુખ ભોગવવું હોય તો સ્ત્રી અને પુરુષે એક બીજાની સાથે મન, વાણી અને શરીરથી એકમેક બની જઇ એક બીજામાં અત્યંત પ્રીતિવાળા હોવું જોઇએ.

સર્વથી પ્રથમ સ્ત્રી અને પુરુષનું આરોગ્ય સુદૃઢ હોવાની જરૂર છે. જો પુરુષ બળવાન હોય છે, શરીર સુદૃઢ અને નિરોગી હોય છે તો તે પોતાની સ્ત્રીના મનને જીતી શકે છે, સ્ત્રી નિરોગી, સુદૃઢ શરીરવાળી અને બળવાન હોય છે તો તે પતિના મનને રંજન કરી શકે છે. ગૃહસ્થાશ્રમના સુખનો ખરો અનુભવ મેળવવો હોય તો પ્રથમ સ્ત્રી અને પુરુષે પોતાના શરીરને સુદૃઢ બનાવવા યત્ન કરવો જોઇએ. આજકાલ તો પુરુષ અને સ્ત્રીઓ પોતાના આરોગ્યને હાનિ કરે તેવી અનેક ક્રિયાઓ કરી ભર યુવાન વયે આવતાં જ નિર્બળ, માયકાંગલાં, સુકલકડી, હાંફ ચઢે એવાં અને વળી ગયેલાં શરીર વાળાં બની રહે છે.

સુદૃઢ અને બળવાન પ્રજા થવાનો આધાર સ્ત્રી અને પુરુષના આરોગ્ય ઉપર છે. જો દંપતિ આરોગ્યવાળાં, મજબુત શરીરવાળાં અને બળવાન હોય છે. તો તેમની પ્રજા પણ બળવાન નીવડે છે. કહ્યું છે કે પહેલું સુખ તે જાતે નર્યા. શરીરનું આરોગ્ય સાચવી શરીરને સુદૃઢ રાખવું એની સર્વથી પ્રથમ અગત્ય છે.

---

## પ્રકરણ ૫૯ મું

### બ્રહ્મચર્ય.

શરીરના આરોગ્યનો મૂળ પાયો બ્રહ્મચર્ય છે. મનુષ્યનું જીવન ૧૦૦ વર્ષનું ગણવામાં આવે છે તે યથાર્થ છે. નાનપણમાં પણ બ્રહ્મચર્ય પાળ્યું હોય તો ગૃહસ્થાશ્રમમાં દાખલ થતા પહેલાં સ્ત્રી અને પુરુષે બ્રહ્મચર્ય પાળી ગૃહસ્થાશ્રમરૂપ ઘરનો પાયો મજબુત કરવાની જરૂર છે. પુરુષે ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઇએ એમ અનુભવીઓ કહે છે. નાનાં બાળકોને આજે તો ઢીંગલાઢીંગલીની માફક દસ કે બાર વર્ષની ઉમ્મરે પરણાવી દેવામાં તેમનાં માબાપોને ઘણો ઉમંગ હોય છે. આવાં માબાપો પોતાનાં પુત્ર કે પુત્રીને નાનપણમાં જ પ્રજા થાય એવું પણ સાથે સાથે ઇચ્છે છે. અને જે બાળકો હજુ તો બાળકો જેવાંજ બાર પંદર વર્ષનાં હોય છે તેઓ પ્રજાવાળાં અને પુત્ર પુત્રીનાં માબાપો થયેલાં જણાય છે. આવી રીતે નાનપણમાં જ તેમના બ્રહ્મચર્યનું ખંડન કરાવી તેમના માબાપો તેમને સુખી નથી બનાવતાં પણ તેમના જીવનનાં ઘાતકીજ બને છે.

બાળકોને પુખ્ત વય થતા સુધી બ્રહ્મચર્ય પળાવવાથી તેમનું શરીર સુદૃઢ બને છે, મન સ્થિર થાય છે, ચિત્ત ચંચળ થતું અટકે છે. અને આયુષ્ય લાંબુ થાય છે. બ્રહ્મચર્યનો ભંગ થવાથી અનેક રોગો શરીરમાં ઘર કરી બેસે છે. અને પુખ્તવયે પછી શરીર ક્ષીણ થતું જાય છે. માટે દરેક મનુષ્યે પોતાનાં બાળકોને પુખ્તવય થતા સુધી બ્રહ્મચર્ય પળાવવાની ખાસ કાળજી રાખવી જોઇએ.

નાનપણમાં બાળકોને લાડથી ઉછેરવામાં આવે છે અને લાડમાંને લાડમાં તેમને ભણાવવા કરતાં ઝટ પરણાવી દેવાથી જાણે પોતાનું કર્તવ્ય પુરૂં થતું હોય તેમ જાણે છે, તેમને સુશિક્ષિત બનાવાને બદલે, તેમના ઉપરના જુઠા હેતથી નાનપણમાં જ તેમના બ્રહ્મચર્યની હાનિ થાય તેવી રીતે તેમને પરણાવી દેઇ તેમના જીવનને કુંકાવી ઘાતકી બનાવે છે. ઘણાં માબાપો તો ધાવણાં બાળકોના વિવાહ કરીને જાણે પોતાનું કાર્ય સાર્થક કર્યું હોય છે એમ માને છે. અને નાનાં બે, ત્રણ, ચાર વર્ષનાં બાળકોને–આ તારૂં સાસરૂં, આ તારો સાસરો, આ તારી સાસુ એવા સંસ્કારો પાડી સંસારીક વાતોમાં તેમના ચિત્તને જોડાવે છે. આ બિચારાં બાળકો નાનપણથી જ વિષયની વાતો કરી માનસિક બ્રહ્મચર્યનો ક્ષય કર્યા કરે છે. તેમને ભણવામાં લક્ષ હોતું નથી અને નવ દસેક વર્ષની ઉમ્મરે પરણ્યા પછી તો ઘેર પોતાની પત્ની આવતાં તેનું મન ચંચળ થતાં અભ્યાસ કરવાનું છોડી દે છે. અને સ્ત્રીમાં મનને જોડી બ્રહ્મચર્યનો ક્ષય નાન પણમાં જ કરે છે.

નાનપણમાં બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરવો જોઇએ સર્વ આશ્રમના મૂળ પાયારૂપ બ્રહ્મચર્યાશ્રમ છે. માટે જેમ ઘરનો પાયો મજબુત કરવાની જરૂર છે તેવી રીતે સંસારમાં ગૃહસ્થાશ્રમ રૂપી આશ્રમના પાયારૂપ બ્રહ્મચર્યનું સારી રીતે પાલન કરી શરીરને મજબૂત બનાવવાની જરૂર છે. નાનપણમાં જો બરોબર રીતે બ્રહ્મચર્યનું પાલન કર્યું હોય છે તો તેનું શરીર મજબૂત અને સુદૃઢ બની રહે છે. બ્રહ્મચર્યથી શરીર બળવાન બને છે એટલુંજ નહિ પણ તે માણસ પવિત્ર અને દેવતુલ્ય બને છે. જેમ મનુષ્ય વીર્યનું રક્ષણ કરે છે તેમ તેનું જીવન વધે છે. બ્રહ્મચર્ય પાળવું એ આયુષ્ય વધારવાનો ઉત્તમ ઉપાય છે. ગૃહસ્થાશ્રમના ખરા આનંદનો લાભ લેવા

માટે નાનપણુમાં બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ. વીર્ય એ શરીરનો રાજા છે. તેનું રક્ષણુ કરવાથી શરીર સુદૃઢ, નીરોગી અને બળવાન બને છે. વીર્ય પરીપકવ થાય ત્યાં સુધી સ્ત્રી સેવન કરવું ન જોઇએ. માબાપે પોતાનાં બાળકોનું નાનપણુમાં લગ્ન કરવું ન જોઇએ અને તેમને પાકી ઉમ્મર થતાં સુધી બ્રહ્મચર્ય પળાવવું જોઇએ.

બાળકોનાં નાનપણુમાં લગ્ન કરાવી દેવાથી તેઓ બ્રહ્મચર્ય પાળી શકતાં નથી અને તેથી કાચી ઉમ્મરે વીર્યનો ક્ષય થતાં પુખ્તવયે શરીર રોગી બને છે અને ગૃહસ્થાશ્રમના સુખને ભોગવી શકતાં નથી. જે વખતે તેમની ભર યુવાની આવે છે અને ગૃહસ્થાશ્રમના ખરા સુખનો આનંદ લેવાનો વખત આવે છે તેજ વખતે તેઓ શિથિલ રોગી અને દુર્બળ હોય છે. તેથી સ્ત્રીની પ્રસન્નતા પણુ મેળવી શકતા નથી. તેમનાં બાળકો પણુ તેથી નિર્બળ, આશક્ત અને રોગી ઉત્પન્ન થાય છે. નાનપણુમાં લગ્ન કરાવી તેમનાં માબાપો પોતાનાં બાળકોનું હિત ન કરતાં ઘણુંજ અહિત કરે છે. તેથી તેઓ બ્રહ્મચર્ય પાળી શકતાં નથી તેમ વિદ્યાભ્યાસ પણુ કરી શકતાં નથી. અને પુખ્ત વયે વીર્યનો નાનપણુમાં જ અપકવ દશામાં નાશ કરેલો હોવાથી નપુષક બની બેસે છે.

માબાપોએ પોતાનાં બાળકોના હિતને માટે નાનપણુમાં તેમને બ્રહ્મચર્ય પળાવી વિદ્યાભ્યાસ કરાવવો જોઇએ. તેમને બળવાન પુરૂષોનાં પરાક્રમની વાતો સંભળાવી બ્રહ્મચર્ય પાળવાના ફાયદા સમજાવવા. સ્ત્રીઓ સંબંધી વાતો ત્યજાવવી, સ્ત્રીઓની સાથે હાસ્યવિનોદ ન કરે અથવા વિષય લંપટી નવલકથાઓ નાનપણુમાં ન વાંચે તેની કાળજી રાખવી જોઇએ. જ્યાં સુધી તેઓ બ્રહ્મચર્ય પાળે ત્યાં સુધી તેમણે કસરત પણુ કરવી તેથી શરીર નિરોગી અને મજબુત બને છે.

પૂર્વે ભીષ્મપિતામહ અને લક્ષ્મણે બ્રહ્મચર્ય પાળી પોતાના બળને દર્શાવી આપ્યું છે. બ્રહ્મચર્ય એ ગૃહસ્થાશ્રમના ખરા સુખના મૂળરૂપ છે, તેનું પાલન કરવું જોઇએ. આજકાલ તો હજારો અને લાખો માણુસો નાનપણુમાં બ્રહ્મચર્યનું પાલન ન કરવાથી તેમજ બીજી અનેક કુચાલ ચાલવાથી વીર્યહિન થઇ ભર યુવાનવયે નપુસક બની બેસે છે. અને સ્ત્રી સંયોગના ખરા આનંદનો લાભ મેળવી શકતા નથી. પોતાના જીવની તુલ્ય વીર્યનું રક્ષણુકરવું એ જ સુખનો મહામંત્ર છે. વીર્યનું રક્ષણુ ન કરનારનું આયુષ્ય ઓછું થાય છે.

મનુષ્ય જે ખોરાક જમે છે તે જઠરમાં જાય છે ત્યાં પિત્તનું મિશ્રણ થવાથી તેનું પાચન થાય છે. તેમાંથી જે સત્વ નીકળે છે તે રસ બની જાય છે તે રસ નાડીઓદ્વારા લોહીમાં પ્રવેશ કરી શરીરનું પોષણ કરે છે. લોહીનું માંસ બને છે. માંસમાંથી હાડકાં, હાડકાંમાંથી મજ્જા અને મજ્જામાંથી વીર્ય બને છે. આ પ્રકારે અનાજના સત્વમાંના પ્રવાહી પદાર્થમાંથી વીર્ય બને છે અને જે સ્થુલ પદાર્થ રહે છે તેમાંથી નખ, વાળ, મેલ, પરસેવો અને મળ બની બહાર નીકળે છે. આ પ્રકારે વીર્ય મસ્તકમાં રહે છે. કેટલાક અંગ્રેજ ડાકટરો વીર્ય અન્ડકોષમાં રહે છે એમ કહે છે.

વીર્યથી જ શરીરમાં ચેતન્ય રહે છે. વીર્યનો ક્ષય થતાં ચેતન્યનો ક્ષય થાય છે. સ્ત્રી અને પુરૂષ બંનેમાં વીર્ય તો હોય છે જ. પુરૂષના વીર્યને વીર્ય અથવા ધાતુ કહે છે. ગર્ભના બીજરૂપ વીર્ય છે. તે સફેદ બળકારક, ચિકણું, અને શરીરના મુખ્ય સત્વરૂપ છે. સ્ત્રીના વીર્યને રજ કહે છે. મનુષ્યનો જીવ શરીરની અંદર વીર્ય અને લોહીમાં રહે છે તેથી વીર્ય કે લોહીનો ક્ષય થતાં જીવની હાનિ થાય છે અથવા આયુષ્ય ઓછું થાય છે.

વીર્યપતન--સ્ત્રી સંયોગથી વીર્યનું પતન થાય છે. તેમજ સ્ત્રી વિષય સંબંધી વિચારો કરવાથી કે અશ્લીલ નોવેલો વાંચવાથી, સ્વપ્નામાં વીર્યપાત થાય છે. કેટલાક માણસો બાર પંદર વર્ષની વયે, સ્ત્રી સહવાસનો લાભ ન મળતાં હસ્તક્રિયાથી વીર્યનો ત્યાગ કરે છે. આ પ્રકારે વીર્યનો ક્ષય કરવાથી મનુષ્ય પોતાના આયુષ્યનો જ ક્ષય કરે છે. માટે તે ન કરવો જોઈએ. સ્વપ્નમાં ધાતુ જાય તો અશ્લીલ નોવેલો ન વાંચવી, તેવી વાતો ન કરવી કે વિચારો ન કરવા. ઠંડે પાણીએ રાત્રે સ્નાન કરવું. ઇશ્વરમાં ચિત્ત રાખી બ્રહ્મચર્ય જેમણે પાળેલું હોય તેવા વીર હનુમાન, લક્ષ્મણ કે ભીષ્મ પીતામહના પરાક્રમોનું વાંચન રાખવું. બાળપણ મટી બાળકોની ઉમ્મર બારેક વર્ષની થાય છે ત્યારથી તેનો તરૂણાવસ્થામાં પ્રવેશ થાય છે. તરૂણાવસ્થામાં આવતાં યૌવન ખીલવા લાગે છે. પુરૂષ પચીસ વર્ષ સુધીમાં તો પૂર્ણ યૌવનકાળમાં આવી પહોંચે છે. અને સ્ત્રીઓ સોળથી અઢાર વર્ષની ઉમ્મરે પૂર્ણ યાવનકાળમાં આવી જાય છે. અર્થાત પુરૂષની ઉમ્મર ૨૫ વર્ષની થતાં તેનામાં વીર્ય પરિપક્વ થાય છે અને સ્ત્રીની સોળ કે અઢાર વર્ષની ઉમ્મર થતાં તેનામાં વીર્ય

અર્થાત ધાતુ પરિપકવ થાય છે. પુરૂષ અને સ્ત્રીની બાર વર્ષની ઉમ્મર થતાં તેનામાં યૌવન ખીલવા લાગે છે. તેથી તેમના શરીરમાં પણ ફેરફાર થતા રહે છે. ત્યારથી તેમના શરીરમાં વીર્ય પરિપકવ થતાં શરીર સુંદર અને સુદૃઢ થતું જાય છે. મુખ ઉપર લાલી જણાવા લાગે છે અને તેજ. ખળ અને સાૈંદર્ય ખીલી નીકળે છે. આ સમય ઘણો જ કસોટીનો છે. બારથી પચીસ વર્ષની અંદર જ બરોબર રીતે વીર્યનું રક્ષણ કરીને બ્રહ્મચર્ય પાળવું એ વિકટ જણાય છે. જેમ જેમ વીર્ય પરિપકવ થતું જાય છે, અને મદન પ્રકટી નીકળે છે, અને જેમ પાણીનો ફુવારો છુટે તેમ વિર્યનો જોશ શરીરમાં ઉછળવા લાગે છે. તે વખતે વીર્યનો ક્ષય કરી દેવાનું મન થાય છે, પુરૂષને સ્ત્રી સંયોગની અને સ્ત્રીને પુરૂષના સહવાસની ઈચ્છા થયાં કરે છે. આ કાળમાં જ ઘણાં સ્ત્રી પુરૂષો બ્રહ્મચર્યનું ખંડન કરી સ્ત્રી જેમ ઉછરતા છોડને મરડી નાંખે તેમ વીર્યનો પુરૂ પરિપકવ થયા સિવાય જ ક્ષય કરવાં મંડી પડે છે. આ વયમાં જો તે યથાર્થ રીતે સંયમ પાળી વીર્યનું રક્ષણ કરી શકે છે તો મહાભાગ્યશાળી, બળવાન અને મજબુત શરીરવાળો બને છે.

પણ ઘણીવાર આ બારથી પચીસ વર્ષની અંદર જ પુરૂષો અને સ્ત્રીઓ ખરાબ સોબતથી તેમનાં જો બાળલગ્ન કરેલાં હોય છે તો તેથી, અશ્લીલ વાંચનથી, અનેક પ્રકારે વીર્યનો ક્ષય કરી નાંખે છે. અને તેને પરિપકવ થવા દેતા નથી. કેટલાક ખરાબ ટેવો-હસ્તક્રિયા, ગુદા સંયોગ વિગેરે શીખે છે, કેટલાક ખરાબ સોબતથી પરસ્ત્રી સંગ કરવાના ખરાબ અને અનીતિના રસ્તે ચઢી અનેક રોગોને પોતાને હાથે જ પોતાના શરીરમાં આમંત્રણ કરાવે છે.

વીર્યનું પતન થયા પછી પસ્તાવો થાય છે. માત્ર ક્ષણિક આનંદની ખાતર માણસો પોતાના જીવનને ખાડામાં ડુબાવવા મચી પડે છે. હસ્તક્રિયાથી માણસ યુવાન વયે નપુષક બની સ્ત્રી-સંયોગ કરી શકવાને નાલાયક બની રહે છે. આ પ્રકારે આ અવસ્થામાં પુરૂષો અનેક રસ્તે વીર્યનો ક્ષય કરી વીર્યહીન થઈ જાય છે. ધાતુ પાતળી પડી જઈ, પ્રમેહ ગરમી વિગેરે રોગોનો ભોગ થઈ તેઓ શરીરને ક્ષીણ કરી દે છે. આંખોનું તેજ કમી થાય છે. શરીર નિબંળ બને છે અને ભરયુવાન વયેજ સ્ત્રી સંયોગ કરવાને નાલાયક બની જાય છે. માટે દરેક માણસે બ્રહ્મચર્યનું પાલન કરી વીર્યનું રક્ષણ કરવું જોઇએ.

---



## પ્રકરણ ૬૦ મું

## શરીર સંરક્ષણ.

મનુષ્ય શરીર પવન, જળ, અગ્નિ, અને આકાશ એ પંચ ભૂતોનું બનેલું છે. મનુષ્ય શરીરમાં ઉપર ચામડી છે તેની અંદર કોમળ ત્વચા છે અને તેની નીચે માંસ અને નાડિઓમાંથી ચારે તરફ નસો ભરેલી હોય છે. માથાની અંદર મગજ છે તેમાંથી સર્વ નાડિયો નીકળીને આખા શરીરમાં ફેલાય છે. છાતીની નીચે એક કોથળી છે તેને કાળજું-જઠર કે પકવાશય કહે છે. તેનો એક મોટો નળ-આંતરડાની સાથે સંબંધ હોય છે. કાળજાની બંને બાજુ ફેફસાં છે. પકવાશયની નીચે આંતરડાં છે. અને જમણી બાજુ લીવર યાને યકૃત અને ડાબી બાજુ બરોળ છે. ખાધેલા અનાજનું હોજરીમાં પાચન થઇ નીચેના આંતરડાંમાં તેનો રસ જાય છે અને તેમાંથી રસને આંતરડાં સાથે રહેલી નાડીઓ ચુસી લઈ નસોદ્વારા લોહીમાં ભળી જાય છે અને મુળ ગુદાદ્વારા બહાર નીકળે છે ડાબા ફેફસા પાસે હૃદય છે તેમાં લોહી શ્વાસોશ્વાસ દ્વારા સ્વચ્છ થાય છે અને પછી ત્યાંથી નસો દ્વારા આખા શરીરનું પોષણ કરે છે. વક્ષ સ્થળમાં છાતી, સ્તન અને હૃદય છે સ્રીના શરીરમાં ગભાશય હોય છે. હૃદય પાસે બે નાડી છે. જે નાક દ્વારા શ્વાસ અંદર જઇ લોહિને સ્વચ્છ કરે છે. આ નાડીઓને ઇંડા અને પીંગલા અથવા ચંદ્ર અને સૂર્ય નાડી કહે છે. શરીરમાં ગરમી રાખવાને માટે ઑકિસજનની જરૂર છે. જે શ્વાસદ્વારા ફેફસામાં જઈ કારબનરૂપે બહાર નીકળે છે. જો એમ ન બને તો શરીર ઠંડુ પડી જાય છે માણુસ મરી જાય છે જેથી જીવનને માટે શુદ્ધ હવાની જરૂર છે.

શરીરમાં લોહિ બને તે માટે ખાવાની અને પાણી પીવાની જરૂર છે. ખાધેલા પદાર્થો પકવાશયમાં જઈ પચે છે અને તેના સત્વમાંથી લોહિ બની આખા શરીરનું રક્ષણ કરે છે. શરીર સંરક્ષણને માટે હવા, પાણી અને અન્નની જરૂર છે. તેમજ વ્યાયામ કરવાની પણ જરૂર છે. શરીરમાં કાન, નાક, આંખ, જીભ અને ત્વચા એ પાંચ કર્મેન્દ્રિયો છે. તે વડે મનુષ્ય સંસારના સર્વ પદાર્થોનો ઉપભોગ કરે છે. કાનથી સાંભળે છે, નાકથી સુંઘે છે, આંખથી જુએ છે, જીભથી રસનો સ્વાદ લે છે અને ત્વચાથી સ્પર્શનો આનંદ લે છે. જેવી રીતે પુષ્ટિકારક પદાર્થોનું ભોજન કરવાની જરૂર છે તેવી રીતે આ ઇન્દ્રિયોના વિષયોને મેળવી આપવાની પણ જરૂર છે. તે વગર તે નિસ્તેજ પડી જાય છે. આ પાંચે ઇન્દ્રિયોનું પણ રક્ષણ કરવું જોઇએ. શરીરના રક્ષણને પોષણ માટે સ્વચ્છ વાયુ, નિર્મળ પાણી, પુષ્ટિકારક ભોજન, સુંદર જોવાના પદાર્થો, મધુર સ્વરનું શ્રવણ કરવું, સુગન્ધિ પદાર્થોની વાસ લેવી, સ્વાદિષ્ટ ભોજન, અને સ્પર્શ આ વસ્તુઓની દરેક માણસને આવશ્યકતા છે અને તેને યથાવિધિ મેળવી શરીરનું પોષણ કરી તેને બળવાન બનાવવું જોઇએ. ગૃહસ્થાશ્રમનો ખરો આનંદ શરીર મજબુત હોય છે તોજ મળે છે.

---

## પ્રકરણ ૬૧ મુ.

## સ્ત્રી અને પુરુષનો ભેદ

આજકાલ સ્ત્રી અને પુરુષ સરખાં છે, સ્ત્રી અને પુરુષોના સરખા અધિકાર છે એવી વાતો ઘણી સંભળાય છે, સ્ત્રીને પતિની પરતંત્રતામાંથી કાઢી સ્વતંત્રતા અર્પવા ઘણા બખેડા કર્યા કરે છે. પણ બંને શરીરોમાં ઇશ્વરે જ ભેદ રાખેલો છે અને તેમના અવયવો, અને શરીરની રચનામાં ભેદ હોવાથી જ તેમની જાતિ ઇશ્વરે જુદી પાડેલી છે. પુરુષ જ્યારે બહારથી કમાઇ લાવી શકે છે ત્યારે સ્ત્રી ઘરમાં રહી તેના ઘરની વ્યવસ્થા કરે છે. સ્ત્રીનું કાર્ય કમાવાનું નથી અને પુરુષનું કાર્ય ઘરમાં બેસી ઘરકારભાર કરવાનું નથી. સ્ત્રીઓમાં ગર્ભાશય હોય છે, તેમજ સ્તન હોય છે ત્યારે પુરુષને તે અંગો હોતા નથી.

પુરુષ અને સ્ત્રીના સંયોગથી પુરૂષના વીર્ય અને સ્ત્રીના રેતસનો સંયોગ થતાં સ્ત્રી ગર્ભાશયમાં ગર્ભ ધારણ કરી શકે છે. સ્ત્રી ગર્ભ ધારણ કરે છે ત્યારે તેના સ્તન કાંઇક વિકસિત થાય છે. તેમાં દૂધ પેદા થાય છે અને બાળકનો જન્મ થતાં તેને ધાવવાનું મળે છે. આ પ્રકારે જો પુરૂષ અને સ્ત્રી સ્વતંત્ર રહે, એક બીજાને ગણકારે નહિ, સ્ત્રી પતિની અદ્ધાંગના થઇને ન રહે તો પછી તે સ્ત્રી બાળકને શી રીતે જન્મ આપી શકે? સ્ત્રી એ સંસારની ઉત્પન્ન કર્તી જગત્‌ની માતારૂપ છે ત્યારે પુરૂષ એ પિતારૂપ છે. બંનેમાં ભેદ તો ઇશ્વરે જ કરેલો છે. માટે સ્ત્રીએ પોતાના પતિથી સ્વતંત્ર થવાની ઇચ્છા રાખવી એ મહાન પાપતુલ્ય છે. તેણે તો હંમેશાં પોતાના પતિની અદ્ધાંગના બનીને પતિસેવામાં તત્પર રહેવું જોઈએ પતિની પ્રીતિ સંપાદન કરવા યત્ન કરવો જોઇએ. સ્ત્રી પુરૂષમાં યથાર્થ પ્રેમ હોય છે તોજ તેમનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ નીવડે છે.

સ્ત્રીનો મત જુદો હોય અને પુરૂષનો મત જુદો હોય છે તો તેમનો ગૃહસ્થાશ્રમ કલેશરૂપ બને છે. જે સ્ત્રી સ્વતંત્રતાની હિમાયતી હોય તે ભાગ્યેજ પતિના તાબામાં રહેવાનું પસંદ કરે છે. તેવી સ્ત્રી ઉછાંછળી જ બને છે અને તેને ભ્રષ્ટ થતાં વાર લાગતી નથી. સ્ત્રી અને પુરૂષોનાં લક્ષણો જ કહી આપે છે કે તેમનામાં કેવા ગુણો હોય છે. ગૃહસ્થાશ્રમના ખરા આનંદને મેળવવા માટે પ્રથમ બ્રહ્મચર્ય પાળી વીર્યનું રક્ષણ કરવું જોઇએ, શરીરને યોગ્ય આહારાદિનું સેવન કરી શરીરને પુષ્ટ અને મજબુત બનાવવું જોઇએ. પુરૂષે પચીસ વર્ષ પછી જ ગૃહસ્થાશ્રમનું સેવન કરવું જોઇએ. સ્ત્રી સમાગમ પણ તે પછીજ કરવો અને તેમાં પણ બ્રહ્મચર્યને પાળી વીર્યનો ક્ષય ન કરવા કાળજી રાખવી જોઇએ.

## પ્રકરણ ૬૨ મું.

## સ્ત્રીઓની જાતિ અને લક્ષણ.

સ્ત્રીઓની તેમના ગુણકર્મ ઉપરથી ચાર જાતી ગણવામાં આવી છે. ૧ પદ્મિણી, ચિત્રિણી, હસ્તિની અને શંખીની.

**પદ્મિની**—સર્વ સ્ત્રીઓમાં જે પદ્મિની-અથવા પદમણી સ્ત્રી હોય છે તે ઉત્તમ ગણાય છે. આ સ્ત્રીઓના શરીરમાંથી કમળ જેવી

સુગંધી આવે છે. તેનાં નેત્રો મૃગ નેત્રો જેવાં સુંદર અને તેજસ્વી હોય છે. નાસિકાનાં છિદ્ર નાનાં અને નાસિકા અણીદાર હોય છે. વાણી મીઠાશવાળી, હિતકર અને સત્ય હોય છે. રૂપ સુંદર, શરીર કાંઈક પાતળું, પાતળી કેડવાળું અને સર્વ શરીર સુંદર ગૌરવર્ણ-વાળું હોય છે. વાણીનો અવાજ કોયલ જેવો મીઠો, અને સુરવાળો હોય છે. કેશ કાળા અને લાંબા હોય છે. તેનું ચિત્ત દયાળુ, મુખ હસમુખુ હોય છે, અને તે ગમે તેની સાથે નમ્રતાથી માયાળુ-પણે વર્ત્તે છે.

પદ્મિની સ્ત્રી ભાગ્યશાળી હોય છે તે પોતાના પતિને પરમેશ્વર માની તેની સેવા કરે છે. પતિની પ્રીતિ સંપાદન કરવી એજ તેનો ધર્મ થઈ રહે છે. પતિને અનુકુળ વર્તી હંમેશાં પતિવ્રતપણું પાળી પાતની સાથે એક જીવ બની રહે છે. પરપુરૂષનું તે મોં પણ જોવા ઈચ્છતી નથી, પોતાનો પતિ ગમે તેવો હોય છતાં તેમાંજ પ્રીતિ રાખનારી હોય છે, કુમાર્ગે વળવાનું તેને મન જ થતું નથી. ગમે તેવી દ્રવ્યાદિ પદાર્થોની લાલચ તેને ફસાવી શકતી નથી. આવી સ્ત્રીઓ ઉદાર હોય છે. જેના ઘરમાં પદ્મિણી સ્ત્રી હોય છે તે ઘરમાં હંમેશાં ઐશ્વર્ય અને સુખો વિદ્યમાન રહે છે. જે પુરુષને આવી પદ્મણી સ્ત્રી મળી હોય છે તેમને ભાગ્યશાળી, તેજસ્વી અને સુખી સમજવા. પદ્મિણી સ્ત્રી ધર્મિષ્ટ, નીતિવાળી, પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી રહે છે. તે સુશીલ અને પવિત્ર આચરણ સેવ-નારી હોય છે. આખો દિવસ તેનું મન પતિસેવામાં જોડાયલું રહે છે. તેની વાણી મીઠી, હોઠ લાલ. દાંત દાઢમની કળીઓ જેવા સફેદ હોય છે. તે પોતાના ઉપર પ્રીતિ રાખનારી, ગૃહને કુશળતાથી ચલા-વનાર, પતિનું મનરંજન કરનાર હોય છે.

પદ્મિની સ્ત્રીના બંને નેત્રો કમળ જેવાં અર્થાત મૃગના નેત્ર જેવાં નાકનાં બે છિદ્રો નાનાં નાનાં, શરીર જાડુ નહિ તેમ પાતળું નહિ તેવું. સુક્ષ્મ, વાણી મધુર અને કોમળ, શરીર સુંદર, બીજાનું હિત ઈચ્છિનાર, બુદ્ધિવાળી, કમળના જેવી સુગંધીવાળી, સુંદર ચોટલાવાળી, પુષ્ટ સ્તનવાળી હોય છે. તેનું મુખ ચંદ્ર જેવું મનો-હર, તેજસ્વી, હોય છે. કેડ સિંહના જેવી પાતળી હોય છે, હાથ કમળની દાંડી જેવા હોય છે. ઉદર કૃશ હોય છે. કપાળ વિશાળ હોય છે, ધનુષ્યાકાર જેવી તેની ભમરો હોય છે કદમાં ઉંચી નહિ

તેમ નીચી નહિ એવી હોય, ડુંટી ઉંડી હોય, સ્તનના ભારથી કાંઇક નીચે વળેલી હોય તે સ્ત્રીને પદ્મિની જાણવી.

પતિ બહારથી કમાઇ લાવે તેની ઘરમાં આ સ્ત્રી આવક પ્રમાણે ખર્ચ કરી સારી રીતે વ્યવસ્થા કરે છે. જે રીતે પતિ રાજી રહે તે રીતે વર્તે છે. ઘેર નોકરો હોય છતાં પણ તે જાતે પતિસેવામાં હરનિશ તત્પર રહે છે. પતિ અવળે માર્ગે જતો હોય છે તો તે તેને મીષ્ટ વચનોથી અને પ્રેમથી સુધારી શકે છે. કદી પતિના આગળ કોઈ વસ્તુની હઠ કરતી નથી. તે તો માત્ર પતિ એ જ પોતાનો ચાલક, અને પાલક છે એમ માની તેની પ્રીતિ સંપાદન કરવામાં જ પોતાના ચિત્તને જોડી રાખે છે.

ચિત્રિણી—જેમ પદ્મની સ્ત્રી વખાણવા યોગ્ય છે તેવી રીતે ચિત્રિણી સ્ત્રી પણ ઉત્તમ હોય છે. તે પદ્મિની કરતાં કાંઇક ઉતરતી છે. તેનું શરીર સુવર્ણ માફક તેજસ્વી, રંગ ઘઉંવર્ણો, શરીર બહુ જાડું નહિ તેમ પાતળું પણ નહિ, સ્તન કઠીન, નાક પોપટના જેવું અણીદાર આગળ હગતું હોય છે. રૂપ સુંદર હોય છે, વેણુ મીઠાં કોયલ જેવાં શાન્ત, સુશીલ, સત્સંગતિમાં પ્રીતિવાળી, ધર્મિષ્ઠ, પતિપરાયણ જીવન વ્યતિત કરનારી હોય છે, તેના શરીરમાંથી ચંપા જેવી સુગંધી નીકળે છે. તેનાં ગાત્ર કોમળ અને સુદઢ હોય છે. તે લોભ વગરની, મૃદુ ભાષણ બોલનારી, સત્ય અને પ્રિય વચન બોલનારી અને પતિથી પ્રસન્ન થનારી હોય છે. તે પરપુરૂષ ઉપર કુદૃષ્ટિ કરતી નથી. પતિની પ્રીતિ સંપાદન કરી પતિસેવામાં મન રાખનારી હોય છે.

જે સ્ત્રીની દૃષ્ટિ ચંચળ, વિશાળ હોય, સુંદર વદન હોય, સંગીત કે ચિત્રકળાના કે ભરવા ગુંથવામાં પ્રીતિવાળી, ચાલવાની ગતી હાથી જેવી હોય, સ્તન બીલા જેવાં કઠણ હોય, શરીર તેજસ્વી હોય, સત્ય અને મધુર વાણી બોલનારી હોય, દયાળુ અને દેવસેવામાં પ્રીતિવાળી હોય, પરપુરૂષ પ્રતિ દૃષ્ટિ પણ ન કરનારી, ધર્મિષ્ટ અને પતિપરાયણ હોય તે સ્ત્રી ચિત્રિણી કહેવાય છે.

પુરૂષ સંયોગ વખતે અલ્પ સંયોગથી તેની ઇચ્છા તૃપ્ત થઇ જાય છે. તે હંમેશાં દયાળુ અને ક્ષમાવાન હોય છે. તેનું રૂપ, રંગ અને વેશ ચિત્ર સમાન સુંદર અને મનોહર હોય છે. તે સુગન્ધિથી

અને નાચગાન જોવાથી વધુ પ્રસન્ન થાય છે. તે હંમેશાં પોતાના શરીરને સુંદર વસ્ત્રાલંકારોથી શોભાવવાની ઈચ્છા રાખે છે. પોતાના પતિની પ્રીતિ ગમે તે રીતે તે મેળવી શકે છે.

**પદ્મિની અને ચિત્રિણીની સરખામણી**–પદ્મિની સ્ત્રી થોડું અને સાધારણ બોલે છે. પરપુરૂષો સાથે બીલકુલ વાત કરતી નથી. અને કદાચ વાત કરવાનો પ્રસંગ આવે છે તો નીચી નજરે કરે છે. તેના મોં સામું જોઇ તેની સાથે આંખે આંખ મેળવતી નથી. જ્યારે ચિત્રની પરપુરૂષો સાથે વાત કરવામાં સંકોચ રાખતી નથી તે તેની સાથે હસીને વાત કરવાને આચકો ખાતી નથી. પદ્મિની તો પરપુરૂષ ઉપર બિલકુલ પ્રીતિ રાખતી નથી, પરની વાત પણ સાંભળવા ઇચ્છતી નથી. પદ્મિની સ્ત્રી માત્ર પોતાના પતિને રાજી કરવા માટે જ સારાં વસ્ત્રાલંકારો પહેરે છે ત્યારે ચિત્રની તો પોતાનું રૂપ-સારૂં દેખાય, બહાર બીજા લોકોના આગળ તેની સુંદરતા દેખાઇ આવે તે માટે હંમેશાં પોતાના શરીરને ઉત્તમ વસ્ત્રાલંકારોથી શણુગારવામાં આનંદ માને છે.

**હાસ્તની–હસ્તિની સ્ત્રી**–પદ્મણી અને ચિત્રિણી કરતાં કનીષ્ટ છે. તેનાં નિતમ્બ, સ્તન, હોઠ, અને આંગળીઓ જાડી અને મોટી હોય છે. તે સદા વિષયભોગ ભોગવવાની લાલસા રાખનારી અને ચંચળ મનની હોય છે. તેનું શરોર સ્થુલ હોય છે તેમાંથી મદ્ય જેવી ગંધ આવે છે. આંખો લાલ અને વાળ ટુકા હોય છે. નાક પહોળું તેના છિદ્ર પહોળાં હોય છે. ઘણે ભાગે આ જાતીની સ્ત્રી ધર્મભ્રષ્ટ આચરણોને સેવનારી, ખોટાં લક્ષણોવાળી, અને ઘણે ભાગે દુરાચારીણી હોય છે.

તેનું હૃદય દયા વગરનું, શરમ વગરનું અને જ્ઞાન વગરનું હોય છે. તે પરપુરૂષની સાથે વિષય ભોગવવાની લાલસા રાખનારી, અત્યંત વિષય લાલસાવાળી અને પતિ ઉપર પ્રીત ન રાખનારી હોય છે. આવી સ્ત્રીઓ અધમ ગણાય છે. પોતાના કુલને કલંક લગાડનારી અને દુષ્કર્મોને કરનારી હોય છે. પાપી પુરૂષોને જ આવી સ્ત્રીઓ મળે છે. આવી સ્ત્રીઓને વ્યભિચારીણી–હલકાં કામ કરનારી સમજવી. તે ઘણું જમે છે, દીવસે આળસુ થઇ ઊંઘ્યાં કરે

છે, ગમે તેવું બીભત્સ અને કટુ શબ્દો બોલતાં શરમાતી નથી. આવી સ્ત્રીઓ ટાપટીપ કરનારી, વસ્ત્રો અને અલંકારો માટે પતિને હઠ કરી સતાવનારી, પરપુરૂષનો દ્રવ્યના લોભથી સંગ કરવા માટે તત્પર રહેનારી હોય છે. આવી સ્ત્રીઓ પતિના કહ્યામાં રહેતી નથી, અને તેના કહ્યા પ્રમાણે પતિ વર્તતો નથી અથવા તો તેનાં દુરાચરણોમાં જો પતિ વચ્ચે પડી વિઘ્ન નાંખે છે તો તેનો ઘાત કરવાને પણ ચુકતી નથી. આવી સ્ત્રીઓ પતિને વશ કરવા માટે ભૂવા જતીનો સંગ કરતાં અચકાતી નથી. તેનું જીવન માત્ર વિષય ભોગ ભોગવવાની ઈચ્છાથી જ ટકી રહે છે. આવી સ્ત્રીઓનો તેના પતિએ વિશ્વાસ રાખવો યોગ્ય નથી કારણકે તે પોતાના પતિને વિશ્વાસઘાત કરતાં પણ ડરતી નથી. આવી સ્ત્રીઓ એક પતિ મરી જતાં બીજા સાથે પુનર્લગ્ન-અથવા તો નાતરૂં કરે છે, બીજો મરે તો ત્રીજા સાથે જાય છે. તેમને મન પતિવ્રતપણું કે સતીત્વનું સંરક્ષણ કરવાનું હોતું જ નથી. આવી સ્ત્રીઓ ઉચ્ચ કુળમાં જન્મી હોય છે તો પોતાના કુળને કલંકિત કરે છે અને પતિના કુળને પણ ડુબાવે છે.

આવી સ્ત્રીઓને સુધારવી ઘણી મુશ્કેલ છે પણ જે માણસો આવી સ્ત્રીઓને દુરાચારમાં ફસાયા પહેલાં જ યોગ્ય ઉપાયો કરી તેને સવળે માર્ગે વાળવા મથે છે તેજ કદાચ તેને સુધારી શકે છે. આવી સ્ત્રીઓ ઘણું કરીને શુદ્ર જેવી હલકી કોમોમાં જ હોય છે અને ઉચ્ચકુળમાં ઘણી જ થોડી હોય છે.

શંખીની અથવા શંખણી-આ જાતિની સ્ત્રીનું શરીર સ્થૂલ-જાડુ હોય છે. તેના શરીરમાંથી ક્ષાર જેવી ગંધ આવે છે. તેનાં નેત્ર કમળદળના જેવા વિશાળ, સ્તન કઠણ, વાક્ય મધુર અને ગળે ત્રણ રેખાઓ હોય છે. તે સ્ત્રી સુશીલ અને કંઈક શરમાળ હોય છે. તે ઘણી કામાતુર રહે છે. તે હાસ્યવિનોદ કરનારી, મશ્કરી ઠઠ્ઠા કરી અન્યને કામોત્તેજક કરે તેવાં રસીલાં વચનો બોલવામાં કુશળ હોય છે. તેને વિષયભોગ ભોગવવાની એવી ઇચ્છા હોય છે કે તે કામાતુર થાય છે ત્યારે પોતાના પતિ, ગુરૂ કે માબાપના પણ ભય રાખતી નથી. તે પરપુરૂષ સાથે સહવાસ કરવાની ઇચ્છા રાખ્યાં કરે છે. તે જેમ જેમ પુરૂષસંગ કરતી જાય છે તેમ તેમ તે

ઘણી કામાતુર બને છે. તેની કામેચ્છા કદી તૃપ્ત થતી નથી, તેને ઠઠ્ઠા મશ્કરી કરી ગમે તેવું હસીને બોલવામાં શરમ આવતી નથી.

તેનું હૃદય ઘણું કઠોર અને કર્કશ હોય છે. નાક ઉંચું, જંઘાઓ અને બાહુ મોટા, પગ મોટા અને માથું નાનું હોય છે. તેનાં નેત્ર, રૂપ વીગેરે શોભાપ્રદ હોય છે, વસ્ત્ર ઓઢવા પહેરવામાં સ્તન વિગેરે ગુપ્ત અવયવો ઉઘાડા રહી જાય, છેડો ખસી જાય તેની કાળજી રાખતી નથી. કહ્યું છે કેઃ આ રાડતો શંખણી છે. આવી સ્ત્રીઓ દ્રવ્યાદિની લાલચથી ભ્રષ્ટ થતાં આચકો ખાતી નથી. પોતાના પતિ સાથે ઉપર ઉપરથી પ્રેમ રાખે છે, અને અંદર ખાનેથી પરપુરૂષ ઉપર પ્રીતિ રાખનારી હોય છે. તે પોતાના પતિ આગળ પતિવ્રતા નો ડોળ કરે છે. અને મનમાં પતિ ક્યારે વેગળો ખસે કે પરપુરૂષ સાથે સંબંધ થાય આવી ઇચ્છાવાળી હોય છે. આવી સ્ત્રીઓ પણ પોતાના પતિને મંત્ર, જંત્ર અને ઓષધીઓના પ્રયોગથી વશ કરવા માટે ભૂવા, જતિ કે સાધુઓના સહવાસને સેવે છે. ઉપરથી ભક્તિ-નો ડોળ રાખી દેવમંદિરોમાં જાય છે પણ ત્યાં પરપુરૂષની ઇચ્છા રાખનારી તે હોય છે. આવી સ્ત્રીઓ ઉપર તેના પતિએ વિશ્વાસ રાખવો યોગ્ય નથી. અન્ય પુરૂષના સામું જો જો કરવું. તેની સાથે વાત કરતાં હસી પડવુ, આંખો સાથે આંખો મેળવવી, મંદિરોમાં જઈ પરપુરૂષને શોધવાની વૃત્તિ રાખવી વિગેરે દુરાચરણોને તે ગુપ્તપણે સેવે છે.

શંખિની અને હસ્તિનીની તુલના-બંને જાતિની સ્ત્રીઓનાં શરીર તો સ્થુલ પરન્તુ શંખનીની કમર કાંઇક પાતળી અને હસ્તિ-નીની જાડી હોય છે. પરપુરૂષ સાથે વાત કરવામાં શંખીની હસી પડે છે ત્યારે હસ્તિની તેની સાથે હસી હસીને વાતો કર્યા કરે છે. શંખીની રૂપવાન હોય છે. પરપુરૂષ ઉપર પ્રીતિ રાખનારી, તથા તેનું હૃદય રાગ દ્વેષથી ભરેલું અને કલેશી હોય છે. હસ્તિની કાંઇક બેડોળ, કુરૂપવાળી, કલેશ, કુસંપ, લડાઈ, ઝઘડા કરવામાં કુશળ હોય છે. તે દુરાચારી પાપ કરતાં ન ડરનારી અને પોતાની ટેવ ન સુધારનારી હોય છે.

---



## પ્રકરણ ૬૩ મું.

## કુમારી અને રમણી સ્ત્રીઓ.

કુમારીના પણ ઉત્તમ, મધ્યમ અને કનીષ્ટ એવા ૩ ભેદ હોય છે.

**ઉત્તમ કુમારી**–ઉત્તમ કુમારી સર્વથી શ્રેષ્ટ છે. શરીર ગૌર વર્ણનું અને સુવર્ણ સમાન તેજસ્વી, વાળ કાળા, અને લાંબા હોય છે. ગતિ હંસ સરખી અને શરીર સુંદર રૂપવાળું હોય છે. દાંતો દાડમની કળી જેવા, નેત્ર તેજસ્વી; પ્રિય અને મધુર બોલનારી, ધર્મિષ્ટ, હાથ કમળના દળ જેવા, ગાલ ગુલાબી અને પવિત્ર આચરણવાળી, શરમાળ, પવિત્ર અને સુશીલ હોય છે.

**મધ્યમા કુમારી**–મધ્યમા કુમારીનું કદ મોટુંય નહિ તેમ નાનુંય નહિ એવું હોય છે. વાળ કાળા અને લાંબા હોય છે. નાક મનોહર, વાણી પ્રિય લાગે તેવી, હોઠ લાલ અને પાતળા હોય છે. ડુંટી ઉંડી હોય છે. તે હંમેશાં સુખ દુઃખને સમાન માની પ્રસન્ન રહેનારી હોય છે. ગુરૂ, બ્રાહ્મણ અને દેવ ઉપર શ્રદ્ધાવાળી, સર્વ જીવો ઉપર સમાન દૃષ્ટિ રાખનારી, સદાચરણનું સેવન કરનારી, આળસ વગરની, ચાલાક હોય છે. તેના વાળ કાળા, કંઠ કોયલ સરખો મીઠો હોય છે, આવાં લક્ષણવાળીને મધ્યમાકુમારી કહે છે.

**અધમ કુમારી**–આ જાતની કુમારીકા અધમ હોય છે. તેના શરીર ઉપર વધુ રૂવાંટી હોય છે. હાથ મોટા અને નેત્ર પીળા રંગનાં હોય છે. દાંત મોટા આગળ પડતા, શરીર કર્કશ, પેટ મોટું હાથ પગ કઠણ અને ખડખડાટ હસનારી છે. તે નિર્લજપણે બહુ બોલનારી, વાળ કાળા અને ટુંકા હોય છે અને દુરાચરણનું સેવન કરનારી હોય છે. તે કુરૂપી, જોવા માત્રથી અરૂચિ ઉત્પન્ન થાય તેવી બેડોળ શરીરવાળી હોય છે. રંગ કાળો, વાણી કર્કશ, અહં-

કારી, હાંતે મશી ચોપડી કાળા બનાવનાર, શરમ લાજ વગરની, અને ઉછાંછળી હોય છે.

કુમારી શાસ્ત્રમાં કહ્યું છે કેઃ જન્મથી સાત વર્ષ સુધીની પુત્રીને કુમારી કે ગૌરી કહે છે. આઠ વર્ષની પુત્રીને રોહિણી કહે છે, નવ વર્ષની પુત્રીને બાલિકા કહે છે.

સાત, આઠ અને નવ વર્ષની પુત્રી લગ્ન કરવામાં શ્રેષ્ટ ગણાય છે. તેથી મોટી ઉમ્મરે લગ્ન કરવું તે અધમ ગણાય છે. કેમકે કન્યા દસ કે બાર વર્ષે રજસ્વળા થાય એમ માનવું છે અને કુંવારી કન્યા બાપને ત્યાં રજસ્વળા થાય તે પછી લગ્ન કરવું તે અધમ અને પાપયુક્ત ગણાય છે. રજસ્વળા થયા પછી કન્યાનું લગ્ન કરવાથી માબાપ નર્કે જાય છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષનાં ફળ નાશ પામે છે એવું શાસ્ત્રમાં છે.

## રમણીનાં લક્ષણ.

જેવી રીતે ત્રણ પ્રકારની કુમારીકા છે તેવી રીતે તે કુમારીકા મોટી ઉમ્મરે રમણી ગણાય છે. રમણીના પણ ત્રણ ભેદ છે. ઉત્તમ રમણી, મધ્યમ રમણી અને અધમ રમણી.

ઉત્તમ રમણી—પતિવ્રતા સ્ત્રી ઉત્તમ રમણીમાં ગણાય છે. તે ધર્મિષ્ટ હોય છે. પરપુરૂષ સંગ કદાપી પણ કરવા ઇચ્છતી નથી. વૃત, ઉપવાસ, દેવદર્શન કરવાની પ્રીતિવાળી હોય છે. દયાળુ અને શાંત હોઈ નિરંતર પતિસેવા કરવામાં પ્રીતિવાળી રહે છે.

મધ્યમ રમણી–તેવી સ્રીનો પતિ તરફનો ભાવ કાંઇક ઓછો હોય, માબાપ, પતિ કે સાસુ સસરા કે સગાં સંબંધની બીકથી, લોક લજ્જાથી પરપુરૂષનો સંગ કરી શકતી નથી. સમય અને એકાન્ત સ્થાન ન મળવાથી તેમ પોતાને પસંદ ન આવવાથી પરપુરૂષ સંગ કરતી નથી અને લોક લજ્જાથી સતીપણું પાળે છે તે મધ્યમ છે.

અધમ રમણી–અધમ રમણી દુષ્ટ, દુરાચારી, કલેશી, કંકાસ કરનારી, પતિનો તિરસ્કાર કરનારી, પતિનો દ્વેષ કરનારી, પરપુરૂષ સંગ કરવાની પ્રીતિવાળી, પતિ સુંદર છતાં તેના ઉપર પ્રીત ન રાખતાં અન્ય પુરુષની ઇચ્છા રાખે છે. ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરવાની હોંશવાળી, લોકલાજ હોતી નથી, અધર્મી, વ્યભિચારી અને કુછંદી હોય છે.



## પ્રકરણ ૬૪ મું.

### સ્ત્રીઓના બીજા ભેદ

સ્ત્રીઓની ઉપર જણાવેલી જાતિ સિવાય વળી દેવી, યોગિની યક્ષિણી, નાગણ, ગંધર્વી, માનવી રાક્ષસિણી, ડાકિની, શાકિની, કોઆટી અને ગધેડી એ પ્રકારના બીજા ભેદ હોય છે.

**દેવી**—જેનું વદન પ્રફુલ, સુલક્ષણવાળી અને પરહિતમાં તત્પર રહેનારી હોય છે તેમ જે સ્ત્રી તેને દેવી કહે છે. તેનાં લક્ષણ પદ્મિની સ્ત્રી જેવાં હોય છે. દેવ પુરુષ જેવાં તેનામાં લક્ષણ હોય છે.

**યોગિની** સ્ત્રી બુદ્ધિવાળી, યુકિતબાજ અને કામકાજમાં પ્રીતિ-વાળી હોય છે.

**ગંધર્વણ સ્ત્રી**—વસ્ત્રાભૂષણોથી શરીરને શણગારી રૂપ યોવન બતાવવાનો ઇચ્છાવાળી, નાચ અને ગાયન ગાવાની પ્રીતિવાળી અને સુગન્ધિત પુષ્પ અત્તરાદિમાં પ્રીતિવાળી હોય છે. ગંધર્વ પુરૂષ જેવાં અને ચિત્રિણીના જેવાં તેનામાં લક્ષણ હોય છે.

**મનુષ્ય**—જાતિની સ્ત્રી રૂપવાન, અતિથી સત્કાર કરવામાં પ્રીતિ-વાળી, પોતાનાં કાર્યોને મહેનતથી પૂર્ણ કરનારી હોય છે.

**યક્ષિણી**—સ્ત્રી ગોરવર્ણવાળી, કઠીન, ઉભા સ્તનવાળી, વધુ રીશાળ, અને મદ્યાદિનું ભક્ષણ કરવામાં પ્રીતિવાળી હોય છે. તેનામાં યક્ષ પુરૂષ જેવાં તેમજ શંખીની જેવાં લક્ષણ હોય છે.

**નાગણ**—ઉન્મત્ત; ક્રોધી, સ્હેજ સાજમાં નાગણની માફક ક્રોધથી કુંફાડા મારનારી હોય છે.

**રાક્ષસી** સ્ત્રી—પોતાના પતિ કે પુત્રને મારતાં ડરતી નથી તેમ

પરપુરુષ સાથે સંગ કરવાને અચકાતા નથી. તેનામાં હસ્તિની સ્ત્રી જેવાં તેમ રાક્ષસ પુરૂષ જેવાં લક્ષણુ હોય છે.

ડાકિની સ્ત્રી–પોતાના કામનો સંહાર કરતાં તેમજ પરહિતનો વિનાશ કરનારી છે.

શાકિની–સ્વાર્થ જેટલી જ મતલબી, કામ સર્યું એટલે પછી પ્રીતિ ન રાખનારી હોય છે.

કૃત્યા કે પિશાચીણી–ખરાબ વેશવાળી, કુરૂપ, અને સર્વ પ્રયત્નમાં નિષ્ફળ થનારી હોય છે. તેનામાં પિશાચ પુરુષના જેવાં લક્ષણુ હોય છે. તે કલેશ કરનારી, જાડા શરીરવાળી, ઘણી ક્રોધી, કાળા રંગવાળી, લાંબા હોઠવાળી, બુચા નાના નાકવાળી, શિથિલ ઢળતા સ્તનવાળી, ઉંચા પેટવાળી ને તમોગુણુવાળી હોય છે.

ગધેડી–જેનાં કાર્ય મલિન હોય અને નિર્લજ તથા દુષ્ટ સ્વભાવની હોય છે તે.

આ પ્રમાણે સ્ત્રીઓના ભેદ છે. હજુ પણુ કહેવત છે કે–સતિ શ્રાપ દે નહિ અને શંખણીના લાગે નહિ. જે સતિ સ્ત્રીઓ છે તે દેવી તરીકે ગણાય છે. અને શંખણી સ્ત્રીઓ હલકી અને નીચા સ્વભાવની ગણાય છે. તેવીજ રીતે સ્ત્રીઓ અંદરે અંદર ગાળો દેતાં 'શાંડ ગધેડી' એવી ગાળો દે છે તેમાં પણુ હલકી સ્ત્રીઓનોજ સમાવેશ થાય છે. સ્ત્રીઓએ પોતાના વિચારો સુધારી, આચરણોને સુધારી, પતિ સેવામાં તત્પર રહેવું જોઇએ. પરપુરૂષની ઇચ્છા રાખનારી સ્ત્રી આ લોકમાં નિંદાને પાત્ર ગણાય છે અને તેનો પરલોક બગડે છે. સ્ત્રીઓનું સૌભાગ્ય પતિ સેવા કરવામાં જ સમાયલું છે. પતિમાં પ્રીતિ રાખનારી સ્ત્રી જ ખરા આનંદનો અનુભવ મેળવી શકે છે. જો કોઇ સ્ત્રીનામાં ઉપર પ્રમાણે હલકા વર્ગની સ્ત્રીના ગુણુ હોય તો તે સુધારી ઉત્તમ ગુણુ ધારણુ કરવાથી ઉત્તમ બને છે.

વૈદક દૃષ્ટિએ–સ્ત્રીઓના ચાર ભેદ છે. ૧૬ વર્ષ સુધીની બાલિકા ગણાય છે. ૧૭ થી ૩૨ વર્ષ સુધીની સ્ત્રી તરૂણી, ૩૩ થી ૫૦ વર્ષ સુધીની સ્ત્રી પ્રૌઢા અને ૫૦ વર્ષ ઉપરની સ્ત્રી વૃદ્ધા ગણાય છે.





## પ્રકરણ ૬૫ મું.

## નાયકા ભેદ.

૧ સ્વકીયા નાયકા—જે સ્ત્રી પોતાના પતિના ઉપર હંમેશાં પ્રેમ રાખે છે અને તેના ઉપર પ્રસન્ન રહે છે તેને સ્વકીયા નાયકા કહે છે.

૨ પરકીયા—જે સ્ત્રી પતિ વગર પરપુરૂષ ઉપર પ્રેમ રાખે છે તે પરકીયા ગણાય છે.

૩ સામાન્યા—જે સ્ત્રી પ્રેમ વગર માત્ર પૈસાની લાલચથી પુરૂષ ઉપર પ્રેમ રાખે છે તે.

૪ મધ્યમા—જેને કામ અને લાજ બંને સરખાં હોય તે મધ્યમા નાયીકા છે.

૫ પ્રૌઢા—જે પોતાના પતિની રીસ કે સ્નેહ સંકેતથી સમજી જાય અને કામ ક્રીડામાં વધુ પ્રીતિ રાખતી હોય તેને પ્રૌઢા નાયીકા કહે છે.

૬ વિચિત્ર વિભ્રતા પ્રૌઢા—જે સ્ત્રી મોહ ઉપજાવે, કળાથી પતિને વશ કરે તે.

૭ લુબ્ધા પતિ પ્રૌઢા—જે શરમ રાખ્યા વગર નિર્ભય રીતે રતિ સાથે તન્મય થઇ જાય તે.

૮ આક્રમિતા પ્રૌઢા—જે મન, વચન અને કર્મથી પતિને વશ કરે તે.

૯ સમસ્ત રસકોવિદા પ્રૌઢા—જે સ્ત્રી પોતાના પતિની તમામ ઇચ્છા પૂર્ણ કરે છે તે.

૧૦ નવયૌવના મુગ્ધા—જે સ્ત્રી જુવાનીમાં પ્રવેશ કરી કામ ક્રીડાની શરૂઆત કરે તે.

૧૧ નવલ્લ અનંગા મુગ્ધા–જે રસીલી ને રમતીયાળ હોય છતાં કામથી ત્રાસે છે તે.

૧૨ લજ્જા પ્રાયા મુગ્ધા–જે પતિ સાથે કામક્રીડા કરતાં શરમાઇ જાય છે તે.

૧૩ અરૂઢ યૌવના મધ્યમા—જેનામાં જુવાની અને કામનો પૂર્ણ સંચાર થયો છે તે.

૧૪ પ્રગલ્લ્ભ વચના મધ્યા—જે પતિને હાસ્ય વિલાસમાં ઠપકો આપે તે.

૧૫ પ્રાદુર્ભુત મનોભવા મધ્યા—જે કામક્રીડામાં વીજળી જેવી ચપળ હોય છે તે.

૧૬ ઉત્તમા નાયિકા—જે પતિથી અપમાન થતાં રોષ ધરે નહિ ને સરળ ભાવે વર્તે તે.

૧૭ મધ્યમા—પતિના દોષથી રીસાય અને વળી મનાય તે.

૧૮ ગર્વિતા–જે પોતાના રૂપ કે ગુણથી ગર્વ ધારણ કરે તે.

૧૯ રૂપગર્વિતા–જે સ્ત્રી પોતાના રૂપના ગર્વથી પતિની વાતનું ખંડન કરે છે તે.

૨૦ પ્રેમગર્વિતા—જે પોતાના પતિના પૂર્ણ પ્રેમથી અહંકારી થઇ તેની સાથે લઢે છે તે.

૨૧ દિવ્યા–જે પોતાના પતિનો સ્નેહ સારી રીતે નીભાવે છે તે.

૨૨ અદિવ્યા–જે પતિના પ્રેમમાં નિયમશુન્ય હોય તે.

૨૩ મોહિની–જે પોતાના પતિને કોઇ વાતની મિષથી પોતાનો ઉદ્દેશ જણાવ તે.

૨૪ મુદિતા–પતિના આવતાં આનંદ થાય છે તે.

૨૫ પ્રવત્સપતિકા–જે સ્ત્રી પતિના પરદેશ જવાની વાત જાણી શોક કરે છે તે.

૨૬ ધીરા–જે સ્ત્રી પતિના દોષ જોવા છતાં તેને કઠોર વચન ન કહે અને તેના ઉપર ક્રોધ કરે નહિ તે.

---



## પ્રકરણ ૬૬ મું

## જુદા જુદા દેશની સ્ત્રીઓના ગુણો.

ગુજરાતી-સ્ત્રીઓ સુઘડ, રૂપવાન, સુંદર નેત્રવાળી તથા શરીરે મજબુત હોય છે. વાણી વિવેકી અને મીઠી હોય છે.

દાક્ષણી સ્ત્રીઓ-હસમુખી, સિદ્ધ હસ્ત અને ચંચળ સ્વભાવની હોય છે.

મારવાડીની સ્ત્રીઓ-ઘણી ભોગ વિલાસિની, વિશાળ રૂપવાળી અને સાધારણ આચરણવાળી હોય છે.

કુરણાટકી સ્ત્રીઓ-સદાચારણી, કોમળ ગાત્રવાળી અને તે ધર્મિષ્ટ હોય છે.

બંગાળી સ્ત્રીઓ-નાં શરીર કોમળ, અને તે મજબુત બાંધાની હોય છે. મુખ હસમુખુ અને મન ચંચળ હોય છે, આચરણ શુદ્ધ અને ધર્મિષ્ટ હોય છે.

મધ્યદેશની સ્ત્રીઓ—શરમાળ, સુશીલ, અને વધુ કામેચ્છાવાળી હોય છે.

---

## પ્રકરણ ૬૭ મું.

## સ્ત્રીઓની પરીક્ષા.

વાળ—જે સ્ત્રીના વાળ કાળા ભમર જેવા, અને લાંબા હોય છે તે પતિમાં પ્રીતિ રાખનારી, પતિની સેવા કરવાવાળી, ધનવાન, અને પુત્રવાળી થાય છે. જે સ્ત્રી પીળા રંગના ટુંકા ટુંકા બરછટ વાળવાળી હોય છે તે સ્ત્રી વ્યભિચારીણી નીકળે છે.

મસ્તક—જે સ્ત્રીનું માથું ઉંચું અને વિશાળ હોય છે, તે કામિની હોય છે. જેનું માથું લાંબુ હોય છે તે સર્વનાશક અને વંધ્યા નીકળે છે. જેનું કપાળ ઉંચું તથા કોમળ અને અર્દ્ધ ચન્દ્રાકાર હોય છે તે પતિવ્રતા અને સૌભાગ્યવતી નીકળે છે.

ભમર—જેની ભમર ગોળ, કાળી અને ધનુષાકાર હોય છે તે રતિકળામાં પ્રીતિવાળી, જેની ભમર પીળાશ પડતી, એક બીજા સાથે મળી ગયેલી અને સીધી હોય છે તે કલેશથી સમય વીતાડનાર હોય છે.

નેત્ર—જે સ્ત્રીનાં નેત્ર પીળા રંગનાં તે દુષ્ટ સમજવી, જેનાં નેત્ર વિશાળ હોય છે તે પતિવ્રતા હોય છે. જેનાં નેત્ર હાથીના જેવાં નીચાં ઢળેલાં તથા લાલ હોય છે તે પાતઘાતક બને છે ને જેની જમણી આંખ ફુટેલી હોય તે વન્ધ્યા હોય છે અને ડાબુ નેત્ર કાણું હોય છે તે કુલ કલંકિની અને વ્યભિચારિણી હોય છે.

કર્ણ—જે સ્ત્રીના કાન લાંબા, ગોળ અને પાતળા હોય છે તે સુખી હોય છે અને જેના કાન નાના, અને નસો દેખાય તવા હોય છે તે દુર્ભાગી અને વિધવા બની દુઃખ ભોગવે છે.

નાક—જેનાં નાક સાંકડાં છિદ્રોવાળું તથા પોપટની માફક અણીદાર હોય છે તે પતિવ્રતા હોય છે અને જેનું નાક ઉપરની બાજુએ ઉઠેલું બુચા જેવું તથા લાલ હોય છે તે સ્ત્રી વંધ્યા થાય છે.

પાંપણ—જે સ્ત્રીની પાંપણો પાતળી, નરમ અને સુંદર કોમળ વાળવાળી હોય છે તે પતિ પરાયણ હોય છે અને તેથી વિપરીત લક્ષણોવાળી સ્ત્રી પરપુરૂષ ગામિની હોય છે.

જીભ—જે સ્ત્રીની જીભ કાળી અને મોટી હોય તે કલહપ્રિય અને દરિદ્ર થાય છે. જે લાંબી જીભવાળી હોય છે તે અભક્ષ પદાર્થોનું ભક્ષણ કરે છે. અને જેની નરમ તથા લાલ રંગની જીભ હોય છે તે સ્ત્રી સુખી અને પતિવ્રતા હોય છે.

ગાલ—જેના ગાલ ભરાવદાર, લાલાશ પડતા અને કોમળ હોય છે તે સૌભાગ્યવંતી રહે અને તેથી વિપરીત ગાલવાળી સ્ત્રી વિધવા થાય છે.

હાથ—જેના હાથમાં ચક્ર, બાણુ, શંકુનાં ચિન્હ હોય અથવા હાથી ઘોડા, ઘર, મન્દિરનું ચિન્હ હોય તે સ્ત્રી ધર્મ પરાયણ, સધવા અને વૈભવવાળી થાય છે જેના હાથમાં બગલ, દેડકું ને વીંછીના જેવાં ચિન્હ હોય છે તે અપરિમિત દુઃખને ભોગવનારી થાય છે.

હોઠ—જેના હોઠ લાલ અને પાતળા હોય તે સૌભાગ્યવંતી અને જેના હોઠ કાળા, જાડા અને મોટા હોય તે જલ્દી વિધવા થાય છે.

દાંત—જેના દાંત મોતીની માફક હારબંધ હોય તથા ઉપરના અને નીચેના એક સરખા હોય તે પતિવ્રતા અને ધર્મશીલ તથા સુશીલ હોય છે જેના ઉપરના દાંત નાના કે મોટા હોય તથા મેલા અને કાળા હોય તે કુલ્ટા અથવા પાપ કરનારી નીવડે છે.

છાતી—જે સ્રીનાં બંને સ્તન કઠીણ અને ગોળ હોય છે તે પોતાના પતિની કામદેવની શક્તિને વધારનાર થાય છે અને જેની છાતી ઉપર થોડા થોડા વાળ હોય, જેનાં સ્તન બહુજ પહોળાં હોય તે વ્યભિચારિણી થાય છે.

હાસ્ય—જે સ્રી ખડખડાટ હસતી હોય અને જે વાત કરતાં પણ હસી પડતી હોય તે દુરાચારી સમજવી અને જે મંદ મંદ હસતી હોય અને હસતી વખતે દાંત ન દેખાતા હોય તેવી સ્રી ધન અને પુત્રથી સુખી થાય છે,

જંઘા-પગ—ની જાંગ ઉપર વાળ હોય તે કુલ્ટા થાય છે, જેની જાંગ કેળના થંભ જેવી વાળ વગરની અને ગોળ હોય છે તે સમૃદ્ધિવાળી અને પતિવ્રતા થાય છે. તેથી વિપરીત લક્ષણોવાળી સ્ત્રી દુઃખી અને કુલ્ટા થાય છે.

પેટ—જેનું પેટ મોટું દેડકાના જેવું પહોળું હોય તે પુત્રવાળી અને સુખીયા હોય છે, જેનું પેટ ઘડા જેવું હોય છે તે દુર્ભાગ્ય-વાળી થાય છે.

પગ—જેના પગની તળીયાની નાની બે આંગળીયો જમીનને અડકતી ન હોય તે સ્ત્રી વ્યભિચારીણી થાય છે. જેની પગની પીંડી ઉપર ચઢેલી હોય તે પતિનો ઘાત કરનાર, જેના પગના અંગુઠા ઉંચા અને ગોળ હોય તે સુખી અને જેના નખ પડા જેવા હોય તે દુઃખી થાય છે. જેની ચાલ મસ્ત હાથાના માફક હોય છે તે પતિ-વ્રતા થાય છે અને જે ચાલતાં ચાલતા આડું અવળુ ડાફોરાં મારતી ચાલે છે તે કુટિલા થાય છે.

કમર—જેની કમર પાતળી હોય છે તે પતિના દર્પને વધા-રનારી અને સુખ ભોગવનારી થાય છે. જેની કમર મોટી હોય તે વ્યભિચારણી અને દુરાચારિણી થાય છે. જેની કમર સમ છે તે પોતાના પતિને પ્રિય હોય છે.



## પ્રકરણ ૬૮ મું

### પતિવ્રતા અને મધ્યમ નીચ સ્ત્રીનાં લક્ષણ.

પતિવ્રતામાં પણ ઉતમ, મધ્યમ, લઘુ અને નીચ એ પ્રકારે ચાર પ્રકારના સ્ત્રીઓના ભેદ છે. જે સ્ત્રી પોતાના પતિની સેવા કરવામાં હંમેશાં સુખ સમજતી હોય. સ્વપ્નામાં પણ પરપુરુષનું મુખ જોવું જેને ગમતું નથી તે ઉતમ પતિવ્રતા છે.

જે સ્ત્રી પરપુરુષને પોતાના બાપ કે ભાઈ સમાન ગણે છે અને પોતાના પતિ પુત્ર ભાઇની સેવા કરવામાં તત્પર રહે છે તે મધ્યમ જાતિની છે.

જે પરપુરુષની ઇચ્છા તો રાખ્યાં કરતી હોય પણ ધર્મ અને કુળને કલંક લાગે એવા ભયથી મનમાં પાછી પડે છે તે નીચ ગણાય છે.

જે પોતાના સાસુ, સસરા, પતિ, પુત્ર, કે જેઠાદિ સંબંધી વર્ગના ભયથી, લાગ ન ફાવ્યાથી પરપુરુષ સાથે પ્રીતિ કરી શકતી નથી તે લઘુ પતિવ્રતા કહેવાય છે.

---

## પ્રકરણ ૬૯ મું.

### દુરાચારણી સ્ત્રીનાં લક્ષણ.

જે હંમેશાં શોક, ચિન્તા અને ભયમાં રહેતી હોય, જે વાત વાતમાં જુઠું બોલે છે, પતિ સાથે ફાવે તેમ વર્તી તેની સાથે વેર બાંધે છે, સુખે ઉંઘતી નથી અને તેના મનમાં કલેશ કરાવે છે, તે સ્ત્રી દુરાચારિણી સમજવી.

શરીર શણગારવા માટે સુંદર વસ્ત્રાલંકારો સજવામાં કુશળ હોય, હસીને વાત કરવામાં જરાપણ શરમાતી નથી, રસ્તામાં જતાં જરા ઘણુસારો થતાં મોં ઉપરની લાજ દૂર કરી આડાં

અવળાં ફાંફાં મારે છે, ચાલતાં ચાલતાં આંખોના પલકારા મારવા, છાતી ઉપરનો સાડીનો છેડો વારંવાર ખસેડી નાંખે છે, મોઢું ચઢાવી તીરછી આંખે અન્યના સામું જુવે છે. પતિ ઉપરના પ્રેમનો ત્યાગ કરે છે, પરપુરુષ સાથે પ્રેમ રાખે છે, ખુલ્લે મોંઢે હસવું, ગાવું, બજાવવું, બુમો પાડીને બોલ્યા કરવું, પતિને પુત્ર ઉપર પણ પ્રેમ ન રાખતાં તેમને વિશ્વાસઘાત કરતાં આંચકો ન ખાવો. તે દુરાચારિણી છે.

પોતાનો પતિ તેના ઉપર પ્રેમ રાખે છતાં પણ તેનાથી તે તૃપ્ત થતી નથી, મોઢું ચઢાવી રીસાય છે, તેના આગળ જુઠું બોલી પોતાનાં દુઃખનાં રોદડાં રડયાં કરે છે અને પરપુરુષ સાથે પ્રીતિ બાંધતાં આંચકો ખાતી નથી, જ્યારે તેની સાથે સંબંધ વધી જાય છે ત્યારે તે તો મારો ભાઈ છે.' એવું પોતાના પતિને જુઠું સમજાવે છે. પતિના મિત્ર સાથે પોતાનો હેતુ સાધવા પ્રીતિ બાંધવા લલચાય છે. પરપુરૂષના દેખતાં પોતાનું શરીર બતાવતાં શરમાતી નથી. કોઈ તેને છેડે છે તો તેને ગાળો દેવા તત્પર રહે છે અને ઉપર ઉપરથી પતિવ્રતાનો ડોળ રાખે છે, ધર્મને બ્હાને પણ પરપુરૂષની સોબત કરવા લલચાય છે. પરપુરૂષની પ્રશંસા કરવા મચી પડે છે. અહંકાર, લોભ, અને મોહવશ હંમેશાં રહે છે તે દુરાચારિણી છે.

તે હંમેશાં કામાતુર રહે છે. સ્હેજ રીસ ચઢતાં ગમે તે નુકશાન કરતાં પણ ડરતી નથી, પતિના ઉપર ઉપરથી પ્રીતિ બતાવી તેને આડુઅવળું સમજાવે છે, એવી સ્ત્રીઓ દુરાચારિણી હોય છે. તેવી સ્ત્રીઓનો સારી સ્ત્રીઓએ સંગ કરવો નહિ. આવી સ્ત્રીઓ હંમેશાં ભટકેલ મનની અને વ્યભિચારિણી નીકળે છે. તેની સોબત કરનાર સ્ત્રીઓને આડુઅવળુ સમજાવી ખોટે માર્ગે દોરે છે. પતિને વારંવાર સતાવે છે, જણુસો કપડાંની હઠ કરે છે, દરરોજ ઘરમાં ક્લેશ કરી પતિને દુઃખ આપે છે. પતિ બહારથી ઘેર આવતાં મોઢું ચઢાવી રીસાઈને બેસે છે અને તેની ગેરહાજરીમાં અન્ય પુરૂષો સાથે આનંદ કરવામાં, હસવા રમવામાં તત્પર રહે છે. આવી સ્ત્રીઓને નીચ અને દુષ્ટ સમજી તેનો સંગ કરવો નહિ.



## પ્રકરણ ૭૦ મું

## પુરુષોના વર્ગ

જેવી રીતે સ્ત્રીઓ ચાર પ્રકારની છે તેવી રીતે પુરૂષો પણ ચાર વર્ગના છે- ૧ શશક, ૨ મૃગ, ૩ વૃષ અને ૪ અશ્વ.

શશક—આ વર્ગના પુરૂષોનાં શરીર બહુજ પાતળાં નહિ તેમ બહુ જાડાં પણ નહિ એવાં હોય છે. તમની વાણી મૃદુ, અને સત્ય હોય છે- તેઓ દયાળુ, પ્રમાણિક, પ્રિય બોલનાર, ગુણવાન, ધર્મિષ્ટ, શીલવાળા અને દેવ બ્રાહ્મણમાં પ્રીતવાળા હોય છે, તેઓ પોતાની સ્ત્રીમાં જ પ્રેમ રાખનારા હોય છે. પરનારી સાથે સંબંધ રાખનારા ઉપર તિરસ્કાર કરનારા હોય છે. તેઓ શાંતચિત્તવાળા, કોમળ હૃદયવાળા, સદાચારી, ગંભીર, અને ઉદ્યોગી હોય છે. તે હંમેશાં પરહિત કરનારા હોય છે. આવા પુરુષોને વ્યાવહારિક અને પારમાર્થિક સુખો પ્રાપ્ત થાય છે. તેની વાણી હંમેશાં હર્ષવાળી, મુખ હસતું અને આનંદી હોય છે. તેમને ઘણા માન આપે છે. ત વિદ્યા અને આભૂષણોથી હમેશાં અલંકૃત રહે છે, તેમનું રૂપ પણ સુંદર હોય છે, તે પોતાની પત્નીમાં પ્રીતિ રાખનારા હોય છે.

મૃગ—આ જાતિના પુરૂષો સ્હેજ જાડા શરીરવાળા હોય છે તેમની વાણી સત્ય અને હાસ્યવાળી હોય છે. મૃગની માફક તેની દષ્ટિ પણ ચંચળ હોય છે. તેને ગાવા બજાવવામાં અધિક પ્રીતિ હોય છે, તે બહુ બોલનારા તેમ જ ખાનાર પણ ઘણું હોય છે. હરિ ભજનમાં તેમજ દેવગુરુમાં શ્રદ્ધા રાખનારા, ધર્મિષ્ટ, વિદ્વાન અને અતિથીની સેવા કરનારા હોય છે. પોતાની સ્ત્રીના ઉપર પ્રેમ રાખનારા અને તેની સાથે હસીને વાત કરનારા હોય છે.

વૃષ–આ જાતિના પુરુષને વધુ કુટુંબ જંજાળ હોય છે. તેના શરીરનું રૂપ આકર્ષક હોય છે. તેમની જીભ કાંઈક મોટી હોય છે. તેઓ ગુણી અને શીલવાન હોય છે. પગ નાના અને શરીર સ્થુલ હોય છે. તે થોડું ઉંઘે છે. સ્ત્રીઓની ઉપર વધુ હેત રાખનાર હોય છે. તેઓ શરમ વગરના તેમજ પરનારીની સાથે ગમન કરવામાં સંકોચ રાખતા નથી. આવા પુરૂષોની મતિ પાપકર્મમાં વળેલી રહે છે. તેઓ વધુ મત્ત, કામી અને પ્રેમી હોય છે. તેમનાં શરીર સુંદર હોય છે અને તે અધર્મમાં પ્રીતિવાળા હોય છે.

અશ્વ–આ જાતિના પુરુષોનાં શરીર કર્કષ, મોટાં અને દુર્ગંધ મારે તેવાં હોય છે, તેમનો રંગ કાળો, તેઓ હઠીલા, કામી, દુરાચારી અને અધર્મિ હોય છે. તેઓ શરમ વગરના, આળસુ, નિર્દય અહંકારી, જુઠા, બુદ્ધિ વગરના, કુકર્મી, અને ખરાબ કામ કરનારા હોય છે. તેઓ હંમેશ, સ્ત્રીસંગની ઇચ્છાવાળા, અને ક્રોધી હોય છે, નીચ સ્ત્રીઓની સાથે પછી તે રૂપવાન હોય કે કુરૂપી હોય છતાં તેની સાથે સંગ કરવામાં પ્રીતિવાળા, પરનારીને જોવામાં તથા તેને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા, પાપી અને પરનિંદા કરનારા હોય છે. તેઓ હંમેશાં કલેશ કંકાશ, લડાઇ ઝઘડા કરનારા, પોતાની સ્ત્રી ઉપર પ્રીતિ ન રાખનારા, ધર્મ પત્નીને મારવામાં, દુઃખ દેવામાં અને લુંડી તરીકે વૈતરૂ કરાવવામાં આંચકો ખાતા નથી. આવા માણસો પોતાની જીંદગી પાપકર્મોમાં જ વ્યતીત કરે છે.

## પ્રકરણ ૭૧ મું

### પાંચ મહાપુરુષોનાં લક્ષણ.

દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને પિશાચ એમ પુરુષોના પાંચ બીજા ભેદ છે.

દેવપુરુષ–જે પુરુષ જ્ઞાની, દાતાર, શુરવીર, સત્ય બોલનાર, સત્યમાં પ્રીતિવાળો, પવિત્ર, સરખા રંગવાળો, કાન્તિવાળો, મેઘના જેવા ગંભીર શબ્દવાળો, લાંબા હાથવાળો, બળવાન, કામ ક્રોધાદિ દુર્ગુણોથી રહિત, મધુર વચન બોલનારો, સુગંધીવાળો, મૃગની ગતિ જેવી ચંચળ ગતિ જેવો, કમળના જેવાં નેત્રોવાળો, સુંદર

સ્વરૂપવાળો, સાધુના જેવા સરળ સ્વભાવવાળો, ઈશ્વરનો ભક્ત, સત્વ ગુણી હોય તેવા લક્ષણવાળા મનુષ્યને દેવપુરુષ કહે છે.

ગંધર્વ પુરુષ—જે પુરૂષ સત્વ અને રજોગુણના સ્વભાવવાળો, શ્યામ ચંપાના જેવા રંગનો, રૂપાળો, શીલવાળો, પવિત્ર, ગાયન-વિદ્યામાં કુશળ, ઉત્તમ શબ્દ બોલનારો. ખાટાંને મીઠાં ભોજન જમવાની પ્રિતિવાળો સર્વ સાથે મિત્ર ભાવથી રહેનારો હોય તેવા લક્ષણવાળા મનુષ્યને ગંધર્વ પુરુષ કહે છે.

યક્ષ પુરૂષ—જે પુરૂષ દયાળુ, પુષ્ટ શરીરવાળો, ગરીબનો બેલી, મ્હોટા પેટવાળો, ગળુ, જાંગ, અને શરીરે થોડી રૂંવાટીવાળો, રજો અને તમોગુણવાળો, લાલરંગનો, લાલ આંખોવાળો, સિંહ સરખા શબ્દવાળો, ધનવાન, અચળ મતિવાળો હોય તેને યક્ષ પુરૂષ કહે છે.

રાક્ષસ પુરુષ—જે પુરૂષ લાળાશ પડતા શ્યામ રંગનો, ભયાનક મુખ અને દાઢવાળો જાડા લાંબા શરીરવાળો, જલ્દી ક્રોધી થઈ જાય તેવો, તમો ગુણી, કામી, ક્રોધી, નિર્દય, બીલાડા જેવી આંખોવાળો, દુર્મતિવાળો, દારૂ પીનારો, દેવપુરૂષો સાથે વેર રાખનારો, કઠોર, ચિત્તવાળો હોય તેવા પુરૂષને રાક્ષસ પુરૂષ કહે છે.

પિશાચ પુરૂષ—ઘણું ભોજન કરનારો, દયા વગરનો, અત્યંત ક્રોધી, ક્રૂર સ્વભાવનો, કુરૂપ, મલીન વેષવાળો, અતિ કડવાં ને ખાટાં ભોજન ખાનારો, કાગડા જેવા શબ્દવાળો, બકરીના જેવો ગંધવાળો, વિશ્વાસઘાતી, પાપી હોય તેવો પુરૂષ પિશાચ પુરૂષ ગણાય છે.

---

## પ્રકરણ ૭૨ મું

## પુરુષોનાં લક્ષણો ઉપરથી પરીક્ષા

શરીર—જેનું શરીર સ્થુલ હોય તે ભાગ્યવાન, વિષયી અને આળસુ હોય છે, કૃષ શરીરવાળો, મહેનતુ, દયાળુ અને સ્ફુર્તિવાળો, લાંબા શરીરવાળો મૂર્ખ હોય છે, બહુ જાડું નહિ તેમ બહુ પાતળું નહિ એવા શરીરવાળો પુરૂષ ઉદ્યોગી, બુદ્ધિમાન, અને ધનવાન હોય છે.

વાળ-જેના રોમકુપમાં એક એક વાળ ઉગેલો હોય તથા વાળ ચિકણા, કાળા, કોમળ અને ઘટ હોય તે મનુષ્ય શ્રીમાન થાય છે તથા જેના વાળ તેથી વિપરીત હોય છે તે દરિદ્રી થાય છે.

માથુ-જેનું માથું ગોળ હોય તે રાજા જેવું સુખ ભોગવે છે. જેનું માથુ છત્રીના જેવું હોય તે રાજા જેવો બને છે. જેનું માથું ઘડા જેવું હોય છે તે પાપી થાય છે. જેનું માથું નીચું હોય તે મહાપુરૂષ બને છે જેનું માથું ચપટું હોય તે માબાપને દુઃખ દેનાર અને જેનું માથું નાનું હોય તે અન્યાયી થાય છે. છીપના જેવું જેનું માથું હોય તે આચાર્ય બને છે. જેના મસ્તકમાં ઘણી નસો તરતી દેખાતી હોય તે અધર્મી હોય છે.

નેત્ર—જેની આંખો હરિણના જેવી મોટી હોય તે પુરૂષ ધર્મિષ્ટ અને ભાગ્યશાળી થાય છે, બિલાડીના જેવી રંગની જેની આંખો હોય તે પુરૂષ ગમાર હોય છે. જેની આંખોમાં લાલ પ્રાંગા હોય, અને કેફ જણાતી હોય તે સ્ત્રીનો પ્રીતિપાત્ર બને છે. જેની આંખો ચળકતી તેજદાર હોય છે તે તેજસ્વી બને છે. જે વારંવાર આંખો ઉઘાડ મીંચ કરે છે ત ખરાબ હોય છે. જેનાં નેત્રો વિશાલ, સ્થિર અને મોટાં હોય છે તે બહુજ બુદ્ધિમાન અને યુક્તિબાજ હોય છે.

મુખ-જેનું મોં લાંબુ હોય છે તે ધન વગરનો અને કાયર હોય છે. ગોળ મુખવાળો ભોગી અને બળવાન હોય છે. સ્ત્રીના જેવા મુખવાળો પુરૂષ સર્વને પ્રિય લાગે છે પણ સન્તાન વગરનો હોય છે. જેનું મોં મોટું હોય છે તે અપ્રમાણિક અને નિર્ધન હોય છે. અને સૌમ્ય, ગોળ અને તેજસ્વી મુખવાળો પુરૂષ સુખી ધર્મિષ્ટ અને વીરપુરૂષ બને છે.

ગાલ-જેના ગાલ લાલ અને ઉપર તરતા હોય છે તે પ્રમાણિક, બુદ્ધિમાન, યુક્તિવાન હોય છે. જેના ગાલોમાં માંસ ભરેલું હોય તે ક્રુર હોય છે અને જેના ગાલમાં હાડકાં જણાતાં હોય તે દુર્બલ અને ભોગી હોય છે.

ભમર—જેની ભમરો વિશાળ અને ઉપરની તરફ વળેલી હોય છે તે ભાગ્યશાળી અને સુખી હોય છે. જેની ભમરો લાંબી પણ એક બીજાને મળેલી ન હોય તે પૈસાવાળો હોય છે અને ટુંકી ભમરવાળો પુરૂષ દરિદ્રી હોય છે.

નાક-જેનું નાક સીધુ, સુંદર અને તેની અંદરનાં છિદ્રો નાનાં હોય તે પુરૂષ શક્તિ સમ્પન્ન, ભાગ્યશાળી, ઉદ્યોગી અને પ્રમાણિક હોય છે, ચપટા નાકવાળો પુરૂષ ક્રુર હોય છે. ઉંચા નાકવાળો માણસ ચોર અને લમ્પટી હોય છે. લાંબા અને સીધા નાકવાળો માણસ સુંદર અને બુદ્ધિમાન હોય છે પોપટની માફક અણીવાળા નાકવાળો પુરૂષ સુખી અને ભોગ ભોગવનાર થાય છે.

લલાટ-જેનું લલાટ વિશાળ હોય છે તે રાજા જેવું સુખ ભોગવે છે. ગોળ કપાળવાળો પુરૂષ કૃપણ અને નીચા કપાળવાળો પુરૂષ દુષ્ટ હોય છે. જેના કપાળમાં ત્રણ રેખા હોય તેનું આયુષ્ય સો વર્ષનું, ચાર હોય તેનું ૯૫ વર્ષનું, પાંચ હોય તેનું ૭૦ વર્ષનું હોય છે. જો તમામ રેખાઓ છીન્નભીન્ન હોય તો તે પુરૂષ પૂર્ણ કામી થાય છે તથા તેનું આયુષ્ય ૯૦ વર્ષનું હોય છે. જેના કપાળમાં એક પણ રેખા હોતી નથી તેનું આયુષ્ય ૯૦ વર્ષનું હોય છે.

કાન—જેના કાન ઉપર વાળ હોય તે લાંબા આયુષ્યવાળો, જેના કાન મોટા હોય તે સાહસી અને પ્રમાણિક હોય છે. જેના કાન માંસ વગરના ને પાતળા હોય તે પાપી હોય છે. જેના કાન નાના હોય તે કૃપણ, કૃતઘ્ની, દ્વેષી, તથા ક્રુર હોય છે. જેની કાનપટી ઉંચી અને મોટી હોય તે ભાગ્યવાન અને પ્રજાવાળાં હોય છે. અને જેની કાનપટી નીચી હોય છે તે ધન અને સંતાન વગરના હોય છે.

જીભ—જેની જીભ લાલ અને ચીકણી હોય તે ભોગી અને પ્રમાણિક હોય છે, જેની જીભ ધોળી અને ખરબચડી હોય છે તેઓ જુઠા, ક્રુર, અને નિર્દય પુરૂષો હોય છે.

વાણી—જેની વાણી કડવી, અને અવાજ ભારે હોય છે તે મનુષ્ય મુર્ખ ક્રુર અને મતલબી હોય છે. જેની વાણીમાં રસ અને મિઠાશ હોય છે તે સર્વ કોઈના મનને વશ કરી શકે છે. ઓછું બોલનારા પુરૂષો દુર્બળ અને નીચ હોય છે. ભારે અને તેજ વાણીવાળા પુરૂષ સાહસી, પ્રમાણિક અને ભાગ્યશાળી હોય છે.

પેટ—જેનું પેટ નરમ હોય તે પ્રમાણિક, વીર, બહુ ખાનાર અને કઠોર હોય છે. જેનું પેટ મોટું હોય તે આળસુ અને રોગી

હોય છે. જેનું પેટ અંદર પેસી ગયેલી હોય તે દરિદ્રી અને અપ્રમાણિક હોય છે.

હોઠ—જેના હોઠ પાતળા અને લાલ હોય તે ગુણવાન અને સરળ સ્વભાવના, જેનો એક હોઠ મોટો હોય તે સાહસી અને જેના બે હોઠ મોટા હોય છે તે વિશ્વાસુ અને યોગ્ય પુરૂષ હોય છે.

હસ્ત—જેના હાથમાં કમળ, કળશ, ધ્વજા, અંકુશ, દેવ-મંદિર, વાવ, વીજળી અથવા ત્રિકોણાકાર ચિન્હ હોય તે પુરૂષ ધર્માત્મા અને સમૃદ્ધિશાળી હોય છે. જેના અંગુઠાના મૂળમાં જેટલી રેખા હોય તેને તેટલા પુત્ર થાય છે. જેના હાથમાં માછલીની પુંછડીના જેવી રેખા હોય તે વિદ્વાન થાય છે. જેના હાથમાં પાલખી, હાથી, ઘોડાનાં ચિન્હ હોય તે જમીનદાર અને ભાગ્યશાળી થાય છે.

જેના હાથ પગના ઘુંટણો સુધી લાંબા હોય તે પરાક્રમી સમૃદ્ધિશાળી, અને તેજસ્વી હોય છે. જેના હાથ ટુંકા હોય તે નિર્ધન થાય છે. જેના હાથ ઉપર રૂંવાટાં ન હોય તે ક્રૂર હૃદયનો હોય છે,

દાંત—જેના દાંતની પંક્તિઓ સરખી અને તેજસ્વી હોય અને ઉદ્યોગી ગુણવાન અને સભ્ય થાય છે. જેના દાંત પીળા, મેલા હોય તે દરિદ્રી થાય છે. જેના દાંત છિન્નભિન્ન હોય તે ક્રૂર અને વિષયી થાય છે.

છાતી—જેની છાતી ઉંચી પહોળી અને પૂર્ણ હોય તે બળવાન, દયાળુ અને પરાક્રમી થાય છે. જેની છાતી નાની હોય છે તે કાયર થાય છે. જેની છાતી વાળ વગરની હોય તે મહા ઉપદ્રવી અને જેની છાતી ઉપર વાળ હોય તે પુરૂષ ધનાઢ્ય અને વિશ્વાસ રાખવા યોગ્ય થાય છે.

જંઘા—જેની જાંઘ સુંઢ જેવી હોય અને તેના ઉપર ઝીણી રૂવાંટી હોય તે સુખી અને ધનાઢ્ય હોય છે. જેની જાંઘ કુતરા કે શીયાળ જેવી હોય તે મહા દરિદ્રી અને ચોર થાય છે. જેના પગ સરખા, નખ સુંદર લાલ રંગના હોય તે નેકી અને દયાવાન થાય છે. જેના પગ મોટા હોય તે મૂર્ખ થાય છે. જેના પગ નાના હોય તે કાયર અને પ્રમાણિક થાય છે.

નખ—જેના નખ ચપટા અને ફાટેલા હોય તે દરિદ્રી થાય છે અને જેના નખ લાલાશ પડતા ગોળાકાર હોય તે ધનાઢ્ય અને જેના નખ ખરાબ હોય તે અગમન કરનાર હોય છે.

હાસ્ય—જેઓ ખડખડાટ હસનારા હોય છે તે સ્વસ્થ અને ભોગી થાય છે. તેમનો સ્વભાવ ક્રૂર થાય છે. જેઓ ગાલમાં મંદ-હસે છે તેઓ ગંભીર થાય છે. જેઓ ધીરે ધીરે હસે છે તે સુખી અને જેઓ કોઈની પાછળ હસનારા હોય છે તેઓ લંપટી તેમજ અવિશ્વાસુ થાય છે.

---

## પ્રકરણ ૭૩ મું

## સ્ત્રી પુરૂષના શરીરમાં કામદેવનાં સ્થાન

સ્ત્રી અને પુરૂષનો સંયોગ થવો અર્થાત ગર્ભાધાન કરવાનો સમય તેને રતીવિલાસ પણ કહે છે. સ્ત્રી અને પુરૂષ બંને જો એક રૂપ થાય તો જ તેમને ગૃહસ્થાશ્રમના યથાર્થ સુખનું ફળ મળી શકે છે. શરીરનો સંયોગ થવો અર્થાત રતિવિલાસથી એક થવું એ શરીરનો સંબંધ છે. બંનેનાં મન મળવાં એ મનનો સંબંધ છે અને તે પછી બંનેનો આત્મા એકરૂપ થવો, એક બીજામાં ભેદ-દૃષ્ટિ ન રહેવી તે આત્માનો સંબંધ છે. એકલા શરીરસંબંધથી યથાર્થ ફળ મળતું નથી. મન અને આત્મા એક થતાં સ્ત્રીપુરૂષનાં સહવાસનું અર્થાત યથાર્થ ગૃહસ્થાશ્રમનું યોગ્ય ફળ મળી શકે છે. અને આ પ્રકારે સ્ત્રી અને પુરુષ જો શરીર, મન અને આત્માથી એકરૂપ થઈ જાય, પરસ્પરમાંની ભેદ બુદ્ધિ વિસારી દે તો યથાર્થ આનંદને ભોગવી શકે.

સ્ત્રી સમાગમ કયે કયે દિવસે કરવો તેનું પણ શાસ્ત્રમાં વિધાન છે. શીયાળામાં રાત્રે, ઉનાળામાં બપોરે, વસન્ત ઋતુમાં રાત્રી અને દિવસે ચોમાસામાં વર્ષાદ સમયે અને શરદ ઋતુમાં સરોવર પાસે, સ્ત્રીપુરુષોમાં કામદેવ જાગ્રત થાય છે.

બીજ, ત્રીજ, ચોથ, પાંચમ, છઠ, સાતમ, નવમી, દસમ, બારસ તેરસ, તે તિથીઓ કામસંયોગ માટે શુભ છે. તેમાં પુરુષ બળવાન અને સ્ત્રી નિર્બળ હોય તો પ્રસન્નતા થાય, ગર્ભાધાન સમયે પુરૂષનું વીર્ય વધુ અને સ્ત્રીનું રેતસ ઓછું હોય તો પુત્રની

પ્રજા થાય. ગર્ભાધાન સમયે બંન્ને ઉદાસી હોય એટલે સ્ત્રી નિર્બળ અને પુરુષ સબળ હોય અર્થાત સ્ત્રીનું રેતસ વધુ અને પુરૂષનું વીર્ય ઓછું હોય તો કન્યાની પ્રજા થાય.

## સ્ત્રીના શરીરમાં કયે દિવસે કયે સ્થાને કામ રહે છે તે.

• દરેક માસના શુકલ પક્ષમાં કામ નીચેથી ઉપરના ભાગમાં જાય છે અને કૃષ્ણ પક્ષમાં ઉપરના ભાગમાંથી નીચે ઉતરે છે.

જે દિવસે સ્ત્રી રજસ્વળા થાય છે તે દિવસથી તેને ઋતુ અર્થાત આર્ત્તવ (લોહી) વહે છે. તે ત્રણ દિવસ સુધી વ્હેતું હોવાથી તે સમયે સ્ત્રી સંગ કરવાથી ચાંદી, વિષ્ફોટક, પ્રમેહ વિગેરે રોગ થવાનો સંભવ છે. આ દિવસોમાં સ્ત્રીસંગ વર્જ્ય ગણ્યા છે. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે જ્યારે સ્ત્રી રજસ્વળા થાય તેને ચોથે દિવસે સ્નાન કરી શુદ્ધ થાય ત્યારથી સોળ દિવસની અંદર પુરૂષે ગર્ભાધાન કરવું તો તે દિવસોમાં સ્ત્રી ગર્ભધારણ કરી શકે છે. રજસ્વળા થાય તેના પહેલા દિવસે સ્ત્રીને ચાંડાલિની કહે છે, બીજે દિવસે પાપિણી કહે છે, ત્રીજા દિવસે કુલટા કહે છે. એટલે આ ત્રણ દિવસ સુધી તો તેનું મુખ જોવાની કે તેનો સ્પર્શ કરવાની પણ શાસ્ત્રોએ મનાઇ કરી છે. આટલા દિવસ તો તેણે કોઇનો સ્પર્શ કર્યા વગર એકાન્ત સ્થાનમાં બેસી રહેવું. જ્યારે ચોથે દિવસે સ્નાનથી શુદ્ધ થાય ત્યારે તે ઘરમાં સ્પર્શ કરવાને લાયક થાય છે. તેમજ ગર્ભાધાનને લાયક બને છે. જે આ ત્રણ દિવસમાં તેનો સ્પર્શ કરે તે પાપી ગણાય, તેનું વીર્ય નિરર્થક જાય. કારણ તે દિવસે તેના ગર્ભાશયમાંથી આર્ત્તવ (લોહી) વ્હેતુ હોવાથી પુરૂષનું વીર્ય ગર્ભાશયમાં ટકી શકતું નથી. આ સમયે સંગ કરવાથી ઘણે વખતે અસાધ્ય રોગ થાય છે.

આઠમ, એકાદશી, યાત્રા ને ત્હેવારનો દિવસ, ચૌદસ, અમાસ, પુનમ, રવિવાર, સૂર્ય બીજી રાશીમાં પ્રવેશ કરે તે સંક્રાંતિના દિવસ, ઋતુ આવ્યા પછીના ત્રણ દિવસ, તે દિવસથી ચોથો દિવસ, અગીઆરમો અને તેરમો દિવસ પુરૂષે સ્ત્રી સંગ કરવા નહિ. દિવસે સ્ત્રી સંગ કરવો નહિ.

જે દિવસે સ્ત્રી રજસ્વળા થાય તેને કૃષ્ણ પક્ષનો પડવો માની આગળ જે જે દિવસોમાં જે જે સ્થળે સ્ત્રીના શરીરમાં કામ વાસ કરે છે તેનું વર્ણન આ પ્રમાણે છે.

શુદ પુનમ અને વદ પડવાને રોજ સ્ત્રીના માથામાં કામનો વાસ હોય છે. સુદ ચૌદસ અને વદ બીજને દિવસે સ્ત્રીનાં બંન્ને નેત્રોમાં, સુદ ૧૩ અને વદ ૩ ને રોજ સ્ત્રીના નીચેના હોઠમાં, સુદ ૧૨ અને વદ ૪ ના રોજ કપાળમાં, સુદ ૧૧ ને વદ ૫ ના રોજ કંઠમાં, સુદ ૧૦ અને વદ ૬ ના રોજ બગલમાં, સુદ ૯ અને વદ ૭ ના રોજ સ્તનમાં, સુદ ૮ અને વદ ૮ ના રોજ હૃદયમાં, સુદ ૭ અને વદ ૯ ને રોજ નાભિમાં, સુદ ૬ અને વદ ૧૦ ના રોજ કેઢમાં, સુદ ૫ અને વદ ૧૧ ના રોજ યોનિમાં, સુદ ૪ અને વદ ૧૨ ને રોજ બે જાંગોમાં, સુદ ૩ અને વદ ૧૩ ના રોજ પગની પીંડીઓમાં, સુદ ૨ અને વદ ૧૪ ના રોજ પગના તળીયામાં અને સુદ ૧ અને વદ અમાસને રોજ સ્ત્રીની પગની આંગળીઓ નીચે કામદેવનો વાસ રહે છે. ઉપર જે જે તિથીમાં જે જે સ્થાન બતાવ્યાં તે તે તિથીએ સ્ત્રીના તે તે ડાબા અંગમાં કામનો વાસ છે એમ માનવું તે તે દિવસે તે તે સ્થાનનો સ્પર્શ કરવાથી, મર્દન કરવાથી સ્ત્રીના શરીરની કામવાસના જીતાય છે. સ્ત્રી પ્રસન્ન થાય છે એમ કામશાસ્ત્રમાં છે.

## પુરૂષના શરીરમાં કામદેવનાં સ્થાન

પુનમના રોજ પુરૂષના હૃદયમાં કામ રહે છે. માટે તે દિવસે સ્ત્રીએ પુરૂષના તે સ્થાનનો સ્પર્શ કરવો નહિ અને પુરૂષે સ્ત્રી સંગ કરવો નહિ. પડવો અને બીજને દિવસે ડુંટીના ઉપરના ભાગમાં કામ રહે છે, માટે તે તિથીએ સ્ત્રી સંગ કરવાથી આનંદ થાય છે. ત્રીજના રોજ ત્રીવલ્લીના મૂળ સ્થાનમાં કામ રહે છે. ત્રીજે નાભિની નીચે, ચોથે મૂળ સ્થાનના ઉપરના ભાગમાં, પાંચમે પુરૂષની નાભિના મૂળમાં, છઠ્ઠે શરીરના મધ્ય ભાગમાં, સાતમે આગલા ભાગમાં, આઠમે ઉરૂના મૂળ સ્થાનમાં, નોમે કેડમાં, દસમે કેડ પાસે, ૧૧ નિતમ્બમાં, બારસે ઉપસ્થ પાસે, તેરસે ઉરૂકેન્દ્રસ્થાનમાં, અને ચૌદસનારોજ પુરૂષના સમસ્ત દેહમાં કામ રહે છે. પુરૂષના જે જે સ્થાને કામનો નિવાસ હોય તે તે સ્થાનનો સ્ત્રીએ સ્પર્શ કરવાથી મર્દન કરવાંથી પુરૂષ સ્ત્રી પ્રતિ પ્રેમ રાખે છે તેને વશ થાય છે અને તેનો કામ જીવાય છે.

સ્ત્રી પુરૂષના સંયોગનું ફળ આનંદ અને પ્રજા થવી એ છે. પુરૂષે તેમ જ સ્ત્રીએ વારંવાર સંયોગથી વીર્યને નષ્ટ ન કરવું. વીર્યનો સંચય કરી બ્રહ્મચર્ય પાળવું એ બળ અને આયુષ્યને વધારનાર છે. શરીરનો વારંવાર સંબંધ ઇચ્છવા કરતાં મનના અને આત્માના સંબંધની ઇચ્છા કરવી.

સ્ત્રી અને પુરૂષે સ્ફુર્તિ રાખવી, મન આનંદમાં રાખવું, જેમ બને તેમ ઇન્દ્રિય નિગ્રહ કરવો. પશુ કે જાનવરોની માફક સ્ત્રી સંયોગની ઇચ્છા કરવી એ શરીરને નીરોગી કરનાર છે.

---

## પ્રકરણ ૭૪ મું
## ગૃહસ્થાશ્રમનો આનંદ.

બ્રહ્મચર્ય પાળ્યા પછી પુરૂષે ૨૫ વર્ષની અંદર ૧૬ વર્ષની કુમારીકા સાથે લગ્ન કરી ગૃહસ્થાશ્રમ માંડવો. સંસાર યાને જગત્‌ના મૂળ રૂપ સ્ત્રી અને પુરૂષ બેજ વ્યક્તિઓ છે. લગ્ન વિધિ એ ગૃહસ્થાશ્રમના દ્વારરૂપ છે. લગ્ન કર્યા પછી મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં પ્રવેશી ગૃહસ્થ જીવનનો આનંદ ભોગવી શકે છે.

લગ્ન થયા પછી પતિ અને પત્નીનો સંબંધ થાય છે. વિવાહ થયા પછી સંસારનો પાયો મંડાય છે. જગત્‌ના વૃદ્ધિક્રમનું આજ એક દ્વાર છે. યુવાન સ્ત્રી પુરૂષોને લગ્નની હોંસ ઘણી હોય છે. તેઓ લગ્ન કરી સંસારના આનંદને ભોગવવાની ઇચ્છાવાળાં બને છે. માબાપો પણ બાળકોનાં લગ્ન કરવાને ઘણાં ઉત્સાહી બની મોટી ધામધુમ સાથે છોકરાંનાં લગ્ન આનંદથી કરે છે. કહ્યું છે કે: લગ્ન સમાન સુખ નથી આ વાત ખરી છે. ગૃહસ્થાશ્રમમાંજ ખરા સુખનો અનુભવ થાય છે. જો પ્રથમ આશ્રમ બ્રહ્મચર્યાશ્રમમાં બ્રહ્મચર્ય બરોબર પાળ્યું હોય છે તોજ તેનો ખરો આનંદ ગૃહસ્થાશ્રમમાં મળી શકે છે.

વિવાહ કર્યો પછી સ્ત્રી પુરૂષો ઘર માંડે છે. તેમાં સ્ત્રી અને પુરૂષ બંને એક બીજામાં પ્રીતિવાળાં હોય છે તો તેમનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ નીવડે છે. અને પરસ્પર વિરોધી સ્વભાવનાં હોય છે તો તેમનો ગૃહસ્થાશ્રમ દુ:ખરૂપ નીવડે છે. આજકાલ બાલલગ્નથી સમજની ઘણી હાની થઇ રહી છે. સ્ત્રી અને પુરૂષ જો સરખા રૂપ

અને ગુણવાળાં હોતાં નથી તો તેમનું મન એક બીજાની સાથે મળતું નથી. માટે માબાપે બાળકોના લગ્ન કરતા પહેલાં પુત્રને અનુકુળ છોકરી છે કે કેમ, તેમજ પુત્રીને અનુકુળ વર છે કે કેમ તેની પ્રથમથી બરોબર ખાત્રી કરી પછી જ તેમનો વિવાહ સંબંધ બાંધવો. માત્ર છોકરાંને ગમે તેની સાથે પરણાવ્યાં એટલે કર્તવ્ય સમાપ્ત થયું એમ સમજવું નહિ. પણ તેમના ભવિષ્યનો પણ વિચાર કરવો.

વિવાહ એ કાંઇ રમત નથી એક વ્યક્તિ સાથે બીજી વ્યક્તિનો જીવનભરનો સંબંધ જોડવો એ કાંઈ નાની સૂની વાત નથી. એકના રૂપ અને ગુણ ઉપર બીજાના સુખ દુઃખનો આધાર હોય છે. ગમે તેની સાથે માત્ર છોકરાં છોકરીને પરણાવી દેવાથી ઘણી વખતે તેઓના ગુણ મળતા ન આવતાં પરસ્પરમાં વિરોધ થાય છે અને જે ગૃહસ્થાશ્રમમાં સુખનો લાભ મળવો જોઇએ તે ન મળતાં તેમનો આખો જન્મારો દુઃખમાં જાય છે. માટે માબાપોએ પોતાનાં પુત્ર પુત્રીનાં લગ્ન કરતા પહેલાં પ્રથમ તેમના ગુણ લક્ષણોની ખાત્રી કરી એક બીજાના ગ્રહ મળતા આવે છે કે કેમ તેની તપાસ કરી પછી જ તેમનાં લગ્ન કરવાં.

ઉપર જણાવેલ સ્ત્રી અને પુરૂષોની જાતિ પ્રમાણે શશક જાતિના પુરુષનો પદ્મિની સ્ત્રીની સાથે મેળ આવે છે. મૃગ પુરુષનો ચિત્રની સ્ત્રીની સાથે, વૃષ પુરુષની સાથે શંખિની સ્ત્રીનો, અશ્વ પુરુષનો હસ્તિની સ્ત્રીની સાથે સંબંધ થાય તો સારો મેળ આવે છે. આ પ્રમાણે એક બીજાને યોગ્ય જોડું ન મળવાથી ઘણાં કુટુંબો દુઃખી થાય છે. પદ્મિની સ્ત્રીની સાથે અશ્વ કે વૃષ જાતિના પુરુષનું લગ્ન થાય તો બિચારી તે સ્ત્રીના દુઃખનો પાર રહેતો નથી. તેમજ શશક જાતિના પુરુષનો શંખિની કે હસ્તિની સ્ત્રી સાથે સંબંધ જોડી દેવામાં આવે છે તો તેમનો પણ મેળ ખાતો નથી. માટે પુત્ર અને પુત્રીનો વિવાહ કરતા પહેલાં તેમનાં માબાપની ફરજ છે કે તેમણે વર કે વહુનાં રૂપ અને ગુણની બરોબર પરીક્ષા કરી લાયકાતનો અનુભવ કર્યા પછીજ વિવાહ કરવો.

સ્ત્રી અને પુરુષનાં લગ્ન થયા પછી તે એકબીજાની સાથે જીવન પર્યંત સુખ દુખનાં ભાગીયાં થઇ જીંદગી વિતાવે છે. સ્ત્રીએ પુરુ-

ષની મિત્ર, ભાગીયણ, પત્ની અને અર્દ્ધાંગિની બનીને તેની સાથે જીવનપર્યંત સંબંધ જોડી રાખે છે. પોતાના માબાપના ઘરને, મા બાપ અને ભાઇભાંડુને છોડી પોતાના પતિને ત્યાં આવી પોતાનું ઘર માની રહે છે, પોતાના ભાઇ, માબાપ વિગેરે સગાંનો વિયોગ સહન કરી પતિના માબાપ વિગેરે સંબંધીને પોતાનાં સગાં માની રહે છે. તે પીયેરનો ત્યાગ કરી સાસરાને પોતાનુંજ ઘરબાર માની પતિની સાથે જીવન પર્યંત સુખી સુખ દુઃખનો અનુભવ કરતી પતિ સેવામાં તત્પર રહે છે.

પતિની સાથે તે મિત્ર તરીકે રહે છે. પતિના ઉપર વિશ્વાસ રાખી તે પોતાનું સર્વસ્વ તેને અર્પણ કરી દે છે અને પતિના સર્વસ્વને પોતાનું માની લે છે. પતિ ધન કમાઇ લાવે છે તેની ઘરમાં સ્ત્રી કાળજીપૂર્વક વ્યવસ્થા કરે છે ઘરનો કારભાર પોતે માથે ઉઠાવી લે છે. પતિની પ્રસન્નતા મેળવવા માટે તે હંમેશાં પતિસેવામાં તત્પર રહે છે.

ઘરનું કામકાજ જાણે બંનેનો ભાગ હોય તેવી કાળજીથી કરે છે. પતિથી કશી વાતે જુદાઇ માનતી નથી. જેમ એક ગાડાનાં બે પરડાંથી તે ગાડું ચાલી શકે છે તેવી રીતે સંસાર રૂપી રથને સ્ત્રી અને પુરુષ બંને એકરૂપ બની બે ચક્રોથી વહન કરે છે.

સ્ત્રી પતિને ગૃહકારભાર ચલાવી, પૈસાની વ્યવસ્થા કરી સુખ આપે છે તે ઉપરાંત પતિના સમાગમથી પોતે આનંદ લઇ તેમને આનંદ આપી શકે છે. પતિની સાથે સુખવૈભવ ભોગવી પતિના વીર્યને પોતાના ગર્ભાશયમાં ધારણ કરી સંતાનને જન્મ આપે છે. ગૃહસ્થાશ્રમની સ્ત્રી અને પુરુષના સંયોગથી વૃદ્ધિ થાય છે. બંને એકલાં હોય છે તે પછી પુત્ર, પુત્રીવાળાં બની બાળકોનાં હાસ્યવિનોદ જોઇ સાંભળી ગૃહસ્થાશ્રમના ખરા આનંદનો અનુભવ લઇ શકે છે.

સ્ત્રી એ પુરુષની અર્ધાંગિની છે. પુરૂષના અર્ધા અંગતુલ્ય છે. પુરૂષ જે કાંઇ કમાય છે, જે કાંઇ પુણ્યાદિકૃતિ કરે છે તેમાં સ્ત્રીનો ભાગ હોય છે. દરેક ધર્મકાર્યોમાં પુરૂષની સાથે સ્ત્રીને બેસી તેમાં ભાગ લેવાનો અધિકાર છે. સ્ત્રી અને પુરૂષ મળી એક અંગજ

ગણાય છે. સ્ત્રીને પુરૂષથી જુદાઈ હોતી નથી તેમ પુરૂષને સ્ત્રીથી જુદાઈ હોતી નથી.

સ્ત્રી જો પુરૂષના ઉપર પ્રેમ રાખે છે અને પતિ પોતાની સ્ત્રીના ઉપર પ્રેમ રાખે છે તો એ બંનેને સારૂં બને છે. સ્ત્રી અને પુરૂષ રાતદિવસ ભેગાં રહેતાં હોવાથી એક બીજામાં વિશેષ પ્રેમ રાખવાનું બની શકે છે. પ્રેમથી પુરૂષ સ્ત્રીના અને સ્ત્રી પતિના હૃદયને જીતી શકે છે. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછી જો પતિ પત્નિ એક બીજામાં પ્રેમવાળાં હોય છે તોજ તેમનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ અને આનંદ આપનારો નીવડી શકે છે. પતિપત્નીનો પ્રેમ પવિત્ર હોય છે, જો તેઓ એકબીજામાં પ્રેમ રાખનારાં હોય છે તો તેમનામાં પ્રીતિ બંધાય છે. પ્રેમ બંધાતાં એકબીજાના શરીર સ્પર્શનો આનંદ લેવા તે તત્પર બને છે. શરીર સ્પર્શ થતાં ચુમ્બનાદિવડે એક બીજામાં વધુ પ્રેમ ખીલી નીકળે છે. એક બીજાને ગાલ, કપાળ, મસ્તક અને હોઠ-અધર ઉપર ચુમ્બનાદિ કરી દંપતિ એકબીજાના પ્રેમને વધારે છે. અંતે આલિંગનથી એકરૂપ બની ખરી પ્રીત અને પ્રેમને વ્યક્ત કરી સંસાર સુખના આનંદને ભોગવી શકે છે. આ પ્રમાણેનો પતિપત્નિનો પ્રેમ ક્ષણિક હોતો નથી તો તેઓ હંમેશાં પ્રેમાળ અને સુખી થઇ આનંદનો અનુભવ કરી શકે છે.

પુરૂષે પોતાની સ્ત્રી ઉપર અને પત્નિએ પોતાના પતિ ઉપર અત્યંત પ્રેમ રાખવો જોઇએ. એક બીજાને સ્પર્શ, ચુંબન અને આલિંગનાદિવડે પ્રેમ વ્યક્ત કરી હંમેશને માટે એક બીજાથી બંધાઇ એકરૂપ બની જવું જોઇએ. જે દંપતીનું શરીર, મન અને આત્મા એકરૂપ બની રહે છે તેજ ખરા સુખ અને આનંદનો અનુભવ કરી શકે છે. કોકશાસ્ત્ર સ્ત્રી અને પુરૂષ એક બીજાની સાથે ખરા પ્રેમપૂર્વક પ્રીતિ રાખી ગૃહસ્થાશ્રમના ખરા આનંદનો અનુભવ કરી શકે તેજ શીખવે છે.

કેટલાક પુરૂષો પોતાની પત્નીની સાથે ક્ષણિક પ્રેમ રાખે છે. તેને પોતાના ભોગરૂપ વસ્તુ માની જે વખતે પ્રેમાલિંગન આપે છે તે વખતેજ તેના ઉપર પ્રીતિ બતાવી શકે છે અને પછી સ્ત્રીના ઉપર પ્રેમ ન રાખતાં તે જાણે પોતાનું કામ કરવાને કે પોતાને તાબે રહી સેવા ઉઠાવવાને સરજાયલી હોય તેમ માની તેની સાથે

હલકી રીતે વર્તે છે. પણ તેથી તેમને સ્ત્રીના સહવાસના ખરા આનંદનો લાભ મળતો નથી. સ્ત્રી એ ઘરની દેવી છે. પુરૂષોએ તેને ગૃહદેવી માની સંપૂર્ણ સંતોષ આપી સુખી કરવી જ જોઇએ.

સ્ત્રીઓનાં હૃદય કોમળ અને પવિત્ર હોય છે. તેમનામાં બુદ્ધિ અને ચતુરી પણ વિશેષ હોય છે. તેમની સાથે પુરુષે તે પોતાનું અર્ધું અંગજ છે એમ માની વ્યવહાર કરવો જોઇએ. તે ઘરમાં કામ કરનારી લુંડી નથી પણ પતિની અર્દ્ધાગના છે એમ સમજી પોતાના રૂપ માની તેની સાથે તેને સંતોષ અને આનંદ થાય તેવી રીતે વ્યવહાર કરવો જોઇએ. જે ઘરમાં સ્ત્રીઓનું માન સચવાય છે તે ઘરમાં સ્ત્રી એ લક્ષ્મીરૂપ છે. જ્યાં સ્ત્રીને સંતોષ આપવામાં આવે છે તે ઘરમાં લક્ષ્મી અને સુખ નિરંતર રહે છે, તે ઘરમાં દેવોનો વાસો હોય છે. પરસ્પર પ્રીતિવાળાં દમ્પતી જ ગૃહસ્થાશ્રમના ખરા આનંદનો અનુભવ કરી શકે છે.

સ્ત્રીઓ સાસરામાં સાસરા, જેઠ વિગેરે વડીલ સંબંધીની લાજ કાઢે છે તે રીવાજ ઘણો સારો છે. તેથી વડીલ વર્ગ આગળ સ્ત્રીઓની મર્યાદા સચવાય છે. સ્ત્રીઓએ પોતાની મર્યાદા સાચવવી, વિવેકથી વર્તવું, સર્વની સાથે સ્નેહપૂર્વક બોલવું ચાલવું અને પોતાના પતિનાં સંબંધિઓને પોતાનાં સંબંધી માની માન આપવું જોઇએ. સ્ત્રીઓએ પતિના ઉપર અત્યંત પ્રેમ રાખી, પતિસેવા કરવામાં પોતાનું કલ્યાણ સમજવું. પતિ પાસે કદી પણ કોઇ વસ્તુની હઠ કરવી નહિ. પતિના મનને અસંતોષ થાય તેવી રીતે હઠીલાઈ કરવી નહિ. ઘણી સ્ત્રીઓ વસ્ત્રાલંકારો મેળવવા માટે પતિની પાસે હઠ કરે છે, પતિના ઉપર રીસાય છે, મોં ચઢાવે છે, પોતાની વાત પતિ ન માને તો કલેશ કંકાસ કરે છે, અને ઘરમાં સુખને બદલે એકબીજાનાં મન ઉંચાં કરી દુઃખ હાથે કરીને વ્હોરી લે છે.

ગૃહસ્થાશ્રમનો ખરો આનંદ તો પતિપત્ની એકરૂપ બનીને રહે ત્યારેજ મળે છે. બંનેમાંથી એકનાં લક્ષણ વિપરિત હોય છે તો તેઓની જીંદગી દુઃખમાં વ્યતીત થાય છે.

## ગર્ભાધાનના દિવસો.

સ્ત્રી ઋતુવાળી થાય તેના ત્રણ દિવસ સંગ કરવો નહિ. તે વખતે તેનો સંગ કરવાથી ગર્ભ રહે નહિ અને રહે તો જીવ નહિ

કે રોગી રહે, અલ્પાયુષી થાય, પુરુષને પ્રમેહાદિ રોગો થાય. તે ચોથે દિવસે સ્નાન કરી શુદ્ધ થાય તે પછી ગર્ભાધાન થઈ શકે એવો શાસ્ત્રનો મત છે.

ચોથા દિવસે ગર્ભાધાન થતાં ગર્ભ રહે તો તે બાળક દરિદ્રી થાય. પાંચમા દિવસે ગર્ભ રહે તો બાળક સુખી નીવડે, બળવાંનને યશવાળુ થાય. છઠ્ઠા દિવસના સંગના પરિણામે ગર્ભ રહે તો તે બાળક બુદ્ધિમાન અને ગુણવાન થાય. સાતમા દિવસે ગર્ભ રહે તો કસુવાવડ થઈ ગર્ભનો સ્રાવ થઈ જાય અથવા મરેલું બાળક અવતરે, આઠમા દિવસે ગર્ભ રહે તો બાળક સુખી અને ધનવાન થાય, માબાપને ભાગ્યશાળી બનાવે. નવમા દિવસે ગર્ભ રહે તો બાળક ભાગ્યશાળી નીવડે, દસમા દિવસે રહે તો બાળક શ્રેષ્ઠ થાય, અગીયારમા દિવસે ગર્ભાધાન કરવું નહિ, બારમા દિવસે ગર્ભ રહે તો પુત્ર ઉત્તમ થાય અને સુખી થાય. તેરમા દિવસે ગર્ભ રહે તો પાપવાળી કન્યા થાય. ચૌદમા દિવસે રહે તો બુદ્ધિશાળી પુત્ર થાય પંદરમા દિવસે રહેતો કન્યા સાધ્વી જન્મે, સોળમા દિવસે ગર્ભ રહે તો તે પુત્ર પ્રતાપવાળો નીવડે.

ગર્ભાધાન પછી સ્ત્રીએ આનંદમાં રહેવું. મન પવિત્ર અને શાંત રાખવું. ગર્ભ રહ્યા પછી સ્ત્રીએ પુરૂષનો સંયોગ કરવો નહિ. કારણ કે તેથી ગર્ભને હાની થાય છે અને કસુવાવડ થઈ જાય છે. સ્ત્રીએ ધર્મિષ્ટ રહી શુભ વિચારનું સેવન કરવું. ગર્ભ રહ્યા પછી માબાપ જેવા આચારવિચારનું સેવન કરે છે તેની ગર્ભ ઉપર અસર થાય છે. માટે બાળકને જેવું બનાવવું હોય તેવા આચારવિચારનું તેની માએ અને બાપે સેવન રાખવું.

વળી તે વખતે સ્ત્રી જેને વધુ ચ્હાય કે જે સ્ત્રી કે પુરૂષના ઉપર તેને વધુ ભાવ ઉત્પન્ન થાય તેના જેવા રૂપરંગનું બાળક જન્મે છે માટે તેણે પોતાના પતિના જેવું બાળક બનાવવું હોય તો પતિના ગુણનું ચિંતન કરવું.





# પ્રકરણ ૭૫ મું

## યોગ્ય અયોગ્ય સ્ત્રી પુરુષનાં લગ્નથી પ્રજા કેવી થાય.

પદ્મિની સ્ત્રી અને શશક જાતિના પુરૂષ સાથે લગ્ન થાય તો ઉત્તમ છે. તે દંપતી લક્ષ્મીનારાયણ માફક શોભે છે. ચિત્રીણી સાથે મૃગ જાતિના પુરૂષનું લગ્ન થાય તો તે પણ શિવ પાર્વતી જેવું ઉત્તમ ગણાય છે, શંખિની સ્ત્રી અને વૃષ જાતિના પુરૂષનું પરસ્પર લગ્ન થાય તે તેમને સુખ આપે છે. હસ્તિની અને અશ્વ જાતિના સ્ત્રીનું લગ્ન થાય તે બંનેને લાયક સુખ મળે.

શશક અને પદ્મિની સ્ત્રીના લગ્ન થાય તો તેની પ્રજા ધર્મિષ્ટ, રૂપાળી થાય, મૃગ જાતિના પુરૂષ સાથે ચિત્રિણીનાં લગ્ન થાય અને પ્રજા થાય તો તે ધનવાનને બળવાન થાય. વૃષભ પુરૂષ અને શંખિની સ્ત્રીની પ્રજા થાય તે સાહસીક અને જોરાવર થાય, શશક અને હસ્તિનીથી પ્રજા થાય તે રોગી અને અલ્પાયુષી થાય. અશ્વ પુરુષ અને હસ્તિની સ્ત્રીથી પ્રજા થાય તે બળવાન અને જોરાવર થાય, પુત્રી થાય તે કામાતુર થાય.

પદ્મિની સાથે મૃગ જાતિના પુરૂષનું લગ્ન થાય અને પ્રજા થાય તે બળવાન, અને ભોગી થાય, પુત્રી થાય તે ધનધાન્યવાળી પણ થોડા આયુષ્યવાળી થાય. પદ્મિની સાથે વૃષભથી પ્રજા થાય તે દુરાચારી થાય અને પદ્મિનીને અશ્વજાતિથી પ્રજા થાય તે ક્ષયરોગી અને દુરાચારી થાય.

ચિત્રીણી સાથે વૃષભ જાતિથી પ્રજા થાય તે કમોતે મરે, અશ્વ જાતિની સાથે ચિત્રીણીથી પ્રજા થાય તે અલ્પાયુષી થાય. હસ્તિની સાથે શશકથી પુત્ર થાય તે ધર્મિષ્ટ, શાસ્ત્ર જાણનાર થાય. તેમ સુશીલ થાય, કસુવાવડ થાય. શંખીનીને મૃગ જાતિથી પ્રજા થાય તે દયાળુ ધર્મિષ્ટ ને ગુણવાન થાય. અને શંખીનીને અશ્વજાતિથી પ્રજા થાય તે દુર્બળ, ખોડવાળી, બ્હેરી, બોબડી કે આંધળી થાય.





## પ્રકરણ ૭૬ મું
## પ્રજોત્પત્તી.

**પ્રજોત્પત્તિ**–ગૃહસ્થાશ્રમ માંડયા પછી ગૃહસ્થાશ્રમના આનંદના ફળરૂપે પ્રજા ઉત્પન્ન થાય છે. વિષયભોગ ભોગવવામાં દંપત્તીએ રચ્યાંપચ્યાં રહેવું તે તો હાનિ કરનાર છે. સ્ત્રીઓ જ્યારે યૌવનમાં આવે છે ત્યારે તેમને દરમાસે રજ-લોહિનો શ્રાવ થાય છે તેને ઋતુ આવ્યું કહે છે. તે વખતે સ્ત્રી રજસ્વલા થઇ એમ કહેવાય છે. સ્ત્રીઓએ રજસ્વલા થાય તે વખતે એકાન્તમા રહેવું જોઇએ. દુઃખ અને કલેશની વાતો કે વિચારો કરવા નહિ. તેમ તે દિવસોમાં કલેશ કરવો નહિ, કોઇ વસ્તુને અડકવું નહિ. હલકું ભોજન જમવું, એક લુગડું પહેરવું અને અંદર બીજું પહેરવું, જેથી ઉપરનું કપડું બગડે નહિ. તે કાળમાં જો તે દિવસે ઉંઘે તો તેને બહુ ઉંઘનાર પ્રજા થાય છે. આંખમાં મેશ આંજવાથી બાળક આંધળું જન્મે છે, રડવાથી રોગવાળું બાળક જન્મે છે, ન્હાવું કે તેલ ચોળવું નહિ, તેથી નિર્બળ બાળક થાય છે. તેલ ચોળવાથી કોઢવાળું બાળક જન્મે છે, દોડવું નહિ દોડવાથી બાળક ચંચળ થાય છે, હસવાથી કાળા દાંતવાળું બાળક જન્મે છે, બહુ બોલ બોલ કરવાથી બહુ બોલનાર બાળક થાય છે. આ પ્રકારે સ્ત્રીઓ રજસ્વલા થાય ત્યારે તેમણે નિયમો પાળવા જોઇએ.

સ્ત્રી રજસ્વલા થાય છે ત્યારથી ત્રણ દિવસ સુધી તેને રજ-લોહી વહે છે. ચોથે દિવસે આર્ત્તવ બંધ થાય છે. એટલે ચોથે દિવસે સ્નાન કરી શુદ્ધ થયા પછી ઘરમાં અડકવું અને સ્નાન કર્યા પછી પુત્ર કે પતિનાં દર્શન કરવાં, અથવા દેવાદિનાં દર્શન કરવાં,

અથવા તો પોતાનું મોં દર્પણમાં જોવું. આથી જેનું મોં તે જુએ છે તેના જેવી તેને પ્રજા થાય છે. ઋતુસ્નાન કર્યા પછી સ્ત્રી જેનું મુખ જુએ તેના જેવું બાળક તેને જન્મે છે. જેમ ફોટોગ્રાફના લેન્સમાં જેવો પ્રતિછાયો પડે છે તેવી છબી ઉતરે છે તેમ ઋતુસ્નાન કર્યા પછી જેવા પુરૂષ કે સ્ત્રીનું તે નેત્રો વડે દર્શન કરે છે તેના પ્રતિબિમ્બ રૂપે બાળક જન્મે છે.

સ્ત્રીઓના પેઢામાં ગર્ભાશય હોય છે. તે ગર્ભાશયનું મુખ મહિનામાં એક વખત ઉઘડે છે તેથી સ્ત્રીઓને યોનીદ્વારા આર્તવ-લોહિનો શ્રાવ થાય છે. તે ત્રણ દિવસ સુધી રજ વહ્યાં કરે છે. અને પછી ચોથે દિવસે રજોદર્શન બંધ થાય છે. આ મુખ સોળ દિવસ સુધી ઉઘાડું રહે છે પછી બંધ થઇ જાય છે. આ સોળ દિવસની અંદર પુરૂષ અને સ્ત્રીનો સંયોગ થતાં પુરૂષનું વીર્ય સ્ત્રીના યોનિમાર્ગથી અંદર ગર્ભાશયમાં જવાથી ત્યાં સ્ત્રીના રેતસ સાથે ભળવાથી સ્ત્રીને ગર્ભ રહે છે.

---

## પ્રકરણ ૭૭ મું

### રજસ્વળા સ્ત્રીનો ધર્મ-પ્રજા કેવી થાય.

હવે સ્ત્રી પહેલવહેલી જે માસ, વાર, તિથી અને નક્ષત્રમાં રજસ્વલા થાય તે ઉપરથી તેને પ્રજા કેવી થશે તે કહી શકાય છે. જો તે પહેલવહેલી ચૈત્રમાસમાં રજસ્વલા થાય તો તે વિધવા થાય, વૈશાખ શ્રાવણ અને આસોમાં થાય તો ધનવાન બને, જેઠમાં થાય તો રોગી, અશાડમાં થાય તો મરેલું બાળક આવે, ભાદરવામાં થાય તો દુર્ભાગી, કાર્તકમાં થાય તો ધનવગરની, માગશરમાં થાય તો વધુ સંતાન થાય, પોષમાં થાય તો વ્યભિચારિણી બને, મહામાં થાય તો પુત્રવાળી અને ફાગણમાં રજસ્વળા થાય તો સુખી થાય છે, જો સ્ત્રી રવીવારે પહેલવહેલી રજસ્વળા થાય તો એક પુત્ર જન્મે, સોમવારે થાય તો વધુ કન્યા થાય, મંગળે થાય તો વધુ બાળકો થાય, બુધે થાય તો સમૃદ્ધિશાળી, ગુરૂવારે થાય તો બહુ પુત્રવાળી શુક્રવારે થાય તો વંધ્યા રહે અને શનિવારે રજસ્વલા થાય તો સંતાન નષ્ટ થઇ જાય છે. પહેલવહેલી સ્ત્રી પડવાને રોજ રજસ્વલા થાય તો બાળક રોગી અને અલ્પજીવી થાય છે, બીજને

દિવસે થાય તો દુખી, ત્રીજને દિવસે થાય તો પુત્રવાળી, ચોથ અને નોમને દિવસે થાય તો વિધવા અને, પાંચમે થાય તો સૌભાગ્યવાળી, છઠે થાય તો કાર્યનો નાશ કરનારી, સાતમે થાય તો સંતાનવાળી, આઠમે થાય તો રાક્ષસી, દસમે થાય તો સુખી, અગીઆરસે થાય તો શુદ્ધ, બારસે થાય તો મૃત્યુ થાય, તેરસ ને પુનમે થાય તો શુભ થાય, ચૌદશે થાય તો વ્યભિચારીણી અને અમાસે થાય તો અશુભ સમજવું.

જે સ્ત્રી રજસ્વલા થાય તે જ્યારે પ્હેલવ્હેલી રજોધર્મમાં આવે ત્યારે જો માત્ર એક ટપકા જેટલું ઘણુંજ થોડું રજ આવે તો તે વ્યભિચારણી થાય. જો લાલ રંગનું રજ આવે તો પુત્રવાળી થાય, કાળા રંગનું રજ આવે તો બાળક મરેલું અવતરે, પીળુ હોય તો સ્ત્રીને પ્રજા થાય નહિ, પાંડુ વર્ણનું હોય તો કાકવન્ધ્યા એટલે એક પ્રજા થઇ પછી પ્રજા ન થાય. સિંદુર જેવું હોય તો પુત્રી જન્મે.

રજસ્વળા સ્ત્રીએ જીવહિંસા ન કરવી, બ્રહ્મચર્ય પાળવું. જમીન ઉપર દર્ભ કે કોથળો પાથરી સુવુ પતિનું મોં ન જોવુ, માટીના વાસણમાં કે પત્રાળામાં મગ ભાત વિગેરે સાત્વીક અન્ન ત્રણ દિવસ સુધી ખાવુ. રડવું નહિ, નખ કાપવા નહિ, તેલ ચોળવું નહિ. ચંદનાદિ સુગંધી પદાર્થોનો લેપ ન કરવો, આંખમાં મેશ ન ઘાલવી, સ્નાન ન કરવું, દિવસે સુવુ નહિ, આમ તેમ કંઇ રખડવું નહિ, બહુ ઘાંટો કહાડી બોલવું નહિ કે તેવા ઘોંઘાટ સાંભળવા નહિ. હાસ્ય, મશ્કરી ઠઠ્ઠા કરવા નહિ, બહુ બોલ બોલ ન કરવું, મહેનત ન કરવી. જમીનને નખ વિગેરેથી ન ખોદવી, પવનના ઝપાટા લાગે તેવે સ્થળે ન બેસવું.

જે સ્ત્રી આ વખતે ખરાબ આચરણ કરે છે તેનો દોષ ગર્ભમાં આવે છે. જો રજોદર્શનના વખતે સ્ત્રી રડે તો બાળક ખરાબ આંખો વાળું થાય, નખ કાપે તો બાળક ખરાબ નખવાળુ થાય, તેલ ચોળે તો બાળકને કોઢ જેવા રોગ થાય, સુખડ કે સુગંધી પદાર્થોનો લેપ કરવાથી બાળક દુઃખી નીવડે, આંખે સુરમો કે મેશ ઘાલવાથી બાળક આંખોના દરદવાળુ કે આંધળું થાય, દિવસે સુવાથી બાળક આળસુ થાય, દોડવાથી બાળક ચંચળ થાય, બહુ

ઘાંટા પાડી બોલવાથી બાળક બ્હેરૂ થાય, હસવાથી બાળકનાં જીભ, હોઠ, દાંત ને તાળવુ કાળાં થાય છે. બહુ બોલ બોલ કરવાથી બાળક વાચાળ થાય છે. મ્હેનત કરવાથી નિર્બળ અને ઉન્મત્ત થાય છે. નખથી જમીન ખોતરવાથી બાળક હીન અંગોવાળુ થાય. વધુ વાયુનું સેવન કરવાથી બાળક ગાંડુ ને ઉન્મત્ત થાય છે.

સ્ત્રીને રજોદર્શન થાય અને ચોથે દિવસે સ્નાન કરી શુદ્ધ થાય તે પછી પવિત્ર ને શુદ્ધ વસ્રો પહેરી પતિનાં દર્શન કરવાં, શાસ્ત્રમાં કહ્યું છે કે ઋતુવાળી સ્ત્રી શુદ્ધ થયા પછી જેનું મ્હોં જુવે છે તેના જેવા તેને પુત્ર ઉત્પન્ન થાય છે. માટે તેણે ચોથે દિવસે સ્નાનથી શુદ્ધ થઇ પ્રથમ પોતાના પતિનું મોં જોવું અર્થાત દર્શન કરવાં.

ચાલીસ વર્ષ કરતાં વધુ ઉમ્મરની સ્ત્રી ઘણે ભાગે ગર્ભ ધારણ કરતી નથી. જે સ્ત્રીને અઢાર કે વીસ વર્ષની અંદર પ્રથમ સંતાન ઉત્પન્ન થયું હોય તે ૫૦ વર્ષની ઉમ્મર સુધી પ્રજા ઉત્પન્ન કરી શકે છે. ૫૦ વર્ષની ઉમ્મરથી મોટી ઉમ્મરની સ્ત્રીનો સંયોગ કરવો નહિ.

જે સ્રી કુરૂપ હોય, ક્રોધી હોય, રોગી હોય, શરદી કે ગરમી વાળા શરીરવાળી હોય, માશુ તેમ હ્રદય નિર્મળ હોય, ભયથી વિહ્વલ થયેલી હોય, જલન્દર જેવા રોગ થયા હોય, પેટ ભરેલુ હોય તેવી સ્ત્રી સાથે પુરૂષે સંગ ન કરવો.

સ્ત્રી સંગ પછી પુરૂષે ઠંડુ પાણી ન પીવું તેથી જલન્દર, કે કંપવા જેવા રોગ થાય છે. જમ્યા પછી કે ભૂખ્યા પેટે સંગ કરવાથી આંખો બગડે છે. શરીર ક્ષીણ હોવા છતાં સંગ કરે તો વિષમ રોગ થાય છે. વધુ ખટાશ ખાવાથી તેમ વધુ સ્ત્રી સંગથી આંખોનું તેજ ઘટે છે.

સ્ત્રીને ગર્ભ રહ્યો હોય છે તો નાભિ નીચે પીડા થાય છે, દુઃખે છે. શરીર નબળુ પડે છે, પુરૂષ સંગ કરવાની ઇચ્છા થતી નથી, મોંનો રંગ બદલાય છે, નાડીયો જોરથી ચાલે છે, આળસ થાય છે, શરીર શિથિલ જણાય છે, માટી ખાવાની ઇચ્છા થાય છે.

કોઈ પણ પુરૂષે પરસ્ત્રી સંગ કરવો નહિ તેથી આયુષ્યની હાની થાય છે, અંતઃકરણ વ્યાકુલ થાય છે, જગતમાં હાંસી અને નિંદા થાય છે, ધનનો ક્ષય થાય છે, જગતમાં અપયશ મળે છે

અને પરલોકમાં દુઃખ મળે છે. નીતિ અને પુન્યનો નાશ થાય છે અને દરિદ્રતા આવે છે. માટે દરેક પુરૂષે પોતાની સ્ત્રી વગર અન્ય સ્ત્રી સાથે સંગ કરવો નહિ. તેમ સ્ત્રીએ પોતાના પતિ વગર પર-પુરૂષની ઈચ્છા કરવી નહિ.

રજોધર્મમાંથી શુદ્ધ થયા પછી સ્ત્રી પુરૂષે સંગ કરવાથી સ્ત્રીને ગર્ભ રહે છે. પુરૂષનું શુક્ર અર્થાત વીર્યનો સ્ત્રીના આર્ત્તવની સાથે સંયોગ થતાં તેમાં જીવ પ્રવેશ કરી ગર્ભ રહે.

જેમ સૂર્યનાં કિરણોનો સૂર્યકાન્ત મણિ કે આતસી શીશીના સંયોગથી દેવતા પ્રકટ થાય છે તેજ પ્રકારે શુક્ર અને આર્ત્તવનો સંયોગ થતાં જીવ ઉત્પન્ન થાય છે.

ગર્ભ રહે તો તે પછી સ્ત્રી રજસ્વળા થતી નથી. મોંમાં પાણી છુટે છે ખાવા ઉપર અરૂચી થાય છે. સ્તનની દીંટડીઓ કાળી પડતી જાય છે. તે પછી સ્ત્રીએ આહારવિહાર અને વસ્ત્રો પહેરવામાં સાવ-ધાની રાખવી. મહેનતનાં કામ ઓછાં કરવાં. ઘરકામ કરી મન શાંત રાખવું આળસ રાખવી નહિ. તેણે ઉંચે આસને બેસવું નહિ. ચિત્ત પ્રસન્ન રાખવું, ધર્મ પ્રતિ શ્રદ્ધા રાખવી, કઠીન કે ઉંચા આસને બેસવું નહિ ભયવાળી જગાએ જવું નહિ. ઔષધ લેવાં નહિ ગાડી કે ગાડામાં બેસવું નહિ, શરીરને હલાવવું નહિ, અપ્રિય દેખાવો, બ્હીયામણા દેખાવો જોવા નહિ કે તેવું વર્ણન સાંભળવું કે વાંચવું નહિ. રાતે ઉજાગરો કરવો નહિ. ખોડવાળાં અપંગ શરીરવાળાં મનુષ્યોને જોવાં નહિ, તેનો સંગ કરવો નહિ. ખરાબ અન્નપાન ન ખાવાં સ્મશાનમાં જવું નહિ, ક્રોધ કરવો નહિ. બીક રાખવી નહિ, તેલ મર્દન કરવું નહિ.

જે ગર્ભવંતી સ્ત્રી હાથ પગ ને શરીર પહોળું રાખી સૂઈ રહે છે તેને ઉન્મત્ત સંતાન થાય, જે સ્ત્રી વારંવાર કલેશ કરે લડે છે તેને હિસ્ટીરીયાના રોગવાળું બાળક જન્મે, જે શોક કરે અને ચિંતા કરે છે તેને બીકણુ અને અલ્પાયુ બાળક જન્મે, જે ગર્ભ રહ્યા પછી પુરૂષ સંગની ઈચ્છા રાખે છે કે સંયોગ કરે છે તેને કાણુ ખોડવાળુ, સ્ત્રીને વશ નિર્લજ એવું બાળક અવતરે છે. જે ગર્ભવંતી બહુ ઉંઘે તેને આળસુ ને મૂર્ખ બાળક જન્મે, જે અત્યંત ક્રોધી રહે તેને ક્રોધી બાળક જન્મે, જે ગર્ભ રહ્યા પછી મીઠાને

ગળ્યા પદાર્થો વધુ ખાય તેને બોબડુ ને સ્થૂલ બાળક જન્મે, જે વધુ ખાટુ ખાય તેને ચામડીના રોગવાળુ કે આંખના રોગવાળુ બાળક જન્મે, જે વધુ ખારૂ ખાય તેના બાળકના વાળ જલ્દી ધોળા થાય, જે દારૂ પીવે તેને અસ્થિર ચિત્તવાળુ બાળક જન્મે, માટે ગર્ભવંતી સ્ત્રીએ ખાવા પીવાની પણ કાળજી રાખવી, મન પવિત્ર અને શાંત રાખવું. આળસુ બની બેસી રહેવું નહિ, ઉજાગરો કરવો નહિ, મળમૂત્રના વેગને રોકવો નહિ. નિયમિત સ્નાન કરી શરીર અને વસ્ત્રો શુદ્ધ રાખવાં જોઇએ.

---

## પ્રકરણ ૭૮

## ગર્ભાધાન.

**ગર્ભાધાન**–સ્ત્રી અને પુરૂષે પુખ્ત ઉમ્મર સુધી બ્રહ્મચર્ય પાળી, એક બીજાના ઉપર પ્રેમ રાખી સ્ત્રી રજસ્વળા થાય ત્યારથી સોળ દિવસ સુધી સ્ત્રી ગર્ભ ધારણ કરી શકતી હોવાથી તે દિવસોમાં પુરૂષે હર્ષથી તેને ગર્ભાધાન કરવું. તેમાં તે રજસ્વલા થાય તે દિવસથી પ્રથમ ત્રણ દિવસ તો ગર્ભ ધારણ કરવાને માટે શાસ્ત્રકારોએ નિશીદ્ધ ગણેલા છે. કારણકે પહેલા દિવસે તેની સાથે સમાગમ કરવાથી આયુષ્યનો ક્ષય થાય છે, બીજે દિવસે સ્ત્રીગમન કરવાથી બાળક નષ્ટ થઈ જાય છે, ત્રીજે દિવસે ગમન કરવાથી બાળક અલ્પજીવી ઉત્પન્ન થાય છે. તેવાજ રીતે આઠમી, અગીઆરમી અને તેરમી રાત્રિએ પણ સ્ત્રીગમન ન કરવું. કારણ કે તે અશુભ છે. તે સિવાયના દિવસમાં પ્રજાની ઇચ્છાવાળાં દંપત્તીએ સમાગમ કરવો જોઇએ.

રજસ્વળા થયા પછી ચાર, છ, આઠ, દસ, બાર, ચૌદ અને સોળમા દિવસોએ સ્ત્રી ગમન કરવાથી પુત્ર ઉત્પન્ન થાય છે. અને છઠા, સાતમા, નવમા, અગીઆરમા, તેરમા અને પંદરમા દિવસની રાત્રિએ ગમન કરવાથી કન્યા જન્મે છે. તેમાં પુરૂષનું વીર્ય વધારે અને સ્ત્રીનું રજ થોડું હોય તો પુત્ર જન્મે, સ્ત્રીનું રજ વધુ હોય અને પુરૂષનું વીર્ય ઓછું હોય તો કન્યા જન્મે છે. અને પુરૂષનું વીર્ય અને સ્ત્રીનું રેતસ સરખું હોવાથી નપુષક બાળક જન્મે છે. ઉપર પ્રમાણે સ્ત્રી રજસ્વળા થાય તે દિવસથી બેકીવાળા દિવસમાં

તેનું રજ ઓછું હોય છે તેથી પુત્ર જન્મે છે અને બેકીવાળા દિવસોમાં તેનું રજ વધુ હોવાથી કન્યા જન્મે છે.

સ્ત્રી સમાગમ વખતે પુરૂષના વીર્ય અને સ્ત્રીના રેતસનો સંયોગ થતાં ગર્ભ રહે છે. ગર્ભાશયના મુખમાં જ પુરૂષનું વીર્ય પ્રવેશ કરે તોજ તેનો સ્ત્રીના રજની સાથે સંયોગ થાય છે અને તેથી તે ગર્ભ ધારણ કરી શકે છે. પુરૂષનું વીર્ય સ્ત્રીના ગર્ભાશયના મુખમાં બરોબર પડતું નથી તો તેને ગર્ભ રહેતો નથી, સ્ત્રી સમાગમ દિવસે કરવો હાનિ કર્તા છે. રાતના બાર વાગ્યા પછી સ્ત્રી સમાગમ કરવો ઉચિત છે. આ પ્રમાણે સ્ત્રીને ઋતુદાન આપી પછી પુરૂષે વિષય ભોગવવાની ઇચ્છાથી તેનો સંબંધ કરવો નહિ. ગર્ભાધાન વખતે સ્ત્રી-સંયોગકાળે પુરૂષે અને સ્ત્રીએ આનંદમાં રહેવું અને વીર્યપાત વખતે દંપત્તીએ એક રૂપતાનો અનુભવ કરી ખરા આનંદનો અનુભવ કરી પ્રસન્નતા રાખવી.

આ પ્રમાણે સ્ત્રી સહગમન પછી એક મહિના સુધી પુરૂષે સ્ત્રી જ્યાંસુધી રજસ્વલા થાય નહિ ત્યાંસુધી તેની પાસે જવું નહિ. કારણ કે જો એક વખતના સમાગમથી ગર્ભ રહ્યો હોય છે તો તે વારંવાર સ્ત્રી સમાગમ કરવાથી પડી જાય છે. આ પ્રમાણે તે રજસ્વળા થાય તે દિવસથી સોળ દિવસની અંદર એક વખત સ્ત્રી સમાગમ કર્યા પછી જો ફરી સ્ત્રી રજસ્વલા ન થાય તો તેને ગર્ભ રહ્યો છે એમ સમજવું. અને કદાચ એક વખતના સમાગમથી ગર્ભ ન રહે અને ફરી બીજે મહીને સ્ત્રી રજસ્વલા થાય તો તે દિવસથી સોળ દિવસની અંદર પુરૂષે સ્ત્રીને ઋતુદાન આપવું.

ઘણી સ્ત્રીઓને વારંવાર પુરૂષનો સંયોગ થવા છતાં પણ ગર્ભ રહેતો નથી તેમાં તેના ગર્ભાશયમાં દોષ હોય છે અથવા તો સમાગમ વખતે પુરૂષની શિશ્નેન્દ્રિય ટુંકી હોવાના કારણે અથવા તો ગર્ભાશય કરતાં લાંબી હોવાથી વીર્ય બરોબર સ્ત્રીના ગર્ભાશયના મુખમાં પડવું જોઇએ તે પડતું નથી તે કારણ હોય છે. માટે ગર્ભ ન રહેતો હોય તો પુરૂષે અથવા સ્ત્રીએ તે શાથી નથી રહેતો તેનો વિચાર કરી યોગ્ય રીતે ગર્ભાશયના મુખમાંજ વીર્ય પડે તેવી રીતે સમાગમ સેવવો.

સ્ત્રી રજસ્વલા હોય તે વખતે, રોગી કે મલિન હોય તે વખ-

, ગર્ભવંતી હોય તે વખતે તેનો સહવાસ ન કરવો. તે સિવાય
ગોત્રથી, ગુરૂ પત્નિ, અને સન્યાસિની સ્ત્રીની સાથે સમાગમ કરવો
હિ. તેમજ જે પુરૂષ વૃદ્ધ હોય, બાળક હોય, તરસ્યો હોય, પીડા
મેલો રોગી, મલિન, ધૈર્ય વગરનો અને વધુ જમેલો હોય તેણે
ે સમાગમ ન કરવો જોઇએ. તેમજ દેવમંદિરમાં, બ્રાહ્મણના ઘર-
ાં, તીર્થસ્થાનમાં, વનમાં, રસોડામાં અને શમશાનમાં સ્ત્રી સમા-
મ કરવો નિષિદ્ધ છે.

---

## પ્રકરણ ૭૯ મું

### આસન.

આસન–સ્ત્રી સમાગમ સેવવામાં કોકશાસ્ત્રમાં ૮૪ પ્રકારનાં આ-
ન કહેલાં છે પણ તેવી બિભત્સ વાત હાલ છાપી શકાય નહિ.
સર્વમાં માત્ર એકજ ઉદ્દેશ છે કે પુરૂષે સ્ત્રી સમાગમ એવી રીતે
વો કે તેનું વીર્ય સ્ત્રીના ગર્ભાશયમાં જઇ સ્ત્રીના રેતસમાં ભળીને
ર્ભ રહી શકે. તેમજ બંનેએ તે વખતે પ્રસન્નતા રાખવી જોઇએ.
ા ઉભા સ્ત્રી સમાગમ કદી કરવો નહિ તેથી વીર્ય ગર્ભાશયમાં
ઇ શકતું નથી અને બંનેને પ્રમેહાદિ રોગો થવાનો સંભવ છે.
ીજ રીતે બેઠા બેઠા પણ સમાગમ ન કરવો તેથી પુરૂષને પથરી
રોગ થવાનો સંભવ છે અને પુરૂષે નીચે અને સ્ત્રીએ ઉપર રહી
હવાસ ન કરવો તેથી મૂત્રકચ્છ રોગ થવાનો સંભવ છે. અને
ાથી આનંદ પણ જણાતો નથી. ઘણા ખરાબ માર્ગે ચાલનાર સ્ત્રી
ષે ગમે તે સ્થળે ગમે તેવી રીતે, કોઇના આવ્યા ગયાની મન-
બીકથી થથરતાં સમાગમ કરે છે અને તેથી ઘણીવાર ગરમી
દિ ભયંકર રોગોને વ્હોરી લઇ જન્મારો દુઃખ અને રોગમાં
તાવે છે.

નવયુવકો કેટલીકવાર પરણ્યા પછી સ્ત્રી સહવાસનો આનંદ
ામાં મર્યાદાનો પણ ભંગ કરી દે છે. તેમણે માત્ર પ્રજોત્પત્તિ
ટેજ સ્ત્રી સમાગમ કરવાનો છે તેનું ભાન તેમને હોતું નથી પણ
ત્ર ક્ષણિક આનંદની ખાતર દિવસે અને રાત્રે માત્ર વિષયભોગ
ગવવામાં મશગુલ રહી વીર્યનો દુરુપયોગ કરે છે. આથી પરિણામે
ને હાનિ થાય છે. સ્ત્રી સહવાસ માત્ર પ્રજાને ઉત્પન્ન કરવા

માટેજ આનંદ અને હર્ષપૂર્વક કરવો. બંને દંપત્તીએ પ્રસન્નતા-પૂર્વક એક બીજામાં પ્રેમ રાખી સુગંધી અત્તરાદિથી સુસજ્જ થઇ આનંદથી પ્રજા થવાની ભાવનાપૂર્વક સમાગમ કરવો. સમાગમ કર્યા પહેલાં અને પછી સાકર મેળવી કઢવેલું દુધ પીવું તેથી બળ અને વીર્યની હાનિ થતી નથી.

કેટલાક જુવાન પુરુષો માત્ર સ્રી સમાગમના ક્ષણિક આનંદથી વીર્ય સ્તંભન થવાની દવાનો ઉપયોગ કરે છે પણ તેથી પરિણામે હાની થાય છે. અને ધાતુ વહેલી પાતળી પડી જઇ નપુસક બની વૃદ્ધાવસ્થાને આમંત્રણ કરે છે. સ્રી અથવા પુરૂષ દુઃખી, કલેશી કે ચિન્તાતુર હોય અથવા મનમાં ભય કે ગભરાટ થતો હોય તે વખતે તેમણે સહવાસનું સેવન કરવું નહિ. માત્ર કામેચ્છાનો આનંદ મેળવવા ખાતર સહવાસ ન કરવો પણ માત્ર પ્રજોત્પત્તિ માટેજ સહ-વાસ કરવાની જરૂર છે.

બાળપણમાં લગ્ન થયું હોય છતાં પણ પુરુષે પોતાની ૨૫ વર્ષની ઉમ્મર થતા સુધી અને સ્રીએ ૧૬ વર્ષની ઉમ્મર થતા સુધી સમાગમમાં આવવું નહિ. ત્યાં સુધી બ્રહ્મચર્યનું પાલન કરવું. બાળક ૧૨ વર્ષનું થાય ત્યાર પછી તેનામાં વીર્ય વધવા લાગે છે તેથી ૧૨ થી ૨૫ વર્ષની અંદર સુધી તેનું મન ચળે છે અને સ્રી સહ-વાસ કરવાની તેને ઇચ્છા થયા કરે છે. પણ જો તે વખતે તે સંય-મશીલ બની બ્રહ્મચર્યનું બરાબર પાલન કરે છે તોજ તેનું શરીર મજબુત અને વીર્યથી ભરપુર બને છે.

કેટલાક પુરુષો વારંવાર સહવાસ કર્યાં કરે છે પણ તેથી તેમનું શરીર પાયમાલ બને છે. માટે જ્યાં સુધી બને ત્યાં સુધી સ્રીસમા-ગમ માત્ર સ્રીને પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાથી માત્ર તે ઋતુવાળી થાય ત્યારે જ કરવો. તેને ગર્ભ રહે એટલે સહવાસ ન કરવો. દર-રોજ તો સંગ કરવો જ નહિ. વધુમાં વધુ અઠવાડીયામાં માત્ર એક-વાર સ્રી સમાગમ કરવો. પોતાનાથી મોટી ઉમ્મરની સ્રી સાથે કદી પણ સંગ કરવો નહિ. પુરુષે પોતાથી નાની ઉમ્મરની સ્રીની સાથેજ સમાગમ કરવો. લગ્નમાં પણ વર કરતાં કન્યાની ઉમ્મર નાની જોઇ તેમનાં લગ્ન કરવાં. પુરુષ કરતાં મોટી કન્યા સાથે લગ્ન કર-વાથી તે પુરુષનું આરોગ્ય બગડે છે અને તે રોગી થાય છે.

વિલાસી પુરુષોએ વીર્યને વધારનાર વાજીકરણ નિર્દોષ ઓષધો, પાકો વિગેરેનું સેવન કરવું જોઈએ સહવાસના અંતે વીર્યનો ત્યાગ કરતી વખતે તેને રોકવું નહિ કારણ કે તેથી મૂત્રકચ્છ, પથરી વિગેરે રોગો થાય છે. સ્ત્રીસંયોગ માટે વસંત ઋતુ સારી છે. સહવાસના પછી દુધ પીવુંજ જોઈએ.

## પ્રકરણ ૮૦ મું

## ઇચ્છા પ્રમાણે બાળકોને જન્મ આપવો.

**મનમાં ઇચ્છા થાય તેવાં બાળકો જન્મે**–તેને માટે ગર્ભવંતી સ્ત્રીએ ગર્ભ રહે ત્યારથીજ ઉપાય કરવા જોઇએ. ગર્ભ રહ્યા પછી ગર્ભવંતી સ્ત્રીએ આનંદમાં અને સુખમાં રહેવું. કોઇ વાતની ચિંતા કે શોક કરવો નહિ. પતિએ પોતાની ગર્ભવંતી સ્ત્રીની દરેક પ્રકારની ઇચ્છાને તૃપ્ત કરી તેને રાજી રાખવા યત્ન કરવો. જો સંતાન વીર થાય એવી ઇચ્છા હોય તો વીર પુરુષોનાં ચરીત્રો તેને વાંચી સંભળાવવાં અને અર્જુન, ભીમ જેવા પરાક્રમી વીર પુરુષોનાં સુંદર ચિત્રો ઘરમાં ગર્ભવંતી સ્ત્રીની નજર પડે તેવી રીતે લટકાવવાં. ગર્ભવંતી સ્ત્રીએ આવા પુરૂષોનાં ચારિત્રોનો અને તેનાં પરાક્રમોનો મનમાં વિચાર કર્યા કરવો જોઇએ.

જો બાળક મહાપુરૂષ અને ધર્મિષ્ટ થાય તેવી ઇચ્છા હોય તો ઘરમાં મહાપુરૂષોનાં ચિત્રોને લટકાવી તેવા મહાપુરૂષોનાં ચરિત્રોનું ગર્ભવંતી સ્ત્રીઓએ મનન કરવું જોઇએ. ગર્ભ વખતે તેની માતા જેવા વિચારનું સેવન કરે છે, અને જેવાં આચરણો રાખે તે પ્રમાણેના સંસ્કાર ગર્ભ ઉપર પડતા હોવાથી બાળક તેના વિચાર અનુસાર થાય છે. માટે ગર્ભ રહે ત્યારથી ગર્ભવંતીએ પોતાનું બાળક જેવું બનાવવાની ઇચ્છા હોય તેવા વિચાર અને આચરણ સેવવાં, જેના જેવું બનાવવું હોય તેનાં ચરીત્રોનું મનન અને વિચાર કર્યા કરવા, જેના જેવું રૂપવાળું બનાવવું હોય તેના રૂપને જોઇ તેનું ચિંતન કરવું જોઇએ.

જો માતા ક્રોધી, કલેશ કરનારી, આખો દીવસ ચિંતા અને શોકમાં રહે છે તો તેની અસર ગર્ભ ઉપર થઈ તે બાળક ક્રોધી, કલેશી, ચિંતાવાળું અને શોક કરનાર થાય છે. માટે ગર્ભવંતી સ્ત્રીએ

તો હંમેશાં પ્રસન્ન રહેવું,ગુસ્સે કદી પણ થવું નહિ. પેટમાં ધ્રાસકો પડે, હૃદય કંપે, શરીરમાં થથરાટ છુટે તેવી ભયવાળી જગામાં જવું નહિ કે ભયનો પ્રસંગ આણવા દેવો નહિ. બાળકની જીંદગીનો સર્વથી વધુ આધાર તે જ્યારે ગર્ભમાં હોય છે તે વખતે નવ માસ સુધીનાં જે સંસ્કારો પાડવામાં આવે છે તે ઉપર હોય છે. જો નવમાસ સુધી ગર્ભવંતી સ્ત્રી બરોબર કાળજી રાખી પ્રસન્નતાપૂર્વક બાળકને જેવું બનાવવાની ઈચ્છા હોય તેવા આચાર વિચારનું સેવન કરે તો તેવા સંસ્કારો ગર્ભ ઉપર પડતાં બાળકો તેના વિચાર અનુસાર થાય છે.

---

## પ્રકરણ ૮૧ મું

## ગર્ભવંતી સ્ત્રીનાં લક્ષણ.

ગર્ભવંતી સ્ત્રીનો ખાત્રી–સ્ત્રી ગર્ભવંતી થાય છે ત્યારે તેનો જીવ કચવાય છે, હાથ પગ ભારે લાગે છે. આળસ ચઢે છે, ગર્ભ રહ્યા પછી રજસ્વલા થતી નથી; નેત્રો પલકારા મારે છે. સ્તનની ડીંટડી નાની થાય છે, સ્વાદીષ્ટ જુદી જુદી વસ્તુઓ ખાવાનું મન થાય છે, પુરૂષ સમાગમ કરવાની ઇચ્છા થતી નથી, ઉબકા આવે છે, ઉલટી થાય છે, પેટ વધે છે; મીઠાઈ ખાવાની ઇચ્છા થાય છે; પેટમાં બાળક ફરકે છે તે સમજાય છે; કામકાજ કરવાનું મન થતું નથી પેટ ઉપર ધોળા લીસોટા પડે છે, હાલવા ચાલવામાં અશક્તિ જણાય છે, મનમાં બાળક માટે ચિન્તા થયાં કરે છે એ લક્ષણો ગર્ભ રહ્યા પછી થાય છે.

ગર્ભ રહ્યા પછી પ્રથમ માસમાં વીર્ય અને આર્તવ ગર્ભાશયમાં એકએકમાં ભળી જઇ પાતળું રહે છે. બીજે માસે તે કાંઇક જાડું બને છે. ત્રીજા માસે પીંડ બને છે; ચોથે માસે શરીરના જુદા જુદા અવયવો અને હૃદય રચાય છે, પાંચમા માસે ગર્ભનું મન રચાય છે. છઠ્ઠા માસે બુદ્ધિવિકાસ પામે છે, સાતમા માસે સમસ્ત અંગો રચાય છે. ઘણે ભાગે સ્ત્રીની બે કાળજીથી, સખત મજુરી કરવાથી, ઉંચે નીચે ચઢવામાં આંચકો લાગવાથી ગર્ભ આ માસમાં ગળી જાય છે તેને કસુવાવડ થઇ કહે છે. આઠમા માસે ગર્ભમાં

ઓજની અસ્થિરતા હોય છે અને નવમા માસે ગર્ભમાં સમસ્ત અંગો પૂર્ણ રચાઇને તેમાં જીવનો પ્રવેશ થાય છે.

ગર્ભ રહ્યા પછી સ્ત્રી મહીને મહીને રજસ્વલા થતી નથી કારણ કે ગર્ભ રહ્યા પછી આર્તવ બહાર ન નીકળતાં તેવડે ગર્ભાશયનું પોષણ કરે છે તથા તે સ્તનમાં જઇ દૂધરૂપે બને છે.

**ગર્ભની પરીક્ષા–પુત્ર જન્મે કે પુત્રી**–પુત્ર જન્મવાનો હોય તો ગર્ભ રહ્યા પછી બીજા માસે ગર્ભ ગોળાકાર જણાય છે અને ગર્ભિણીનું જમણું નેત્ર કાંઇક મોટું ગણાય છે. પ્રથમ જમણા સ્તનમાં દૂધ ઉત્પન્ન થાય છે. ગર્ભિણીનું મુખ રૂપવાન અને રંગ ઉત્તમ પ્રકારે ખીલી નીકળે છે. જમણી જાંગ ભારે લાગે તો સમજવું કે તેવી ગર્ભવંતી સ્ત્રીને પુત્ર જન્મશે છે.

**પુત્રીનો જન્મ**–પુત્રીનો જન્મ થવાનો હોય તો બીજે માસે ગર્ભ દીર્ઘાકાર બને છે અને પુત્ર જન્મ થવાનો હોય તો વિપરીત વાતો બને છે.

**નપુસક જન્મ**—નપુસક ગર્ભ હોય તો ગર્ભ લાંબો ગોળ જણાય છે અને બંને કુખોમાં ગર્ભ ઉંચો જણાય છે. પેટ મોટું વધે છે ગર્ભવંતી સ્ત્રીએ લાલ મરચાં ખટાશ ગોળ વિગેરે ન ખાવું જોઇએ. સાદુ અને હલકું ભોજન જમવું. ઉંચી જગ્યાએ ચઢવું નહિ તેમ નીચી જગ્યા હોય ત્યાં ઉતરવું નહિ, ઘોડા ઉંટ ઉપર સવારી ન કરવી તથા પુષ્ટીકારક પદાર્થનું સેવન કરવું જોઇએ.

**ગર્ભ પ્રસવનો વખત**–ગર્ભાધાનની તિથી સ્ત્રીઓએ યાદ રાખવા જોઇએ નવ માસ પછી દસમા માસની અંદર બાળકોનો પ્રસવ થાય છે. સાધારણ રીતે ૯ માસ અને દસ દિવસે એટલે ૨૮૦ દિવસે બાળકનો પ્રસવ થાય છે. ઓછા માસે બાળક જન્મે છે તો પછી તે રોગી અને અલ્પ આયુષ્યવાળુ થાય છે. સાતમા માસે જન્મેલું બાળક જીવે છે પણ નિર્બળ રહે છે. અને આઠમા માસે જન્મેલું બાળક જીવતું નથી.

બાળકનો જન્મ થાય તે પછી એક વર્ષ સુધી સ્ત્રી સમાગમ કરવો ન જોઇએ



## પ્રકરણ ૮૨ મું.

## ગર્ભવંતીનાં દરદો.

જલ્દી પ્રસવ થવાનો ઉપાય—ઘણી સ્ત્રીઓને પ્રસવ વખતે ઘણું કષ્ટ પડે છે. તે વખતે જો કાળા સાપની કાંચળીનો ધુપ દેવામાં આવે અથવા તો કાળી મૂસળીનું મૂળ ગર્ભવંતીના હાથમાં આપવાથી અથવા તો બીજોરાના છોડનું મૂળ અને જેઠીમધ ઘસીને મધ સાથે પાય તો જલ્દી પ્રસવ થાય છે.

ગર્ભ ન રહેવાનો ઉપાય-કેટલીક સ્ત્રીઓને વારંવાર બાળક જન્મવાથી શરીર નિર્બળ પડી જાય છે તેવી સ્ત્રીઓને પ્રજા થયા પછી ફરી ગર્ભ ન રહે તેવી ઈચ્છા થાય છે. તો તે સ્ત્રીની સાથે રજસ્વલા થયા પછી સોળ દિવસ પછી સમાગમ કરવાથી ગર્ભ રહેતો નથી અથવા તો ગુપ્તેન્દ્રિયને મીઠું તેલ ચોપડીને સમાગમ કરવાથી ગર્ભ રહેતો નથી અથવા તે રજસ્વલા થાય તે પછી તેને હરડે, રસવંતી અને આમળાં વાટી તેનું ચુર્ણ ૬ માસ પાણી સાથે ખવરાવવાથી તે માસમાં ગર્ભ રહેતો નથી.

વંધ્યા સ્ત્રીને ગર્ભ રહેવાનો ઉપાય—ઘણી સ્ત્રીઓને પુરૂષ સંગ કર્યા છતાં પણ ગર્ભ રહેતો નથી ત્યારે તે વંધ્યા કહેવાય છે. આવી સ્ત્રીઓને બાળકની ઘણી ઇચ્છા થાય છે તેથી તે ઘણી વાર સાધુસંતો અને ભૂવા જતિની પાછળ ભમ્યાં કરે છે. કોઇ દોરાધાગા કરી આપે છે, કોઇ બાધા આપે છે, કોઈ કંઇ દોષ બતાવે છે. અને ઘણીવાર આવી સ્ત્રીઓની પાસેથી પૈસા ધુતી લે છે. કેટલીક સ્ત્રીઓ બાળક થવાની આશાથી પરપુરૂષનો સંગ કરવા પણ આંચકો ખાતી નથી. આ પ્રકારે અવળે માર્ગે ઘણી સ્ત્રીઓ દોરાઇ જાય છે.

ગર્ભ ન રહેતો હોય તેમાં ગર્ભાશયમાં કાંઇ વિકાર હોય છે. ગર્ભ ન ધારણ થવામાં કાંઈ રોગ હોય, ગર્ભાશયમાં વિકાર હોય તો તેની દવા કરવી જોઇએ. કેટલીક વખતે સ્ત્રીના ગર્ભાશયમાં વીર્યનો પ્રવેશ થતો નથી એજ કારણુ હોય છે. આવા વખતે પુરૂષે એવી રીતે સ્ત્રી સમાગમ કરવો કે જેથી ગર્ભાશયની અંદર વીર્ય પડી રેતસ સાથે ભળી ગર્ભાશયમાં ઠરી શકે.

સ્ત્રી ગર્ભવંતી હોય અને જો રોગ થાય તો તેની દવા જુદીજ આપવી પડે છે. કારણ કે સાધારણ દરદીઓના જેવી દવા કરવાથી તેના ગર્ભને નુકશાન થાય છે.

**કસુવાવડ થવી**—ઘણી સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી, ખાડા ટેકરા ઉપર ચઢવાથી. ખસી પડવાથી, ખાડામાં પગ પડવાથી. વાગવાથી, શોકથી ચમક થવાથી, ગર્ભ રહ્યા પછી પુરૂષ સંગ કરવાથી, અનેક રોગ થવાથી, ગર્ભ પડી જાય છે. તેને કસુવાવડ થઇ કહેવાય છે. કેટલીક વખતે બાળક પેટમાં જ મૃત્યુ પામે છે. ત્યારે ગર્ભવંતી સ્ત્રીને બચાવવા માટે ગર્ભને શસ્ત્રથી કાપી બહાર કાઢવો પડે છે. જે સ્ત્રીને વારંવાર કસુવાવડ થઈ જતી હોય તેણે ફુલાવેલ ફટકડીને પાણીમાં પલાળી તેનું પોતું રાખવું, સાદુ ભોજન જમવું, ગરમ ચીજ ખાવી નહિ, બહુ હરફર ન કરવું અને શાંતચિત્તે પ્રસન્ન રહેવાથી તેન કસુવાવડ થતી નથી.

ગર્ભિણી સ્ત્રીને તાવ વિગેરે આવે તો તેની દવા શી રીતે કરવી તે અમારા સ્ત્રીહિતશિક્ષકના પુસ્તકમાં વાંચી અનુભવ કરવો.

**સુવારોગ**—બાળકનો પ્રસવ થયા પછી સુવારોગ થયો જણાય તાવ આવે, ઝાડા થાય તો દસમૂળનો કવાથ પીવો તેથી આરામ થાય છે,

* સ્ત્રીરોગ ચિકિત્સા અને બાળરોગ ચિકિત્સા સંબંધી અમારૂં સ્ત્રીહિતશિક્ષક પુસ્તક જોવું તેમા સ્ત્રીઓને પ્રદરાદિ રોગો શી રીતે મટે, બાળકોને શી રીતે કેળવવાં, બાળરોગની દવા વિગેરેવિષયો છે.

---



## પ્રકરણ ૮૩ મું.

### વન્ધ્યાતંત્ર.

જે સ્ત્રીને પ્રજા થતી નથી તેને વંધ્યા સ્ત્રી કહે છે. વંધ્યા સ્ત્રીઓ આઠ જાતની છે. ૧ જે સ્ત્રીને બીલકુલ પ્રજા થતી નથી તે જન્મવન્ધ્યા કહે છે. ૨ જે સ્ત્રીને પ્રથમવાર બાળક જન્મી પછી બિલકુલ પ્રજા થતી નથી તેને કાકવન્ધ્યા કહે છે. ૩ જે સ્ત્રીને પ્રજા થાય પણ મરી જાય તેને મૃતવત્સા કહે છે. ૪ જેને બબે માસે રજોદર્શન થઇ ગર્ભનો સ્રાવ થઇ જાય તેને ગર્ભસ્રાવી કહે છે. ૫ જેને બબે કે ચચાર માસે ગર્ભ રહી પાછો ગળી જાય અને વધે નહિ તેને ગળત્ગર્ભા કહે છે. ૬ જે સ્ત્રીને માત્ર પુત્રીઓ થાય અને પુત્ર જન્મે નહિ તેને કન્યાપત્ય કહે છે. ૭ જેને ગર્ભ રહીને વધે નહિ અને ફરી ગર્ભ પણ ન રહે તેને મૂઢગર્ભા કહે છે. અને ૮ જેને રજોદર્શન આવતું નથી તેને રજોહીના કરે છે.

આર્ત્તવ દોષ-જે સ્ત્રીને રજસ્વળા થાય ત્યારે કમ્પ થાય, ચાલી શકાય નહિ, ઘી અને મદ જેવા રંગનું રજ હોય તેને ઋતુ દોષ કહે છે. જે સ્ત્રીને સંગ વખતે ગર્ભાશયમાં પીડા થાય તેને યોનિરોગ અસીત કહે છે. ઋતુ ધર્મ વખતે જે ચિન્તા, વ્યાકુળતા કરે અને રડયાં કરે તેને દેવદોષ કહે છે.

જે સ્ત્રીના પેટમાં રૂધિરની ગાંઠ હોય, જે ગર્ભ રહ્યા પછી એક માસ પછી ઋતુવાળી થાય, જેનું કમળ સુકાઇ ગયું હોય, જેના કમળ ઉપર સોજો આવ્યો હોય, જેના કમળમાં કૃમિ પડયા હોય, કે ઘણાં સૂક્ષ્મ છિદ્રો પડયાં હોય, ડુંટીમાં શૂળ આવે, આંખોમાંથી પાણી નીકળે, ઉલટી થાય, ઓડકાર આવે, છાતી દુઃખે, પરસેવો

થાય, દાહ થાય, મોં પીળુ પડી જાય, આંખો બળે, તાળવું ગળુ ને હોઠ સુકાઈ જાય એ સર્વ શ્લેષ્મદર્શનના દોષ છે. આવી સ્ત્રી ઘણા દિવસે ગર્ભ ધારણ કરે.

રૂધિરના વિકારથી વાત, પિત્ત અને કફથી તથા સન્નિપાતથી અને દૂષિત ઋતુથી પણ ગર્ભ રહેતો નથી. ગ્રહના દોષથી, દેવોના કોપથી, ગુરુ, વૃદ્ધ, પિતૃ અને દેવોના શાપથી પણ ગર્ભ રહેતો નથી અથવા પુરુષનું અલ્પ વીર્ય હોય તોપણ સ્ત્રીને ગર્ભ રહેતો નથી.

પુરુષો પણ બાળક, યુવાન અને વૃદ્ધ ત્રણ પ્રકારના છે. બારથી ૧૬ વર્ષની અંદરનો કિશોરવયનો કહેવાય છે. ૧૬ થી ત્રીસ વર્ષ સુધી યુવાન ગણાય છે, અને ૩૦ થી ૫૦ વર્ષ સુધીનો પુરુષ સ્થવિર કહેવાય છે અને ૫૦ વર્ષ ઉપરનો વૃદ્ધ ગણાય છે.

નપુષક, થોડા વીર્યવાળો, શક્તિ વગરનો, વીર્ય વગરનો, પ્રમેહ વાળો, વીર્યને બદલે રૂધિર નીકળતું હોય તેવો, ઉપદંશ રોગી; ઝેરી વસ્તુના વ્યસનવાળો, દારૂ પીનારો, એ નવ પ્રકારના પુરુષના દોષ છે. તેવા મનુષ્યોનાં બાળકો ઉત્તમ થતાં નથી.

જે પુરુષને સ્ત્રી સંયોગ વખતે લિંગમાં બળતરા બળે, વીર્ય અગ્નિ સમાન ગરમ થાય તેને વીર્યઘાત કહે છે. જે પુરુષનું વીર્ય પાણીમાં ડુબી જાય તે ઉત્તમ છે. પુરુષ અને સ્ત્રીના મૂત્રને જુદા જુદા માટીના વાસણમાં ભરી તેમાં મગ કે જવના દાંણા નાખવા. જો તે મગમાંથી અંકુર ફુટે તે મગના જેવા રંગના હોય તો તે સ્ત્રી પુરુષ ગર્ભ રહેવાને યોગ્ય છે. જેના મૂત્રમાં મગ કુટી જાય અને અંકુર ફુટે નહિ તે સ્ત્રી અથવા પુરુષ દોષવાળો સમજવો તેનાથી ગર્ભ ન રહે.

સ્ત્રી પુરુષે ગર્ભાધાન વખતે ઉત્તમ પ્રજાની ઇચ્છાથી મન પ્રસન્ન રાખવું. આનંદમાં રહેવું શુભ નક્ષત્ર અને શુભ દિવસે ઋતુવાળી સ્ત્રી સ્નાન કરી શુદ્ધ થાય ત્યારે ઉત્તમ વસ્ત્રાભૂષણો ધારણ કરી ઉત્તમ સુગંધી પદાર્થો પુષ્પ, અત્તર વિગેરેને શરીરે ધારણ કરી પુરુષે સ્ત્રી પાસે જવું.

જે દિવસે સ્ત્રી રજસ્વળા થાય તે દિવસથી સમ દિવસે એટલે ૪–૬–૮–૧૦–૧૨–૧૪ અને ૧૬ મા દિવસની રાત્રે પુરુષ જો તે સ્ત્રીનો સંગ કરે તો પુત્ર ઉત્પન્ન થાય છે. અને વિષમ એટલે

૫-૭-૯-૧૧-૧૩ અને ૧૫ મા દિવસની રાત્રે પ્રસંગ કરે તો પુત્રી ઉત્પન્ન થાય છે.

પુરૂષનું વીર્ય વધુ હોય અને સ્રીનું રજ થોડું હોય તો પુત્ર થાય છે અને સ્રીનું રજ વધુ હોય અને પુરૂષનું વીર્ય થોડું હોય તો કન્યા ઉત્પન્ન થાય છે. રજ અને વીર્ય બંને બરાબર હોય તો નપુંસક બાળક જન્મે, પુરૂષ નપુંસક અર્થાત વીર્યહીન હોય તો સ્રીને ગર્ભ રહેતો નથી.

પુર્વ જન્મનાં પાપથી પણુ સંતાન થતાં નથી. તે પાપનું પ્રાયશ્ચિત કરવાથી પુણ્યદાન કરવાથી સંતાન ઉત્પન્ન થાય છે. વળી સ્રીઓએ ચાંદ્રાયણુ વ્રત કરવાં, દાન કરવું, દેવ પુજન કરવું, બ્રાહ્મણુ જમાડવા વિગેરે પુણ્ય કર્મ કરવાથી પ્રજા થાય છે.

## રજોદોષ અને તેના ઉપાય.

વાતજન્યદોષ-જે સ્રીને થોડુ રજ આવતું હોય અર્થાત પાણી જેવું દેખાતું હોય, કમર તથા યોનિમાં શૂળ આવતાં હોય, તાવ હોય તેને વાતજન્ય ઋતુદોષ કહે છે,

ઉપાય-તેવી સ્રીને માટે, આંબાની ગોટલી, ભોંયરીંગણીનું મૂળ, નસોતર એ સર્વ દૂધની સાથે ઘસી સાત દિવસ કે પાંચ દિવસ સુધી અથવા ફરી રજોદર્શન થાય ત્યાં સુધી પીવું. પછી ધોળી ભોંયરીંગણી અથવા હનમાન વેલો કે જીયાપુતાનું મૂળ લાવી તેને દૂધમાં ઘસી પીવું અને સુંઘવું. અને તેનાં ટીપાં જમણા નાકમાં નાંખવાં તેથી પુત્ર ઉત્પન્ન થાય છે. ડાબા નાકમાં સુંઘવાથી ને ટીપાં નાંખવાથી પુત્રી થાય છે.

પિત્તજન્યદોષ-જે સ્રીનું રંજ પાકા જાંબુના ફળ સરખું, ઉમરડાના ફુલ જેવું અત્યંત ગરમ ને ઉષ્ણુ હોય, કમળમાં શૂળ આવે, પેટમાં દાહ બળે તેને પિત્તજનીત રજોદર્શ જાણવી.

ઉપાય-કમળનું ફુલ, તગર, ઉપલેટ જેઠીમધ, સુખડ એ સર્વે સરખે ભાગે લઈ બકરીના દુધમાં ઘસી ત્રણુ રાત્રી કે પાંચ રાત્રી કે સાત રાત્રી કે જ્યાં સુધી રજોદર્શન થાય ત્યાં સુધી પીવું પછી લક્ષ્મણા કે જેને ધોળી ભોંયરીંગણી કહે છે અથવા હનમાન વેલો કે જીયાપુતા કહે છે તેના મૂળને ગાયના દૂધમાં ઘસી પીવાથી ને સુંઘવાથી પુત્ર થાય છે.

કફજન્યદોષ-જે સ્ત્રીનું રજ કફથી બગડેલું હોય તેનું રજ વધુ આવે છે. અત્યંત લાલ નહિ પણ કાંઇક ધોળાશ પડતુ હોય ડુંટીમાં પીડા થાય તે કફજન્ય રજ કહેવાય.

ઉપાય-તેવી સ્ત્રીને સુંઠ, મરી, પીંપર, ત્રણે એક ભાગ; હરડે, બ્હેડાં, આંબળાં એ ત્રણે એક ભાગ અને ચિત્રકમૂળ એક ભાગ લઇ તે સર્વ ઔષધીથી આઠમા ભાગે કુલાવેલી હીંગ મેળવી બારીક ચુર્ણ કરી તેને બકરીના દુધમાં ઘુંટી, બકરીના દુધ સાથે, ત્રણ, પાંચ કે સાત રાત્રી પીવું. પછી લક્ષ્મણાનું મૂળ અથવા ધોળીભોંયરીંગણી કે જીયાપુતા અથવા હનમાન વેલાનાં મૂળ ગાયના દુધમાં ઘસીને પીવાં તથા સુંઘવાથી ગુણવાન પુત્ર થાય છે.

સાન્નપાતજન્યરજોદોષ-રજોદર્શન વખતે ઘણો તાવ આવે, થોડું થોડું રજ આવે, રૂધિર ગરમ ને કાળુ તેમ ચીકણું આવે, બગલ, પેટ, યોની અને કમળમાં શુળ આવે, શરીર ફાટે, વધુ ઉંઘ આવે તેને સંન્નિપાતજન્ય રજોદોષ કહે છે.

ઉપાય-એરંડાનું મૂળ, આંબાની ગોટલી, નસોતર, કમળનાં કેસર ચુર્ણ કરી તગર, ઉપલેટ, જેઠીમધ. સુખડ, એ સર્વ સરખે ભાગે લઇ બકરીના દુધમાં ઘસીને બકરીના દુધ સાથે સાત દિવસ સુધી પીવું. તે પછી ધોળા આકડાનું મૂળ, ધોળી ભોંયરીંગણીનું મૂળ, વાંઝીયા કંકોડીની ગાંઠ, લક્ષ્મણા-( હનમાન વેલો કે જીયાપ્રોતા ) એ સર્વ સરખે ભાગે લઇ ગાયના દુધમાં ઘુંટીને એકત્ર કરી સુંઘાડવું અને પાવું; જ્યાં સુધી પુત્ર ઉત્પન્ન ન થાય ત્યાં સુધી હંમેશાં આ પ્રયોગ કરવો.

### આઠ પ્રકારની ગુપ્ત વંધ્યા સ્ત્રી

૧ ત્રીપક્ષી, ૨ શુભ્રતી, ૩ સજ્જા, ૪ ત્રીમુખી ૫ વ્યાઘ્રિણી, ૬ બકી વ્યક્તિની ૭ કમલિની અને વ્યાંક્તની એ આઠ પ્રકારની ગુપ્ત વંધ્યા સ્ત્રીઓ છે.

૧ ત્રીપક્ષી-જે સ્ત્રીને દોઢ મહિને ઋતુ આવે તે ત્રીપક્ષી કહેવાય છે. આવી સ્ત્રીને માટે સફેદ જીરૂ, કાળીજીરી, સફેદ વજ અને કંકોડાં સર્વ સરખે ભાગે લઇ ચોખાના ધોવરાંમણમાં ઘુંટી સૂર્યની સામે ઉભી રહી ત્રણ દિવસ સુધી પીવું. અને દુધ ભાત ખાવાથી ગર્ભ રહે.

૨ શુભ્રતી-આ સ્ત્રી હંમેશાં સંકોચાયલી રહે છે. શરીરે

લિવર્ણુંતા રહે છે. આવી સ્ત્રી અસાધ્ય વંધ્યા છે. તેની દવા કહેવામાં આવી નથી.

સજ્જા—જે સ્ત્રીને અનિયમિત રજોદર્શન આવતું હોય, માંડુ આવે, કોઇ વખતે વ્હેલું આવે છે.

ઉપાય—તેવી સ્ત્રીને જીરૂ, કાળીજીરી, વજ, મજીઠ, કંકોડાં, હાડીયા કરસણુ, એ સર્વ સરખે ભાગે લઇ ચોખાના ધોવરામણમાં ઘસીને ત્રણ દિવસ સુધી સૂર્યની સામે ઉભા રહી પીવે અને સાંમાનો ભાત તથા દૂધ સાત દિવસ ખાય. તેથી ગર્ભ રહે છે.

૪ ત્રિમુખી વંધ્યા—જે સ્ત્રીને પુરુષ સંગ વખતે ગુહ્ય ભાગમાંથી પાણી ઝરે, ખાવા પીવા અને સંયોગમાં હંમેશાં તત્પર રહી આનંદ માને, તે ત્રિમુખી છે. તેને ગર્ભ રહેતો નથી. તેની દવા પણ નથી

૫ ઠ્યાં ...ણી—જે સ્ત્રીને મોટી ઉમ્મરે માત્ર એકજ પ્રજા થાય પછી બીજી પ્રજા થતી નથી તેની ત્રીપક્ષી વંધ્યા જેવી ચિકિત્સા કરવી.

૬ બકી વંધ્યા—જે સ્ત્રીને ધાતુની માફક સફેદ રજ આવે, આઠ દસમે દિવસે પણ દેખાય તે પણ સાધ્ય અને અસાધ્ય વંધ્યા ગણાય છે તેની ચિકિત્સા નથી.

૭ કમલિની—જે સ્ત્રીને હંમેશાં પાણી વહ્યાં કરે તે અસાધ્ય છે તેની ચિકિત્સા ન કરવી.

૮ વ્યક્તિની વંધ્યા—તેને પણ પ્રમેહની માફક સફેદ ધાતુ જાય છે.

ઉપાય—લાલ અંઘેડાનાં બી, સાકર, કોચાં અને રતનજોત સર્વે સરખે ભાગે લઇ ગાયના દુધમાં ઘુંટી ત્રણ દિવસ પીવાથી મટે. તે પછી કાળુ અગર, નાગકેસર, કંકોડાં, કાળીજીરી, અને જીરૂ સર્વે સરખે ભાગે લઇ, વાછડાવાળી ગાયના દૂધમાં ઘુંટીને ત્રણ દિવસ સુધી પીવાં તે ઉપર દુધ ભાત ખાવાં તો જરૂર ગર્ભ રહે.

વંધ્યા સ્ત્રીના રોગની પરીક્ષા કરી જે જાતની તે વંધ્યા હોય તેના રોગની ઉપર પ્રમાણે ચિકિત્સા કરવાથી પ્રજા થાય છે.

## ઋતુ આવવાનો ઉપાય.

જે સ્ત્રીને દર માસે ઋતુ આવતું ન હોય તેનો ઉપાય-

માલ કાંકણીનાં કોમળ પાન, અજમાનાં ફુલ, એકત્ર કાંજીમાં ઘુંટીને પીવે તો સ્ત્રીને રજોદર્શન આવે છે.

દુધીયા વછનાગના મૂળનું ચૂર્ણ, અંઘેડાનું મૂળ, ઇન્દ્રવરણાનું મૂળ સર્વ સરખે ભાગે લઇ તેનું ચુર્ણ કરી તેની પોટલી યોનિમાં રાખવાથી રજોદર્શન થાય છે.

કબુતરની અઘારને મદમાં મેળવી પાવાથી સ્ત્રીને જરૂર રજોદર્શન થાય છે.

તલનાં મૂળનો કવાથ અથવા બ્રહ્મદંડીના મૂળનો કવાથ કરી તેમાં જેઠીમધ અને ત્રિકટુનું ચુર્ણ નાંખી પીવાથી રજ આવે છે તેમ રક્તગુલ્મ નષ્ટ થાય છે.

દુર્વા—ધરોનાં પાન અને ચોખા સરખે ભાગે લઈ પાણીમાં ઘુંટી લુગદી બનાવી પછી તે લુગદીને ઘીમાં તળીને સેવન કરવાથી નષ્ટ થયેલું રજ પણ ફરી શરૂ થાય છે

### મૃતવત્સા વંધ્યાનો ઉપાય.

જે સ્ત્રીને બાળક જન્મી પંદર વીસ દિવસે કે મહીના દિવસે કે એક વર્ષમાં કે બે ત્રણ વર્ષમાં મરી જાય છે તેને મૃતવત્સા વંધ્યા કહે છે. તેનો ઉપાય નીચે પ્રમાણે.

ઉપાય—કૃત્તિકા નક્ષત્રમા પૂર્વ તરફ મુખ કરી વાંઝીયા કંકોડીની ગાંઠ (મૂળ) ઉખાડી લાવી તેના કંદને પાણીમાં ઘસીને હંમેશાં એક તોલો પીવી. અને રજોદર્શન થાય ત્યારથી સાત દિવસ સુધી પીવી. તેથી દીર્ઘાયુ એટલે લાંબા આયુષવાળો પુત્ર જન્મે છે.

બીજોરાનું મૂળ દુધમાં ઉકાળી ઘી મેળવીને ઋતુ વખતે ખાય છે અને પછી શુદ્ધ થયે પતિ પાસે જવાથી દીર્ઘાયુ પુત્ર થાય.

### ફલઘૃત.

મજીઠ, જેઠીમદ, ઉપલેટ, ત્રીફળા ( હરડે, બહેડાં, આંબળાં ) સાકર, ખરેટી—કાંસકી, મેદા ( શતાવરી ) વીદારીકંદ, કાકોલી, આસંદનાં મૂળ, અજમોદ, હળદર, દારૂહળદર, હીંગ, સોંયરી-

ગણી, કમળ, પોયચી, દ્રાક્ષ, ક્ષીર કાકોલી, સુખટ, રતાંજલી, એ હરેક અકેક તોલો લઇ તેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી ઉત્તમ ગાયનું ઘી ૧ શેર, શતાવરીનો રસ ૧ શેર, દુધ ૮ શેર એ સર્વને યથાવિધિ મેળવી ધીને પકવવું. તે દુધ અને રસ બળી જાય ને માત્ર ઘી રહે ત્યારે ઉતારવું. આ ઘી પીવાથી પુરુષને તેમજ સ્ત્રીયોને ઘણું બળ મળે છે. સ્ત્રીયોને ઉત્તમ બળવાન પ્રજા થાય છે. જે સ્ત્રીને ગર્ભ ટકતો ન હોય અથવા બાળક જન્મી મરી જતું હોય કે મરેલું બાળક જન્મતું હોય, અલ્પાયુ બાળક જન્મતાં હોય, જેને પુત્રીઓ જન્મતી હોય તેવો સ્ત્રીયોના ગર્ભાશયના દોષ મટે છે, ગર્ભસ્ત્રાવ કે કસુવાવડ થતી હોય તેવી સર્વ સ્ત્રીઓને માટે આ ઘી ઘણું ઉત્તમ છે. તેને ગર્ભ રહે છે અને બાળક દીર્ઘાયુ જન્મે છે.

## વંધ્યા સ્ત્રીના ગર્ભ ધારણના ઉપાયો.

ખાખરાના એક કોમળ પાનને દુધની સાથે વાટીને ગર્ભવંતી સ્ત્રી પીવે તો રૂપાળો પુત્ર જન્મે છે.

લક્ષ્મણા—(ધોળી ભોંયરીંગણી અથવા હનમાન વેલા કે જીયા પોતા) નું મૂળ અને પાન જે સ્ત્રી ઋતુ વખતે દુધની સાથે ત્રણ દિવસ પીવે અને તેના ઉપર નિયમસર દુધપાક કે ખીર જમે તેને પુત્ર જન્મે.

પીપળ, નાગકેસર, આદુ, નાગરમોથ, અને કાળાં મરી સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી ગાયના ઘીમાં મેળવી સેવન કરે તો વંધ્યા સ્ત્રીને પણ પુત્ર થાય.

આસન ને ઘી અને પાણી કે દુધમાં પકાવીને અથવા દુધ સાથે ઘસીને સાકર મેળવી જે સ્ત્રી ઋતુ પછી સ્નાન કરી દિવસે પીવે અને નિયમથી રહે તેને પુત્ર થાય.

ધોળી ભોંયરીંગણીનું મૂળ, મોરશિખાના મૂળને ગાયના દુધમાં ઘસી ત્રણ દિવસ પીવાથી જરૂર ગર્ભ રહે.

શતાવરીના રસને ગાય કે બકરીના દુધમાં તથા મૂત્રમાં મેળવી પીવાથી પુત્ર થાય છે.

બીજોરા લીંબુનાં બી ગાય કે બકરીના દુધમાં કુંટી સાકર સાથે ત્રણ દિવસ પીવાથી ગર્ભ રહે છે.

બીજોરાનાં બી, વડની કુંપળો, શિવલિંગી, અને મોરશિખા સરખે ભાગે લઇ ઋતુના ત્રણ દિવસ પછી ચોથે દિવસ પીવાથી જરૂર ગર્ભ રહે છે.

નાગકેસરનું ચુર્ણ ગાયના ઘી સાથે ઋતુ વખતે ચાટવાથી કે પીવાથી ગર્ભ રહે છે. તેના ઉપર દૂધ ભાત ખાવાં.

વંધ્યા સ્ત્રીને ઋતુની દસ દિવસ પહેલાં હલકો જુલાબ આપવો અને રજોદર્શન પછી ચોથે દિવસે શુદ્ધ થઇ દવા ખાવી. તેલ, મરચાં, આંબલી, હીંગ ન ખાવાં દુધ, ભાત કે મગ ખાવા.

વંધ્યા સ્ત્રીને સફેદ ભોંયરીંગણીનું મૂળ દૂધમાં ઘસીને જમણા નાકમાં રેડવાથી પુત્ર થાય છે. અને ડાબા નાકમાં નાંખવાથી પુત્રી થાય છે. ધોળાપુલની ભોંયરીંગણીનું મૂળ દૂધમાં ઘસીને ઋતુસ્નાન પછી સ્ત્રીએ પીવું પછી સમાગમ કરવો. તો જરૂર પુત્ર થાય છે. ખાખરાનું પાન દુધની સાથે વાટીને ઋતુસ્નાન કર્યા પછી સ્ત્રીએ પીવાથી પુત્રનો જન્મ થાય છે. આસનનું ચુર્ણ દુધની સાથે ઉકાળીને તેમાં ઘી નાંખી તે ઘી રહે ત્યાં સુધી ઉકાળી પછી તે ઘી ગાળી લઇને વંધ્યા સ્ત્રીએ ઋતુ સ્નાન કર્યા પછી સવારે પીવાથી ગર્ભ રહે છે. પુષ્ય નક્ષત્રમાં ધોળી ભોંયરીંગણીનું મૂળ લાવી તેને દુધ સાથે ઘસીને ઋતુસ્નાન કર્યા પછી પીવાથી વંધ્યા સ્ત્રીને ગર્ભ રહે છે.

નાગકેસરનું ચુર્ણ ટાંક ૧ ચોથા દિવસથી રોજ ત્રણ દિવસ સુધી ગાયના ઘી સાથે પીવાથી અને ઉપર ગાયનું દુધ ને દુધપાક ખાવાથી ગર્ભ રહે છે.

આસન, ગળો અને રાળ એઓનો કાઢો ચોથે દિવસથી જે સ્ત્રી પીશે, તે સ્ત્રી પુરૂષ સંયોગથી ગર્ભ ધારણ કરશે.

અજમો, ભોંયરીંગણીનું મૂળ, લીંડીપીંપર અને નાગકેસર એનું સમભાગ ચૂર્ણ ગાયના દૂધમાં જે સ્ત્રી પી જશે તે જો વાંઝણી હશે તોપણ તેને પુત્ર લાભ થશે, એટલે કે તે સ્ત્રીનું વંધ્યાપણું જશે.

પુષ્ય નક્ષત્ર ઉપર ધોળી જાસવંતીનું મૂળ લાવીને પોતાના પતિ પાસે ઘુંટાવવું, અને પછી જે સ્ત્રી તેને તેમાં પીતી જશે અને ઉપર દૂધનું અન્ન ખાતી જશે તે ગર્ભ ધારણ કરશે.

બીજોરાનું મૂળ દૂધમાં નાંખીને પછી તે દૂધ ઘણી વાર ઉકાળી તેમાં ઘી નાંખી ત્રણ દિવસ જ્યારે અટકાવ હોય ત્યારે જે સ્ત્રી પીશે, તે પુરૂષના સંયોગથી ગર્ભ-ધારણ કરશે.

પુષ્ય નક્ષત્ર ઉપર ધોળી રીંગણીનું મૂળ કાઢી તેનું ચૂર્ણ માસા દશ લેવું, અને તેના બરાબર જેઠીમધનું ચૂર્ણ અને સાકર તોલા આઠ ને માસા ચાર લઈ એકઠાં કરીને વાટવાં. પછી તે ચૂર્ણ વાછરડા વાળી એક રંગી ગાયના દૂધમાં નાંખીને અટકાવવાળી સ્ત્રીએ પીવું. તથા તે દિવસે કંઇ જમવું નહિ. અને રાત્રે પતિભોગ સેવવો. પછી સવારે દૂધનું અન્ન ખાવું, એવું કર્યાથી સ્ત્રી ગર્ભીણી થશે.

---

## પ્રકરણ ૮૪ મું

## કેટલાક જાણવા જેવા ગુપ્તરોગોના ઉપાયો.

### ગર્ભ સ્રવી જતો અટકે તેના ઉપાયો.

૧ કુંભાર જ્યારે કાદવ કાલવે છે ત્યારે તેના હાથને કાદવ છેક મળી ગયા સરખો વળગેલો હોય છે તે કાદવ મધ સાથે મેળવી બકરીના દૂધમાં પીવાથી ગર્ભાસ્તંભન થાય છે.

૨ જેઠીમધ, શીમળાના મૂળની અંતરછાલ અને આમળાં એનું સમભાગ ચૂર્ણ દુધમાં સાત દિવસ પીવાથી કદાચિત ગર્ભ પોતાને સ્થાનેથી ખસ્યો હશે તોપણ ઠેકાણે આવશે.

૩ દુધમાં ઘી, મધ, અને રાતા કમળનો કંદ ઊકાળવો અને તે સારી પેઠે સીઝે એટલે દુધ ટાઢું પાડીને જે સ્ત્રી સાત દિવસ સુધી પીશે તેનો ગર્ભ પડતો બંધ થશે; તેમજ ત્રિદોષ, શૂળ હશે તો તે પણ મટશે, સોજો પણ ઉતરશે. અને બીજા પણ ઘણા રોગ નાશ પામશે.

### શિઘ્ર પ્રસૂતિ થવાના ઉપાયો.

બીજોરાનું મૂળ, અને મહુડાની છાલ એ બેનું સમભાગ ચૂર્ણ લઇને મધ અને ઘીમાં ખલીને પીધાથી મહેનત વગર સ્ત્રીને વહેલી પ્રસૂતી થશે.

ચુલા ઉપર ધૂમાડાથી જે કાજળી ઉત્પન્ન થાય છે ( એટલે

ધૂમાડાની રક્ષા ચોંટી રહે છે ) તે ઠંડા પાણી સાથે પીવાથી સ્ત્રીને મહેનત વગર પ્રસૂતી થશે.

ચણોઠીના ઝાડને શનિવારે અક્ષત મૂકી નોતરીને આવવું. ( એટલે બીજે દિવસે તેને ઘેર આવવાનું નોતરૂં દેવું. ) અને રવિવારના પરોઢિયે તે ચણોઠીનું મૂળ કાગડા ન બોલ્યા હોય તે પહેલાં કાઢી લાવવું. અને તે કાળા સુતરે પ્રસુતા સ્ત્રીને કમરે અને માથે બાંધ્યાથી સ્ત્રીને વહેલી પ્રસૂતી થશે. અને પ્રસુતિ થયા પછી તુર્તજ કેડથી અને માથેથી છોડી લેવું.

પુંવાડિઆનું મૂળ ઉપર પ્રમાણે નોતરી લાવી માથામાં ખોસવું જેથી તુરત પ્રસવ થાય છે. તે પછી તુરત તેને લઈ લેવું.

## સ્ત્રીના વાળ વધવાના અને સુંદર થવાના ઉપાયો.

૧ ગાયના દૂધમાં તલનાં ફૂલ અને ગોખરૂ વાટીને માથાના વાળને સાત દિન સુધી લેપ કરવાથી માથાના વાળ લાંબા થઈને થોડા હશે તોપણ ઘણા થશે.

૨ મધમાં ચણોઠીનો લોટ ઘાલીને તેનો લેપ કરવાથી માથામાં ટાલ પડી હોય તો વાળ ઉગી ટાલ મટી જશે.

૩ હાથી દાંતના વહેરને બાળીને ઘુંટી તેને બારીક કરવો તેનો લેપ પાણી સાથે માથા પર કરવાથી માથાની ટાલ મટશે.

## વાળ સારા કાળા થવાના ઉપાયો.

૧ આંબાનો મોર, ત્રિફળા એટલે હરડાં, બેડાં ને આબળાં, અર્જુન ( સાદડ ) વૃક્ષની છાલ અને કાળીપાટ, એનો કલ્ક (ચટણી) કરીને તેથી તલનું તેલ સિદ્ધ કરવું. એ તેલનું નામ નીલ તેલ છે. આ તેલ વાળને સારા કાળા રંગવાળા કરે છે.

૨ જાયફળ, લીંડીપીંપર, ગળી અને સિંધવખાર એઓનું ચૂર્ણ ઘઉંના લોટની કાંજી અને આંબળાંના પાણીમાં ખલીને તેનો લેપ માથાના વાળ ઉપર કરવાથી કેસ ઘણા સારા કાળા થશે.

૩ લીમડાનું તેલ માસા ૪૦ ચાલીસ, રોજ એક માસ સુધી પીશે તેના વાળ ધોળા હશે પણ અનુક્રમે કાળા ભમર જેવા થશે. ( આ પ્રયોગ જો કે શાસ્ત્રમાં બતાવેલો છે. પરંતુ તેનો અનુભવ લીધેલો નથી એટલે તેના ગુણ દોષ માટે કંઈ કહી શકતા નથી.)

૪ ગોરોચન, કાળા તલ, કરકચ (કાંચકાં) અને શતાવરી એ સમભાગે વાટીને માથે ચોપડવાથી વાળ વહેલા કાળા થશે.

## અટકાવ ઘણો આવતો હોય તે કમી આવવાનો ઉપાય.

હરડેહળ, કડવા લીંબડાની અંતરછાલ અને આમળાં, એ સમભાગ વજને લઈ ખાંડી, તેને પાણીમાં પલાળી ગાળી લઈ સાત દિવસ પીવાથી અધિક પુષ્પનો નાશ થશે–એટલે કે એ સ્ત્રીને અટકાવ થોડો દેખાશે

## યોનિસંકોચનના ઉપાય.

૧ ડાંડા સુધાં કમળ દૂધમાં વાટીને તની ગોળીઓ કરી રાખવી તે ગોળીયો યોનિમા રાખવાથી થોડીવારમાં સંકોચન થઈ જશે.

૨ તેલીયા દેવદારની છાલ, હળદળ, આંબાહળદળ, અને કમળનું કેસર એ સર્વ સમભાગ લઈ તેનો લેપ મદનછત્ર પર કરવાથી મદનછત્રનો ઘણો સંકોચ થાય છે.

૩ એખરાના બીજના રસમાં એખરાનો લોટ કાલવીને યોનિની અંદરની બાજુયે તથા બહારની બાજુએ લેપ કરવાથી સંકોચ થાય છે

૪ ત્રિફળા, ધાવડીપુષ્પ, જાંબુની છાલ, અને શીમળાની અંતર છાલ એ સમભાગ વાટી તેનું વસ્ત્રગાળ ચુર્ણ મધમાં વાટીને યોનિને લેપ કરવાથી સંકોચ પામશે,

૫ કડવી કોળીના બીજની મીંજ અને લોદર સમભાગ લઈ વાટી તેનો લેપ યોનિમાં કરવાથી સંકોચ થશે.

## યોનિદુર્ગંધનાશક ઉપાયો.

૧ સરશિયા તેલને ધીમા તાપ પર ઉકાળવું તે તેલમાં જાઈનાં ફુલ નાંખવાં તે તેલ ઉકાળવાથી જાઇના ફુલનો સુવાસ તેલમાં આવશે તે તેલ નીચે ઉતારી શીશીમાં ભરી રાખવું તેનો લેપ યોનિમાં કરવાથી યોનિની દુર્ગંધ જશે. સમાગમ વખતે પણ દુર્ગંધ જણાશે નહી.

૨ તોલીયો દેવદાર, કાળા સરગવાની છાલ, કડવું દાડમ, લીબુંની છાલ, અને પીળા ચંપાનાં ફુલ. એમાં તેલ સિદ્ધ કરીને તે યોનિમાં ચોપડવાથી યોનિની દુર્ગંધ મટે છે.

## નષ્ટપુષ્પપ્રાપ્તિ વિષે ઉપાય.

કોઇ એક રોગાદિ નિમિત્તથી સ્ત્રીનો અટકાવ બંધ થઈ જાય

છે. અકાળે પ્રાપ્ત થાય તો રોગોત્પત્તિ થાય છે. માટે અટકાવ ફરી લાવવાની જરૂર હોય છે.

૧ કસુંબીનાં ગળેલાં પાન, અને જાસવંતીનાં ફુલ, પાણીમાં પીવાથી નષ્ટ થયેલું પુષ્પ ફરીથી આવશે.

૨ સાઠી ચોખા, તેલિયો દેવદાર, ધરો અને વાળાનો ભૂકો જે આ પાણીમાં વાટી પીશે તો નષ્ટ પુષ્પ ફરી આવશે.

## પુરુષત્ત્વ પ્રાપ્તિનો ઉપાયો.

૧ ભોંયરીંગણીના ચુર્ણને ભોંયરીંગણીના રસની ભાવનાઓ આપી સૂર્યના તડકામાં સુકવવું અને તે ચૂર્ણને સાકર અને મધમાં ખાવાથી પુરૂષને સ્ત્રી વિલાસાનંદનું સામર્થ્ય આપે છે.

૨ આમળીના છાલના રસના સૂર્યપૂટ આમળાના ભૂકાને આપવા તે ભૂકો ઘી સાકર અને મધ સાથે રાત્રે જે પુરૂષ ખાતો જશે તે પુરૂષ ઘરડો હશે તોપણ જુવાન પુરૂષના જેવો થાક વગરનો થશે.

૩ કૌવચ બીજની મીંજ, ગોખરૂ અને શતાવરી એ સર્વ સમભાગનું ચૂર્ણ દુધ સાથે લેવાથી શરીર પુષ્ટ થાય છે.

૪ દૂધમાં ખાંડ નાંખીને તે દૂધનો સૂર્યપૂટ અડદને ત્રણ વાર આપવો પછી તેને દળીને લોટ કરવો, તેનાં વડાં ઘીમાં તળીને દીવા કરવાની વખતે એટલે પ્રદોષ વખતે ભક્ષણ કરવાથી ઘરડો પણ મોટો પ્રબળ થઈ જાય છે.

૫ મહુડાની છાલને ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું તે ચૂર્ણ માસા દશ મધ ઘીમાં ચાટવું ને તેના ઉપર દુધ પીવું જેથી પુરુષ સામર્થ્ય આવે છે.

૬ એખરાનાં બીજ, અને સાંમાના તાંદલા એ બંને સમભાગ લઈ તેનું ચુર્ણ માસા દશ મધમાં મેળવી ચાટવાથી પુરૂષને સારી શક્તિ આવશે.

૭ શીમળાની અંતરછાલના રસમાં તેના વજન જેટલું, ઘી, મધ, ખાંડ, દૂધ નાંખી પીવાથી શરીર પુષ્ટ થાય છે.

૮ લોહભસ્મ, ત્રિફલા, અને જેઠીમધ, એ સમભાગ લેઇ સમભાગ ચૂર્ણ મધ અને ઘીમાં સૂર્યાસ્ત વખતે ચાટવાથી પુરૂષત્વશક્તિ પ્રાપ્ત થાય છે.





## પ્રકરણ ૮૫ મું
## વસ્ત્રાલંકારો ધારણ કરવા

સ્ત્રી અને પુરૂષો વસ્ત્રાલંકારો ધારણ કરીને પોતાનું રૂપ વધારે છે. વસ્ત્રાલંકારોથી શરીર શોભાયમાન દેખાય છે.

**સ્ત્રી-શણગાર**—સ્ત્રીઓને માટે સોળ શણગાર સજવાનુ કહેલું છે. જેમાં દાંતે મંજન કરવું, સ્નાનાદિ કરી વસ્ત્ર પહેરવાં. ગળે હાર પહેરવો. કપાળે ચાંલ્લો કરવો, આંખમાં મેશ આંજવી, કાને-એરીંગ ઘાલવાં, નાકે ચુની કે કાંટો ઘાલવો, ફુલોના હાર પહેરવા, સુંદર સાડી પહેરવી, પગે સાંકળાં કે કલ્લાં પહેરવાં, વીંટી પહેરવી, શરીરે ચંદન લગાવવું, ચોળી પહેરવી, હાથે ચૂડા કે બંગડીઓ પહેરવી, પાન ખાવું, માથુ હોરી તેલ લગાવવું, આ પ્રમાણે આભૂષણો ધારણ કરવાથી તેના ઉપર તેના પતિનો પ્રેમ વધે છે. આ પ્રમાણે સ્ત્રીઓએ સહવારમાં વ્હેલાં ઉઠી સાબુવડે શરીર ચોળી સ્નાન કર્યા પછી અલંકારો ધારણ કરવાં. માથું ચોળી તેલ ઘાલીને હોરવું, સૌભાગ્યવતી સ્ત્રીએ તો કપાળમાં ચંદન કરવુંજ જોઇએ. હાથે બંગડી, ગળે હાર, પગે સાંકળાં, નાકે કાંટો, અને કાને લોળીયું, એરીંગ કે કાપ પહેરવાંજ જોઈએ. આ સૌભાગ્યનાં ચિન્હ છે. વસ્ત્રાવંકારો ધારણ કરવાથી સ્ત્રીનું રૂપ ખીલી નીકળે છે. અને તે પોતાના પતિની પ્રીતિ મેળવી શકે છે. વસ્ત્રાલંકારો પોતાના ઘરની સ્થિતિ અનુસાર પહેરવાં.

માત્ર વસ્ત્રાલંકારોથી જ રૂપવાન બનાતું નથી પણ તેની સાથે ગુણ જોઈએ, સ્ત્રીઓનામાં પતિવ્રતપણાનો મહાન ગુણ હોય છે. તોજ તેણે ધારણ કરેલાં આભુષણો કામનાં છે. નહિ તો ગુણ વગર ધારણ કરેલાં આભૂષણોથી લોકોમાં નિંદા થાય છે. તેણે વસ્ત્રાલં-

કારો ધારણ કરી અન્ય પુરૂષોમાં પોતાનું રૂપ સારૂં દેખાય એવી આશા રાખવી નહિ. વસ્ત્રો મર્યાદાથી પહેરવાં. છાતી ઉપરનો છેડો ખસી ન જાય કે માથા ઉપરની સાડી ખસી ન જાય તેની કાળજી રાખવી, ઉઘાડે માથે ફરવું નહિ, જે સ્ત્રી છાતીનો ભાગ અને માથુ ઉઘાડુ રાખે છે; વારંવાર તેના ઉપરથી છેડો ખસેડી નાંખે છે તે નિર્લજ્જ ગણાય છે. તેણે વાર ઓરી અંબોડો વાળવો જોઇએ, વાળ ટા રાખવા નહિ. કપાળે ચાંલ્લો હંમેશ કરવો જોઇએ. આંખે મેશ આંજવાં જોઇએ, કેટલીક સ્ત્રીઓ દાંત લાલ-કાળા રંગે છે. અને ઘણી રંગ્યા વગર સફેદ જ રાખે છે. હાથે બંગડીઓ પહેરવી એ સૌભાગ્યવંતીનું લક્ષણ છે.

પુરુષનાં આભૂષણો—પુરૂષે હજામત કરાવવી, શરીરે તેલ માલીશ કરવું, ન્હાવું, વાળમાં સુગંધી તેલાદિ લગાવી વાળ હોરવા, ચંદન લગાડવું, અત્તર લગાવવું, પાન ખાવું, સુંદર વસ્ત્રાભૂષણો પહેરવાં, અને મીઠી વાણી બોલવી.

વસ્ત્રો સાદાં સ્વચ્છ પહેરવાં, મેલાં વસ્ત્રો પહેરવાથી હલકાશ જણાય છે અને શરીરનું આરોગ્ય બગડે છે. માટે હમેશાં વસ્ત્રની કાળજી રાખવી. પહેલાં ધોતીયું, બંડી ઉપર અંગરખું ખભે ખેસ નાંખી અને માથે પાઘડી પહેરવામાં આવતી. હવે કેટલાક ધોતીયું, પહેરણ, ઉપર ખમીશ-જાકીટ અને ઉપર કોટ પહેરે છે, માથે પાઘડીને બદલે ટોપીનો ચાલ હાલ વધી ગયો છે. આ બધું અંગ્રેજ લોકોના પહેરવેશનું અનુકરણ છે. ગમે તેવો પુરુષ હોય છતાં પણ જો તે પોતાનાં કપડાં સારાં રાખે છે તો તેનો આમરૂ વધે છે વસ્ત્રો સારાં અને સાદાં પહેરવા તેની સાથે ઉતમ ગુણને પણ ધારણ કરવા જોઇએ. વાણી મીઠી, સત્ય અને હિતકર બોલવી, પ્રસન્નતા રાખવી, ગુસ્સે થવું નહિ અને પ્રમાણિકપણે ચાલવું જોઇએ. એ ગૃહસ્થાશ્રમના આનંદનો અનુભવ કરનાર છે.

વિધવા સ્ત્રીએ આભૂષણોનો ત્યાગ કરવો જોઇએ. તેણે હાથે ચુડી બંગડી પહેરવી નહિ. માથે વાળ રાખવા નહિ. કપાળે ચાંદલો કરવો નહિ. કાને એરીંગ કે કાપ પહેરવા નહિ, પગે સાંકળા પહેરવાં નહિ, નાકે કાંટો પહેરવો નહિ, આંખે મેશ આંજવી નહિ, દાંત રંગવા નહિ, તેનો પતિ ગુજરી જતાં તેનાં આભૂષણોનો તેણે ત્યાગ

કરવો જોઈએ. આભૂષણો સધવા સ્ત્રીઓના સૌભાગ્યના ચિન્હરૂપ છે. જ્યાં સુધી સ્ત્રીનો પતિ જીવતો હોય છે ત્યાં સુધી જ તેનાથી આભૂષણો પહેરાય છે. કારણ કે સ્ત્રીઓનાં આભૂષણો કામોત્તેજક છે. માટે સધવા સ્ત્રીઓએ તેનો ત્યાગ કરી સાદાં ધોળાં કે કોર વગરનાં સાદાં વસ્ત્ર પહેરી, બ્રહ્મચર્ય પાળી, જીંદગી ઇશ્વરભજન કરવામાં ગાળવી જોઇએ.

ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહનવિદ્યામાં કોકશાસ્ત્ર આપવામાં માત્ર સ્ત્રી પુરૂષો ગૃહસ્થાશ્રમના યથાર્થ આનંદનો અનુભવ કરે અને સુખી થઈ અન્ય ભૂતાજતિના પાસમાં ન સપડાય એજ હેતુ છે.

---

સુરતથી રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. રીટાયર્ડ પ્રીન્સીપાલ પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ અમદાવાદ એઓ સાહેબ લખે છે કેઃ

"રા. જેઠાલાલ દેવશંકર દવે કૃત હિંદુસ્થાનની તીર્થયાત્રા આ પુસ્તક વાંચી મને ઘણોજ આનંદ થયો છે. યાત્રાના વર્ણનનાં ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; પરંતુ આવું દરેક જાતની હકીકતથી ભરેલું એકે પુસ્તક મારા જોવામાં આવ્યું નથી. આ પુસ્તકમાં હિંદુસ્તાનનાં તમામ યાત્રાનાં સ્થળોની સંપૂર્ણ માહીતી આપેલી છે. દરેક સ્થળનું મહાત્મ્ય તેમજ ત્યાં જે જે જોવા લાયક હોય તે તેમજ ત્યાં જવાના માર્ગ વગેરે સઘળી બાબતનું સંપૂર્ણ વર્ણન છે. યાત્રાનાં સ્થળો ઉપરાંત મોટાં મોટાં શહેરોની પણ ઘણી જાણવા લાયક હકીકત એમાં આપેલી છે. આથી આ પુસ્તક ભાવિક સ્ત્રીપુરુષોને તેમજ અન્ય સામાન્ય વાચકને બહુ ઉપયોગી થઇ પડે એવું છે. ક્ષણિક વિનોદ થાય એવાં પુસ્તકો ઘણાં રચાય છે, પરંતુ ઉપયોગી પુસ્તકો વિરલ છે. આવું ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરી તમે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે ને વાચક વર્ગ પર મોટો ઉપકાર કર્યો છે. પુસ્તકને અંતે તામિલ ભાષાના શબ્દો આપ્યા છે તે યાત્રાળુઓને બહુ ઉપયોગી થઇ પડશે. નકશો પણ ઉપકારક થશે.

આ સિવાય અનેક પ્રસિદ્ધ વિદ્વાનોનાં તેમજ શારદાપીઠના જગદ્‌ગુરૂ શંકરાચાર્ય અને કાંચી પ્રતિવાદી ભયંકર મઠના શ્રીમદ્‌રામાનુજાચાર્યજી વિગેરે ધર્માચાર્યોના પણ અનેક પ્રમાણ પત્રો મળ્યાં છે. આજે મંગાવો.

કીંમત રૂ. ૯—૦—૦ વ્યવસ્થાપક, ભાગ્યોદય—અમદાવાદ.



## ભાગ ૮ મો

—:o:—

# કામશાસ્ત્ર

### પ્રકરણ ૮૬ મું.

### કામશાસ્ત્ર એટલે શું ?

ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી સ્ત્રી અને પુરૂષે કામશાસ્ત્ર જાણવું જોઇએ કારણ કે ગૃહસ્થાશ્રમમાં તેનું પાલન કરી આનંદ લેઇ શકાય છે. સ્ત્રીવડે જ ઘર છે, સ્ત્રીવડે જ ગૃહસ્થાશ્રમ સુખરૂપ નીવડે છે. ગૃહસ્થાશ્રમના સુખનું કારણ સ્ત્રી છે, સ્ત્રી વગરનો ગૃહસ્થાશ્રમ સ્મશાન જેવો ઉજજડ અને ઉદ્વેગ કરનાર નીવડે છે, જગત્‌ની ઉત્પત્તિ સ્ત્રીથી થાય છે. સ્ત્રી અને પુરૂષ વગર આ જગત્ ઉત્પન્ન થતું જ નથી ગૃહસ્થાશ્રમમાં પણ સ્ત્રી અને પુરુષ એ બંને પરસ્પર પ્રેમવાળાં અને એક બીજાને ચ્હાનારાં હોય છે તો જ તેમને તે આનંદદાયક નીવડે છે

સ્ત્રીનો તિરસ્કાર કરવા યોગ્ય નથી. ઘણા સ્ત્રીને હલકી માને છે પણ તેમાં તેમની ભૂલ છે. સ્ત્રી જ જગત્‌ને ઉત્પન્ન કરવાના સાધનરૂપ છે. જગત્‌ની માતારૂપ સ્ત્રી છે. તેથી તે આદરસત્કારને પાત્ર છે. પૂજનીય છે. સ્ત્રીનું શરીર કોમળ અને કાંઇક આકર્ષક હોય છે. સ્ત્રીની આંખના સામું જોતાં ભલાભલા અંજાઇ જઇ તેના રૂપમાં મોહ પામે છે. જ્યાં સુધી પુરુષ પોતાની પત્ની ઉપર

સ્નેહની નજરથી જોતો નથી ત્યાં સુધી બંને વચ્ચે સ્નેહ ઉત્પન્ન થતો નથી. સ્ત્રી પુરૂષને પોતાના તરફ ખેંચી શકે છે. સ્ત્રી પુરૂષ વચ્ચે એક પ્રકારનું પ્રેમાકર્ષણ થાય છે, સ્ત્રીને જોઇ પુરૂષો તેના ઉપર મોહિ પડે છે. જો સ્ત્રી પતિવ્રતા હોય, પતિ ઉપર પ્રેમ રાખનારી હોય, પતિને પોતાનો વ્હાલામાં વ્હાલો સમજનારી હોય તો તેના પ્રેમથી તેનો પતિ તને વશ થઇ રહે છે.

સ્ત્રીની જુવાની, ખુબસુરત રૂપ અને નેત્રકટાક્ષ પુરૂષને પોતાના તરફ આકર્ષી શકે છે. જો સ્ત્રી પોતાની જુવાની અને ખુબસુરતી સાચવી શકે છે તો તેના ઉપર હંમેશાં તેના પતિનો પ્રેમ એવોને એવો જ રહ્યાં કરે છે. ઘણીવાર નવે નવાં દંપત્તિનાં લગ્ન થાય છે ત્યારે બેચાર માસ તેઓ એક બીજાના ઉપર પ્રેમ રાખે છે. પછી તેના ઉપરથી ભાવ ઓછો થઇ જાય છે, આમાં ઘણે ભાગે સ્ત્રી જ કારણભૂત હોય છે. જો સ્ત્રી પોતાની જુવાની અને સૌંદર્યતા જાળવી શકે, કામશાસ્ત્રમાં પ્રવિણ બને અને પોતાના પતિને પ્રેમથી રાજી રાખવા યત્ન કર્યા કરે તો પતિની પ્રીતિ તેના ઉપર જેવીને તેવી જ રહે છે.

સ્ત્રી ૩૦ થી ૪૦ વર્ષ સુધી પોતાની સૌંદર્યતા જાળવી શકે છે. અને ઘણી તો પચાસ વર્ષ સુધી પોતાની જુવાની જાળવી શકે છે. ઘણી સ્ત્રીઓ એકાદ બાળકનો જન્મ આપ્યા પછી જોબનને ખોઈ બેસે છે. જેમ જેમ તેને પ્રજા થતી જાય છે તેમ તેમ તે શરીરે કૃષ બની સૂકાતી જાય છે. આથી તેનું યૌવન જવા માડે છે. સ્ત્રીએ પોતાની સૌન્દર્યતા જાળવી રાખવી એ પુરૂષના પ્રેમને આકર્ષવાનું સબળ સાધનરૂપ છે. સ્ત્રીનામાં સૌન્દર્યતા એક બળવાન વસ્તુ છે. તેની અંદર વીજળીક બળ છે કે જે પુરૂષને મોહ પમાડી તેના અંતરમાં પ્રેમનો પ્રવાહ જાગ્રત કરી શકે છે. સ્ત્રીઓની શારીરિક ખુબસુરતી પુરૂષની અંદર પ્રેમવાસના ઉત્પન્ન કરે છે. આ સૌન્દર્યતા કાંઈ તેની ગોરી કે કાળી ચામડી ઉપર આધાર રાખતી નથી. કાંઇ મોંના ગોળમટોળ ઘાટ ઉપર આધાર રાખતી નથી. તેની સૌન્દર્યતા મોં ઉપર નથી પણ તેના આખા શરીરની અંદર રહેલી છે.

સ્ત્રીઓ જગતની માતા ગણાય છે. તે પરણી ગૃહસંસાર માંડે છે તે પછી પ્રજા ઉત્પન્ન કરી શકે છે. જે સ્ત્રી પ્રજા થવાને લાયક

હોય તેનામાં જ સૌંદર્યતા ભરેલી હોય છે. તે જ સ્ત્રી પુરૂષોના પ્રેમને આકર્ષી શકે છે. સ્ત્રીનાં કેટલાંક શારીરિક લક્ષણોથી પુરૂષોની આંખમાં તેની સુંદરતા તરી આવે છે, તવાઇ ગયેલા સુકલકડી શરીરવાળી સ્ત્રીઓ માતા થવાને ભાગ્યે જ લાયક છે. આવી સ્ત્રીઓ પુરૂષના પ્રેમને આકર્ષી શકતી નથી. જે સ્ત્રીઓ નબળા બાંધાની હોય છે. તેના બાળકો પણ નિર્બળ હોય છે. નાનપણમાં જે સ્ત્રીએ બ્રહ્મચર્ય પાળ્યું હોતું નથી, તે સ્ત્રીઓ ભરયુવાની આવતાં પોતાના સૌંદર્યને ગુમાવી બેસે છે.

---

## પ્રકરણ ૮૭ મું
## સ્ત્રીઓનુ સૌંદર્ય

જે સ્ત્રીઓએ પુખ્ત ઉંમર સુધી બ્રહ્મચર્ય પાળ્યું હોય છે તે સ્ત્રીઓનું શરીર યુવાનીમાં ખીલી નીકળે છે. તેનામાં માતૃશક્તિ ખીલી નીકળે છે. તેના તરફ પુરૂષનું ધ્યાન તરત જાય છે. તેનો શરીરનો બાંધો, અને કદ એ ઉપરથી તેની માતૃશક્તિનું માપ નીકળી શકે છે. તેને પેટમાં નવ માસ સુધી ગર્ભ ધારણ કરવો પડે છે. તેને માટે તેનું પેટ મોટું જોઇએ. તેની કમર પેટ, અને પેડુના ભાગો જો ખીલેલા હોય છે. તો તેની ખુબસુરતી જણાઈ આવે છે. તેનું નાનું પેઢું અને નાનું પેટ હોય છે તો તેનું સૌન્દર્ય ખીલી નીકળતું નથી, તેના શરીરની ઉંચાઇ, તેની છાતીની પહોળાઈ અને પેડુવાળા ભાગની મોટાઇ એ તેના શરીરની મજબૂતી અને સૌંદર્યતાના કારણરૂપ હોય છે.

તે સીવાય સ્ત્રીની કમર પણ તેની ખૂબસુરતી વધારનારી છે, ભરેલા અંગવાળી સ્ત્રીની સુંદરતા જણાઇ આવે છે. ત્યારે તવાઇ ગયેલા શરીરવાળી સ્ત્રી માંદા જેવી નિસ્તેજ જણાય છે. સ્ત્રીઓની ખુબસુરતીનો આધાર તેણે બારથી સોળ વર્ષ સુધી બરોબર પ્રકારે પાળેલા બ્રહ્મચર્ય ઉપર હોય છે. બ્રહ્મચર્ય પાળવાથી અથવા તો સોળ વર્ષની અંદર જે સ્ત્રી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતી નથી તે પોતાની જુવાની જાળવી શકે છે. તેવી સ્ત્રીઓ રૂપાળી અને મજબૂત બાંધાની થાય છે.

સ્ત્રીની ખુબસુરતીનું કારણુ તેનાં સ્તન હોય છે. સ્ત્રીના ગર્ભાશયની સાથે સ્તનનો ખાસ સંબંધ હોય છે. સ્ત્રીની જુવાની વધવા સાથે તેનાં સ્તન મોટાં થતાં જાય છે. સ્ત્રી રજસ્વળા થાય છે ત્યારે તેનાં સ્તન કાંઇક મોટાં દેખાય છે. બાળકને જન્મ આપ્યા પછી તેનું પોષણુ કરવા માટે સ્ત્રીને સ્તનમાં દૂધ પેદા થાય છે. બે સ્તનમાં જમણી બાજુનું સ્તન કાંઈક નાનું અને ડાબી બાજુનું મોટું હોય છે. સ્ત્રી જ્યારે બાર વર્ષ પછી બાળા મટી તરૂણાવસ્થામાં પ્રવેશ કરે છે. ત્યારે તેનાં સ્તનનું કદ વધવા માંડે છે સ્તનમર્દન કરવાથી સ્ત્રીને કામેચ્છા ઉત્પન્ન થાય છે. એથી એમ સમજાય છે કે તેના ગર્ભસ્થાન સાથે સ્તનનો સંબંધ હોય છે.

સ્ત્રીનું સૌંદર્ય તેના મુખની સુંદરતા અને તેના સ્તનના ભરાવા ઉપરથી જણાઈ આવે છે, જે સ્ત્રીઓનાં સ્તન ચીમળાઈ ગયેલાં હોય છે. તે સ્રીઓ ગર્ભ ધારણુ કરી શકતી નથી અથવા તો વંધ્યા રહે છે, સ્રી જો સોળે શણુગાર સજે, અને રૂપવાન પણુ હોય છતાં જો તેનાં સ્તન ભરાવાદાર અને ખીલેલાં નથી હોતાં તો તેનામાં કાંઇપણુ સુંદરતા જણાતી નથી.

કામશાસ્ત્ર એટલે પ્રેમનું શાસ્ત્ર ગણાય છે. તેનો મનુષ્યના જીવન સાથે ઘણો જ અગત્યનો સંબંધ છે. કામશાસ્ત્રનું બીજું નામ પ્રેમશાસ્ત્ર છે. એવું કહીશું તો ખોટું નથી. સ્રી અને પુરૂષ બંનેમાં પ્રેમ હોય છે, પુખ્તવયે સ્ત્રી અને પુરૂષ બંનેમાં કામવિકાર ઉત્પન્ન થાય છે. આ ઇચ્છા ઈશ્વર તરફથી જ દરેક સ્ત્રી પુરૂષને પ્રજાની વૃદ્ધિ માટે થયાં કરે છે. કોઇ પણુ પુરૂષ કે સ્ત્રી એવી નહિ હોય કે જેનામાં કામવિકાર ઉત્પન્ન થતો નહિ હોય. સ્ત્રી પુરૂષનો સમાગમ થવો એ જગતની વૃદ્ધિ થવાને માટે જરૂરનો છે. તેનો જ્યારે દુરૂપયોગ કરવામાં આવે છે અથવા તો તેનો હદ બહાર માત્ર વિષયલાલસાથી ઉપયોગ કરવામાં આવે છે ત્યારે તે નિંદનિય ગણાય છે.

નાની ઉમરમાં બાળકોને બ્રહ્મચર્ય પળાવી 'વિદ્યાભ્યાસ કરાવવો જોઇએ પણુ કેટલોક વખતે તેમનાં ખાનપાન એવાં હોય છે કે જે તેમનામાં બાર વર્ષની ઉમર પછી કામવિકારને જાગ્રત કરી બ્રહ્મચર્યથી ભ્રષ્ટ કરાવી દે છે, ગરમ મશાલાવાળા પદાર્થો અને પૌષ્ટિક મિષ્ટાન્નોનો અને ચહાકોફીનો ઉપયોગ બાળકોને કરાવવાથી તેમનું

લોહી ઉશ્કેરાઈ તેમનામાં નાની ઉમરમાં કામવિકાર ઉત્પન્ન થાય છે. અને માત્ર શોખ અને આનંદની ખાતર પુરુષને સ્રી સહવાસની કે સ્રીને પુરુષ સહવાસની ઇચ્છા થાય છે. આવાં બાળકો જો નાની ઉમરમાં બ્રહ્મચર્યનું ખંડન કરે છે. તો તેઓ પોતાના શરીરની ખુબસુરતીનો નાશ કરી દે છે. અને ભર જુવાન વયે નિર્માલ્ય અને નિસ્તેજ બની રહે છે.

કેટલીક છોકરીઓને બારેક વર્ષની ઉમરેજ મોટી સ્રીઓના જેવો પહેરવેશ પહેરાવી, મોટી સ્રીઓની માફક લાજ કાઢતાં બોલતાં ચાલતાં શીખવવામાં આવે છે, તેમને તંગ ચોળી કે કાંચળી પહેરાવવામાં આવે છે. ઘાઘરી ઉપર વળી સાલ્લો પહેરાવવામાં આવે છે. ઉમરે આવ્યા વગર નાની છોકરીઓ છાતી, પેડુ અને કમરના ભાગ ઉપર તંગ પહેરવેશ પહેરે છે તેથી તેમની જન્મશક્તિ વધારે ઉશ્કેરાતી હોવાથી તેમનામાં નાની ઉમરે કામવિકાર પેદા થય છે. કેટલીક છોકરીઓને તો કમર ઉપર પટા બાંધવાની ફેશન પડી ગઈ હોય છે. નાની ઉમરમાં તંગ પહેરવેશ પહેરવાથી સ્રીઓ નાની ઉમરમાં જ સ્રી વેશમાં આવી જાય છે. કમરની ઉપરના ભાગમાં તેમજ કમરની નીચેના ભાગ ઉપર અને છાતીના ભાગ ઉપર તંગ પોષાક પહેરવાથી ગર્ભાશયમાં લોહીનો જમાવ થવાથી નાની છોકરીઓને ઉમરે આવવા પહેલાં જ કામવિકાર ઉશ્કેરાય છે, વળી નાનપણમાં ભભકાબંધ પોષાક પહેરવાથી પણ નાની છોકરીઓના મનની તેવી સ્થિતિ થાય છે. નાની છોકરીઓને ફેશનવાળા પોશાકો પહેરવાની ટેવ પાડવી નહિ. કારણ કે તેથી તેને ભવિષ્યમાં હાનિ થાય છે, અને ઘણીવાર ગરીબ સાસરૂ મળતાં નાનપણમાં પડેલી સારાં વસ્રો પહેરવાની ટેવથી તે લોભી બની અનીતિમાં સપડાવાનો સંભવ છે.



## પ્રકરણ ૮૮ મું

## દાંમ્પત્ય પ્રેમ

દરેક માણુસનામાં પ્રેમવિકાર તો હોય છે જ. પ્રેમનું સ્થાન મગજની અંદર છે. મગજના પાછળના ભાગમાં જ્યાં સ્ત્રીઓ અંબોડા વાળે છે તે સ્થળે એટલે માથાની પાછળના ભાગમાં નીચેની બાજુએ પ્રેમનું સ્થાન હોય છે. જેનો તે ભાગ મોટો હોય છે તેનામાં પ્રેમવિકાર વધારે હોય છે. અથવા તે માણુસ પ્રેમી, સ્નેહી, અને મળતાવડો હોય છે. પુરુષ કરતાં સ્ત્રીઓનામાં આ ભાગ કાંઇક નાનો હોય છે, જે સ્ત્રીઓ વાળ દોરીને તાણીને ચોટલો વાળે છે. તેમનામાં કામવિકાર ઉશ્કેરાયલો રહે છે. કારણુ કે સ્ત્રીઓ જે જગાએ અંબોડાની ગાંઠ વાળે છે તે જગાએ પ્રેમની લાગણીનું સ્થાન છે. અને તાણીને ચોટલો વાળવાથી ચામડી ખેંચાતાં અંદરના ભાગમાં કાંઈક લાગણી ઉત્પન્ન થાય છે. માટે નાની બાલિકાઓનો ચોટલો તાણીને વાળવો નહિ. તેથી તે વ્હેલી ઉમરે આવી પુખ્ત વય થતાં પહેલાં જ કામવિકારને તાબે થઇ બ્રહ્મચર્યનું ખંડન કરે છે.

નાની ઉમરમાં પ્રેમની અને સ્ત્રી પુરૂષો સંબંધી નોવેલો વાંચવી નહિ કારણુ કે નાનાં છોકરાંને તેવી અશ્લીલ વાતો વાંચવાથી બ્રહ્મચર્યની હાનિ થાય છે. તેમ આળસુ થઇ બેસી રહેવાથી કામવિકારના વિચારો આવ્યા કરતા હોવાથી પ્રયત્નશીલ રહેવું. ઘણી વખતે જેમને બંધકોશ રહેતો હોય તેવાં બાળકોને પણુ કામવિકાર વહેલો ઉત્પન્ન થાય છે. માટે તેમને ખુલાસે દસ્ત થાય તેવી ગોઠવણુ કરી રાખવી જોઇએ.

જે પુરુષો અને સ્ત્રીઓ લગ્ન થયા પછી અતિશય વિષયભોગ ભોગવ્યાં કરે છે તેઓ પોતાની ખુબસુરતી ગુમાવી બેસે છે અને શરીરને રોગનું ઘર બનાવી દે છે. પુરુષ કરતાં સ્ત્રીઓ ઘણી વિષય-ભોગ ભોગવવાની લાલસાવાળી હોય છે. તેઓ પરણ્યા પછી વિષય-ભોગ ભોગવવાની પોતાની લાલસાને વશ થઈ શરીર નીસ્તેજ બનાવી દઈ ઘણીવાર પ્રદર, અતિ આર્તવ વિગેરે રોગના ભોગ થઇ પડી સુંદરતાને વ્હેવરાવી દે છે. માટે પરણ્યા પછી પણ સ્ત્રીપુરુષે માત્ર નિયમસર અને તે બને તો મહિનામાં એક વખત જ્યારે સ્ત્રી રજ-સ્વળા થઇ ચાર દિવસ પછી સ્નાન કરી શુદ્ધ થાય ત્યારે જ પ્રજા થવાની ઇચ્છાથી સંગ કરવો. તેમ ન બને તો અઠવાડીઆમાં એક વખતથી વધારે વાર સમાગમ કરવો એ શરીરમાં રોગને ખેંચી લાવવા તુલ્ય છે. જેઓ બ્રહ્મચર્ય પાળી પોતાના વીર્યનું રક્ષણ કરતાં નથી તેઓ પોતાની સુંદરતાને ગુમાવી દે છે. એટલું જ નહિ પણ સાથે સાથે શરીરને ફીકું અને રોગી બનાવી વ્હેલું આયુષ્ય ગુમાવી દે છે.

જે સ્ત્રીઓ અતિશય વિષયી હોય છે તેમના શરીરના સાંધા નબળા પડી જાય છે. પગના ઘુંટણના સાંધા નબળા પડી લુલા જેવા થઈ જાય છે. શરીરનાં મસલ્સ પોચાં પડી ઢીલાં થઈ લબડી જાય છે અને પગે ચાલતાં હાંફ ચઢે છે તથા પગ દુઃખે છે અંગ સૂકાતું જાય છે, શરીરમાંનુ લોહી ફીકું પડી જાય છે. કમર અને બરડામાં દુઃખાવો થાય છે, ધાતુ અને પ્રદર વહ્યાં કરી શક્તિ વહી જાય છે. ખાધું પચે નહિ. પેઢામાં દુઃખાવો થાય, માથું દુઃખે છે, યાદદાસ્ત ઘટી જાય છે. આવી સ્ત્રીઓ માત્ર અતિશય વિષયભોગ ભોગવવાથી જ પોતાના શરીરને રોગી બનાવી મૂકે છે. તેમજ પુરુષોને પણ અતિશય વિષયી બનવાથી આવા જ શરીરનું શોષણ થવાના, અને ધાતુ જવાનો રોગ થાય છે.

શરૂઆતમાં જુવાન સ્ત્રી રૂષ માત્ર વિષયભોગ ભોગવવાના આનંદમાં આવી જઇ હદથી જાદે સંગ કર્યા કરવાથી શરીરની પાયમાલી કરી નાંખે છે અને શરીરની સુંદરતાને નષ્ટ કરી દે છે. ખુબસુરતી અથવા તો સુંદરતા એ ઓજસનું પરિણામ છે, અને ઓજસ ધાતુ [વીર્ય]માંથી અને સ્ત્રીને રેતસમાંથી ઉપન્ન થતી હોવાથી

તેનો ક્ષય થતાં શરીરની પાયમાલી થઇ જાય છે. અને તેનો હસમુખો ચ્હેરો કરમાઇ જાય છે. ટટ્ટાર રહી છાતી આગળ કાઢી ચાલનાર સ્ત્રી પુરુષ નીચાં વળી જાય છે. અતિશય વિષયી સ્ત્રી ઘણું ભાગે વન્ધ્યા રહે છે.

માટે સ્ત્રી પુરુષે પોતાના શરીરની આરોગ્યતા ટકાવી રાખવી હોય અને સુંદરતાને જાળવી રાખવી હોય તો હદ બહાર વિષય-ભોગ ન ભોગવતાં બ્રહ્મચર્યનું પાલન કરતાં શીખવું જોઇએ.

જે પુરુષ અને સ્ત્રી કામી હોય છે તે તેના મુખ ઉપરથી જાણી શકાય છે. જેમ ગુસ્સો ચઢયો હોય તેવા માણસનું મુખ જોતાં જ કહી શકાય છે કે આ માણસને ગુસ્સો ચઢયો છે. તેમ મનુષ્યના મુખ ઉપરથી તેનામાં કામવિકાર છે કે કેમ તે જાણી શકાય છે. મનુષ્યના ચ્હેરા ઉપરથી તેનામાં કામવિકાર અથવા તો પ્રેમની લાગણી છે કે કેમ તે જોઇ શકાય છે.

કોઇ પણ મનુષ્યને જે વિષયની તપાસ કરવી હોય તે વિષયના સવાલ પૂછવાથી તે સંબંધીનો ભાવ તેના મુખ ઉપર તરવરી આવે છે. મનુષ્યના અંતરમાં રહેલી અનેક લાગણીઓની તેના હૃદય ઉપર અસર થાય છે. જેથી તેના હૃદયના ધબકારામાં વધારો ઘટાડો થાય છે અને તે ધબકારા વધે છે તો તેનો ચ્હેરો લાલાશ પડતો થઇ આવે છે અને જો ધબકારા ઘટી જાય છે તો ચ્હેરો ફીક્કો પડી જાય છે. આ ઉપરથી મનુષ્યના મનમાં કેવા વિકાર છે તે પારખી શકાય છે. સ્ત્રીઓ જુવાનીમાં પ્રવેશ કરે છે એટલે તેનો અવાજ બદલાતો જાય છે. અને જે બાળપણમાં શરમાતી નહોતી તે છોકરી પુખ્ત વયે શરમાળ બને છે અને અવાજ ગંભીર જણાય છે.

જે સ્ત્રીઓ તીણા અને કડક અવાજવાળી હોય છે તે લડવા-ડીયણ હોય છે. અવાજ ઉપરથી તે સ્ત્રી કેવી છે તે કહી શકાય છે. મર્યાદાવાળી સુશીલ સ્ત્રીનો અવાજ કઠોર હોતો નથી. તેનો અવાજ મૃદુ અને મીઠો હોય છે. કેટલીક સ્ત્રીઓનો અવાજ એવો હોય છે કે તે સામા માણસનું મન જીતી લે છે. જાડો અને તીણો અવાજ ક્રોધી સ્ત્રીઓનો જ હોય છે. જે સ્ત્રીઓ સૌંદર્યવાળી હોય છે તેમનો અવાજ મધુર અને રસીક હોય છે. પણ જો અતિશય વિષય-

ભોગ ભોગવતી હોય છે તો તેનો અવાજ જાડો અને ફાટી ગયેલો સંભળાય છે.

કેટલાક પુરૂષોના અવાજ સ્ત્રીના જેવા હોય છે તે ઘણે ભાગે નપુસક અથવા તો બાયલા હોય છે. તેમજ પુરૂષ જેવો જે સ્ત્રીનો અવાજ હોય છે તે સ્ત્રીઓ પુરૂષના જેવી હિંમતબાજ હોય છે.

પુરૂષનો અને સ્ત્રીનો અવાજ જુદો પડે છે. સ્ત્રીનો અવાજ ધીમો, માયાળુ, મધુર, કાને પ્રિય લાગે તેવો અને માયાળુ હોય છે, અને પુરૂષનો અવાજ હીંમતવાળો, હુકમ કરવા જેવો, કંઇક જાડો અને ગંભીર હોય છે. જે સ્ત્રીનો અવાજ મીઠાશવાળો અને નરમાશવાળો હોય છે તે સામાનું મન જીતી શકે છે, લડવાડીઅણુ સ્ત્રીઓનો અવાજ કઠોર અને કડક હોય છે. વિષયી સ્ત્રીનો અવાજ ગમે તેવો મધુર હોય છે તો પણ બગડી જાય છે અને ખોખરો બની જાય છે.

બગાસાં—ઘણીવાર સ્ત્રીઓને કામવાસના ઉત્પન્ન થાય છે ત્યારે તેને બગાસાં આવે છે. તેમજ તેને થાક લાગે છે ત્યારે કે ભૂખ તરસ લાગી હોય છે ત્યારે, કંટાળો આવે છે ત્યારે, તેમજ તે રજસ્વલા થવાની હોય છે ત્યારે અથવા તો તે કામાતુર થાય છે ત્યારે તને બગાસાં આવવા માંડે છે. જો કોઇ રોગી માણસને બગાસાં આવે તો તે તેનો રોગ જવાની નિશાની સમજવી.

હસવું—સ્ત્રીઓનો હસમુખો સ્વભાવ તેની સુંદરતાને વધારનાર છે. સામા માણસના મનને જીતી લેનાર છે. હસવાથી શરીરમાં ફરતા લોહીને વેગ મળે છે. મધ્યમસર હસનાર ઘણે ભાગે ડાહ્યો ગણાય છે. માફકસર હસનાર શાંત ઉદાર અને સંપ રાખનાર હોય છે. હદ બહાર દાંત કહાડીને ભાન ભૂલી જઇને હસે છે તે ઘણેભાગે મૂર્ખ અથવા કમઅક્કલનું ગણાય છે. ખડખડાટ મોટા અવાજથી હસનાર માણસ શરમ વગરનું ગણાય છે. જેમના હોઠ પાતળા હોય અને તેની સાથે તેમનું મુખ હસમુખુ હોય તો તે ઘણે ભાગે કામાતુર ગણાય છે. જેમનું મોં હસતાં પહોળું થઇ જતું હોય તે લબાડ અને કપટી ગણાય છે સ્હેજસાજમાં હસી પડનાર ભોળા

ગણાય છે અને મુખમાં મંદમંદ હસવાથી સમજુ ગણાય છે. હસવાથી મુખ ઉપરની સુંદરતા ખીલી નીકળે છે.

સ્ત્રી અને પુરૂષે પોતાનું સૌંદર્ય જાળવી રાખવા માટે ગૃહસ્થાશ્રમને સેવતા પહેલાં પ્રૌઢ ઉમ્મર સુધી બ્રહ્મચર્ય પાળી વીર્યની રક્ષા કરવી જોઇએ. અને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછી પણ વીર્યનું રક્ષણ પોતાના આયુષ્યનું રક્ષણ કરવા જેટલી કાળજીથી કરવું. વારંવાર વિષયાનંદને મેળવવાની ઇચ્છાથી શરીરને પાયમાલ કરી નાંખવું નહિ. પતિપત્નીએ પરસ્પર પ્રેમ રાખી હંમેશાં આનંદમાં રહેવાનો અભ્યાસ પાડવો. સતિ સ્ત્રી પોતાની સૌંદર્યતાથી પોતાના હસમુખા સ્વભાવથી, શોક દુઃખને ભૂલી જવાની ટેવથી, કટુ વચન સહન કરવાના અભ્યાસથી પતિની પ્રીતિ સંપાદન કરી શકે છે.

સ્ત્રીપુરૂષનો પ્રેમ અખંડિત હોવો જોઇએ. સ્ત્રીએ પુરૂષથી અભિન્ન થઇ રહેવું જોઇએ. માત્ર સ્પર્શસુખની ખાતર નહિ પણ શરીર, મન અને આત્માને એકમેક કરી દેવાની ખાતર સ્ત્રી પુરૂષે એક બીજામાં અત્યંત પ્રેમને ઉત્પન્ન કરી, તે પ્રેમને જીંદગીભર નિભાવી રાખવો. તેમના યથાર્થ પ્રેમની ગાંઠ બંધાતાં એક બીજાની સાથે કોઈ વાતની જુદાઇ રહેતી નથી. તે બંનેનું શરીર એકરૂપ બની જાય છે. કામશાસ્ત્રનો ઉપયોગ એક બીજાનો અખંડ પ્રેમ નીભાવી રાખવા માટે જ છે. પતિએ પોતાની સ્ત્રીમાં અને સ્ત્રીએ પોતાના પતિમાં એકરૂપ બની જઇ અત્યંત પ્રીતિ રાખવી.

ગૃહસ્થાશ્રમના આનંદનો અનુભવ સ્ત્રી પુરૂષ એક બની જાય છે ત્યારે જ મળી શકે છે. કોકશાસ્ત્ર, કામશાસ્ત્ર વિગેરે સ્ત્રી પુરૂષને પ્રેમથી બાંધી એકરૂપતાનો અનુભવ કરવા માટે છે. સ્ત્રીએ પોતાની જુવાની જાળવી સૌંદર્યને ખીલવી પતિની પ્રીતિ મેળવી લેવી. કોઈ વાત પતિથી છાની રાખવી નહિ. પતિથી રીસાવું નહિ કે કલેશ કરવો નહિ. ખરૂં સુખ, ખરી શાંતિ અને ખરો આનંદ સ્ત્રી પુરૂષ જ્યારે એક બની એક બીજાના પ્રેમમાં તલ્લિન બની જાય છે ત્યારે જ મળી શકે છે.





## પ્રકરણુ ૮૯ મું

## સ્ત્રીઓની ખુબસુરતીનું ખરૂં રહસ્ય.

છોકરીઓ સાત આઠ વર્ષની ઉમ્મર સુધી બાલિકા કહેવાય છે. પછી ૧૨ થી ૧૬ વર્ષ સુધી તે કન્યા કહેવાય છે અને ૧૬ વર્ષ પછીથી ૩૦ વર્ષ સુધી તરૂણી અથવા મુગ્ધા કહેવાય છે, ૩૦ થી ૫૫ વર્ષનો અંદર સ્ત્રીઓ પ્રૌઢા કહેવાય છે. આ વખતે સ્ત્રી ભરયુવાનીમાં આવેલી ગણાય છે. ૧૨ વર્ષ પછી છોકરીના શરીરમાં ફેરફાર થાય છે અને તરૂણાવસ્થામાં આવે છે. તે વયમાં તેના જનન અવયવો ખીલવા માંડે છે, કહે છે કે ઉકરડીને વધતાં વાર લાગતી નથી, તેમ સ્ત્રીઓની જુવાની ઝપાટાબંધ ખીલી નીકળે છે. ગરમ દેશમાં સ્ત્રીઓ વ્હેલી ઉમ્મરે આવી જાય છે કારણુ કે તેને ત્યાંની હવાની અસર થાય છે. મોજશોખમાં રહેનારી સ્ત્રીઓ પણુ વ્હેલી જુવાનીમાં આવે છે. ઠંડા દેશની સ્ત્રીઓ મોડી જુવાનીમાં આવે છે. જો નાનપણુમાં છોકરીઓ મહેનત મજુરી કરી શરીરને કસરત આપે તો તેમની જુવાની નાનપણુમાં ખીલી શકતી નથી. મજુર વર્ગની છોકરીઓ મોટી ઉમ્મરે જ સ્ત્રી વેશમાં આવે છે શહેરની છોકરીઓની જુવાની વ્હેલી આવે છે ત્યારે ગામડાની છોકરીઓની મોટી ઉમ્મરે જુવાની આવે છે. નાટક સીનેમા કે મીજબાનીઓનો રસ ચાખનારી છોકરીઓ વ્હેલી જુવાનીમાં આવે છે. મરી મશાલાવાળા ગરમ પદાર્થો ખાવાથી છોકરીઓ વ્હેલી ઉમ્મરે આવે છે.

જે છોકરીઓ નાની ઉમ્મરમાં સ્ત્રીવેશમાં આવે છે તેને ઘડપણ પણુ વ્હેલું આવે છે. સુંદરતા પણુ વ્હેલી નષ્ટ થઈ જાય છે. બાર વર્ષની છોકરીને પરણાવી સાસરે મોકલવામાં ઘણું જોખમ છે.

જો તે બાર વર્ષે ઉમ્મરમાં આવે છે તો તે પછી પચીસ ત્રીસ વર્ષની ઉમ્મરે પોતાની જુવાની અને સુંદરતાને ખોઇ બેસે છે પણ જે છોકરી મોટી ઉમ્મરે સ્ત્રીવેષમાં આવે છે અને લગભગ સોળ વર્ષ પછી પુરૂષના સંગમાં આવે છે તેની જુવાની લાંબી ઉમ્મર સુધી ટકી રહે છે. અને તે પોતાની સુંદરતાને જાળવી શકે છે.

સ્ત્રી અને પુરૂષ બંનેએ નાનપણુમાં બ્રહ્મચર્ય પાળવું એ ઘણું અગત્યનું છે. બ્રહ્મચર્ય પાળવાથી જ તેમનું શરીર મોટી ઉમ્મરે પણ જુવાન રહી શકે છે અને સૌંદર્ય ટકી શકે છે. સ્ત્રીનું સૌંદર્ય પુરૂષને પોતાના તરફ આકર્ષી રાખનાર હોવાથી હંમેશાં સ્ત્રીઓને નાનપણુમાં બ્રહ્મચર્ય પળાવી વિષયની વાતોથી નીરાળી રાખવી જોઇએ.

જ્યારે સ્ત્રી જુવાનીમાં આવવા લાગે છે ત્યારે તે એકદમ સ્ત્રી વેશમાં આવી જાય છે. એક સ્ત્રીના જેટલી જ ઉમ્મરનો છોકરો જ્યારે બાળક જણાય છે ત્યારે તેના જેટલી જ ઉમ્મરની સ્ત્રીવેશમાં આવેલી છોકરી મોટા બેરા જેટલી લાગે છે અને ઘણે ભાગે છોકરાંની મા થઇ રહે છે.

કન્યાવેશમાંથી એક સ્ત્રી જ્યારે જવાંનીમાં આવે છે ત્યારે તેનામાં એકદમ શરીરમાં ફેરફારો થઇ જાય છે. જુવાની એ એક ગુપ્ત શક્તિ છે. જે બે વર્ષ પહેલાં રમતીયાળ ને શરમ વગરની છોકરી ગણાતી હતી તે સ્ત્રી વેશમાં આવતાં શરમાળ અને ઠરેલ જણાય છે. તેનામાં નવો ઉમંગ જણાય છે, શરીર ઉંચું વધે છે, છાતીનો ભાગ–સ્તન મોટાં થાય છે, કમરના થાપા મોટા થાય છે. પેડુ વધે છે. અવાજ પણ બદલાય છે. જુવાન પુરૂષોને જોઇ શરમાય છે, તે નવા નવા આનંદ ભોગવવાની ઇચ્છા કરે છે, તેનામાં પ્યારની લાગણી ખીલવા માંડે છે.

તે જ્યારે કન્યા મટી તરૂણાવસ્થામાં આવી સ્ત્રી આવેશમાં આવે છે ત્યારે તેને પહેલવહેલું રજોદર્શન દેખાય છે અથવા અટકાવ આવે છે. બાળા મટી જ્યારે સ્ત્રી વેશમાં આવે છે ત્યારે તેને દર માસે અટકાવ આવે છે. આ પ્રમાણે જેને વ્હેલો અટકાવ આવે છે તેને ૪૦ કે ૪૫ વર્ષે અટકાવ આવવો બંધ થાય છે. જે સ્ત્રીઓને વ્હેલો અટકાવ આવે છે તેને ત્રીસેક વર્ષ પછી બાળકોનો જન્મ થતો નથી.

સ્રીને અટકાવ આવે છે અથવા રજોદર્શન થાય છે ત્યારે તેના ગર્ભસ્થાનમાંથી લોહી જેવો પ્રવાહ વ્હે છે, તે ત્રણ દિવસ સુધી વહે છે. તેનો રંગ લાલ હોય છે પછી સ્હેજ કાળાશવાળો થાય છે. મજબુત બાંધાવાળી સ્રીને પાશેરના આશરે લોહી પડે છે. ઘણી સ્રીઓને ચાર દીવસ પછી પણ દસ્તાન જાય છે ત્યારે સમજવું કે તેને પ્રદર જેવો રોગ લાગુ પડયો છે. દરેક સ્રીને ૨૮ કે ૩૦ દિવસે અટકાવ આવે છે. જે સ્રીઓ મોજશોખ ભોગવનારી અને બેઠેલ હોય છે, કાંઈ કામ ધંધો કરવાનો હોતો નથી તેમને મહીના કરતાં વ્હેલો અટકાવ આવે છે. અટકાવ વખતે બગાસાં આવવાં, આળસ ચઢવી, ભૂખ ન લાગવી, ઉલ્ટી થવી, અને સ્તન નાજુક થઈ તેમાં દુઃખાવા જેવું લાગે છે.

અટકાવ આવ્યા પછી ચોથે દિવસે સ્નાન કરી સ્રી શુદ્ધ થાય છે ત્યારથી સોળરાત્રી પર્યંત તેનું ગર્ભાશય ખુલ્લું રહે છે. આ દિવસોમાં સ્રી ગર્ભ ધારણ કરી શકે છે. જો સ્રી પુખ્ત ઉમ્મરે સ્રી-વેશમાં આવે છે તો તે સ્રી ગર્ભ ધારણ કરે છે. તે બાળક મજબૂત બાંધાનું થાય છે. તેમજ તે સ્રી પ્રજા થવા છતાં પણ જુવાની ગુમાવી દેતી નથી. અને સૌંદર્યતાનો નાશ કરી દેતી નથી. માટે સ્રીઓએ પોતાની જુવાની જાળવવા માટે અને સુંદરતા કાયમ રાખવા માટે મોટી ઉમ્મર સુધી એટલે ૧૬ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય અવશ્ય પાળવું જ જોઇએ.

સ્રીની સુંદરતા તેના અંગ ઉપરથી જાણી શકાય છે, તેમજ તેના બોલવા ચાલવાની રીતભાતમાં પણ કાંઈક મોહકતા રહેલી છે. સ્રીઓના પગથી પણ કાંઇક સુંદરતા ખીલી નીકળે છે. તેની જાંગનો ભાગ ભરાવદાર હોય છે તો તે વધુ મોહક જણાય છે. તેનો બાંધો મજબૂત દેખાઇ આવે છે. સ્રીઓના મરોડદાર ઘાટવાળા પગથી, અને ચાલવાની ઢબથી મોહકતા ઉત્પન્ન થઈ શકે છે. તેની કેડ, કમર અને જાંગ ભરાવાદાર જણાય છે તો તે ઉપરથી સ્રીના બાંધાનું માપ જાણી શકાય છે. વળી તેના હાથ ઉપરથી પણ તેની સુંદરતા જણાઇ આવે છે. તેના હાથ ભરેલા અને ઘાટવાળા હોય છે તો તે તેની ખુબસુરતીમાં વધારો કરે છે. કાંડાં મજબૂત અને ભરાવાદાર હોય છે તો તે પણ તેની સુંદરતામાં વધારો કરે છે. સ્રીની ખુબસુરતી ઢાંકી રહેતી નથી.

સ્ત્રીનું શરીર જોતાંજ તેના મુખ, હાથ, પગ, છાતી, માથું વિગેરે અવયવો જો ભરેલાં અને ઘાટવાળાં હોય છે તો તેની સુંદરતા જણાઇ આવે છે. જો તેણે નાનપણમાં બ્રહ્મચર્યને પાળ્યું હોય તો તેના મુખ ઉપર લોહી અને માંસથી ભરાવો તથા ધાતુથી બનેલી ઓજસ ધાતુનું તેજ જણાઇ આવે છે. જો નાનપણમાંથી જ તેનું લગ્ન થયું હોય છે અને બ્રહ્મચર્યને પાળ્યું હોતું નથી તો તેનું મુખ, હાથ, પગ, શરીર કરમાયલું, સુકું અને નિસ્તેજ જણાય છે. માટે દરેક સ્ત્રીએ પોતાની સુંદરતા ખીલવવા માટે મોટી ઉમ્મરે લગ્નની ગાંઠથી બંધાવું જોઇએ. અને પુખ્ત ઉમ્મર સુધી બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

સ્ત્રીનું સાંદર્ય પુરુષને મોહ પમાડી શકે છે. મોહક શરીરવાળી સ્ત્રી પોતાના પતિના પ્રેમને જીતી શકે છે. સ્ત્રીઓની શારીરિક સુંદરતાની સાથે તેણે પોતાના વિચારો પવિત્ર રાખવા. જ્યાં સુધી તેનામાં ઉત્તમ આચાર વિચાર હોતા નથી ત્યાં સુધી તેનામાં ગમે તેટલી શારિરીક સુંદરતા હશે તોપણ તે પોતાના પતિને વ્હાલી થઇ પડતી નથી. તેનામાં શારીરિક સુંદરતાની સાથે જો માનસિક સુંદરતા હોય છે, પ્રેમની લાગણી હોય છે, સ્નેહાળપણું હોય છે, ઉત્તમ સદ્‌ગુણો હોય છે તો તે પોતાના પતિને રીઝવી શકે છે, અને પતિના પ્રેમને સારી રીતે મેળવી શકે છે.

શરીરની સુંદરતા ઉપરનો પ્રેમ સુંદરતા નષ્ટ થતાં જતો રહે છે પણ જો તેનામાં શરીરની સુંદરતાની સાથે ઉત્તમ સદ્‌ગુણો હોય છે અને સ્નેહાળ સ્વભાવ હોય છે તો તેની સુંદરતા લાંબો વખત ટકે છે અને તેના ઉપર પ્રીતિ પણ લાંબો વખત સુધી જેવીને તેવી કાયમ રહે છે. ઘણી સુલક્ષણી સ્ત્રીઓનું હેત તેનાં બાળકો ઉપર અત્યંત હોય છે. જે સ્ત્રીઓ બાળકો ઉપર પ્રેમ રાખી તેમનું હિત કરવામાં તત્પર રહે છે, તે સ્ત્રીઓ પોતાના પતિ ઉપરના પ્રેમને નિભાવી શકે છે. પતિ ઉપરના પ્રેમને નિભાવી રાખવા માટે અથવા પતિ સાથે સ્નેહભાવ ગાઢ કરી દેવા માટે પતિના અવગુણોનું વિસ્મરણ કરતાં શીખવું જોઇએ. પતિસાથે કદી મતભેદ પડે તો પતિની સાથે તકરારમાં નુ ઉતરતાં પતિ બે શબ્દ વધુ કહી જાય

તો તેને ભૂલી જતાં શીખવું જોઇએ, એ સ્ત્રીએ પતિના પ્રેમને નીભાવી રાખવામાટે ખાસ શીખવાની જરૂર છે. ઘણી સ્ત્રીઓ કાચા કાનની હોય છે. કોઈ કંઇ કહે તો તેને ઝટ સાચું માની લે છે. આવા સ્વભાવવાળી સ્ત્રીઓને બહુ બોલ બોલ કરવાની ટેવ હોય છે માટે તેનો તેમણે ત્યાગ કરવો જોઇએ.

## પ્રકરણ ૯૦ મું

## સ્ત્રીઓના સ્વાભાવિક ગુણ.

સ્ત્રીઓનામાં ધર્મીષ્ટપણું વધારે હોય છે. ધર્મ ઉપર શ્રદ્ધા તેમને વિશેષ હોય છે, સાધુ સંતો ઉપર પુજ્યભાવ રાખવાની તેમને ટેવ પડી ગયેલી હોય છે, દયાળુ હોય છે. પણ ઘણી વખતે તે અંધશ્રદ્ધાળુ બની ઢંગી સાધુ સંતોના પાશમાં ધર્મને બ્હાને સપડાઇ જાય છે. તેથી સ્ત્રીઓને અંધશ્રદ્ધાળુ માનવામાં આવે છે માટે તેમણે પતિની મરજી પ્રમાણે ધર્મકાર્યમાં પ્રવૃત્ત થવું જોઇએ. સ્ત્રીઓ પોતાની સુંદરતા દેખાઈ આવે તે માટે સારાં સારાં કપડાં અને ઘરેણાં પહેરવાની ઇચ્છા વધુ રાખે છે. કોઇ સ્ત્રીએ જણસ કે લુઘડું પહેર્યું હોય છે તો તેવાં કપડાં કે જણસભાવ પોતાને મળે તો સારૂં એવું તેને મન થઇ જાય છે. પુરુષો કરતાં સ્ત્રીઓને પહેરવા ઓઢવાનો શોખ વધુ હોય છે. તે માત્ર પોતાની સુંદરતા વધારવાની ખાતરજ. પણ આ સુંદરતા માત્ર પતિને બતાવવા ખાતર પતિનો પ્રેમ પોતાના ઉપર ટકી રહે તેની ખાતર હોવી જોઈએ.

સ્ત્રીઓ બીકણ વધુ હોય છે. સ્હેજસાજ બાબતમાં તેમને ભય જણાય છે. કેટલીક રસ્તે જતી હોય ને સ્હેજ ધબાકો થાય તો તેથી પણ ભયભીત થઇ જાય છે. બાળક માંદુ થતાં પણ તેને તે રોગ મટશે કે કેમ તેની શંકા થતાં તેને મરી જવાની બીક રાખ્યાં કરે છે, કેટલીક સ્ત્રીઓને જુઠું બોલવાની તો ટેવ જ પડી ગઇ હોય છે, તે જુઠું બોલી બને તો પતિને પણ છેતરવા ચુકતી નથી આ ટેવોનો તેણે ત્યાગ કરવો જોઇએ. પતિથી કોઈ વાત તેણે છાની રાખવી નહિ.

સ્ત્રીઓને પ્રજા થવાની ઘણી હોંશ હોય છે. તે પુરુષ કરતાં વ્હેલી સ્ત્રીવેશમાં આવે છે, પુરુષો કરતાં સ્ત્રીઓને માતા થવાનું

જોઈતું મન થાય છે. ઘણી સ્ત્રીઓ ભોળી હોય છે. ઘણીવાર તે બીજા માણસના વચન ઉપર વિશ્વાસ રાખી ભોળવાઇ જાય છે. કેટલીકવાર સ્ત્રીઓ સંકટ વખતે વધુ હીંમત રાખી શકે છે. મોડી રાત સુધી જાગવાની તેમને ટેવ પડી ગઇ હોય છે. તેમને જાગવાથી ઉજાગરો લાગતો નથી.

સ્ત્રીઓએ પોતાના પતિને રીઝવવાનું મૂળ કામ લક્ષમાં રાખવું જોઇએ. તેને માટે જે વડે પતિનો પોતાના ઉપર ક્રોધ થાય કે અપ્રીતિ થાય તેવી કોઈ પણ ક્રિયા તેણે કરવી નહિ. શરીરની સુંદરતા પણ પતિને રીઝવવા માટે જ હોવી જોઇએ જે સ્ત્રી પોતાના પતિના પ્રેમને મેળવી શકતી નથી તે ગમે તેવી સુંદર હોવા છતાં પણ ધિક્કારને પાત્ર છે.

ગમે તેવી સુંદર સ્ત્રી પણ વિવેક વગર શોભી શકતી નથી. ઘણી સ્ત્રીઓનામાં બિલકુલ વિવેક હોતો નથી. ગમે તેવી સુંદરતાને પણ વિવેક વગરની સ્ત્રીઓ નષ્ટ કરી દે છે. પતિને વિવેકથી સ્ત્રી પોતાનો બનાવી શકે છે તેવીજ રીતે પતિ પણ પોતાની પત્નીને મધુર શબ્દોથી, તેના ઉપરના સ્નેહભાવથી અને નરમાશથી પોતાની બનાવી શકે છે. સ્ત્રીઓને ઠપકો દેવાથી, કઠોર વાણી સંભળાવવાથી અને તેનું અપમાન કરવાથી તેને ઘણું લાગી આવે છે. વારંવાર તેમ કર્યા કરવાથી સ્ત્રીનો પ્રેમ પતિ ઉપરથી ઉતરી જાય છે. માટે પતિએ પોતાની સ્ત્રીને રાજી રાખવા માટે તેને જે કાંઇ કહેવું હોય તે પ્રેમથી કહેવું. તેની કુટેવો સ્નેહપૂર્વક કહીને છોડાવી શકાય છે.

જે સ્ત્રીઓ પોતાના પતિને રીઝવી શકે છે તે કદીપણ પરપુરૂષના પાશમાં સપડાતી નથી. સ્ત્રીઓએ પોતાના પતિ વગર બીજા પુરૂષે આપેલા કોઇ વસ્તુનો પતિની રજા સિવાય સ્વિકાર કરવો નહિ. કારણકે પરપુરુષ તરફથી મળતી રકમો કોઇ વખતે તે સ્ત્રીને ભ્રષ્ટ કરી દેવાને ચુકતી નથી. તેમજ તે સ્ત્રીને પરપુરુષ પાસેથી વારંવાર પૈસા ટકા લેવાનું મન રહ્યાં કરવાથી તેનામાં પરપુરુષ સાથે પ્રીતિ બંધાય છે અને તેથી કોઈ વખતે અનીતિમાં સપડાઇ જાય છે માટે કોઇપણ સ્ત્રીએ પરપુરુષની કોઈ પણ વસ્તુનો ભેટ તરીકે સ્વીકાર કરવો નહિ.

સ્ત્રી અને પુરુષમાં યથાર્થ પ્રેમ હોવો એ જીંદગી સુખી અને

આનંદી ગુજારવામાં મદદરૂપ છે. પ્રેમ શરીરમાંના લોહિને વધુ ગતિ આપે છે. અને તે વખતે ગરમી ઉત્પન્ન થતાં હૃદયના ધબકારા વધુ વેગથી ચાલે છે. જ્યારે સ્ત્રી પુરૂષ એક બીજા પ્રત્યે અત્યંત પ્રેમ રાખે છે, અને અત્યંત પ્યારની લાગણીથી એક બીજાને મળે છે ત્યારે તેમના શરીરમાં ઇલેકટ્રીસીટી અથવા તો એક પ્રકારનો જોરદાર જુસ્સો ઉત્પન્ન થાય છે અને તે એકબીજામાં પ્રવેશ કરે છે. પ્યાર વખતે શ્વાસ વધુ ચાલે છે. ખરા પ્રેમથી આરોગ્યમાં વધારો થાય છે. જો સ્ત્રીને પુરુષ મૂર્ખ અને અણગમતો અથવા પોતાના સ્વભાવને અનુકુળ મળતો નથી અથવા પુરુષને સ્ત્રી અયોગ્ય અને પોતાના સ્વભાવને અનુકુળ મળતી નથી તો તે બે વચ્ચે ખરો પ્રેમ ઉત્પન્ન થતો જ નથી.

સ્ત્રીઓને ખરા પ્રેમથી શરીર ઉપર ઘણી જ સારી અસર થાય છે. તે પોતાને મનગમતા પતિને મેળવી જેમ ફુલની કળી ખીલી નીકળે તેમ તેનું યૌવન ખીલી નીકળે છે. જે સ્ત્રીઓ પોતાના પતિના પ્રેમને જીતી શકે છે, પોતાના પતિના પ્રેમમાં લીન થઇ જાય છે તે આનંદી અને સુખી બની ખરી જુવાનીનું ફળ ભોગવી શકે છે.

સ્ત્રી પુરુષનો પ્રેમ તેમના મુખ ઉપરથી કળી શકાય છે. મનુષ્યના મનમાં કેવા વિચારો ચાલ્યાં કરે છે તે તેના મુખ ઉપરથી જોઇ શકાય છે. તેનામાં પ્રેમ કેટલો છે, તે સુખી છે, આનંદી કે દુઃખી છે તે તેના મોં સામે જોઇને કહી શકાય છે. જો તે દુઃખી હશે તો તેનો ચ્હેરો ઉદાસ જણાય છે. અને સુખી હોય છે તો તેના મુખ ઉપર આનંદ જણાય છે. તેના મનમાં જેવા વિચારો ચાલતા હોય છે તે પ્રમાણેનો તેના મુખ ઉપર ભાવ જણાય છે. પ્રેમની લાગણી પણ તેવીજ રીતે મુખ ઉપરથી જોઈ શકાય છે. પ્રેમ વળી આંખોમાં તરવરી રહે છે. આંખ ઉપરથી સ્ત્રી કે પુરુષનામાં કેટલો પ્રેમ છે તે જાણી શકાય છે. પ્રેમવાળી સ્ત્રીની કે પ્રેમી પુરુષની આંખોમાં એક પ્રકારનું તેજ જણાય છે. ઘણીવાર કોઇની શરમથી એક બીજા સાથે વાત થતી નથી ત્યારે માત્ર પ્રેમી નેત્રોથી વાત થઇ શકે છે. સ્ત્રી પોતાના પતિ ઉપરના પ્રેમને પોતાનાં નેત્રોદ્વારા વ્યક્ત કરી શકે છે.

## પ્રકરણ ૯૧ સું

## પ્રેમની નિશાની.

એક બીજાને કોટે વળગી મળવાનો રીવાજ ઘણી ન્યાતોમાં છે. તેવીજ રીતે સ્ત્રી અને પુરુષ પણ પ્રેમથી એક બીજાની કોટે વળગી પડી આલિંગન આપે છે. આ પણ એક પ્રેમની નિશાની. છે. આલિંગનથી સ્ત્રી પુરુષને અને પુરુષ સ્ત્રીને પ્રેમથી આકર્ષી શકે છે. વળી ચુંબન પણ પ્રેમના નિશાના છે. માબાપ પોતાનાં બાળકોને પ્રેમથી બચી-યાને ચુંબન કરી દે છે. પુરુષ પોતાની પત્નીને અને પત્ની પોતાના પતિને ચુંબનથી પ્રેમ દર્શાવી શકે છે. એક બીજામાં વ્હાલ આવા જાય છે ત્યારે તે એક બીજાને ચુંબન કરી દે છે. ચુંબન એ મનના પ્યારને દર્શાવો શકે છે. પતિ પત્નીને ચુંબન કરે છે તે વખતે જો પત્નીનો પતિ ઉપર પ્રેમ હોય છે તો તે ચુંબન કર્યા વગર રહી શકતી નથી, તેમ પત્ની જો પતિને પ્રથમ ચુબન કરે છે તો પતિ તેને સામું ચુંબન કરી દે છે એ એક બીજાના ઉપર પ્રેમના નિશાનો તુલ્ય છે. સ્ત્રી પુરુષની ચુંબન કરવાની રીત ઓરજ છે. સ્ત્રી પોતાના પતિને અથવા પતિ પોતાની પત્નીને ચુબન કેટલીકવાર માથે, કપાળે, ગાલે, અને હોઠ ઉપર કરી દે છે.

જ્યારે સ્ત્રી પુરુષમાં અને પુરૂષ સ્ત્રીમાં એકમેક થઈ જાય છે ત્યારે તેમના પ્રેમનું ચુંબન હોઠ ઉપર કરી દેવાય છે, ત્યારે તેઓના ચારે હોઠ એક રૂપ બને છે. તેમનાં શરીર જુદાં હોય છે તે એકરૂપ બને છે અને જેમ દુધ સાકરમાં ભળી જાય છે તેમ સ્ત્રીપુરુષ એક રૂપ બની, આ દુનિયાંના દુ:ખને ભૂલી અનંત સુખનો અનુભવ કરી શકે છે. સ્ત્રી પુરુષ જ્યાં સુધી એકરૂપ થતાં નથી ત્યાં સુધી તેમને ખરા આનંદનો લાભ મળતો નથી. બંનેનાં શરીર, મન અને આત્મા જ્યારે એક બની જાય છે ત્યારે સ્ત્રી પુરુષના યથાર્થ આનંદની કળી ખીલી નીકળે છે. કામશાસ્ત્રનું ખરૂં રહસ્ય-સ્ત્રી પુરૂષે એક રૂપ બની ગૃહસ્થાશ્રમના ખરા સુખ અને આનંદને મેળવવો એ છે, અને એ આનંદ જ્યારે પતિપત્ની એક રૂપ બની જાય છે ત્યારે જ મળી શકે છે.





# ભાગ ૯ મો.

## મંત્રશાસ્ત્ર

### પ્રકરણ ૯૨ મું

### મંત્રવિધિ.

કોઇ પણ મંત્ર સિદ્ધ કરવા માટે પ્રથમ તે મંત્રને વિધિપૂર્વક એકાગ્ર ચિત્તે જપવાથી તે સિદ્ધ થાય છે. મંત્ર સાચા છે. તે સિદ્ધ ન થાય તો તેની વિધિમાં કચાસ સમજવી. મનુષ્ય પોતાની આત્મશક્તિના બળે, પોતાના દૃઢ સંકલ્પવડે અને પ્રબળ શ્રદ્ધાપૂર્વક જે ધારે છે તે કાર્ય સિદ્ધ કરી શકે છે. મંત્ર પણ ભાવનામય હોય છે. મંત્રના અર્થમાં મન પરોવી તે પ્રમાણે દૃઢસંકલ્પપૂર્વક ભાવના કરવાથી મંત્ર સિદ્ધ થાય છે.

મંત્ર પ્રયોગો સાધતા પહેલાં સાધકને મંત્ર વિદ્યા ઉપર શ્રદ્ધા હોવી જોઈએ. જે માણસને આ વિદ્યા ઉપર શ્રદ્ધા હોય છે તે જ મંત્રને સિદ્ધ કરી શકે છે.

જ્યાં અર્ધી રાત્રીએ મંત્ર જપવાનો હોય ત્યાં બપોરે મધ્યાન્હ કાળે જપ કરે તો ચાલે, જ્યાં નગ્ન થઇ મંત્ર જપવાનો હોય ત્યાં પાછળની પાટલી કાઢી નાંખી છુટું ધોતીયું પહેરી બેસે તો ચાલે, જ્યાં મનુષ્યની ખોપરીનું વિધાન કર્યું હોય ત્યાં નારીયેળની ખોપરીનો ઉપયોગ કરે તો ચાલે, જ્યાં ચાર રસ્તા આગળ બેસવાનું

હોય ત્યાં ઘરમાં ચોરસ ચોકો લિંપાવવો તેમાં સામસામે બે આડી લીટી કરવી. બાજી રમવાની આવે છે તેની માફક કરી વચ્ચે બેસવું. એક લીટો પૂર્વથી પશ્ચિમ અને બીજો ઉત્તરથી દક્ષિણ રાખવો. જ્યાં મડદા ઉપર બેસવાનું હોય ત્યાં સ્મશાનની રાખ પાથરી તે ઉપર બેસવાથી ચાલે. આ સર્વ વિદ્યા ને વિધાન ગુરુ પાસેથી શીખી શકાય છે.

મંત્રને પ્રથમ સિદ્ધ કરવા માટે શુભ દિવસે આઠમ, ચૌદસ શનીવાર, એ દિવસે પવિત્ર જગાએ બેસવું. ધુપ, દીવો, નૈવેદ્ય રાખવુ, પુષ્પ, સુગંધી પદાર્થો રાખવા. વિધિમાં ચુક પડવી ન જોઇએ. સુંદર સ્થળે ગાયના છાણથી લીંપાવી ઉપર આસન પાથરી બેસવું. સામે પાટલા ઉપર આસન પાથરી દીવો કરવો. ધુપ કરવો. પછી દીવાની જ્યોત સામે જોઇ અથવા ગુરુની છબી મૂકી હોય તો ગુરુનાં ચરણુ સામે જોઇ મન એકાગ્ર કરી જે મંત્ર જપવાનો હોય તે મંત્રના અર્થપૂર્વક જપવો. આ વખતે મંત્રના અર્થમાં મન લગાડવું. જે દેવની ઉપાસના હોય તે દેવ જાણે ત્યાં પ્રત્યક્ષ હાજર હોય તેમ માની જપ કરવા. મંત્ર ત્યા લખી ગમે તો ભોજપત્ર ઉપર લખા તેના ઉપર પુષ્પ, ચંદન ચઢાવવું. અને નૈવેદ્ય ધરાવવું.

## મંત્રનું રહસ્ય.

જેનો જપ કરવાથી કાર્ય સિદ્ધ થાય તે મંત્ર કહેવાય છે. મંત્રથી માણસ ગમે તેવું કામ મંત્રની દેવતા પાસે કરાવી શકે છે. તે કામ કરાવવા માટે મંત્રને પ્રથમ સિદ્ધ કરવા માટે તેની સાધના કરવી પડે છે. મંત્ર અને યંત્રશાસ્ત્રની સિદ્ધિ માટે દેવની ઉપાસના કરવાની જરૂર છે. સદાચારનું સેવન કરી બ્રહ્મચર્ય પાળી એકાન્ત જગ્યામાં મંત્રને સાધવા જોઇએ.

વશીકરણ મંત્ર—॥ ॐ ह्रीँ नमो मोहिन्ये सर्व लोकान मे वशी कुरुकुरु हुं फट स्वाहा ॥

આ મંત્રને કાળી ચૌદશને દિવસે ૧૦૮ વાર ધુપ દીપ કરી જપવાથી સિદ્ધ થાય છે. પછી તે મંત્રથી જળને એકવીસવાર મંત્રીને તે પાણીથી મોં ધોઇને કોઇની સાથે વાત કરવાથી તે માણસ વશ થાય છે.

મોહન મંત્ર-॥ ॐ लक्ष्मीनारायणे नमः मोहने प्रेम वशी-भूतां कुरु कुरू स्वाहा.

આ મંત્રને પણ કાળીચૌદશને દિવસે ઉપર પ્રમાણે સાધીને તેનાથી જળ મંત્રીને મોં ધોવાથી લોક તેના ઉપર મોહ પામે છે.

લક્ષ્મી મંત્ર-ॐ श्री ह्रीं मायाते प्रत्यक्ष मेधतं स्वाहा ॥

શુક્રવારે અપવાસ કરી આ મંત્રના એક હજાર જપ કરી હોમ કરવાથી લક્ષ્મી પ્રાપ્ત થાય તેવા દ્વાર જડી આવે છે.

મારણ મંત્ર-ॐ महाकाली रुद्र शक्ति शाली शत्रुस्य नाशं कुरू कुरु स्वाहा॥

આ મંત્રનો રોજ સવારે ૧૦૮ વાર જપ કરવો એ પ્રમાણે ૪૦ દિવસ સુધી જપ કરવાથી તેની સિદ્ધિ થાય છે.

સર્પ વીષનો મંત્ર—ॐ नमः शिवाय.

આ મંત્રનો ૧૦૦૦ વાર જપ કરવાથી સર્પ વીષ ઉતરે છે.

બાળરક્ષક મંત્ર-ॐ नमो भगवते गरुडाय त्र्यम्बकाय स्वस्त्य-स्तु स्वाहा ॥

આ મંત્રને ૧૦૧ વાર જપી પાણીને મંત્રીને તે પાણીથી ચંદન ઘસી બાળકના કપાળે લગાવવાથી બાળક સર્વ વ્યાધિઓથી બચે છે.

આધાશીશીનો મંત્ર—ॐ गरूडध्वजायनमः त्र्यंवकायनमः ॥

આ મંત્રનો ૧૦૮ વાર જપ કરે અને ભસ્મ દુખતા ભાગ ઉપર લગાવ્યા કરવાથી આધાશીશી ચઢતી નથી.

સ્તંભન મંત્ર-ॐ नमो भगवते महाबल पराक्रमाय मनो-भिलाषितं स्तंभन कुरुकुरू स्वाहा ॥

આ મંત્ર ૧૦૮ વાર જપી દુધને મંત્રી તે દૂધ પીધા પછી સંગ કરવાથી વીર્ય સ્તંભન થાય છે.

નજરમંત્રાનો મંત્ર -ॐ नमो भगवते वासुकी नगराय जाप कुंडली चलनानी स्वाहा ।

અંકોલના લાકડાનો એક નાનો દોઢ ફુટનો કડકો રવીવારે લાવી તેને છોલી બરોબર ગોળ બનાવી તેને ધુપ કરી, દીવો અને નૈવેદ્ય કરી પછી ઉપરના ૧૦૮ મંત્રો જપવાની સિદ્ધ થાય છે. પછી મહારીએ ખેલ કરતી વખતે એ લાકડીના ડંડાને મંત્ર બોલીને

આજુબાજુ ફેરવવી. જેના તેના ઉપર નજર પડે તેની નજર બંધ થાય છે.

આધાશીસીનો મંત્ર—**वनमें जाइ वादरी जो आधाफल खाइ खडे मुहमद हांक दे आधासीसा जाइ ॥**

શુકલપક્ષમાં પ્રથમ ગુરુવારે ૧૦૧ વાર આ મંત્ર જપવાથી સિદ્ધ થાય છે. પછી જેને આધાશીસી ચઢી હોય તેના માથે આ મંત્ર બોલી ત્રણ વાર ફુંક મારવાથી આધાશીશી ઉતરી જાય છે.

મહાલક્ષ્મી સિદ્ધિનો મંત્ર—**ॐ श्री शुक्ले महाशुक्ले कमलदल निवासिना श्री महालक्ष्मी नमोनमः लक्ष्मी माइ सत्तकी सवाइ आवो चेतो करो भलाइ ना करो तो सात समुद्राकी दुहाइ ऋद्धि सिद्धि खावेगे तो नौनाथ चौरासी सिद्धकी दुहाइ ॥**

જે માણસને આ મંત્ર સિદ્ધ કરવો હોય તેણે ઓફીસ કે દુકાન ઉઘાડીને દુકાનની ગાદી ઉપર બેસી તરતજ આ મંત્ર બોલીને એક માળા જપવી અર્થાત ૧૦૮ જપ કરવા પછી વેપાર શરૂ કરવો આ પ્રમાણે રોજ કરવાથી ધનની વૃદ્ધિ થાય છે.

કાર્ય સિદ્ધિ મંત્ર—**ॐ नमो भगवती पद्मावती सर्वजन मोहनी सर्व कार्य करनी मम विकट संकट हरणी मम मनोरथ पुरणी मम चिंता चुरणी ॐ नमो पद्मावती नमः स्वाहा ॥**

આ મંત્રની સવારે, બપોરે અને સાંજે એકેકી માળા જપવી તો ધનની વૃદ્ધિ થાય છે.

ધંધો ભગે ને ધન વધે—**ॐ नमो भगवती पद्म पद्मावती ॐ ह्रीं श्रीं पूर्वाय दक्षिणाय उत्तराय आण पूर्णस्य सर्वजन वश्य कुरु कुरु स्वाहा ॥**

સવારમાં ઉઠી સ્નાન કરી કોઇ પણ માણસની સાથે વાત કરતા પહેલાં આ મંત્ર ૧૦૫ વાર જપીને ચારે દિશામાં આ મંત્ર ભણીને ફુંકવાથી ચારે દિશાથી લાભ મળે.

લક્ષ્મી પ્રસન્ન થાય—**ॐ पद्मावती पद्मनेत्रे पद्मासन लक्ष्मी दायिनी वांछा भुत प्रेत निग्रहणी सर्व शत्रु संग्रहारणी दुर्जन मोहनी ऋद्धि वृद्धि कुरुकुरु स्वाहा ॐ ह्रीँ श्री पद्मावत्येनमः**

ગુલાલ, ગોરૂચંદન, કપુરકાચલી, છડીલો એ સર્વ વાટી ચુર્ણ કરી તેની ચણા જેવડી ગોળીઓ ૧૦૮ બનાવી પછી શનીવારે રાતે તથા રવિવારે દિવસે લાલ વસ્ત્ર પહેરીને લાલ કોથળી ઉપર લાલ

પુષ્પ ચઢાવી આ મંત્રના ૧૦૫ જપ રોજ કરવા અને મંત્ર બોલીને એક ગોળી અગ્નિમાં હોમવી. આ પ્રમાણે એક મહિનો કરવાથી લક્ષ્મી પ્રસન્ન થાય છે. પછી રોજ ૨૧ ગોળીઓ આ મંત્રથી મંત્રીને રોજ અગ્નિમાં હોમવાથી ઋદ્ધિ થાય છે.

વેપારમાં ધન મળે—ॐ ह्रीँ श्रीँ क्लीँ क्रीँ क्लीँ श्री लक्ष्मी **ममगृहे धन पुरय पुरय चिंता दुरय स्वाहा ।**

સવારમાં ઉઠી દાતણ કરીને ૧૦૮ મંત્ર જપે તો ધનનો લાભ થાય એ નક્કી જ છે.

ઉપદ્રવનો નાશ થવાનો મંત્ર—ॐ **घंटाकारिणी महावीर देव-दत्त सर्व उपद्रव नाशनं कुरु कुरु स्वाहा.**

આ મંત્ર પૂર્વાભિમુખે બેસી ધુપ, દીવા, નૈવેધ, કપુરથી પૂજા કરી ૩૫૦૦ વાર આ મંત્રનો જપ કરે અને પછી પશ્ચિમે બેસી ગુગળનો અગ્નિમાં ધુપ કરે. આ પ્રમાણે ૩ દિવસ કરવાથી સર્વ ઉપદ્રવો મટે છે.

વિદ્યા પ્રાપ્તિનો મંત્ર—ॐ ह्रीँ श्रीँ **अर्हं वद वद वाग्वादिनी भगवती सरस्वति नमः स्वा विद्या देहि मम ह्रीँ सरस्वति स्वाहा ।**

આ મંત્ર ગ્રહણ હોય ત્યારે ૧૪૪ વાર જપીને પછી ૨૧ દિવસમાં સવાર બપોર અને સાંજે એકસો આઠ આઠ વાર જપવો અને રોજ ૧ માળા જપે તો વિદ્યા આવડે.

યાદશક્તિ વધે—ॐ **नमो भगवति सरस्वति परमेश्वरि वाग्वादिनि मम विद्या देहि भगवति हंसवाहिनि समारूढा बुद्धि देहि देहि प्रज्ञा देहि देहि विद्यां देहि देहि परमेश्वरि सरस्वति स्वाहा.**

રવીવારથી ૨૧ દિવસ સુધી રોજ ૧૦૮ વાર જપ કરવો અને બ્રહ્મચર્ય પાળી ૧ વાર ભોજન કરવું. તેથી યાદદાસ્તી વધે છે. ભણેલું યાદ રહે છે ભુલતું નથી.

ઉદ્યોગ ધંધો પ્રાપ્ત થાય—**कालि कंकालि महाकालि मुख सुंदर जिये ब्याल लेचार विर भरूं चोरासि बताता पुजुं पान मिठाइ अब बोलो कालिकि दुहाइ.**

રોજ સ્નાન કરીને આ મંત્રને ૭ વાર તથા ૪૯ વાર પૂર્વ તરફ મુખ રાખીને બેસીને જપે તો ધંધો હાથ આવે.

ગર્ભ સ્તંભન મંત્ર—ॐ नमो आदेश गुरुको ॐ वा अंबाई बांधि राव नृसिंह अती अतीं मिलते बांधो राव श्री गोरखनाथ कांधते बांधी राव हनुमंतका राजा छुटो ते बांध राव ब्रह्मतन देवि यहमन पवन का थांका राव थंभ गर्भ और बांध बाघ थांभे माता पार्वति गांठा बांधि ईश्वर नंदि जब लग गांठा कटिपर रहे तब लग गर्भ कायामें रहे गुरुकि शक्ति मेरि भक्ति स्फुरो मंत्र ईश्वरोवाचा ॥

કુંવારી કન્યાનું કાંતેલું સુતર અથવા ઉન ગર્ભવતી સ્ત્રીના માથેથા પગની એડી સુધી ભરીને લેવું. પછી તેને સાતગેવડું કરવું પછી તેને આંબળી મંત્ર ભણીને સાત ગાંઠો વાળવી. આ દોરો સ્ત્રીની કેડે બાંધવાથી નવ મહીના પુરા થાય ત્યારે છોડી નાંખવો. સવાપાસેર મીઠાઈ બાળકોને વહેંચવી. આ મંત્રથી મંત્રેલો દોરો કેડે બાંધવાથી ગર્ભ અધુરે પડતો નથી. આ દોરાને ગુગળનો ધુપ દઇ, ફુલ ચડાવી સવાપાસેર મીઠાઈ ભોગમાં ચડાવી તે છોકરાંને વહેંચી દેવી.

ગર્ભ ઝરે નહિ—ॐ हूँ हीँ चल चले हुः चलचल हः ठः ठः ठः स्वाहा ॥

આ મંત્રથી દોરો મંત્રી ૨૧ ગાંઠો વાળવી. પછી તે ગર્ભવંતી સ્ત્રી કમરે બાંધે તો ગર્ભ ઝરી જાય નહિ.

મહાલક્ષ્મી મંત્ર.—ॐ ह्रीँ क्लीँ महालक्ष्मी श्री पद्मवत्यै नमः । महालक्ष्मी महाकाली महादेवी महेश्वरी महामुर्ति महामाया महाधर्मेश्वरी अर्हीं ॥ १ ॥ मुक्ता माला धरामाया महा मेधा महोदरी । महा जननी जगन्माता महा सुद्योतिनो अर्हीं ।

આ મંત્ર રોજ સોળવાર જપવાથી લાભ થાય, ધન મળે યશ અને પુત્રની પ્રાપ્તિ થાય મહાલક્ષ્મી પ્રસન્ન થાય.

વનવાસી દેવીનો—રક્ષા મંત્ર—ॐ अचल गुसाई वन संचे राय चोर न झांके, बाघ न खाय सुते सर्प न घाके यार खिन बायां खिन दाहिना फिर फिर बायां होई अचल गुसांइ समर्था मेरी काया भाव न होइके चौराइ सदा सहाय तीन लोकको नासन

लाइ कीरा कांटा दिया पहाय अकल अकल बजरंगी सदा सत्संगी ॐ स्वाहा।

બેંસા ગુગળની ૨૧ ગોળી કરી આ મંત્રથી મંત્રતા જવું ને એકેકી ગોળી અગ્નિમાં હોમતા જવું. પછી આઠ શનિવાર સુધી રોજ ત્રણ ત્રણવાર મંત્ર ભણીને પોતાના ઉપર પાણીનું માર્જન કરવાથી ચોર, વાઘ કે સાપનો ભય રહેતો નથી વનવાસી દેવી તેનુ રક્ષણ કરે છે.

શુભ થશે કે અશુભ થશે તે કહેવાનો મંત્ર—ॐ ह्रूँ श्रीँ वालीलं बाहुली क्षा, क्षीं, क्षु, क्षैं, क्षः फट स्वाहा।

પૂર્વ તરફ બેસીને આ મંત્ર હજારવાર જપવો, ભોંય ઉપર સૂવું અને બ્રહ્મચર્ય પાળવું, રોજ એક વખત ભોજન કરવું તો તેથી તે માણસ કોઈ પણ કાર્યમાં કોઈ પણ માણસને શુભ ફળ મળશે કે અશુભ ફળ મળશે તે કહી શકે છે.

લક્ષ્મી દર્શનનો મંત્ર—ॐ पद्मावती पद्मनेत्री वज्र वज्रांकुशी प्रत्यक्ष भवंति भवंति।

અડધી રાત્રે બરોબર બાર વાગે માટીના કોડીયામાં દીવો કરી માટીની માળા બનાવી તેનાથી આ મંત્રના ૧૦૦૮ વાર જપ કરવા. આ પ્રમાણે ૨૧ દિવસ સુધી એકાગ્રચિત્તે લક્ષ્મીદેવીનું ધ્યાન ધરી જપ કરવાથી લક્ષ્મીદેવીનાં સાક્ષાત દર્શન થાય છે.

મનનું ધારેલું કામ સિદ્ધ થાય—ॐ आं अं स्वाहा।

દરરોજ બ્રહ્મચર્ય પાળી આ મંત્રનો હજારવાર જપ કરવો, સાદુ ભોજન જમવું તેથી ધનની વૃદ્ધિ થાય, ઉદ્યોગ જડે, સવા લક્ષ જપ કરી તે પછી તેના દસમા ભાગે હોમ કરવાથી સિદ્ધ થાય છે.

કરાલિની સર્વ કાર્ય સિદ્ધ કરવાનો મંત્ર—ॐ हुं करि काराक्षिनी क्षं क्षां फट।

એક પગે ઉભા રહી ૧૦૮ વાર આ મંત્ર જપી થાર ધરાવવો, લાલ ફૂળ ચઢાવવું, છ માસમાં દેવી પ્રસન્ન થાય છે. અને જે માગવામાં આવે તે આપે છે.

સહદેવ કલ્પ—ॐ नमो भगवती मातंगी सर्वे व्रतेश्वरी सर्वे

मनहरणी सर्व लोक वशीकरणी सर्व मुख रंजनी महामाये कछु कछु वश्यं कुरु कुरु स्वाहा ।

કૃષ્ણ પક્ષની અષ્ટમીના રોજ અપવાસ કરી સવારમાં સહદેવી-પીળાફુલની બલા (જેને ગુજરાતીમાં ખપાટ અથવા કાંસકી કહે છે.) તેને ઉખાડી લાવી ઈશાન ખુણામાં બેસી ૨૩ વાર આ મંત્રનો જપ કરવો. આ પ્રમાણે છ રાત્રે સુધી જપ કરવો. ૧૮ દિવસમાં સિદ્ધિ થાય છે. પછી તે સહદેવા-ખપાટનું ચુર્ણ કરી જેના માથા ઉપર મૂકે તે વશ થાય, અથવા પાનમાં નાંખી જેને ખવરાવે અથવા ગોરૂચંદન મેળવીને તેનું તિલક કરી જેને જુવે તે વશ થાય. તેના ચુરણમાં મનશીલ મેળવી આંખે આંજવાથી જેના સામે જુવે તે વશ થાય. તેના ચુરણને માથે ઘાલવાથી રણમાં જય થાય. ઋતુ વખતે વંધ્યા સ્ત્રીને તે ચૂર્ણ ખવરાવવાથી ગર્ભ રહે. બાળકના ગળામાં બાંધવાથી અતિસાર બંધ થાય. ગૃહ પીડા મટે. તેનું મૂળ મોંમાં રાખી બોલવાથી જેની સાથે વાત કરે તે વશ થાય છે.

ચોરો પકડવા ચોખા મંત્રી ખવરાવવાનો મંત્ર—ॐ नमो काल भैरुं खेचराभैरुं उचराभैरव आदिभैरव जुगादिभैरव चक भैरव अवका वका सर्व जो तारण भैरव एक गुगल धुप धार भैरव आइ त्रिपुरा देवी रिद्धि सिद्धि लेओ आइ चोरका मुख मोलत आइ साहका मुख सोलंत आइ देखुं भैरुं जीची तेरी ॥

આ મંત્રને ૧૦૮ વાર જપવાથી સિદ્ધ થાય છે. પછી ૩૭ વાર મંત્રી ચોરો થઇ હોય તે વખતે ચોરીનો જેના ઉપર વ્હેમ આવતો હોય તેને ખવરાવવાથી જો તે ચોર હોય છે તો મોંમાંથી લોહી નીકળતાં પકડી શકાય છે.

કન્યાને સાસરામાં સુખ મળે—ॐ नमो भोगराज भयंकर पहि सुप उत उधरइ जो जो दीखे मार करंता सो सो दीखे पाय परंता ॐ नमो ठः ठः स्वाहा ।

મીઠું આ મંત્રથી ૧૦૮ વાર મંત્રીને તે કન્યાને સાસરે જતી વખતે આપવું તો તેને સાસરામાં સુખ મળે છે.

મંગલનો દોષ દુર કરવા માટે મંગળનો જપ.

મંત્રજપ—श्री गणेशाय नमः ॐ अस्य श्री मंगलस्तोत्र मंत्रस्य विरुपाक्ष ऋषि अनुष्टुप छंद ऋण हर्ता स्कंदो देवता धनप्रदा मंगलो देवता मं बीजं गं शक्ति कं कीलकं ममाभिष्ट सिध्यर्थे जपे विनियोग

ધ્યાનમ—रक्त माल्यांबर धरो शक्ति शुल गदाधरः । चतुर्भुजो वृषगमोकरदश्च धरासुतः देहोहि भगवान् भौमः काल कान्त हर प्रभो ॥ त्वमसि सर्वमिदं प्रोक्तं त्रैलोक्यं सचराचरः ॥

મંત્ર—ॐ क्रां क्रीं क्रौं सः मंगलाय नमः नमामि । मंगलो भुमि पुत्रश्च ऋणहर्ता धनप्रदः । स्थिरासनो महाकायः सर्व कर्मावरोधकः ॥ लोहितो लोहितो ल्क्षश्च साम गाना कृपाकरः ॥ धरात्मज कुजो भौमो भुतिको भुमिनंदनः अंगारको यवश्चैव सर्वरोगापहारकः वृष्टिकर्तापहर्ता च सर्व काम फलप्रदः इति २१ नाम मंगल

તાંબાના પતરા ઉપર મંગળનો ત્રિકોણ યંત્ર બનાવીને લાલ ચન્દન, કનેરના લાલ ફુલથી યંત્રનું પુજન કરી પછી ૨૧ નામોને ૨૧ વાર જપ કરવા. દરેક નામ ઉપર આ પ્રકારે મંત્રનો સમ્પૂટ કરવો.

ॐ क्रां क्रीं क्रौ सः मंगलाय नमः ॐ क्रां क्री क्रौं सः शुदे शुदे २१ नाम नमः ।

મંગળના ૨૧ નામ, ૧ ભુમિ પુત્રાય, ૨ ઋણ હર્તા, ૩ ધન પ્રદાય, ૪ સ્થિરાસનાય, ૫ મહાકાય, ૬ સર્વ કર્મોવરોધકાય, ૭ લોહિતાય, ૮ લોહિતાક્ષયાય, ૯ સામગાનાં કૃપા કરાય, ૧૦ ધરાત્મજાય, ૧૧ કુજાય, ૧૨ ભોમો, ૧૩ ભૂતદાય, ૧૪ ભૂમિનંદનાય. ૧૫ અંગારકાય, ૧૬ યમાય, ૧૭ સર્વ રોગાપહારકાય, ૧૮ વૃષ્ટિકર્તે, ૧૯ તાપ હર્તે, ૨૦ સર્વ કામ ફલપ્રદાય, ૨૧ ઇતિ આ સર્વ નામને છેડે નમઃ લગાવીને ૩ બીજ મંત્ર ( ॐ ] ને પ્રથમ બોલીને ૨૨ વાર સુધી ૨૧ નામ જપવા.

મંત્ર જપી પછી ખેરની લાકડીને ડાબી તરફ ખેંચી—दुःख दुर्भाग्यनाशाय धन संतान हेतवे रेखात्रयं वामे મંત્ર બોલી લાકડી ડાબા પગ તળે ઘાલી નામોના મંત્ર જપી એક માળા ગાયત્રીનો જપ કરવો પછી ॐ अंगारकाय विद्महे शक्ति हस्ता

સુખી માહિતની ભૌમ પ્રવીણયાત આ મંત્ર જપી પછી એક માળા પ્રમાણે ધ્યાન કરવું.

अथ जमरुजवर्ण रक्त माल्या वरागं कनकं कनकमाला कलीत विश्वबंधु माति कलीत काम्यां विभ्रत शाकि मुले भजाति धरणि सुनु मंगलं मंगलनाम् ॥ ध्यान धरी भुमिपुत्र महांतजा ऋणवा पिना किनः धनार्थित्वां प्रयत्नोऽस्मिन गृहणार्वे नमोस्तुते ।

આ પ્રમાણે સ્તોત્રનો રોજ પાઠ કરવાથી દેવું મટે છે. ને રિદ્ધસિદ્ધિ પ્રાપ્ત થાય છે. અને મંગળનો ગ્રહ નડતો નથી.

ભુતને વશ કરવું—ॐ श्रीं वं बं मुं भुतेश्वरी ममवश्य कुरु कुरु स्वाहा ।

મૂળ નક્ષત્રમાં બાવળના મૂળમાં ચોખું પાણી રેડતા જવું અને આ મંત્ર ૧૦૮ વાર જપવો, આ પ્રમાણે ૪૦ દિવસ સુધી રોજ જપવાથી ૪૧મા દિવસે જળ ન રેડવું તો ભૂત સામે હાજર થઇ પાણી માગશે ત્યારે તેની પાસે જ્યારે યાદ કરીએ ત્યારે હાજર થાય અને કામ પડે તે કામ પડવું, એ પ્રમાણેનું વરદાન મેળવી જળ આપવાથી ભૂત વશ થાય છે.

મુઠ વાળવાનો મંત્ર–કોઇએ કોઇને મુઠ મારી હોય તો આ મંત્રથી મુઠ વાળી શકાય છે. તેમજ મુઠ મારનારના ઉપર પાછી મોકલી શકાય છે. તેમજ આ મંત્રથી વશીકરણ પણ થાય છે.

काला कलवा चोसठ वीर मेरा कलवा मंगा तीर जहाको भेजु वहाको जाइ मांस मच्छीको छुवन न जाइ आना मारा आनही खाय चलत बाण मारु उलट मुठ मारुं मार मार कलवा तेरी आस चार चौमुखा दीया न बाती जा मारु वाही की छाती इतना काम मेरा न करे तो तुने अपनी माका दूध पीया हराम है ॥

આ મંત્રને સાત મંગળવાર સુધી દરરોજ . ૨૧ વાર સુધી ઘીનો દીવો કરીને, ગુગળનો ધુપ કરીને જપવાથી સિદ્ધ થાય છે. ફુલ ચઢાવી મિઠાઇ ધરાવવી પછી મુઠ આવે તો આ મંત્રથી પાછી વાળી શકાય છે. વળી સોપારી મંત્રી તેને પાનમાં જેને ખવરાવીએ તે વશ થાય.

બંદુકના ગોળી બાંધવાનો મંત્ર—ૐ नमो आदेश गुरुको जल बांधु जलवाई बांधु बांधु खाती ताई सवालाख अहूंठा बांधु जाली चले तो हनुमंत जतीकी दुहाइ शब्द साचा पींड काचा फूरो मंत्र ईश्वरोवाचा ।

એક રંગની ગાયનું દુધ મંત્રીને બંદુકની નળી ઉપર છાંટવાથી ગોળી ચાલે નહિ.

તરવાર બાંધવાનો મંત્ર—ૐ धार धार अधर धार बांधु सात वार कटे न रोम ना भिजे चीरखांडाकी धार ले गयो हनुमंत वीर शब्द साचा पिंड काचा फूरो मंत्र ईश्वरोवाचा ।

આ મંત્રને સિદ્ધ કરીને ચપટી ધુળ આ મંત્રથી મંત્રીને તરવાર સામે નાંખવાથી તરવારની ધાર બંધાય.

ભાલાની અણી કે તીરની અણી બાંધવાનો મંત્ર— पंचंदर डंरकत वंग सर होइ निर्विष भजत भोनाथ होइ यह निर्विष ।

આ મંત્રને ત્રણવાર જપીને અણી ઉપર ફુંક મારવી અથવા ત્રણવાર માટી મંત્રીને શરીરે લગાડવાથી અણી વાગે નહિ.

આકર્ષણ મંત્ર—ૐ आकर्षाय ।

આ મંત્રને રાતના બાર વાગે ખુલ્લી જમીનમાં કે અગાશીમાં એકાન્તમાં બેસી ઉભે ઉભે ૧૩૦૦૦ જપ કરવાથી સ્ત્રીનું આકર્ષણ થાય–કન્યા મળે.

ગણપતિ મંત્ર—ૐ क्षां क्षीं ह्रूं ह्रूं ह्रूं ह्रूः उच्छिष्टाय स्वाहा।

न्यास—ॐ अंगुष्ठाभ्यां नमः । ॐ तर्जनीभ्यां नमः ॐ ह्रूं मध्यमाभ्यां नमः ॐ ह्रीँ कनिष्ठिकाभ्यां नमः ॐ ह्रूं अनामिकाभ्यां नमः ॐ ह्रंः उच्छिष्टाय स्वाहा करतल कर पृष्ठाभ्यां नमः ॐ क्षां हृदयाय नमः ॐ क्षी शिरसे स्वाहाः ॐ ह्रौं शिखायै वषट, ॐ ह्रूं कवचाय हुं नेत्रत्रयाय वौषट ॐ ह्रूं उच्छिष्टाय स्वाहा अस्त्रायफट ॥

શુભ તિથી, નક્ષત્ર અને વાર જોઇ ઉપવાસ કરી અંગુઠા જેવડી ગણપતિની મૂર્તિ કરી એકાન્ત સ્થાનમાં સ્થાપીને ધુપ દીપ, નૈવેદ્ય કરી આ મંત્રને ૨૮ વાર જપવાથી રાજા વશ થઇ પ્રસન્ન થાય.

કૃષ્ણ અષ્ટમીને દિવસથી ૧૮ દિવસ સુધી આ મંત્ર રોજ ૧૦૮ વાર ઉપર પ્રમાણે વિધિ પ્રમાણે જપવાથી સિદ્ધ થાય છે.

રોગીનું કૌતક મટાડવું—ॐ नमो आदेश गुरुको वजरी वज्र किवाड वज्री पै बांधो दशोद्वारको घाले उलट वेद वाहीको बात पहलो चौकी गणपतिकी बीजी हनुमंतकी तीजी चौकी भैरवकी, चोथी चोकी रामकी, रक्षा करिवेको श्री नृसिंह देवे आया शब्द साचा पिंड काचा फुरो मंत्र ईश्वरोवाचा सत्य नाम आदेश गुरुका

આ મંત્રનો શનીવારથી ૨૧ દિવસ સુધી રોજ ૨૧ વાર જપ કરવો. તે વખતે ઘીનો દીવો કરવો, અગ્નિમાં ગુગરનો ધુપ કરવો મિઠાઈ પ્રસાદમાં ધરાવવી અને આઠમને દિવસે થાળ ધરાવવો તેથી સિદ્ધ થાય છે. પછી જે રોગીને કોઈએ કાંઇ મંત્ર યંત્રથી કૌતુક કરવાથી માંદો પડેલો હોય તેને આ મંત્રથી પાણી મંત્રીને પાવાથી કોઈએ કરેલો કે કરાવેલો દોષ મટીને રોગ મટે છે.

આંખમાં પડેલું ફુલ મંત્રવું—उतर फुल काछ सुत योगिकी बाच इस्माइल योगाको दो बेटो एक :पाये चुल्हा एक काटे फुलीका काच फुलीका काच, फुलीका काच.

આ મંત્ર સિદ્ધ કરીને પછી ફુલવાળા માણસને સામે બેસાડીને જમીનને છરીવતી કાપવી. તેથી ૭ દિવસમાં ફુલ કપાય.

રાંઝણ વાયુનો મંત્ર—कामरुदेश कामाक्षया देवी जाहां बसे इस्माइल योगी इस्माइल योगाके तीन पुत्री एक तोडे जा एक बिछोडे, एक रांजण वाढको तोडे, शब्द साचा पींड काचा फुरो मंत्र ईश्वरोवाचा. આ મંત્રથી મંત્રવાથી રાંઝણ મટી જાય છે ને દરદી સારો થાય છે.

મુસાફરી કરતાં જે ગામ જવું હોય તે ગામમાં જતાં ૭ વાર આ મંત્ર જપીને પછી ગામમાં પ્રવેશ કરવાથી સુખ મળે.

મુસાફરીમાં સુખ મળવાનો મંત્ર—गच्छ गोतम शीघ्रत्वं ग्रामेषु च आसनं वसनं शेया ताम्बुलं यजकल्पयेत् ।

કાર્તિકવીર્યનો મંત્ર—श्री गणेशाय नमः कार्तवीर्यः खलद्वेषी कृतवीर्य सुतो बलो सहस्र बाहु शत्रुघ्नो रक्त वास धनुर्धरः रक्तगंधो रक्त माल्यो राजा स्मर्तु निटदाः दशेतानि नामानि कार्तवीर्यस्य यः पठेत अनश्च ञ्लपता तस्य नष्टस्य पुनरागमः

संपदस्तस्य जायंते जनास्तस्य वसे सदां इति कार्तिकवीर्य द्वादशनामानि ॥

આ મંત્રનો ૨૧ વાર રોજ જપ કરવાથી ચોરાઇ ગયેલું કે ગુમાવેલું ધન પાછું આવે છે અને આ મંત્ર જપનારનો માલ નષ્ટ જતો નથી. રોજ ધનની વૃદ્ધિ થાય છે અને લોકો તેને વશ થાય છે.

બટુક મંત્ર—ॐ बटुकाय आपदुद्धारणाय कुरु कुरु बटुकाय ह्रीं स्वाहा ॥

ન્યાસઃ—ॐ ह्रां अंगुष्ठाभ्यां नमः ॐ ह्रीं तर्जनीभ्यां स्वाहा, ॐ ह्रूं मध्यमाभ्यां वषट् ॐ ह्रैं अनामिकाभ्यां वौषट्, ॐ ह्रौं कनिष्ठिकाभ्यां हुं ॐ ह्रः करतलकर पृष्ठाभ्यां फट्, ॐ ह्रां हृदयाय नमः ॐ ह्रीं शिरसे स्वाहा: ॐ ह्रूं शिखायै वषट् ॐ ह्रैं कवचाय हुं ॐ ह्रौं नेत्रत्रयाय वौषट्, ॐ ह्रः अस्त्राय फट् ॥

ધ્યાનમ—करकलित कपाल: कुंडली दंड पाणि डमुण तिमिर नीला व्याल यज्ञोपवित: क्रतु समय सपर्या विघ्न विच्छेद हेतु जयति बटुकनाथ सिद्ध दे साधका नाम ॥

સિંદુરનો ચોકો બનાવી તેમાં નીચે પ્રમાણે ત્રિકોણ યંત્ર બનાવી તે યંત્રમાં ह्रीं ના ઉપર દીવો મૂકી સંકલ્પ અને ન્યાસ કરીને આવાહન કરી સોડસ પ્રકારે પૂજન કરી યંત્રની પાસે તેલમાં પકાવેલાં અડદનાં વડાં રાખવાં તેની પાસે દહીં, ની પાસે ગોળ અને થોડી વસ્તુઓ મૂકવી, ભોગમાં પ વડાં, દહીં અને ગોળ રાખવાં. પછી વડાં, દહીં અને ગોળની અગ્નિને રોજ ૧૦૦૦ આહુતિ ઉપરનો મંત્ર બોલીને આપવી. ૧૧ દિવસ પહેલાં કાર્ય સિદ્ધ થાય. બીજા અને ત્રીજા પ્રયોગમાં તો ગમે તેવું કઠીન કાર્ય હોય તે નિઃસંદેહ પુરૂં થાય છે. બટુક પ્રસન્ન થાય છે.




ભુત કહાડવાનો નૃસિંહ મંત્ર—ॐ नमो नारसिंहाय हिरण्यकश्यप वक्ष स्थल विदारणाय त्रिभुवन व्यापकाय भूत प्रेत पिशाच शाकिनि, डाकिनी, कोलान मतनाथ स्वचारंभ च सम-

स्त दोषान् हन हन सर सर चल चल कंप कंप मय मय हुंफट हुंफट हुंफट ठः ठः महारुद्र जापित स्वाहा ॥

વિધિપૂર્વક શ્રીનૃસિંહની મૂર્તિનું પૂજન કરીને આ મંત્રનો શનિવારથી રોજ ૨૧ દિવસ સુધી ધૂપ, દીપ કરી ૧૪૮ વાર જપ કરવો, ગુગરનો ધૂપ કરવો. પછી જેને ભૂત વળગ્યું હોય તેને મોરની પીંછાની છડી વડે ઉજણી નાંખી આ મંત્રનો જપ કરવાથી ભૂત જતું રહે છે.

કુબેરનો મંત્ર--यक्षाय कुबेराय वैश्रवणाय धनधान्याधिपतये धन धान्य समृद्धि मे देहि दापय स्वाहा ।

સંકલ્પ—अण रामाक्षर यंत्रस्य विश्रया मुनि बृहता छंद शिव निधने वरे देवता ममोपरि प्रसन्नार्थे जपे विनियोगः

ન્યાસ—ॐ यक्षाय अंगुष्टाभ्यां नमः कुबेराय तर्जनीभ्यां नमः वैश्रवणाय मध्यमाभ्यां नमः धन धान्यधिपतये अनामिकाभ्यां नमः धन धान्य समृद्धिये कनिष्टकाभ्यां नमः देहदापय स्वाहा करतलकर पृष्टाभ्यां नमः

ષડંગ ન્યાસ—यक्षाय हृदयाय नमः कुबेराय शिरसे नमः स्वाहा, वैश्रवणाय नमः शिखायै वषट, धन धान्याधिपतये कवचाय नमः हुं, धनधान्या समृद्धये नेत्रत्रयाय नमः वोषट, देहदापय स्वाहा अस्त्राय नमः फट ।

ध्यान—मनु वाम्य विमान वरस्थितं गरुड रत्ननिभं निधि नायकं शिव शय्या मुकटादि विभुषितं वरगदे दधितं मजंतु विभं ॥

આ પ્રમાણે વિધિપૂર્વક આ મંત્રનો એક લાખવાર જપ કરવો અને તેના દશાંશે હોમ કરવાથી કુબેર પ્રસન્ન થાય છે અને ધનધાન્યનો ભંડાર વધે છે.

પ્રશ્નનો સ્વપ્નમાં જવાબ મળે— ॐ नमो मणिभद्राय चेटकाय सर्वार्थ सिद्धि कारणामम स्वप्ने दर्शनाय कुरु कुरु स्वाहा ।

કરેણનું લાલ ફુલ લાવી આ મંત્રથી ૧૦૮ વાર મંત્રીને રાત્રે સુતી વખતે માથે મૂકીને સુઇ જવું. ૩ થી સાત દિવસ રોજ આ પ્રમાણે કરવાથી જે બનવાનું હોય તે સ્વપ્નમાં જણાય છે.

## સરસ્વતી મંત્ર.

॥ ૐ હ્રીં ૐ । આ ચિન્તામણી સરસ્વતીનો અપૂર્વ મંત્ર છે. આ મંત્રના ત્રણ લાખ જપ વિધિપૂર્વક કરવાથી સિદ્ધ થાય છે. આ મંત્રથી જેને સરસ્વતિ પ્રસન્ન થાય છે તે ઘણો વિદ્વાન થાય છે. આ મંત્રના કોઇ પવિત્ર મંદિરમાં બેસી ૧૪ હજાર જપ વિધિપૂર્વક જપવાથી સિદ્ધ થાય છે.

## દશ મહાવિદ્યા.

શંકર પાર્વતીને કહે છે કેઃ ભુવનેશ્વરી, તારા, સરસ્વતી, શારિકા, જ્વાલામુખી, ભેડા, રાણી, લક્ષ્મી, માતંગી, ત્રિપુરા એ દસ મહાવિદ્યા છે.

લક્ષ્મી મંત્ર--ૐ ह्रीं श्रीं लक्ष्मी महालक्ष्मी सर्व कार्य प्रदे सर्व सौभाग्यदायिनि अभिमतं प्रयच्छ सर्वे सर्वगते सुरूपे सर्व दुर्जय विमोचनी ह्रीं सः (स्वाहा) १

આ મંત્રનું મનન એકાગ્ર ચિત્તે કરી શુદ્ધ ચિત્તે જપ કરી અનુષ્ટાન કરવાથી ઇચ્છે તેટલી લક્ષ્મી પ્રાપ્ત થાયછે. લક્ષ્મી પ્રસન્ન થાય.

सरस्वती मंत्र--ॐ ह्रीं ऐं ह्रीं ॐ वाग्देव्यै नमः ।

સરસ્વતી દેવીનું ધ્યાન ધરી એકાગ્ર ચિત્તે આ મંત્ર ૧૪ હજાર વાર વિધિપુર્વક જપ કરવાથી સરસ્વતી દેવી પ્રસન્ન થતાં વિદ્યા પ્રાપ્ત થાય છે.

તારા માતાનો મંત્ર—ॐ ह्रीं श्रीं ह्रीं ऐं हुं उगतारे फट स्वाहा॥

આ મંત્રનો ૧૪ હજારવાર વિધિપુર્વક જપ કરવાથી તારા દેવી પ્રસન્ન થાય છે. અને સઘળા પ્રકારના ક્લેશ જાય છે.

ભુવનેશ્વરીનો મંત્ર—ॐ ह्रीं श्रीं क्लीं भुवनेश्वर्यै नमः

આ મંત્રનું અનુષ્ટાન કરવાથી ભુવનેશ્વરી દેવી પ્રસન્ન થઇ અભિષ્ટ ફળ આપે છે. અને રાજ્ય જેટલું સુખ આપે છે.

માતંગી દેવીનો મંત્ર—ॐ क्रौं श्रीं प्रीं प्रीं ह्रीं उच्छिष्ट चाण्डालीनी महा पिशाचिनी मातंगि देवी क्रौं ठः ह्रीं ठः स्वाहा ॥

આ મંત્રના ૧૦ હજાર જપ કરવાથી સિદ્ધ થાય છે. મંત્ર સિદ્ધ થયા પછી આ મંત્રનું અનુષ્ટાન કરવાથી સર્વ કામના પુર્ણ થાય છે. અને તમામ ભયમાંથી મુક્ત કરે છે.

શારિકા દેવીનો મંત્ર—ॐ ह्रीं श्रीं हुं ह्रां आं शं शारिकायै नमः ॥

આ મંત્રના ૧૦ હજાર જપ કરવાથી ધારેલું કામ સિદ્ધ થાય છે. અને કલ્યાણની પ્રાપ્તિ થાય છે.

રાજ્ઞી દેવીનો મંત્ર—ॐ ह्रीं श्रीं रां क्लीं सौः भगवत्यै राज्यै ह्रीं स्वाहा ॥

આ મંત્રના સવા લાખ જપ કરવાથી સિદ્ધ થાય છે. અને આ દેવી સિદ્ધ થતાં વશીકરણ વિદ્યાની પ્રાપ્તિ થાય છે.

ભેડાદેવીનો મંત્ર—॥ॐ ह्रीं श्रीं हं सं ऐं क्लीं सौ भेडा भगवति हंसरुपिणी स्वाहा ।

આ મંત્રનો ૧૦ હજારવાર જપ કરવાથી સિદ્ધ થાય છે. અને ભય નાશ પામે છે.

જ્વાલામુખી દેવી મંત્ર—ॐ ह्रीं ज्वालामुखि ममशत्रुन भक्ष्य हुं फट स्वाहा,

આ મંત્ર ૧૪ હજાર વખત જપવાથી સિદ્ધ થાય છે. અને ધન મળે છે.

ત્રિપુરા દેવીનો મંત્ર—ॐ क ए ई ल ह्रीं ह सकल ह्रीं सकल ह्रीं श्रीं ह्रीं क्लीं ऐं सौः ॐ ह्रीं श्रीं सौः ऐं क्लीं ह्रीं श्रीं ॥

આ મંત્રનો ૧૬ હજાર વાર જપ કરવાથી ત્રિપુરાદેવી સિદ્ધ થાય છે. આ ત્રિપુરાદેવીના મંત્રનું અનુષ્ઠાન કરવાથી મુક્તિ મળે છે.

આ દેવીયોના મંત્રોનો જપ અનુષ્ઠાન અને હોમ કરવાથી ભકતને ઇચ્છેલું ફળ મળે છે.

અન્નપુર્ણા દેવીનો મંત્ર—ॐ ह्रीं श्रीं क्लीं नमः भगवति माहेश्वरी अन्नपूर्णे स्वाहा ॥

આ મંત્રને શાંત ચિત્તે વિધિપૂર્વક એક લાખ વાર જપવાથી અને પછી ૧૦ હજાર મંત્રથી ઘીની આહુતિ આપી હોમ કરવાથી સિદ્ધ થાય છે. તે પછી દેવીનું પુજન કરવું. જેથી અન્નપૂર્ણા દેવી સંપૂર્ણ મનોરથોને પૂર્ણ કરે છે. આ મંત્રથી સિદ્ધિથી કુબેર ધનપતી થયા છે.

શ્રી વિનાયક-ગણપતી મંત્ર—ॐ क्षां क्षीं ह्रीं ह्रुं क्रौं क्रैं फट स्वाहा ॥

આ મંત્ર એકાગ્ર મનથી વદ ૮ કે ૧૪ ના રોજ ૧૦૮ વાર જપવાથી સિદ્ધ થાય છે. આ મંત્રનો રોજ જપ કરવાથી ક્લેશ દૂર થાય છે. શત્રુઓ નાશ થાય છે.

એક આંગળની લીમડાની લાકડી લઇ તેની ગણપતિની મૂર્તિ બનાવી તેને પવિત્ર એકાન્ત સ્થાનમાં સ્થાપી. જે સ્ત્રીને વશ કરવી હોય તે સ્ત્રીનું નામ લખીને આ મંત્ર ૧૦૮ વાર જપે તો તે સ્ત્રીનું આકર્ષણ થઇ આવે; આ મંત્રનું જેનું નામ લઇ ૧૦૮ વાર જપે તે વશ થાય. આ મૂર્ત્તિ માથે ધારણ કરી આ મંત્ર ૧૦૮ વાર જપવાથી સંપૂર્ણ કાર્ય સિદ્ધ થાય. ધંતુરાનાં ૧૦૮ પુષ્પો આ મંત્રથી મંત્રી ગણુપતિ ઉપર ચઢાવવાથી ઇષ્ટની સિદ્ધિ થાય.

## યક્ષિણી સાધવાના મંત્રો.

યક્ષીણીનો મંત્ર—ॐ वट वासिनी यक्षकुल प्रसुतिनी वट यक्षिणी ऐं ए ह्यं हि स्वाहा-

વડના ઝાડ નીચે બેસી રાત્રે આ મંત્રના ૩ લાખ જપ કરવાથી સિદ્ધ થાય છે. અને મહાદેવી યક્ષિણી પ્રસન્ન થઇ સાધનારને વસ્ત્ર, અલંકાર, દિવ્ય રસ તથા રસાયન અને દિવ્ય અંજન કે દિવ્યદૃષ્ટિ આપે છે.

## કર્ણપિશાચિની દેવીનો મંત્ર.

ॐ ग्रः ग्रः कम्बलोके गन्ह पिन्ड पिशाचिके स्वाहा ।

આ મંત્રના દરરોજ સૂર્યના ઉદય વખતે ૧ હજાર જપ કરવા. એવી રીતે ૨૧ દિવસ સુધી રોજ જપ કરવા જેથી યક્ષિણી પિશાચી પ્રસન્ન થઇ સાધકને સિદ્ધિ આપે છે.

આ દેવી સિદ્ધ થતાં સાધકે જે કાંઇ વાત જાણવાની ઇચ્છા કરે છે તે તત્ક્ષણ કર્ણપિશાચિની આવીને સઘળી વાત, ગમે તેના મનની ગુપ્ત વાત, ગમે તેટલા દૂર પ્રદેશના બનાવની વાત કહી દે છે.

મેખલા યક્ષિણીનો મંત્ર—ॐ ह्रीं मदन मेखलेयं स्वाहा ।

મહુડાના ઝાડ નીચે બેસી આ મંત્રના દરરોજ ૧૦૦૦ જપ કરવા, એમ ૧૪ દિવસ સુધી જપ કરવાથી મેખલા નામની યક્ષિણી પ્રસન્ન થાય છે. અને સાધક ને દિવ્ય દૃષ્ટિ આપે છે.

લક્ષ્મી યક્ષિણીનો મંત્ર—ૐ ऐं लक्ष्मी श्री कमलधारी गौरं स स्वाहा.

પોતાના ઘરમાં એકાન્ત સ્થાનમાં આ મંત્રનો ૧ લાખવાર જપ કરવો. પછી લાલ કરેણનાં ફુલોનો ૧૦ હજાર મંત્ર જપી હોમ કરવો તો લક્ષ્મી નામની યક્ષિણી પ્રસન્ન થાય છે. અને તે ધન ધાન્ય દિવ્ય રસાયન વિગેરે પદાર્થો આપે છે.

વિકલા યક્ષિણીનો મંત્ર—ૐ विकले ऐं ह्रीं श्रीं क्लैं स्वाहा ॥

પોતાના ઘરમાં એકાન્ત સ્થાનમાં બેસી આ મંત્રનો રોજ ૧ હજાર વાર જપ કરવો. એમ ત્રણ માસ જપ કરવાથી વિકલા નામની યક્ષિણી પ્રસન્ન થઈ સિદ્ધિ આપે છે. અને ઇચ્છિત પદાર્થો આપે છે.

માનિની મંત્ર—ૐ मानिनी एह्येहि सुन्दरि हंसैः सह मम संगमं स्वाहा.

આ મંત્ર સવા લાખ વાર જપી અંતે મધ સાથે લાલ કણેરનાં ફુલોનો ૧૨॥ હજાર મંત્રથી હોમ કરવાથી માનિની યક્ષિણી પ્રસન્ન થાય છે. અને તે એક ત્રિભુવનનો વિજય કરે તેવું ખડગ આપે છે, તેથી રાજ્ય મળે.

પૃથ્વીનું ધન મળે તેનો મંત્ર—ૐ द्रां शतपत्रके द्रां -ह्रीं श्रीं स्वाहा ॥

વનમાં જઈ આ મંત્રના ૧ લાખ જપ કરવા અને ૧૦ હજાર મંત્રની આહુતિથી હોમ કરવાથી જમીનમાં દાટેલું ધન મળે.

શોભના દેવીનો મંત્ર—ૐ शोकाय ललवाकार करतले शोभने श्रीं क्षः स्वाहा ॥

લાલ વસ્ત્ર તથા લાલ માળા પહેરી ૧૪ દિવસ સુધી રોજ આ મંત્ર ૧૦૦૦ વખત જપવો તેથી શુભ પદાર્થ આપનારી શોભના યક્ષિણી પ્રસન્ન થાય છે. અને તે શુભ પદાર્થો આપે છે.

સુલોચના યક્ષિણીનો મંત્ર—ૐ क्लें सुलोचने सिद्धिं देहि स्वाहा ॥

નદીના કિનારે બેસી આ મંત્રના એક લાખ જપ કરવા પછી દશ હજાર મંત્ર જપી ઘીની આહુતિ આપી હોમ કરવા તેથી સુલોચના નામની યક્ષિણી પ્રસન્ન થઇ. દૂર દેશાવર જવા આવવાની શક્તિ આપે છે.

વિલાસિની દેવીનો મંત્ર—ॐ वस्येलनी विलासिनीमे मिया मे भव भव स्वाहा.

સુંદર સરોવરના કિનારે બેસી આ મંત્રના ૫૦ હજાર જપ કરી અંતે ઘી તથા ગુગળથી ૫ હજાર મંત્રથી આહુતિ આપી હોમ કરવાથી વિલાસિની દેવી પ્રસન્ન થઇ સાૈભાગ્ય આપે છે.

કપાલિની દેવીનો મંત્ર—ॐ कपालिनी ह्रां -ह्रीं क्लीं ठ्ले हंसः सकल फट स्वाहा.

સાધકે એક ખોપરીમાં ભોજન રાખીને મહાવતને ધારણ કરી આ મંત્રના બે લાખ જપ કરવા. પછી જપના અંતે સાધકને એક ખોપરી પ્રાપ્ત થશે કે જેથી આકાશ ગમન કરવાની અને દેવાંગનાઓનાં દર્શન કરવાની શક્તિ મળે છે.

નટી દેવીનો મંત્ર—ॐ -ह्रीं ॐ नटी महा नटी स्वाहा स्वरुपवती स्वाहा.

જમીન ઉપર પુરુષનો આકાર બનાવી ચંદનનું મંડલ બનાવી પછી કૃત્યાદેવીની ધુપદીપથી પુજન કરી એક મહિના સુધી દરરોજ એક હજાર મંત્ર જાપ કરવા એક વાર જમવું. આ પુંજા અર્ધી રાત્રે કરવી જોઇએ. તેથી નટી દેવી આવી સાધકને દિવ્ય ભોગ આપે છે.

કામેશ્વરી યક્ષિણીનો મંત્ર—ॐ ह्रीं श्रीं गच्छ आगच्छ कामेश्वरी स्वाहा.

એકાન્ત શુભસ્થાનમાં બેસી એક માસ સુધી ત્રણુ સંધ્યા વખતે ત્રણુ હજાર જપ રોજ કરવા. અને અંતે દશાંશ હોમ કરવો દરરોજ રાત્રે પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્યથી દેવીની પ્રસન્નચિત્તે પુંજા કરવી તેથી અર્ધ રાત્રીએ કામેશ્વરી દેવી જાતે આવી સાધકને દિવ્ય રસ તથા રસાયન, વસ્ત્ર આદિ આપે છે.

ત્રયોદશ મંત્ર—ॐ वज्र रसाष्यले स्वर्णरेखा स्वाहा ।

છ અંગથી અભિમંત્રિત કરી એક લિંગની કલ્પના કરી વિધાનપૂર્વક પૂજન કરી મંત્રના જપ કરવા રાત્રે સ્નાન કરી દરરોજ એક માસ સુધી આ મંત્રના જપ કરી પછી ભોજન કરવું પછી અર્ધ રાત્રે આ મંત્રનો જપ કરે તો યક્ષિણી દેવી પ્રસન્ન થઈ સાધકને વસ્ત્રાભૂષણ વિગેરે પદાર્થ આપે છે.

સુરસુંદરી સાધન—ॐ आगच्छ आगच्छ सुरसुन्दरी स्वाहा।

એક વખત જમી એક માસ સુધી રાત્રે એક હજાર મંત્રનો જપ કરવો. ધુપ, દીવો, નૈવેદ્ય, ગંધ, પુષ્પાદિથી દેવીનુ પુજન કરી. અને દસાંશ મંત્રથી લાડુની આહુતી આપી હોમ કરવો. જેથી સુર સુંન્દરી સાધકને તે જે માગે છે તે વરદાન આપે છે.

વીણા યક્ષીણિનો મંત્ર—ॐ वीणा वीणा पिशाचीनी स्वाहा।

દેવીનું ગંધ, પુષ્પ, ધુપ, દીપ, નૈવેદ્યથી પુજન કરી ૪૦ દિવસ સુધી દરરોજ એક હજાર જપ આ મંત્રના જપવા અને તે પછી હોમ કરવો. અંતે દશાંશ જપનો સાકર, મધ, ઘી, અગર એ સર્વ વસ્તુ એકત્ર કરી હવન કરવાથી આ યક્ષિણી આવી વરદાન આપી. મંત્રની સિધ્ધિ આપે છે. અને સાધકનું કલ્યાણ કરે છે.

રતિ પ્રિયા દેવી—ॐ रतिप्रिये स्वाहा ।

આ મત્ર દરરોજ એક હજારવાર જપવો. ૩૫ દિવસ જપ કરવા. અને ગંધ પુષ્પ, ધુપ દીપથી દેવીની પુંજા કરવી. પછી અંતે સાકર, મધ, ઘી, ચોખાની આહુતિ આપી દશાંશ હોમ કરવો. તો અર્ધીરાત્રે દેવી આવી વરદાન આપે છે. અને માગેલું વરદાન આપે છે.

કનકવતીનો મંત્ર—ॐ ह्रीँ आगच्छ आगच्छ कनकवती स्वाहा.

સાત દિવસ સુધી દરરોજ બે હજાર આ મંત્રના જપ કરવા જેથી કનકવતી દેવી પ્રસન્ન થાય છે. અને સાધકને માગ્યું વરદાન આપે છે.

ગણેશ ગાયત્રી—ॐ गणेशाय विद्महे वक्रतुण्डाय धी महि तन्नो दान्ती प्रचोदयात.

આ મંત્રનો ૨૪ લાખવાર જપ કરવાથી સિધ્ધ થાય છે. આ મંત્ર સિધ્ધ થતાં સમસ્ત કામના પૂર્ણ થાય છે.

ગાયત્રી મંત્ર—બ્રાહ્મણોએ ગાયત્રી મંત્રની ઉપાસના કરવી. ગાયત્રી મંત્ર સંધ્યામાં સર્વ કોઈ શીખે છે.

મંત્ર—ॐ भूर्भवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धी महि धियोयोनः प्रचोदयात:

આ ગાયત્રી મંત્ર છે. તેનો જપ કરવાથી સાધક નારાયણ સ્વરૂપ થાય છે. તેનો ૧૦ વાર જપ કરવાથી એક જન્મનાં એકસો વાર જપ કરવાથી પૂર્વ જન્મનાં અને એક હજાર વાર જપ કરવાથી ત્રણ યુગનાં પાપ નાશ પામે છે. ગાયત્રી મંત્રના એક લાખ જપ કરવાથી સાધક સમસ્ત સિધ્ધિયોનો અધીશ્વર થઈ વન દેવતાની માફક વિહાર કરે છે. ગાયત્રી મંત્રનો જપ કરવાથી ચિંતા મટે છે. ધન ધાન્ય, ભોગ યશ મળે છે. અને નિષ્કામપણે જપ કરવાથી યમરાજની પણ ચિંતા રહેતી નથી. તેનો રોજ જપ કરનાર ગાયત્રી દેવીના પરમપદને પામે છે. ૨૪ લાખ જપ કરવાથી એક પુરશ્ચરણ થાય છે તેનું ફળ ઘણું જ છે.

વાકસિદ્ધિ—ॐ अंतरिक्षाय स्वाहा

આ મંત્રથી કૃતિકા નક્ષત્રમાં થોરના વૃક્ષની લાકડી હાથમાં ધારણ કરવાથી વચન સિધ્ધ થાય છે. આ મંત્રથી સ્વાતિ નક્ષત્રમાં બોરડીની લાકડી લઇ મંત્રી હાથમાં ધારણ કરવાથી જે જે વસ્તુની કામના કરવામાં આવે તે વસ્તુ પ્રાપ્ત થાય છે. ચન્દ્ર ગ્રહણ વખતે લાલ ચિત્રક અને આકડાનું મૂળ તોડી મદ સાથે ઘસી ગોળી બનાવી આ ગોળી ઘસી તેનું આ મંત્રથા મંત્રી તીલક કરવાથી સ્ત્રી; ચોનું સૌભાગ્ય વધે છે.

સુખ પ્રસવ યોગ—ગર્ભવતી સ્ત્રી ઉત્તર તરફ મુખ રાખી ધોળી ચણોઠીનું મુળ ઉખાડી લાવી પ્રસવ. સમયે કમરે બાંધે તો સુખે પ્રસવ થાય.

મૃગી વાયુનો મંત્ર—ॐ नमो श्री राम उतर धनुष चढाव २ मृग मार १ ॐ ठः ठः स्वाहा.

આ મંત્રથી ૨૧વાર ઉજણી નાંખવાથી મૃગીવાયુ મટે છે.

તાવ જવાનો મંત્ર—श्री कृष्णो बलभद्रश्च प्रद्युम्न अनिरुद्ध कः एषां स्मरण मात्रेण ज्वर व्याधिर्विमुच्यते ॥

તાવવાળો આ મંત્ર જપે તો તેનો તાવ જાય.

ભુત જાય—ॐ नमो आदेश गुरुको हनुमंत वीर वीरनके वीर तिहारे तरकसमें नौ लाख तीर खिन वायें खिन दाहिने कवहु आगें होइ धनी गुसांइ सेवता अमुकेकी काया भंग न होइ इंद्रासन दो लोकमें बाहर देखे समान हमारी या अमुकी (જેને ભૂત વળગ્યું હોય તેનું નામ લેવું) छल छिद्र व्यापे तो जती हनुमंतकी आन मेरी शक्ति गुरुकी भक्ति फरो मंत्र इश्वरो वाचा

મોરના પીંછાથી આ મંત્ર બોલી, ૭ વખત ઉજાળી નાંખે તો ભૂત, પ્રેત, ખવીસ, જંદ, અને પિશાચ સર્વ જાય. આ મંત્ર પીંપળના પાંદડા ઉપર લખી તાવીજમાં નાંખી ધુપ દઇ ગળામાં બાંધવાથી ભૂત વળગે નહિ.

નજર લાગેલી ઉતરી જાય—ॐ नमो भगवते श्री पार्श्वनाथ ह्रीं धरणेंद्र पद्मावती सहिताय आत्मचक्षु प्रेतचक्षु पिशाचचक्षु सर्व ग्रह नाशाय सर्व ज्वर नाशाय २ त्रासय त्रासय ह्रीं नाथाय स्वाहा ॥

આ મંત્રથી સાતવાર પાણી મંતરી પાવાથી નજર દૂર થઇ માણુસ સાજો થાય છે.

ધંધો રોજગાર મળે—बिस्मिल्लाह परी यावु दूहया हयियो या कायि यूमो याअल्लाहो या फरदो या वितरो यासमदो यारहीमो या वारिसो या अहदो यालमयालिदो वलमयुलव्वल मय कुन लहकुफवन अहद ॥

આ મંત્ર રોજ ૧૦૦વાર જપે સાત દિવસ જપવાથી રોજગાર ચાલે

ભુતને ધુણાવી બોલાવવું—ॐ भगवते भुतेश्वराय किल किल किल तरवाइ रुद्र दष्ट करालवकलाय त्रिनैन भीषताइ धग धग तष शृंगल लाट नेत्राय तीव्र कोपानलायमिते तजपात शूल खंडां गड मरुक धनुर्बा[illegible] मुदगर भुप दंड त्रास मुद्रा वेग्र दश दौर दंड मंडिताय कपिल जटा जुट कुटार्द्ध चंद्र धारणे भष्म राग रंजीत विग्रहाय

उग्र फणपति घटाटोप मंडित कंठ देशाय जय जय भुत दामरस आतम रुप दर्शे दर्शे सर सर चल चल पाशे न बंध बंध हुंकारेन त्रासप त्रासप वज्र दंडे नहन हन निशिति खडगे नछींद २ शुला ग्रेण बिंघ २ मुदगरेण चुर्णय २ सर्व ग्रहाणां आवेशय ॥ २ ॥

આ મંત્ર સિદ્ધ કરીને ગાયના ઘીમાં ગુગર અને લીંબડાનાં પાન તથા સાપની કાંચળી મેળવીને મંત્ર બોલીને તેને ધુપ કરીને જેને ભૂત વળગ્યું હોય તેને ધુપ દેઇ આ મંત્રથી અડદ મંત્રીને ભૂતવાળા માણસ ઉપર છાંટવાથી ભૂત બોલે અને પછી ઉપર કહેલા નૃસિંહમંત્રથી ભૂતને કાઢી શકાય છે.

अग्नि होलववानो मंत्र–हिमालस्योत्तरो पार्श्वे मरीचा नाम राक्षसः तस्य मुत्र पुरीषाभ्यां हूताशस्तं भयामिस्वाहा.

આ મંત્રને પ્રથમ સિદ્ધ કરી પછી આ મંત્રથી ૭ વાર પાણી મંત્રીને અગ્નિ ઉપર રેડવાથી અગ્નિ હોલવાઈ જાય.

झेर उतारवानो मंत्र–गंगा गौरी रानी टाकन मारी करो विष पानी गंगा वाटे गौरा खाय आठरा भार विष निर्विष हो जाइ गुरुकी शक्ति मेरी भक्ति फुरो मंत्र ईश्वरोवाचा ॥

રવિવારના રોજ ૭ વાર આ મંત્ર જપવાથી સર્વ વિષ ઉતરી જાય છે.

चोरीनो पत्तो मेळववानो मंत्र– ' उदयमूदजल जलाल पकर चोटी धर पछाडमें जकुदालया वमुदा या कहार या कहार ॥

નદિ કિનારે કે કુવા પાસે રાત્રે આ મંત્રને ૧૨૧ વાર જપીને સુઇ રહેવાથી સાત દિવસમાં ચોરી કોણે કરી છે અને ચોરીનો માલ ક્યાં છે તે સર્વ હકીકત સ્વપ્નમાં જણાય છે.

### બગલામુખી મંત્ર.

जीव्हा स्तंभन सिद्ध मंत्र–ॐ अस्य श्री बगलामुखी महामाया मंत्रस्य नारद ऋषि अनुष्टुपछंद श्री बगलामुखी देवी लं बीज ह्रीं शक्ति कीलकं झटिति ममशत्रुणां नाशार्थे जपे विनियोगः

न्यास–ॐ ह्रां अंगुष्ठाभ्यो नमः ॐ ह्रीं तर्जनीभ्यो नमः स्वाहा ॐ ह्रुं मध्यमाभ्यो नमः वौषट, ॐ ह्रैं अनामिकाभ्यो नमः वौषट, हो

कनिष्ठिकाभ्यां नमः ॐ हं करतलकरपृष्ठाभ्यां फट, ॐ हां हृदयाय नमः ॐ ह्रीं शिरसे स्वाहा, ॐ ह्रूं शिखायै वषट, ॐ ह्रं कवचाय हुं, ॐ ह्रौं नेत्रत्रयाय वौषट, ॐ ह्ः अस्त्राय फट ॥

ध्यान—वादी मूकति द्रासति क्षिति पतिर्वैश्वानरः शीतति क्रोधी शाम्यति दुर्जनः सुजनति क्षिप्रानुगः खंजति मर्वी खर्वति सर्वे विच्च जड तिरत्नं मंत्रणा यंत्रण. श्री त्रिये बगलामुखी प्रतिदिन कल्याणि तुभ्यं नमः ॥

मंत्र—ॐ ह्रीं बगलामुखी सर्वं दुष्टानां वाचं मुखं पदं स्तंभय जीव्हा कीलय बुद्धि विनाशय ॐ स्वाहा ॥

આ મંત્રનો ૪૧ દિવસ સુધી સવાલાખ મંત્ર જપી મંત્રનું આવાહનાદિ ષોડશો પ્રકારે પૂજન કરી હળદર ચોકો કરી પીળાં ફુલ અને કેશરથી પુજન કરવું પછી અક્ષત ચઢાવવા પછી લાડુનો થાળ ધરાવવો. પીતાંબર પહેરી પીળા આસન ઉપર બેસી ગાયના ઘીથી થાળી ભરી તેમાં હળદરથી ષડકોણ યંત્ર બનાવવો તેમાં વચ્ચે હ્રૂઁ લખી છ ખૂણામાં ૐ લખવા પછી વચ્ચે દીવો મૂકી તેનું પુંજન કરી સવા લાખ મંત્રનો જપ કરવો. તેમ નહિ તો ૩૬ દિવસમાં ૩૬ હજાર મત્ર જપ કરવા. પછી દશાંશ હોમ કરી બ્રાહ્મભોજન કરાવવું. આથી મંત્રની સિદ્ધિ થાય છે.

આ મંત્ર સિદ્ધ કરી શત્રુને ચુપ કરવા માટે, તેની બુદ્ધિમાં ફેરફાર કરવા માટે, શત્રુને રોકવા માટે ક્રુર અમલદારની જીભ બંધ કરવા માટે આ મંત્ર મનમાં સાત વાર બોલી તેના સામે ફુંક મારવી તેથી તેની વાચા બંધ થાય છે. આ ચમત્કારી મંત્ર છે.

ज्वालामुखी मंत्र--कार्य सिद्धिनो मंत्र—ॐ ह्रीँ श्रीँ क्लौँ महेश्वरी ज्वालामुखी जृंभिनी स्थंभिनी मोहनी वशीकर्णीपर मन शोभिनी सर्वं शत्रु निवारनी ॐ आ क्रौं ह्रूँ पाहि पाहि अक्षोभय २ सर्वं जनं अमुकं ( नाम देवुं ) ममवश्यं कुरु कुरु स्वाहा ॥

આ મંત્રના ૫૦૦ વિધિપૂર્વક જપ કરવા પછી ૧૦૦૦ તે મંત્રથી મંત્રી આહુતી અગ્નિમાં હોમવી. પછી બે બ્રાહ્મણોને જમા-

ડવા પછી રોજ ૧૦૦ મંત્રનો જપ કરવાથી આ મંત્ર સિદ્ધ થાય છે. જ્યારે જરૂર પડે ત્યારે અડધી રાત્રે એક પગે ઉભા રહીને આકાશની સામે જોઈ ૩ થી ૭ વાર આ મંત્ર જપવાથી કાર્ય સિદ્ધ થાય છે. જેને વશ કરવાની ઈચ્છા હોય તે વશ થાય છે.

વીંછીનો મંત્ર—ॐ नमो सुरै गाय पर्वत जान सुरै जरे सुखो बंबूल सूल गाय गोबर कियो जीही सो उपजा विच्छु सात कालो ंकक्कवालो साप अपनी वालो हरो लीलो पीलो उतरे तो उतारुं नहि तो हंकारुं शब्द साचा पिंड काचा फुरो मंत्र ईश्वरोवाचा सत्यनाम आदेश गुरुका ॥

જોડાથી અથવા તો લીંબડાની ડાળીથી આ મંત્ર ભણતા જવું ને ઉજણી નાંખતા જવું તેથી વીંછી ઉતરે છે. મંત્ર બોલી ઉજણી નાંખો જોડા કે ડાળી નીચે પછાડી વીંછીવાળાને પગ કે હાથ જ્યાં ડંખ માર્યો હોય ત ખંખેરવા કહેવું. તેથી વીંછી ઉતરી જાય છે.

વીંછીનો બીજો મંત્ર--ॐ नमो आदेश गुरुको क्यारे विच्छु तेंतो काटा गोर गिर मुख चाण्योंमे काटने पानी प्याउं काटयो उतरे जाय उतरे उतारुं, चडे तो मारुं ना तर गरूड गोर हंकारूं लंकासे कोट समुद्रसी खाइ उतरे विच्छु जती हनुमंतकी दुहाइ शब्द साचा पिंड काचा फूरो मंत्र ईश्वरो वाचा ॥

આ મંત્ર સિદ્ધ કર્યા પછી તે જેને વીંછી કરડયો હોય તેના ડંખ ઉપર પાણી ઉતારી મંત્ર ભણુતા જવું ને જમીન ઉપર છાંટતા જવું તેથી ઉતરે છે. અથવા ડંખવાળી જગાથી ડંખથી જેટલે ઉંચે ઝેર ચઢયું હોય ત્યાંથી ડંખ સુધી હાથવતી રાખોડી વતી ઉપરથી નીચે મસળતા જવું ને મંત્ર ભણુતા જવું અને ડંખવાળો પગ કે હાથ ખંખેરાવતા જવું તેથી વીંછી ઉતરે છે.

સાપનો મંત્ર-नृसिंह भरीके वचन वै जी हो निरंतर तार इति॥

આ મંત્ર કાળીચોદશને દિવસે વિધિપૂર્વક ધુપ દીપ, નૈવેદ્ય કરી ૧૦૮ વાર જપવાથી સિદ્ધ થાય છે. પછી જેને સાપ કરડયો હોય તેને આ મંત્રથી મંત્રીને ત્રણ ચાંગળાં પાણી પાવું અને ઘડામાં

ઠંડુ પાણી મંત્રીને તેના માથે ૩ ઘડા પાણી ત્રણ વાર મંત્રીને રેડવાથી ઝેર ઉતરે છે.

**સાપનો મંત્ર—न्हान्हडिया तें काइ खांधो खाधा झीयो मारी जासी अना खाधानें पानी प्यावे खांधो उतरी जासी ॥**

આ મંત્રને સિદ્ધ કરી પછી જે કોઇ માણસ સાપ કરડયાની ખબર લાવે તેને આ મંત્રથી પાણી મંતરીનું પાવાથી સાપ કરડેલો ઉતરી જાય.

**સરસ્વતીને પ્રસન્ન કરવાનો મંત્ર—ॐ ह्रीँ ह्रीँ ह्रीँ ॐ सरस्वत्यै नमः ॥**

આ મંત્રને સિદ્ધ કરવા માટે તેનો એક હજારવાર જપ કરીને તેના દશાંશ મંત્રનો હોમ કરવો. પછી ગાયનું ઘી ૧ શેર, બકરીનું દૂધ ૪ શેરમાં નાંખીને તેમાં એક પૈસાભાર સરધવાનું મૂળ, સીંધાલુણ ૧ પૈસાભાર, ધાવડીનાં ફુલ એક પૈસાભાર તથા એક પૈસાભાર મીઠું સર્વેનું ચુર્ણ કરી તેમાં નાંખી ધીમાં અગ્નિએ તે દુધ ઘી પકાવવું. તે દૂધ અને દવા બળી જાય અને ઘી રહે એટલે ઘીને ગાળી લઇ તેને ઉપરના મંત્રથી ત્રણવાર વિધિપૂર્વક મંત્રીને પીવાથી બુધ્ધિ વધે, સરસ્વતિ પ્રસન્ન થાય અને હજાર શ્લોક રોજના મોંઢે કરે તેવી તેની યાદદાસ્તી વધે. ઘી ન બની શકે તો માલકાંકણીનું તેલ ૦॥ તોલો મંત્રીને ખાવાથી બુધ્ધિ વધે છે.

**ભગવતી—ॐ नमो भगवती रक्त पीठं नमः ॥**

આ મંત્રનો લાલ વસ્ત્ર પહેરીને એક હજારવાર જપ કરવો. સાત દિવસ સુધી વિધિપૂર્વક જપ કરવાથી ભગવતી પ્રસન્ન થાય છે અને હ્રદયમાં ભગવતીનાં દર્શન થઇ ઇપ્સિત વસ્તુ પ્રાપ્ત થાય છે.

**रुद्र मंत्र—ॐ नमो भगवते रुद्राय हुं फट स्वाहा ॥**

ધંતુરો, ઘી અને કુસુમનાં ફુલ મેળવીને દસ હજાર હોમ કરતા જવું ને મંત્ર બોલતા જવું તો રુદ્ર પ્રસન્ન થઈ વર આપે છે. કદાચ તેથી પ્રસન્ન ન થાય તો એક લાખ હોમ કરવાથી જરૂર વરદાન મળે છે ને શિવજી પ્રસન્ન થાય છે.

**जादु दूर करवानो मंत्र—ॐ वज्रमें काठा वज्रमें ताला वज्रमें**

बंध्या दसो द्वारा जहासुं आयो जहांहीं जाय जाने भेजा जाइकुंर-वाय दह पठंति असंधान सरिवाति तत्र इस पिन्डका मुठी टोना चामन वीर वेताळ ज्ञान परिज्ञान जे इस पिंडकु कुछ करे तो इश्वर महादेवकी आज्ञा फुरो ॥

૨૧ કુવાનું પાણી ૨૧ ઝાડનાં પાન લાવી ચાર રસ્તાની ધુળ લાવી ઘડામાં પાણીને જળ નાંખી, રાત્રે હવન કરે. સવારમાં સ્નાન કરાવી તેલ, ધુપ વીગેરે ૧૦૮ વાર મંત્રીને માથાપર જેને જાદુ કર્યું હોય તેનું નામ દઈને નાંખે તો કામનાદિ દોષ જાય ને શરીર નિર્મળ થાય છે.

दाढमांना कीडानो मंत्र (२)—कामरुदेश कामाक्षी देवी जहां वसे इस्माइल जोगी, इस्माइल योगीने पाळी गाय नित उठ चरवा वनमें जाय, वनमें चरे सुका गंभीर जो गाय गोवर कीयो जांमे उपजे कीडा सात भूत सुताला पुंछ पुंछाला धड पिंजर सह मुठा-गालमें मुडी करे तो गुरु गोरखनाथकी दुहाइ फीरे शब्द साचा पिंड काचा फूरो मंत्र ईश्वरोवाचा ॥

આ મંત્રને પ્રથમ સિધ્ધ કરી રાખવો. પછી દાઢમાં કીડા પડયા હોય તેની દાઢ મંતરવા માટે આ મંત્રથી લોઢાનો ખુટો ત્રણવાર, સાત સાત મંત્રથી મંતરીને લાકડામાં ઠોકવાથી કીડા જાય ને દાંત દુઃખતા બંધ થાય.

कंठमाळनो मंत्र—परबत उपर परवत परवत उपर फटिक, सिला फटिक सिला पर अंजनी जीन जाया हनुमंत नेह लोट हला कागकी खलाइ पाछेकी अदीट कोन कीकर फेर रानकी वद कंठकी कंठमाला घुटरने काड हरु हाडकी हडगुल पटकी ताप तिल्ली फीया इतनेको दुर करे भस्मंतनानर तुझे अंजनी माताका दुध पीया हराम मेरी भक्ति गुरुकी शक्ति फूरो मंत्र ईश्वरोवाचा सत नाम आदेश गुरुका ॥

શનીવારને રોજથી ૨૧ દિવસ સુધી વિધિપૂર્વક હનમાનની પુજા કરીને રોજ ૧૦૮ મંત્ર જપવાથી સિધ્ધ થાય. હોળી, કાળી ચૌદશ કે ગ્રહણમાં મંત્ર જપવાથી સિધ્ધ થાય છે. આ કડાથી

તાવ મંતરવો, બરોળને છરીથો અને પછી કંઠમાળને શખોડીથી હાંસડી આગળ સાતવાર મંતરી ઉજણી નાંખવાથી મટે છે.

पेटनो चुंक—ॐ नमो आदेश गुरुको श्यामगुरु पर्वत श्यामगुरु पर्वतमें वड, वडमें कुवा, कुवामें तीन सुवा कौन कौन सुवा, वाय सुवा जहर सुवा, पींड सुवा, भाज भाजवे जहर आइ गाजनी हनुमंत मार करेगा भस्मंत फुरो मंत्र इश्वरो वाचा ॥

આ મંત્ર સિધ્ધ કરીને સાતવાર પાણી મંતરીને પાવાથી પેટની પીડા મટી જાય છે.

आंखनुं तेज कायम रहेवानो मंत्र—अज्ञातश्च सुकन्याश्च चवन मशेक्र मष्पाउ भोजनांते स्मरेत् यस्य तस्य नेत्र न नश्यति ॥

જમ્યા પછી પાણી મંતરીને સાતવાર આંખો ધોવાથી આંખોનું તેજ વધે છે.

आंख मंतरवी—ॐ नमो श्री रामकी धनी लछमनका बाण आंख दर्द करे तो लछमन कंमरकी आन मेरी भक्ति गुरुकी शक्ति फूरो मंत्र इश्वरो बाचा सत्तनाम आदेश गुरुको ।

આ મંત્રને કાળીચૌદશના રોજ ૧૪૪ વાર જપ કરવાથી સિધ્ધ થાય છે. ત્રણ દિવસ આંખ આવી હોય . તેને ઉંજણી નાંખવાથી રોગ જાય છે.

दाढ दुःखती बंध थवानो मंत्र—ॐ नमो आदेश गुरुको बनमें व्याइ अंजनी जीन जाया हनुमंत कीडा मकुडा मकडा ये तीनों भस्मंत गुरुकी शक्ति मेरी भक्ति फूरो मंत्र इश्वरोवाचा ।

આ મંત્ર કાળીચૌદશ અથવા ગ્રહણના દિવસે ૧૪૪ વાર જપવાથી સિધ્ધ થાય છે. તે મંત્રથી ત્રણ દિવસ સુધી દાઢ મંત્રવાથી દાઢ દુઃખતી બંધ થાય છે.

अन्न पचवानो मंत्र—अगस्त्य कुंभकर्ण च समं च वभडवानलः आहारं पाचनार्थाय स्मरे भ्रीमं च पंचकम् ।

આ મંત્ર સિધ્ધ કરીને જમ્યા પછી મંત્ર બોલતા જવું ને પેટે હાથ ફેરવતા જવાથો ખાધેલું પચી જાય.

गाय भेंसने कीडा पडे तेनो मंत्र—महंत पटवारी अरज गाती वया जीनके पाथोंके कीडा गया ॥

આ મંત્રથી ત્રણવાર ૩ કાંકરી મંત્રીને જે જનાવરને કીડા પડયા હોય તેનું નામ દઈ તેના માલીકને આપી કહેવું કે જો કીડા જતા રહ્યા અને તે કાંકરીઓ તે જાનવરને મારવી. શની અને રવીવારે આ પ્રમાણે કરવાથી કીડા જતા રહે છે.

दांत मंत्रवा—हे दंता तुम क्यां फुलता हमें तुमें संजाइ वा हमारा कसर तुम तो बतीस हमरी तुमरी कौनसी रीति हम कमाया तुम बैठे खाउ मत्युकी बिरिया संगही जाय।

આ મંત્ર સિધ્ધ કરી જેને દાંતમાં સણકા મારતા હોય તેનું મોં ધોવરાવી સાતવાર આ મંત્રથી પાણી મંતરીને આપવું તેના સાત વાર કોગળા કરાવવાથી દાંતમાંની પીડા મટે છે.

दाढमां कीडा पडया होय तेनो मंत्र—सवारामें सीसी सीसीमें मीची मिचीमें कीडा, कीडामें पीडा, कीडा मरे, पीडा टळे शब्द साचा पिन्ड काचा फूरो मंत्र इश्वरी वाचा

લોઢાના બે ખુંટા લઈ આ ાં થી મંતરી એક ખીલાને કુવામાં નાંખવો અને બીજાને જ માં દાટવાથી દાઢમાંના કીડા મરી જાય.

माथु दुखवानो मंत्र-'सक्कर फरउन दर रोदनी लगकेंशून।'

જ્યાં માથે દુઃખતું હોય ત્યાં પીળી માટીથી આ મંત્ર ૩ વાર લખીને પછી તે ગાંઠની બરાબર ગોળ લઇ છોકરાંને વ્હેંચી દેવાથી માથું દુઃખતું બંધ થાય છે.

गुमडानो मंत्र—ॐ नमो आदेश गुरुको वनमें व्याइ अंजनि जीन जाया हनुमंत फुनीफूसी गुमडी ये तीनो भस्मंत ॥

આ મંત્રને કાળીચૌદશ કે ગ્રહણમાં સિદ્ધ કરીને પછી આ મંત્ર બોલતા જવું ને ગુમડા ઉપર હાથ ફેરવતા જવું. સાતવાર મંતરવાથી ગુમડું મટે છે.

कमळो मंतरवो-ॐ नमो आदेश गुरुको रामचद्र सरसा घा लछमण साधा बाण काला पीला राता नीळा थोथा पीला पीळा

पीला चारों झड जो रामचन्द्र जोधा के नाम मेरी भक्ति गुरुकी शक्ति फूरो मंत्र ईश्वरो वाचा ॥

પ્રથમ આ મંત્ર કાળીચૌદશ કે ગ્રહણને રોજ સિદ્ધ કરી મૂકવો પછી કમળાવાળાને સામે બેસાડીને પીતળની વાડકીમાં પાણી ભરી સોયથી આ મંત્ર બોલતા જવું ને કમળો ઝારતા જવું સાત દિવસ સુધી મંતરવાથી કમળો મટે છે.

जांग के पांसळीना दुखावानो मंत्र—ॐ खंखारी खंखारा कहां गया सवा लाख परवतो गया लाख परव तों जाय काह करेगा सवा भार कोइला करेगा सवा भार कोइला कर कहा करेगा, हनुमंत वीरका नव चंद्रहास खडक घडेगा नव चंद्रहास खडग घड काह करेगा जानु वाडमरु पंसुली वायकुं काढि फडी खारी समुद्रमें राखेगा जगत् गुरुकी शक्ति मेरी भक्ति फूरो मंत्र इश्वरो वाचा ॥

આ મંત્રને પ્રથમ સિદ્ધ કરવો પછી જેની જાંગ કે પાંસળી દુઃખતી હોય તેને સામે બેસાડી તલના તેલમાં સિંદુર મેળવીને આ મંત્રથી તીરવડે મંતરવાથી પાંસળી દુઃખતી બંધ થાય છે.

हरसनो मंत्र—खुरासानको टीनी खाय खूनी बादी दोनो जाय॥

આ મંત્ર સિદ્ધ કરીને પાણી ૩ વાર મંતરી આપવું તે પાણીથી હરસ ધોવાથી ખુની હરસ મટે છે.

कर्ण पिशाचिनीनो मंत्र—ॐ हूं हन हन स्वाहा ॥

આ મંત્રને ભોજપત્ર ઉપર અષ્ટગંધ [ ગોરોચન, કપુર. હાથીનો મદ, અગર, કસ્તુરી, કેશર, રકતચંદન અને સુખડ] થી ૧૦૦ લખી તેને ધુપ, દીપક, અને નૈવેદ્ય ધરાવી પૂજન કરી બ્રહ્મભોજન કરાવવું પછે તાંબાના વાસણમાં પાણી ભરાવીને ભોજપત્રના મંત્રને તેમાં નાંખતા જવું ને મંત્ર બોલતા જવું તો આ મંત્ર સિદ્ધ થાય છે. આ વિધિને ઉત્કાલીન કહે છે.

आदाशीशीनो मंत्र—ॐ अचल गुसांइ वन खंडेराय चोर न झांके बाघ न कच्चे वनफल खाइ हांक मारी हनुमंत मे इसपिंड आधासीसी उतर जाय शब्द साचा पिंडकाचा फूरो मंत इश्वरोवाचा।

આ મંત્ર સિદ્ધ કરી તે મંત્રથી આધાસીસીવાળા માણસના

માથાને હાથવડે પકડી સાતવાર મંત્રી ઉજાણી નાંખવાથી આધા-સીસી મટી જાય.

તાવ जवानो मंत्र—श्री कृष्ण बलभद्रश्च प्रद्युम्न अनीरुद्ध या । ऊषा स्मरण मात्रेण ज्वर व्याधि विमुच्यते ॥

આ મંત્ર વારંવાર બોલવો અને મનમાં તાવ ઉતરી જવાનો સંકલ્પ કરવો તેથી તરત તાવ મટી જાય છે.

मंत्र यंत्र अने तंत्र त्रणना दोष दुर करवा—उलटंत देव पलटंत काया उतर आव वज्र गुरुने बुलाया, वेग सत्य नाम आदेश गुरु-का० शब्द साचा पिंड काचा फूरो मंत्र इश्वरो वाचा ॥

ચાર રસ્તાવાળી જગામાં પતાસુ રાખી તેમાં જરા દારૂ નાંખી મંત્ર જપીને ચાલ્યા આવવું જરૂર પડે ત્યારે તે જગામાંથી ચાર કાંકરી લાવી તેને આ મંત્રથી ૨૧ વાર મંત્રીને ચારે દિશામાં ચાર ફેંકવી અને ત્રણ પોતાની પાસે રાખવી પછી જેના શરીરમાંથી મંત્ર યંત્રને તંત્રના દોષને દૂર કરવાના હોય તેના ઉપર એક બે કાંકરી આ મંત્રથી મંત્રીને મારવાથી દોષ જાય છે.

डाकीनी शाकीनी काढवानो मंत्र—ॐ हनुमानजी आया कोइ कोइ लाया डाकिनी शाकिनी आन आन कुरु कुरु स्वाहा ॥

આ મંત્રને પ્રથમ સિદ્ધ કરી પછી અડદનું પુતળુ બનાવી સવાપાસેર તેલમાં તે પલાળીને રોગીના ઉપર સાતવાર ઉતારીને પછી બાળવું, અને તેનામાં આ મંત્રથી અડદ મંતા જવા ને નાંખતા જવું તેથી તે રોગીને ડાકિની કે શાકિની જે વળગી હોય છે તે જતી રહે છે. આ મંત્રથી ડકિની કાઢવા માટે પ્રથમ પોતા-ની દેહ રક્ષાનો મંત્ર બોલવો જોઈએ.

काननी पीडानो मंत्र—ॐ नमो आदेश गुरूको बाल में कपाल कपालमें भेजा भेजामें कीडा, कीडामें करन पीडा, सोनाका सिला वा रुपाका हथोडा इश्वर घडे गवजा तोडे शब्द साचा पिंड काचा चलो मंत्र इश्वरो वाचा ॥

આ મંત્ર સિદ્ધ કરીને ભષ્મથી ચાર પાંચવાર કાન મંત્રવાથી કાનની વાયુની પીડા મટે છે.

अन्नपूर्णानो मंत्र—ॐ नमो अन्नपुर्णा अंन्नपुरे घृत पुरे गणेश देवता पाती पुरे ब्रह्मा विष्णु महेश तीनो देवता मेरी भक्ति गुरुकी शक्ति गुरु गोरखनाथकी वाचा फुरो मंत्र इश्वरोवाचा ॥

આ મંત્ર એક લાખવાર વિધિપૂર્વક જપવો પછી બ્રાહ્મણ ભોજન કરાવી જે સામગ્રી હોય તેમાંથી પ્રથમ અન્નપૂર્ણાને થાળ ધરાવી તેમાંથી એક ભાગ કુવામાં રાખીને એક હાથે પાણીનો લોટો ભરી પછી દીવો સળગાવી કુવામાં અન્નપૂર્ણા તથા વરૂણ દેવનું પુજન કરવુ અને આ મંત્રની એક માળા જપવી પછી બ્રાહ્મણ ભોજન કરાવવાથી અન્નપૂર્ણા પ્રસન્ન થાય અને માલમાં ઘટ આવે નહિ.

भूतादिना दोष काढवानो मंत्र—ॐ नमो आदेश गुरुको हनुमंत वीर वीरनके वीर तिहारे तरकसमें नौ लाख तीर खीन वामें खीन दाहिने कवहू आगे होइ धनी गुसाइ सेवता अमुककी काया भंग न होइ इंद्र रस न दो लोकमें वाहर देखे मसान हवारी या अमुककी देही छलछिद्र व्यापे तो जती हनुमंतकी आन मेरी भक्ति गुरुकी शक्ति फुरो मंत्र इश्वरो वाचा ॥

આ મંત્ર સિદ્ધ કરીને મોરના પીંછાની છડીથી સાતવાર આ મંત્ર બોલીને જેને ભુતાદિક વળગ્યું હોય તેને ઉજણી નાંખવાથી ભૂત, પ્રેત, ખવીસ. જડ વિગેરે જતાં રહે. નાના બાળકને તેવી પીડા હોય તો આ મંત્ર પીંપળના પાનમાં લખીને માદળીયામાં ઘાલી કેડે બાંધવાથી ભૂતાદિ જતાં રહે.

भूतादिकने मारवानो मंत्र—ॐ आदेश गुरूको हनुमंत वीर बजरंगी व्रजधार डाकिनी शाकिनी भुत प्रेत जीन्दर खइस कोटी कटीक मारु, नहि मारे तो निरंजन निराकार की दुहाइ ॥

શનીવારથી ૨૧ દિવસ સુધી હનુમાનજીનું, પુંજન કરી રોજ ૧૨૧ મંત્ર વિધિપુર્વક જપવાથી સિદ્ધ થાય, પછી અડદથી સિદ્ધ થાય. પછી અડદ મંત્રી રોગી ઉપર છાંટવાથી ભૂત જાય.

सर्वोपरी सभा मोहिनी मंत्र—ॐ नमो आदेश गुरुको खंखा-हुली वनमां फूली इश्वर देख गवजीभली आवभाव राजा प्रजा पांव

पडाव मंगल मोहन वशीकरण मोहन मेरा नाम वे मोहन फलाने के ( नाम देवुं ) अंतश वसो संगमहे सुरगांव चल मोहिनी राउल चल जलती अंग बुझावत चल तीन खेत आगे मोह तीन खेत उत्तर मोह तीन खेत दक्षिण मोहे आवतेकी द्दष्टि मोह छप्या बैठा राजा मोह शय्या बेठी रानी दर मोह दीवार मोह गांवका मुकद्दम मोह काजीकी कुरान मोह ते तू नाहरसिंह वीर हमारा कारज ना करे तो आपकी माताका दुध पीया हराम करे ठः ठः ठः ठः ठः ठः स्वाहा ॥

શનિવારે મંત્ર જપીને શંખાવલી નોતરી આવી રવીવારે આ મંત્ર ૨૧ વાર જપીને તેનું પૂજન કરીને ઉખાડી લાવી રાત્રે દીવો કરી નૃસિંહનું આવાહન કરી બે પેંડા અને પાનનું બીડું ભોગ ચઢાવીને ઘી સાકર ૧૨૧ વાર મંત્ર ભણીને અગ્નિ ઉપર નાંખી કપુરની આરતી ઉતારવી રોજ એ પ્રમાણે સાત દિવસ સુધી કરવું તો આ મંત્ર સિદ્ધ થાય પછી શંખાવલીની ગોળી બાંધી પાઘડીમાં રાખે તો રાજા પ્રજા સર્વ પ્રસન્ન થાય. સભા વશ થાય, સ્ત્રીને મીઠાઇ મંત્રીને ખવરાવવાથી અને બીજા મનુષ્યને એ ગોળી જળમાં મંત્રી તેના માથે જળ છાંટવાથી આપણા મનોરથ પૂર્ણ થાય.

गोळ मंत्रवानो मंत्र—ॐ नमो आदेश गुरुको गुगल धुपकी धुआं धार देखुं पलमां तेरी शक्ति तरस रात्रिको टुटा तारा रोसा टुटा भैरव बावा काम नगारा गुड मंत्र पढ उसको दे धरमें चक न बाहर चक फिर फिर देखे हमारा मुख सेव जीव सेव जीवको मूवत सेवे मसाण हमसे आकुल व्याकुल जती हनुमंतकी आन हमें छोड ओरके पास जाय पेट फाट तुरत मर जाय सत्य नाम आदेशगुरुका।

દર શનિવારથી ૨૧ દિવસ સુધી રોજ ૧૨૧ વાર જપ કરી લાપસીનું નૈવેદ્ય ધરાવવું તેથી મંત્ર સિદ્ધ થાય છે. સાત શનિવાર સુધી જપ કરવા. પછી આ મંત્રથી ગોળ મંત્રીને જેને ખવરાવે તે તેની પાસે હાજર થાય અને વશ થાય.

सर्व गाम मोहनी मंत्र—जति हनुमंत कने मरे घट पिंडका कौन है चोरी छत्ती मय वन मोहि मोहि जोहि दह दह गुरुकी शक्ति

मेरी भक्ति फूरो मंत्र इश्वरो वाचा सत्य नाम आदेश गुरुका ॥

શનીવારે હનુમાનજીનું પૂજન, ધુપ; દીવો અને નવેદ્ય ધરાવીને કરવું ને ૧૪૪ મંત્રનો જપ કરવો. એમ સાત શનિવાર સુધી આ મંત્ર સાધવો. પછી ચાર રસ્તાના ચકલા આગળથી ચાર કાંકરી લઇ આ મંત્રથી મંત્રીને જે કુવાનું પાણી આખું ગામ પીતું હોય તે કુવામાં નાંખવાથી ગામના લોકો તેને માન આપે, અને તેના કહ્યા પ્રમાણે કરે.

सर्व वशीकरण मंत्र—ॐ नमो आदेश गुरुको राजामोहूं प्रजा मोहुं मोहुं ब्राह्मण वाणीया, हनुमंत रुपमें जगत मोहूं तो रामचंद्र परमाणीयां गुरुकी शक्ति मेरी भक्ति फुरो मंत्र इश्वरो वाचा ॥

આ મંત્ર ૨૧ દિવસ સુધી રોજ ૧૨૧ વાર જપવાથી સિદ્ધ થાય છે. જે ગામમાં જવું હોય ત્યાંના ચાર રસ્તાના ચકલા આગળથી ધુળ લઇ તે સાતવાર મંત્રીને માથામાં રાખવાથી તેને જે જુવે તે વશ થાય છે.

वस्तु मंगाववानो मंत्र—ॐ नमो देव लोक दवास्यो देवी जहां वसे इस्माइल योगी छप्पन भैरव हनुमंत वीर भुत दैत्यकुं सारा मंगावे पराइ माया लावे लाडु पेंडा बरफी सिंगोडा पाक पतासा, मिश्री, घी, लविंग, इलायची, तल देवी किल किल उपर हनुमंत गाजे इतनी वस्तुनमें चहो वस्तु लावे न लावेतो तेत्तीस कोटि देवता लाजे मिर्च जावंत्री, जायफल, हडज, वाहड, बदाम, छुहारा,मुफर्र रामवीर तो बतावे वस्तां लछमनवीर पकडावे हाथ भुत प्रेतका चलावे साथि हनुमंतवीर लंकाको धाइ भूत हनुमंतवीरको संग चलाया, चाही वस्तु चली आवे हनुमंतवीरको सब कोइ गावेसो कोशकी वस्तु लावे न लावेतो एक लाख अेंसी हजार पीर पेगम्बर लेजावे ॥

ગામ બહારથી જેમાં પાણી હોય તેવા કુવા આગળ જવું, કુવામાં બેસી હનુમાનની મૂર્તિ સામે મૂકી તેમની આગળ દીવો કરવો, ધુપ દઇ મંત્ર જપવા. સાત દિવસ સુધી રોજ અઢી કથરોટ

ખાંડ સાથે ભોગ ધરાવવા અને પછી તે પોતે ખાવું, ૨૧ મંત્ર જપવા, જ્યારે આકાશ વાણી થાય ત્યારે વરદાન માગવાથી જે જોઈએ તે વસ્તુ મળે છે.

वशीकरण मंत्र—धुली धुली विकट चंदनी पट मारुं धुली फिरे दिवानी घर तजे बाहर तजे ढाडा भरतार तजे देवी दिवानी एक-सठी कलवानत् नारसिंहवीर अमुकने ( नामदेवुं ) उठाइ ल्याव मेरी भक्ति गुरुकी शक्ति फूरो मंत्र इश्वरो वाचा ॥

શનિવારે જે સ્ત્રી મરે તેની ચિંતામાંથી તેના પગ નીચેના કોયલા લાવી કોરી ડબીમાં તેની ભષ્મ રાખી મૂકવી પછી આ મંત્રથી સાતવાર મંત્રીને જેને તેનો ચાંલ્લો કરવામાં આવે તે વશ થાય છે,

मोहनी तेल—ॐ नमो मोहन रानी पलंक चढ बैठी मोह रहा दरबार मेरी भक्ति गुरुकी शक्ति दुहाइलो नाचमारीकी दुहाइ गौरी पार्वतीकी दुहाइ बजरंगबलीकी ॥

અત્તર, મિઠાઈ, ફુલ, દીવો અને લોબાનનો ધુપ કરી કાળી-ચૌદશની રાત્રે ૨૨ માળા આ મંત્રની જપી તેલ મંતરવું, પછી તે તેલ માથે ઘાલીને સભામાં જવું. જેને શરીરે તે તેલ ચોપડવામાં આવે તે વશ થાય છે.

सोपारी मंत्री वश करवानो मंत्र—खरी सुपारी कामनगारी राजा प्रजा खरी पियार मंत्र पड लगाउतो रहीया कलेजा लावे तोड जीवत चाटे पगतली मुवे सेवे मशानयां शब्दकी मारी न लावे तो जती हनुमंतकी आन शब्द साचा पींड काचा फुरो मंत्र इश्वरोवाचा ॥

આ મંત્રથી સોપારી ૨૧ દિવસ સુધી રોજ ૧૦૮ મંત્રથી મંતરવી અથવા સૂર્ય ગ્રહણના રોજ આ મંત્રથી ૧૦૮ વાર મંતરવી. પછી તે સોપારી જેને ખવરાવવામાં આવે છે તે વશ થાય છે.

लवींग मंत्री वश करवानो मंत्र—सत्य नाम आदेश गुरुको लौंगा लौंगा मेरा भाइ इन्ही लौंग शक्ति चलाइ पहली लौंग राती

माती दूजों लौंग जोबन माती तीजी लौंग अंगमें राखे, चोथी लौंग दोउ कर जोडे, चारों लौंग जो मेरी खाय फलानेके ( નામ દઈ) पास सो फलानी आ जाय मेरी भक्ति गुरुकी शक्ति फूरो मंत्र इश्वरो वाचा ॥

રવીવારે દીવાનું પૂજન કરી દરરોજ ૨૧ વાર ૨૧ દિવસ સુધી આ મંત્ર જપવાથી સિદ્ધ થાય છે. આ મંત્રથી લવીંગ સાત-વાર મંતરીને ખવરાવવાથી હાજર થાય છે.

इलायची मंत्रवानो मंत्र—ॐ नमो काला कलवा काली रात निशकी पुतली मांझी रात काला कलवा घाट वाट सुती को जगाइ लाव बैठीको उठावी लाव खडीको चला लाव वेगी धर्या लाव मोहिनी जोइनी चल राजाडी ढाउं अमुकीके तनमें चटपटी लगाव जीया ले तोड जो कोइ खाइ हमारी इलायची कभी न छोडे हमारा साथ घरको तजे बाहरको तजे घरके साइंको तजे हमे तजे और कतो जाइतो छाती फाट तुरत मर जाय सत्य गुरु आदेश गुरु गुरुकी शक्ति मेरी भक्ति फूरो मंत्र इश्वरो वाचा इश्वर महादेवकी वाचा वाचासे टरे तो कुंभी नरकमें पडे ॥

૨૧ દિવસ સુધી આ મંત્ર રોજ ૧૦૮ વાર જપવો પછી ઇલાયચી ૧૧ વાર મંતરીને જેને ખવરાવવામાં આવે તે વશ થાય છે.

शरीररक्षक मंत्र—ॐ शरीरे पाहि पाही करु स्वाहा ।

આ મંત્રનો જપ એક અઠવાડીયા સુધી રોજ ૧૦૮ વાર કરવાથી સિદ્ધ થાય છે તેથી શરીરનું રક્ષણ થાય છે.

उच्चाटन मंत्र—ॐ शारदै कालरुपाय रुपस्वरुपाय अमुकमे शत्रुं उच्चटय ठः ठः स्वाहाः ॥

કરેણના મૂળ આ મંત્રથી મંતરીને જે મનુષ્યના બારણામાં નાખે તેનું ઉચ્ચાટન થાય છે.

## સૂચના.

**મંત્ર વિદ્યા** કેટલાક જુઠી છે એમ માને છે. તે મોટી ભૂલ છે. મંત્ર વિદ્યા સાચી છે, મંત્રનો યથાવિધિ એકાગ્રતા પુર્વક જપ કરવાથી તે સિદ્ધ થાય છે. આ પ્રકરણમાં ઘણા મંત્રો આપવામાં આવ્યા છે. સર્વ યથાવિધિ જપ કરવાથી સિદ્ધ થાય છે, જે માણુસ ઇશ્વરના નામનો જપ કરી ઇશ્વરને મેળવવા રાત દિવસ યત્ન કરે છે તે ઇશ્વરને મેળવી શકે છે.

ઉપરના જે મંત્રો શી રીતે સિદ્ધ કરવા ન બતાવ્યું હોય તે મંત્રો શનિવારથી ૨૧ દિવસ સુધી અથવા તો કાળીચૌદશની રાત્રે કે ગ્રહણના દિવસે ૧૦૮ વાર ધુપ દીપ કરી જપવાથી સિદ્ધ થાય છે.

**પરચુરણ** મંત્રો સાધવા કરતાં તો બ્રાહ્મણ દ્વિજ વર્ગે ગુરૂ ઉપદિષ્ટ પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનો મંત્ર અથવા તો ગાયત્રી મંત્રનો જપ કરી તેની સિદ્ધિ મેળવવી જોઇએ. જે મંત્રને સિદ્ધ કરવો હોય તે મંત્રના જેટલા અક્ષરો હોય તેટલા લાખ તે મંત્રના જપ વિધિપૂર્વક એકાગ્રતાપૂર્વક કરવા તે દિવસોમાં બ્રહ્મચર્ય પાળવું, ભૂમિ ઉપર શયન કરવું, સત્ય બોલવુ, એકવાર સૂક્ષ્મ આહાર જમવો. તો તે મંત્ર સિદ્ધ થાય છે. અને આવા ઇશ્વર પ્રાપ્તિના મંત્રો સ થતાં આપત્તિ માત્ર ટળી જાય છે અને સુખ મળે છે. દરેક મંત્ર જપવા માટે સ્નાન કરી પવિત્રને સ્વચ્છ જગામાં, આસન પાથરી; પૂર્વ કે ઉત્તર તરફ મુખ રાખી બેસવું. શાંત થવું. મનને સ્થિર રાખવું, ધુપ કરી ઘીનો દીવો કરવો. મંત્રના અર્થમાં વૃત્તિ રાખી હૃદયમાં એકાગ્ર થઇ જપ કરવો. જપ કરતી વખતે જપના અર્થ સિવાય બીજા વિચાર કરવા નહિ. તેથી મંત્ર સિધ્ધ થાય છે.





# ભાગ ૧૦ મો

—:o:—

## યંત્રશાસ્ત્ર

## પ્રકરણ ૯૩ મું

### યંત્રવિધિ.



યંત્ર સિદ્ધ કરવા માટે પવિત્ર વસ્ત્ર પહેરી એકલા એકાંત સ્થાને બેસી શુભ દિવસે શુભ સ્થાને સ્વચ્છ આસન પાથરી બેસવું. બ્રહ્મચર્ય પાળવું, પૃથ્વી ઉપર સુવું, હલકુ સાદુ ભોજન જમવું. યંત્રને દીવો કર્યા પછી દીવા સામે લખી ધુપ કરવો, જળનો ઘડો સ્થાપન કરવો. તે યંત્રને પુષ્પ ચંદન કરી પુજા કરવી પછી નૈવેદ્ય ધરાવવું.

મિત્ર માટે યંત્ર લખવો તો ગાયનું ઘી મોંમાં રાખી યંત્ર લખવો તગર, અગર, સુખટ, ગુગળ, ગાયનું ઘી, મદ, કપુર, જાયફળ, વિગેરેનો ધુપ કરવો.

મારણ ઉચ્ચાટનના યંત્રમાં સિંધવ ને લીંમડાનું પાન મોંમાં રાખી તેનો જ ધુપ કરી યંત્ર લખવો.

યંત્ર ભોજપત્ર ઉપર લખવો દાડમની કલમથી અષ્ટગંધથી યંત્ર લખવો. પીપરની કલમથી, બોરડીની કલમથી, યંત્ર લખવો, પ્રથમ યંત્રને સિદ્ધ કરવો તે પછી તે યંત્રનો ઉપયોગ કરવાથી સિદ્ધ થાય છે.

મંત્ર કે યંત્ર સિદ્ધ થવા એ પ્રયોજકના દૃઢ સંકલ્પ ઉપર આધાર રાખે છે. તેને તેમાં શ્રદ્ધા હોવી જોઇએ.

આ યંત્રનું આ ફળ મળવુંજ જોઇએ એવી પ્રયોજકને શ્રદ્ધા જોઇએ. જે પ્રમાણમાં લખનારનું દૃઢ આત્મબળ, પ્રબળ ભાવના તે પ્રમાણમાં મંત્ર કે યંત્રની સિદ્ધિ સમજવી.

મનુષ્ય પોતે પોતાના દૃઢ આત્મબળના પ્રતાપથી, પૂર્ણ શ્રદ્ધાથી જે ઉચ્ચ ભાવના કરે છે તે તે સિદ્ધ કરે છે. મંત્ર કે યંત્રમાં પણ અમુક પરિણામ થાય એવી દૃઢ ભાવના જ ફળે છે માટે પ્રયોજકે પૂર્ણ શ્રદ્ધા પૂર્વક આ વિદ્યાને સિધ્ધ કરવી જોઇએ. તોજ તે ફળ આપે છે.

યંત્ર જે માટે લખતા હોઇએ તે કાર્ય થશે જ એવી ભાવના લખનારે રાખવી જોઇએ. જો તેની આ ભાવના પૂર્ણ શ્રદ્ધાપૂર્વક કરેલી હશે તો તેનું ફળ મળવાનું જ શ્રદ્ધા ડગુમગુ હશે તો ફળમાં કચાશ સમજવી.

—:o:—

## પ્રકરણ ૯૪ મું

## યંત્રવિદ્યા.

પંચાક્ષર મહામંત્ર—ૐ હ્રીં શ્રીં હરઃ આ પંચાક્ષર મહામંત્ર સંપૂર્ણ સિદ્ધિયો આપનાર છે.

| | | |
|---|---|---|
| ૬ | ૧ | ૮ |
| ૭ | ૫ | ૩ |
| ૨ | ૯ | ૪ |

### પંચદશી યંત્ર.

વશીકરણ થાય—આ પંદરો યંત્ર છે. રવિવારે આકડાના દૂધમાં સ્મશાનની ભષ્મ મેળવી ભોજપત્ર ઉપર આ યંત્ર લખી તળે જે માણસનું નામ લખો મનમાં તેની ધારણા કરી ઉપરના પંચાક્ષર મંત્રના ૭૮૦૦ જપ કરે તો તે મનુષ્ય વશ થાય.

શત્રુનો પરાજય થાય—ભોજપત્ર ઉપર આ યંત્ર લખી વચ્ચે શત્રુનું નામ લખી શત્રુના ઘરના બારણે ખોદી આ યંત્ર દાટવો. તેને ઓળંગી તે માણસ જાય એટલે તે પરાજય પામે.

સ્ત્રી વશ થાય—શુક્રવારે કપુર, વજ, ઉપલેટ ને મદને મેળવી

ભોજપત્ર ઉપર આ યંત્ર લખી ઉપરના મંત્રનો જપ કરી આ યંત્ર ધારણ કરવાથી સ્ત્રી આદિ તેને જોતાં જ વશ થાય.

**કેદી છુટે**-દાડમની કલમથી જમીન ઉપર આ યંત્ર ૧૦૦૦ વાર લખી ઉપરના મંત્રનો જપ કરવાથી કેદી કેદમાંથી મુક્ત થાય.

**ચતુર્થ પુરુષાર્થ મળે**—વદ ૧૩ ને રોજ એકાગ્ર થઈ વડના ઝાડ નીચે જમીન ઉપર બેસી વડની કલમથી આ યંત્ર ભોજપત્ર ઉપર લખી ઉપરના મંત્રને ૧૦૦૦ વાર જપ કરવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત થાય.

**દરિદ્રનાશ**—વડના ઝાડ નીચે વડની કલમથી આ યંત્ર ૫૦૦ વાર જમીન ઉપર લખી ઉપરનો મંત્ર જપવાથી દરિદ્ર નાશ થાય.

પરાક્રમ મળે—ગોમૂત્ર, મનશીલ, કપુર, અગર સર્વ એકત્ર કરી પીપળના ઝાડ નીચે બેસી ભોજપત્ર ઉપર તેનાથી યંત્ર લખે અને મંત્ર જપે તેથી મનોવાંચ્છિત કાર્ય થાય. ઇન્દ્ર તુલ્ય પરાક્રમ આવે.

**વચન સિધ્ધિ**—બીલીનો રસ, મનશીલ, હરતાલ એકત્ર ઘુંટી તેનાથી શુભ સ્થાનમાં જઈ જમીનમાં બીલીની કલમથી આ યંત્ર ૨૦૦૦ વખત લખે અને મંત્રનો જપ ૨૦૦૦ વાર કરે તો વાક સિધ્ધિ પ્રાપ્ત થાય.

**તાવ જાય**—અંઘેડાના રસથી ભોજપત્ર ઉપર આ યંત્ર લખી મંત્રીને ધારણ કરવાથી એકાંતરીયો, રોજનો ને ચોથીયો તાવ જાય.

**શત્રુ નાશ**—આ યંત્ર આકડાના પાન ઉપર આકડાના દુધથી લખી ૧૦૮ વાર ઉપરનો મંત્ર જપી ધૂપ દેવાથી શત્રુનો નાશ થાય.

**યંત્રસિદ્ધિ**-શુભ દિવસે શુભ સ્થાનમાં જઈ જીતેંદ્રિય થઈ જમીન ઉપર સૂઇ રહેવું શુધ્ધ ચિત્તે જમીનની મધ્યે એક લાખ યંત્ર લખીને સરસવ, ઘી, અને ડાંગર અને સાકર મેળવી સર્વ ઉપરના મંત્ર બોલી આહુતી આપી હોમ કરવો. ૧ લાખ આહુતી આપવી તેથી યંત્ર સિધ્ધ થાય છે. પછી જે કાંઇ કામ હોય તે એક યંત્રમાં લખવાં જેથી સિધ્ધ થાય છે.

**કેશ જીતવો**-ભાંગરાના રસમાં ભોજપત્ર ઉપર આ યંત્ર લખી ઉપરના મંત્રથી મંત્રી ધુપ દઈ હૃદયમાં ધારણ કરે તો મુકરદમો જીતે.

**મહાદેવ કામના પૂરે**—ગોરોચન કંકુથી ભોજપત્ર ઉપર આ યંત્ર લખો ધૂપ દીપ દેઈ ઉપરના મંત્રથી મંત્રી આ યંત્ર પાણીમાં વ્હેવરાવી દેવો જેથી રાત્રીના અંતે સ્વપ્નમાં મહાદેવજી દર્શન આપી ભક્તને જીવન્મુક્ત બનાવી તેની સંપૂર્ણ કામનાઓને સિદ્ધ કરે છે.

**આકર્ષણ થાય**—ગુરુવારે હળદર, ગોરોચન, અગર, ઘી સર્વ એકત્ર કરી ભોજપત્ર ઉપર આ યંત્ર લખી વચ્ચે જેને વશ કરવાની ઇચ્છા હોય તેનું નામ લખવું પછી પોતાના આસન પાસે તે યંત્ર જમીનમાં દાટવો તો તે મનુષ્ય આકર્ષાઇ આવે છે.

આ પંચદશી નામનો મહાયન્ત્ર દેવોને પણ દુર્લભ છે.

આ મંત્ર સાધવાનો પ્રયોગ સંધ્યાકાળે કરવો.

**છાયા પુરુષનાં દર્શન**—સૂર્ય, ચન્દ્ર કે દીવાના અજવાળામાં મનુષ્યે ઉભા રહી પોતાના પડછાયાની ગરદન ઉપર રોજ એક, બે કે ત્રણ ચાર ઘડી જોયાં કરવું. પછી ત્યાંથી નજર ખસેડી એકદમ સામે જોવું. એમ રોજ કરવાથી થોડા દિવસમાં છાયા પુરુષ તેને દેખાશે. અને અભ્યાસ વધતાં તે છાયા પુરુષ ધીમે ધીમે પાસે આવશે. છ માસ અભ્યાસ કરવાથી છાયા પુરુષ પાસે આવી જે પ્રશ્ન પૂછવામાં આવશે તેનો જવાબ આપશે.

| | | |
|---|---|---|
| ૭૮૨૨ | ૭૮૧૭ | ૭૮૨૪ |
| ૭૮૨૩ | ૭૮૨૧ | ૭૮૧૯ |
| ૮૭૧૮ | ૭૮૭૫ | ૭૮૨૦ |

**કષ્ટ નિવારક યંત્ર.**

આ યંત્રને લખીને ધુપ દઇ કોઇ રોગીના હાથે બાંધવાથી તેનું દુઃખ મટી જાય છે.

| | | | |
|---|---|---|---|
| ૮ | ૯ | ૩ | ૪ |
| ૬ | ૪ | ૭ | ૫ |
| ૫ | ૭ | ૧૦ | ૬ |
| ૯ | ૬ | ૫ | ૭ |

**વશીકરણ યંત્ર.**

આ યંત્રને ભોજપત્ર ઉપર લખીને જે સ્ત્રીના મકાનના દરવાજા નીચે દાબવામાં આવે તે વશ થાય છે.

| | | |
|---|---|---|
| ૬ | ૧ | ૮ |
| ૭ | ૫ | ૩ |
| ૨ | ૯ | ૪ |

**આકર્ષણ યંત્ર.**

કાલા ધંતુરાના પાનના રસ અને ગોરૂચંદનને મિશ્ર કરી તેમાં કણેરની કલમ બનાવી તે બોળી તે વડે ભોજપત્ર ઉપર લખી તમાં જેને આકર્ષણ કરવાની ઇચ્છા હોય તેનું નામ લખી પછી તે યંત્રને ખેરના લાકડાંના દેવતાથી તપાવવાથી તે માણસ આકર્ષાઈ આવે છે.

## એકવીસો યંત્ર—સુખ પ્રસવ યંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૩ | ૫ | ૫ | ૭ |
| ૮ | ૪ | ૮ | ૧ |
| ૬ | ૩ | ૬ | ૬ |
| ૩ | ૯ | ૨ | ૭ |

આ યંત્રને ભોજપત્ર ઉપર ગાયના મૂત્રથી લખીને બતાવવાથી અથવા ધોઇને પાવાથી અથવા તેને બાંધવાથી જે સ્ત્રી પ્રસવ વખતે કષ્ટાતી હોય તેને સુખથી બાળકનો પ્રસવ થાય છે અથવા તો પ્રસવ કાળ પહેલાં ૨૧ દિવસથી રોજ તેને આ યંત્ર ધોઈને પાણી પાવામાં આવે તો તેને સુખે પ્રસવ થાય છે.

## કાર્યસિદ્ધિ યંત્ર.

| | | |
|---|---|---|
| ૨ | ૯ | ૪ |
| ૭ | ૫ | ૩ |
| ૬ | ૧ | ૮ |

પદંરો યંત્ર-આ યંત્રને ભોજપત્ર ઉપર લખીને ધુપ દઈ પુરુષના જમણા અને સ્ત્રીના ડાબા હાથે બાંધવાથી તેનું કાર્ય સિધ્ધ થાયછે.

## સિદ્ધ બીસા યંત્ર—ત્રીસો યંત્ર—કાર્યસિદ્ધિના યંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૮ | ૪ | ૭ | ૧ |
| ૬ | ૨ | ૭ | ૫ |
| ૩ | ૯ | ૨ | ૬ |
| ૩ | ૫ | ૪ | ૮ |

| | | | |
|---|---|---|---|
| ૨ | ૮ | ૬ | ૪ |
| ૬ | ૪ | ૨ | ૮ |
| ૪ | ૬ | ૮ | ૨ |
| ૮ | ૨ | ૪ | ૬ |

ઉપરના યંત્રો સિધ્ધવીસા યંત્ર કહેવાય છે. તેમાંથી ગમે તે એક મંત્ર સ્નાન કરી શુધ્ધ થઇ દાડમના પાન ઉપર કાથાવડે લખવો. પછી તેને ધુપ દઇ દરરોજ એક હજાર ગાયત્રી મંત્ર જપીને તેના ઉપર ગંગાજળ છાંટતા જવું આ પ્રમાણે એકવીસ દીવસ સુધી ધૂપ દીપ કરીને વિધિપૂર્વક જપ કરી યંત્રને ગંગાજળથી શુધ્ધ કરી તૈયાર કરી તે યંત્રને સોનાના માદળીયામાં ગંઠાવી ગળાની માળામાં તે માદળીયું કે ડોડી ગાંઠી તે રોજ ગળે પહેરવાથી તે માણસનું સર્વ કાર્ય સિધ્ધ થાય છે. તેને લક્ષ્મી પ્રાપ્ત થાય છે, તે શક્તિશાળી બને છે અને પુત્રવાન થાય છે. માન આબરૂ વધે છે અને શત્રુઓ પણ તેને કાંઇ કરી શકતા નથી.

## બાળરક્ષક યંત્ર.

| | | |
|---|---|---|
| ૨૫૫ | ૨૬૫ | ૨૫૯ |
| ૨૬૨ | ૨૫૮ | ૨૫૪ |
| ૨૫૭ | ૨૫૬ | ૨૬૩ |

આ યંત્રને ભોજપત્ર ઉપર લખીને બાળકોના ગળામાં મઢાવીને બાંધવાથી તે બાળકને રોગ વીગેરે થતાં નથી.

## પ્રેમી યંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૧૧ | ૮ | ૧ | ૧૪ |
| ૨ | ૧૩ | ૧૨ | ૭ |
| ૧૬ | ૩ | ૬ | ૯ |
| ૫ | ૧૦ | ૧૫ | ૪ |

આ યંત્રને લખીને દીવેટ બનાવી તેને કોડીયામાં મૂકી ઘી પૂરી જેનો પ્રેમ મેળવવાની ઇચ્છા હોય તેના ઘર ભણી તેનું મુખ કરીને કોડીયું મૂકી દીવો કરવાથી તે માણસના મનમાં તમારા માટે પ્રેમ ઉત્પન્ન થાય છે.

## પીશાચ યંત્ર.

| | | |
|---|---|---|
| ७ ह | ५ मा | ४ रा |
| २ मा | ८ मा | ६ मा |
| ३ रो | १ म | ९ जी |

આ યંત્રને લોહીથી ભોજપત્ર ઉપર લખીને જેને ભૂત વળગ્યું હોય તેને બાંધી પછી ૧૦૦૦ વાર ગાયત્રી મંત્ર ભણીને પાણી તેના ઉપર છાંટવાથી ભૂત પીશાચ જતું રહી તને સુખ થાય છે.

## અખુટભંડાર યંત્ર.

| | | | |
|---|---|---|---|
| य | ॐ | | टा |
| ह्री | देवी | | श्री |
| क | म्म | | ह्री |

આ બાલાજીનો યંત્ર કાળીચૌદશની રાત્રીએ ભોજપત્ર ઉપર લખીને ધૂપ દીવો નૈવેદ્ય વિગેરેથી વિધિપૂર્વક હનમાનજીનું પૂજન કરવું અને આ યંત્ર સામે મૂકી નીચેનો મંત્ર ૧૨૫ વાર જપવો.

પછી તે યંત્રને દ્રવ્યની તીજોરીમાં અથવા અન્નના ભંડારમાં રાખવાથી ૯ દિવસ પછી તેમાંથી ખર્ચ કરવો, અખુટ ભંડાર થાય, દ્રવ્ય વધે.

## વેપાર સારો ચાલે.

| | | | |
|---|---|---|---|
| ૮૨૪ | ૮૨૭ | ૮૩૦ | ૮૧૬ |
| ૮૨૯ | ૮૧૭ | ૮૨૩ | ૮૨૮ |
| ૮૧૫ | ૮૨૩ | ૮૨૫ | ૮૨૨ |
| ૮૨૬ | ૮૧૧ | ૮૧૯ | ૮૩૧ |

આ યંત્ર શુદમાં પહેલા ગુરૂવારે ચકની માફક બેસી ભોજપત્રઉપર લખવો. એ પ્રમાણે ૭ વાર યંત્ર લખી પછી તે યંત્ર ઉપર પુષ્પ ચઢાવી લોબાનનો ધુપ કરવો અને આ મંત્ર જપવો. બીસમીલ્લાહ ૧૧

૬૩૬. આ મંત્ર ૧૦૧ વાર જપવો અથવા અમુકની દુકાનની ફતેહ હો. વધુ વકરો થાવ. આ પ્રમાણે સંકલ્પ કરવો. આ મંત્ર યંત્રની પાછળ લખી પછી એક યંત્ર તેલમાં બોળી દુકાન ઉપર દીવામાં સળગાવવો એ પ્રમાણે સાત દિવસ સુધી ૭ યંત્રો બાળવાથી માલ સારો વેચાય.

### સર્વ કાર્ય સિદ્ધિનો યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૫ | ૧૫ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૧૧ | ૧૧ |
| ૧૪ | ૯ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૧૦ | ૧૩ |

આ યંત્રને કાગળ ઉપર હળદરથી લખી યંત્રની તળે પોતાને જે કાર્ય સિદ્ધ કરવાની ઇચ્છા હોય તે લખી પછી તે યંત્રની દીવેટ બનાવી રવિવારે દીવામાં બાળવો આ પ્રકારે ૭ દિવસ સુધી કરવાથી દુઃખ જાય અને હરદળની માળા બનાવી—'ૐ હ્રીં હ્રૂં સઃ' આ મંત્રની ૧૧ માળાનો જપ કરવાથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે.

### વશીકરણુ યંત્ર

| | | |
|---|---|---|
| ૩ | ૬ | ૨૧ |
| ૧૧ | ૩૧ | ૩ |
| ज | ૨૫ | ૬ |

આ યંત્રને ચંદન અને સિંદુરથી ભોજ-પત્ર ઉપર લખીને માથે રાખે તો તીર વાગે નહિ અને કેશર કસ્તુરીથી લુઘડા ઉપર લખી બત્તી બનાવી તેને બાળી તેની ભષ્મ જેને ખવરાવે તે વશ થાય.

| | | | |
|---|---|---|---|
| ૪૩ | ૫૦ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૪૪ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૪૫ | ૪૭ |

### રાજસભામાં માન મલે.

આ યંત્રને કપુર કસ્તુરીથી ભોજપ ઉપર લખી કંઠે બાંધવાથી રા સભામાં માન મળે.

| | | | |
|---|---|---|---|
| ૩૮ | ૪૬ | ૨૬ | ૭૭ |
| ૩ | ૮ | ૪ | ૭ |
| ૧ | ૮ | ૨ | ૩ |
| ૧૧ | ૭ | ૨૦ | ૯ |

## આદાશીશીનો યંત્ર.

આ યંત્રને રવિવારે મુખટથી લખાને માથે બાંધવાથી આદાશીશી મટે છે.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૧૦ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૮૩ | ૨૪ |
| ૨૬ | ૮૧ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૨૨ | ૨૫ |

## અન્ન વધુ પાકે.

આ યંત્રને ભોજપત્ર ઊપર લખી ધુપ દઈ ખેતરમાં દાટવાથી અન્ન બહુ પાકે, ક્ષેત્રપાળની પુજા કરીને દાડવો.

| | | | |
|---|---|---|---|
| ૬૭ | ૭૪ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૭૧ | ૭૧ |
| ૭૩ | ૬૮ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૬૯ | ૭૨ |

## શત્રુક્ષય યંત્ર.

આ યંત્ર નદિને કિનારે બેસી ભોજપત્ર ઉપર લોઢાની કલમથી લખી શત્રુનું નામ દેતા જવું તો તેથી શત્રુનો ક્ષય થાય.

| | | | |
|---|---|---|---|
| ૮ | ૧૫ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૧૨ | ૧૧ |
| ૧૪ | ૯ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૧૦ | ૧૩ |

## સર્વ કાર્ય સિદ્ધ થાય.

આ યંત્ર વાંસની કલમથી સફેદ ચન્દનવડે ફુલ અથવા તાંબાની થાળીમાં લખવાથી સર્વ કાર્ય સિધ્ધ થાય.

| | | | |
|---|---|---|---|
| ૩ | ૪ | ૭ | ૧૪ |
| ૫ | ૬ | ૧૩ | ૬ |
| ૧૪ | ૪ | ૩ | ૭ |
| ૧૭ | ૩ | ૧૪ | ૪ |

### તાવ જાય.

આ યંત્ર સારા દિવસે ભોજપત્ર ઉપર અષ્ટગંધથી લખીને ગળે બાંધવાંથી જ્વર જાય છે.

## મનની ઇચ્છા સિદ્ધ થવાનો યંત્ર.

| | | | |
|---|---|---|---|
| વં | વં | વં | વં |
| પં | પં | પં | પં |
| દં | દં | દં | દં |
| લં | લં | લં | લ |

આ યંત્રને રક્તચંદનથી (રતાંજળીથી) બીલીનાં પાન ઉપર લખીને તે પાન શિવને માથે ચઢાવવું. આ પ્રમાણે ૩૦ દિવસ સુધી શ્રાવણ માસમાં રોજ ૧૦૮ યંત્ર બીલીના પાન ઉપર લખીને શિવલિંગ ઉપર ચઢાવવાથી ધન, સંતાન અને સર્વ સુખ મળે અને રોજ ૪૪૪૪ શિવમંત્ર ॐ नमः शिवायः એ મંત્ર જપવાથી મંત્ર અને યંત્ર સિધ્ધ થાય છે

## સ્વપ્ન ન આવવાનો યંત્ર.

| | | | |
|---|---|---|---|
| નં | છં | જં | ચં |
| છં | નં | જં | ઠં |
| ઠં | જં | ઠં | ચં |
| નં | છં | જં | ઠં |

આ યંત્રને ભોજપત્ર ઉપર અષ્ટગંધથી લખીને ગુગરનો ધુપ દેવો. પછી ત્રણવાર "गणपति, गणेश, काटो कलेश हे बली पायक हनुमान, काली, कालो महाकालो हे भैरव हे नृसिंह तो स्वप्न न आवे,' આ મંત્ર પાંચ વાર બોલી માથા તળે યંત્ર રાખી સૂઈ રહેવાથી સ્વપ્ન આવતાં નથી.

## નજર ન લાગવાનો યંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૩૫ | ૧૦ | ૧૮ | ૭ |
| ૧૮ | ૭ | ૩૫ | ૧૦ |
| ૭ | ૧૦ | ૧૦ | ૩૫ |
| ૭ | ૩૫ | ૭ | ૧૫ |

આ યંત્રને ભોજપત્ર ઉપર અષ્ટગંધથી લખી જેના ગળામાં બાંધવામાં આવે તેને કદી પણ નજર ન લાગે. બાળકોને ગળે બાંધવાથી નજર લાગતી નથી.

## ગાય દુધ દે.

| | | | |
|---|---|---|---|
| ૨૮ | ૩૫ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૩૨ | ૧૩ |
| ૩૪ | ૨૧ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૩૦ | ૩૩ |

આ યંત્રને કેશર, ગોરૂચંદન ને કંકુથી ભોજપત્ર ઉપર લખીને ગાય કે ભેંસ દેતી ન હોય તો તેના ગળામાં બાંધવાથી ગાય બહુ દૂધ દે છે.

## પતિ વશ કરવાનો યંત્ર.

| | | | | |
|---|---|---|---|---|
| | શ્રી | ક્ષઃ | શ્રી | |
| ક્ષઃ | ૐ શ્રી દેવદત્ત શ્રી ૐ | | | ક્ષઃ |
| | શ્રી | ક્ષઃ | શ્રી | |

આ યંત્રને ભોજપત્ર ઉપર ગોરૂચંદનથી લખી તેની પૂંજા કરી એક માટીના કોડીયામાં મૂકી ઉપર બીજું કોડીયું ઊંધું વાળી કપડમાટી કરી અગ્નિમાં બાળવાં. જેથી યંત્રની ભષ્મ થાય તે ભષ્મ સ્ત્રી પાણીમાં મેળવી પી જવાથી પતિ વશ થાય.

| | | | |
|---|---|---|---|
| ૬૬ | ૯૩ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૯૦ | ૮૯ |
| ૯૧ | ૮૩ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૮૭ | ૯૮ |

### વાચા સિદ્ધિ યંત્ર.

આ યંત્રને કુલંજનના રસવડે લખીને તાવીજમાં મઢાવી પોતાની પાસે રાખવાથી વાચા સિદ્ધ થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૯૮ | ૯૬ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૯૪ | ૮૨ |
| ૯૬ | ૯૧ | ૯ | ૧ |
| ૪ | ૪ | ૯૦ | ૯૪ |

### બાળક બ્હીવે નહિ.

આ યંત્ર દૂધથી ભોજપત્ર ઉપર લખીને બાળકના ગળે બાંધવાથી બાળક બ્હીવે નહિ તેને ભય લાગતો નથી.

| | | | |
|---|---|---|---|
| ૮૦ | ૮૭ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૮૪ | ૮૩ |
| ૮૬ | ૮૧ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૮૨ | ૮૫ |

### સાપનો ભય દુર કરવો.

આ યંત્ર શાહીથી કાગળ ઉપર લખીને ઘરમાં રાખવાથી સર્પાદિનો ભય દૂર થાય.

| | | | |
|---|---|---|---|
| ૧૯ | ૨૬ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૨૩ | ૨૨ |
| ૨૫ | ૨૦ | ૯ | ૧ |
| ૬ | ૬ | ૨૧ | ૨૩ |

### ગયેલું ઢોર પાછું આવવાનો યંત્ર.

આ યંત્ર શાહિથી ખુંટા ઉપર લખી તે ખુંટો જમીનમાં દાટવાથી ખોવાયલું ઢોર પાછું આવે.

| | | | |
|---|---|---|---|
| ૩૦ | ૩૭ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૩૪ | ૩૩ |
| ૩૬ | ૩૧ | ૯ | ૧ |
| ૪ | ૫ | ૩૨ | ૩૪ |

## સાપ આવે નહિં.

આ યંત્ર માલકાંગણીના રસથી ઘરમાં લખી રાખે તો સાપ તે ઘરમાં આવે નહિં.

| | | | |
|---|---|---|---|
| ૩૩ | ૪૦ | ૨ | ૮ |
| ૭ | ૬ | ૩૬ | ૩૭ |
| ૩૯ | ૩૪ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૩૫ | ૩૮ |

## પુરુષ વશ કરવાનો યંત્ર.

આ યંત્ર રોટલા ઉપર લખીને કાળા કુતરાને ખવરાવવાથી પુરૂષ સ્રીને વશ થાય.

| | | | |
|---|---|---|---|
| ૭૨ | ૭૬ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૭૬ | ૭૫ |
| ૭૮ | ૭૩ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૭૪ | ૭૭ |

## પરદેશ ગયેલો પાછો આવવાનો યંત્ર.

આ યંત્ર માર્ગમાં દડ ઉપર લખીને ઉપરથી કોરડો મારવામાં આવે તો પરદેશ ગયેલો માણુસ પાછો આવે.

| | | | |
|---|---|---|---|
| ૨૬ | ૩૩ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૩૦ | ૨૯ |
| ૩૨ | ૨૭ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૨૮ | ૬૧ |

## તોફાની ઘોડાને વશ કરવાનો યંત્ર.

આ યંત્રને ઘોડાના ગળામાં બાંધવો. કસ્તુરી, કપુર, કેસરથી કાગળ ઉપર લખી ગુગળનો ધુપ દઇ ઘોડાને ગળે બાંધવાથી ઘોડો તોફાન ન કરતાં તેના માલીકને વશ થાય છે.

## રિદ્ધિસિદ્ધિ યંત્ર.

| | | |
|---|---|---|
| ૬ | ૧ | ૮ |
| ૭ | ૫ | ૩ |
| ૨ | ૯ | ૪ |

કાળી ચૌદશની રાત્રે આ યંત્ર પૃથ્વી ઉપર દાઢમની કલમથી ૧૦૮ વાર લખી પછી તેજ યંત્ર ભોજપત્ર ઉપર અષ્ટગંધથી લખી ધુપ, દીપક અને નૈવેદ્ય ધરાવી પુંજા કરી તેને બે ગોટલીમાં ડાબી ચાંદીના તાવીજમાં મઢાવી રાખવો. તેને ધુપ દઈ પ્રસવ વખતે સ્ત્રી પીડાતી હોય અને તેને ધોઈને પાવાથી કષ્ટ મટે, રોગીને પાય તો રોગ મટે, વાંઝણી સ્ત્રી કેડે બાંધેતો ગર્ભ રહે, રાજદરબારમાં જતી વખતે પાઘડીમાં ઘાલે તો કોઈથી દબાય નહિ. આ યંત્રની સાથે રિદ્ધિ અને સિદ્ધિ બંને મળે છે.

-ह्रीँ १२ श्री १२ ह्रीँ

| | | | |
|---|---|---|---|
| स | स | स | स |
| ग | ह्रीं यं | | मि |
| स | स्यं | स | स्यं |

## વશીકરણ યંત્ર

કાળીચૌદશની રાત્રે અષ્ટ ગંધથી આ યંત્ર ભોજપત્ર ઉપર લખી દીપક, ધુપ અને નૈવેદથી પૂંજા કરી નીચેનો મંત્ર બોલવો,

मंत्र—ॐ क्लीं ह्रीँ श्रीँ सर्वजनस्य हृदय मम वश्यं कुरु कुरु स्वाहा ।

આ મંત્ર ૧૦૮ વાર જપી યંત્ર પાઘડીમાં રાખવાથી સર્વ માણસો વશ થાય છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ॐ | ॐ | | | | ૫ |
| | ह्रीँ ૧૦ | | | ૧ | ૯ |
| क्लीँ | | | સ્વયં | | ૭ ૧ |

**સાસુ સસરાને વંશ કરવાં**—આ યંત્રને ઘઉંની ભાખરી ઉપર લખીને કાળા કુતરાને ખવરાવે તો સાસરો વશ થાય અને કુતરીને ખવરાવે તો સાસુ વશ થાય,

| | | | |
|---|---|---|---|
| ૮૪ | ૯૧ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૮૮ | ૮૭ |
| ૯૦ | ૮૫ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૮૬ | ૯૦ |

## બુદ્ધિવર્દ્ધક યંત્ર

આ યંત્ર માલકાંકણીના રસથી અજવાળી ચૌદશના રોજ જીભ ઉપર લખવાથી બુદ્ધિ વધે છે.

| | | |
|---|---|---|
| ૭૧ | ૭૭ | ૭૭ |

## વંધ્યાને પુત્ર થવાનો યંત્ર.

પુષ્પ નક્ષત્રનો સૂર્ય હોય ત્યારે આ યંત્રને ૧૦૮ વાર દૂધથી પાનમાં લખીને વંધ્યા સ્ત્રીને ખવરાવવાથી પુત્ર થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૫૬ | ૫૨ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬૦ | ૫૫ |
| ૬૨ | ૫૭ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૫૮ | ૬૧ |

## સભામાં માન મળવાનો

યંત્ર—આ યંત્ર ભોજપત્ર ઉપર અષ્ટગંધથી લખીને સોના કે ચાંદી કે તાંબાના તાવીજમાં મઢાવી ગળામાં રાખવાથી સભામાં માન મળે.

| | | | |
|---|---|---|---|
| ૨૩ | ૩૪ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૨૦ | ૩૮ |
| ૨૩ | ૨ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૨૭ | ૩૩ |

## બીક મટવાનો યંત્ર

આ યંત્રને ભોજપત્ર ઉપર સહદેવીના રસથી લખીને હાથે બાંધવાથી સર્વ ભય મટી જાય છે.

| | | | |
|---|---|---|---|
| ૫૬ | ૬૨ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૬૦ | ૫૯ |
| ૬૨ | ૫૭ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૫૮ | ૬૧ |

## વિઘ્નજવાનો યંત્ર

આ યંત્રને ભોજપત્ર ઉપર ગોરોચનથી લખીને પોતાની પાસે રાખવાથી સર્વ વિઘ્નો દૂર થાય છે,

| | | |
|---|---|---|
| ૨૪ | ૧૮ | ૩૯ |

ભેંસ દોહવા દે—જે ભેંસ પાડીને ધાવવા દેતી ન હોય અથવા દુધ ન દેતી હોય તેના સીંગડે આ યંત્ર ભોજપત્ર ઉપર લખીને બાંધવાથી દોવા દે છે. યંત્રને ધુપ દઇ બાંધવો.

| | | | |
|---|---|---|---|
| ૨૮ | ૯૫ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૯૨ | ૯૧ |
| ૯૪ | ૮૬ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૯૦ | ૯૧ |

**ફળ બહુ આવવાનો યંત્ર**

આ યંત્ર આંબાના રસથી લખીને ઝાડે બાંધવાથી તેને ફળ આવે છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૐ ઉ | હ્રૈં | શ્રી પ્ય | ક્રી | મુંડી લંડી |
| અક રામ | અર ધ્રુવ | સ સત | તઇ | મરપા |

**કેદી છુટવાનો યંત્ર**—આ યંત્ર કપુર, કેશર કસ્તુરી, ગોરોચનવડે પતરા ઉપર લખી ગરમ કરી તેના ઉપર લીટો કરવાથી કેદમાંથી કેદી છુટે.

હ્રૈં ગેં ગ્રીં ગ્રૌં ગં ગઃ હ્રીં ગ ગાં ગિં ગ્રા.

હ્રૈં હ્રૈં હ્રૈં

હ્રૈં હ્રૈં હ્રૈં

-ह्रौं -ह्रौं -ह्रौं

देवदत्त

-ह्रीं -ह्रौं -ह्रीं

હ્રૈં હ્રૈં હ્રૈં

-ह्रीं -ह्रीं -ह्रीं गीं कं

હ્રૈં ગેં ગ્રી ગં ગઃ હ્રૈં ગં ગાં ગિં ગ્રીં

રાજદરબારમાં અધિકાર વધવાનો યંત્ર—ઉપરના યંત્રથી દિવાળીની રાત્રે અથવા ગ્રહણમાં ભોજપત્ર ઉપર લખી અનામિકાના રૂધિર, હાથીનો મદ, મહાવીરનો રસ, ગોરોચન, મેળવી અષ્ટગંધથી ચમેલીની કલમથી લખી પછી વિધિપૂર્વક યંત્રનું પૂજન કરી એક બ્રાહ્મણને ખીરનું ભોજન જમાડી યંત્રને ચાંદી, સોનું તાંબુ ત્રણે ધાતુના મિશ્રણ કરેલા તાવીજમાં મઢી હાથે બાંધવાથી અને તેને રોજ ધુપ દેવાથી રાજદરબારમાં ઉંચો અધિકાર મળે, કોઇથી દબાય નહિ અને અમલદારી કરે.

| | | | |
|---|---|---|---|
| ૨૨ | ૨૯ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૨૬ | ૨૫ |
| ૨૮ | ૨૬ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૨૪ | ૨૧ |

**કાનની પીડા દુર કરવાનો યંત્ર.**

આ યંત્રને દાડમના રસથી કાગળ ઉપર લખીને કાન ઉપર લખીને કાન ઉપર બાંધવાથી કાનની પીડા જાય છે.

## આદાસીસીનો યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૩૮ | ૪૬ | ૨૬ | ૭૧ |
| ૩ | ૮ | ૪ | ૭ |
| ૧ | ૮ | ૨ | ૩ |
| ૧૧ | ૭ | ૨૦ | ૯ |

આ યંત્ર રવીવારે સુખડથી લખી માથે બાંધવાથી આદાસીસી મટે છે.

| | | | |
|---|---|---|---|
| ૭૨ | ૭૯ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૬૨ | ૭૫ |
| ૭૦ | ૭૩ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૭૭ | ૭૭ |

**સ્તંભન યંત્ર**—આ યંત્ર ધોળા કાગળ ઉપર શાહીથી લખીને સંયોગ વખતે જોતા રહેવાથી વીર્યનું સ્તંભન થાય છે.

| | | | |
|---|---|---|---|
| ૭૨ | ૫૧ | ૩૩ | ૪૨ |
| ૯૮ | ૮૨ | ૯ | ૧૧ |
| ૨૫ | ૩૭ | ૪૯ | ૫૦ |
| ૪૫ | ૨૭ | ૯ | ૧ |

**બાલરક્ષક યંત્ર**—આ યંત્રને તાંબાના પત્રામાં લખીને બાળકને ગળે બાંધવાથી નજર લાગતી નથી.

## જુગાર અને સટ્ટામાં જીતવાનો યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૬૦ | ૬૭ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬૪ | ૬૫ |
| ૬૬ | ૬૧ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૮૫ | ૬૫ |

આ યંત્ર કાળીચૌદશની રાત્રે સ્વાતિ નક્ષત્રમાં લખી હાથે બાંધવાથી તે જુગાર અને સટ્ટામાં જીતે છે.

## શત્રુશુલ યંત્ર

| | | | |
|---|---|---|---|
| ૩૪ | ૪ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૩૭ | ૩૬ |
| ૩૯ | ૩૪ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૩૫ | ૩૮ |

આ યંત્ર થોરના દૂધથી કાળી ઠીકરી ઉપર લખી શત્રુને ઘેર દાટવાથી શત્રુને શૂળ ઉપડે.





# ભાગ ૧૧ મો

—:૦:—

# તંત્ર વિદ્યા

## પ્રકરણ ૯૫ મું

### ઇંદ્રજાળ વિદ્યા.

રવીવારે કાલા ધંતુરાનાં ફુલ, પાન, મૂળ શાખા અને છાલ-પંચાંગ લાવીને વાટી તેના રસમાં કેશર અને ગોરો-ચંદન ઘસીને તેનું તિલક કરવાથી જેને જુએ છે તે સર્વ તેને વશ થઇ જાય છે.

મોહનતંત્ર સફેદ ધરોના રસમાં હરતાલને ઘસીને તેનું ચંદન કરવાથી તે મનુષ્યથી સર્વ કોઇ મોહ પામે છે.

ગર્ભપાત થવાનો તંત્ર—માટીનાં વાસણ ઘડતાં હાથે ચોટેલી કુંભારના હાથની માટી, બકરીનું દૂધ અને મદ સર્વે મેળવીને પીવાથી ગર્ભવંતી સ્ત્રીને કસુવાવડ થતી નથી અથવા તો ગર્ભપાત થતા નથી.

અગ્નિથી હાથ ન બળવા—નવસાર અને કપુરને પાણીમાં વાટી તેમાં હાથ પલાળીને સુકવવો પછી હાથમાં દેવતા ઝાલવાથી દઝાતું નથી.

લાલ ફુલ સફેદ કરવું—કણેરના લાલ ફુલને ગંધકની ધુણી દેવાથી તે ધોળુ થઇ જાય છે.

દિવસે તારા જોવા—સફેદ સુરમાને અગથીઆના ફુલના

રસમાં સાત દિવસ સુધી ઘુંટી આંખમાં આંજવાથી દિવસે તારા દેખાય છે.

**વીંછી ઉત્પન્ન કરવા**--છાણુમાં દહીં અને ગધેડાનું મૂત્ર નાંખીને તેને જમીનમાં દાટી દેઈ ઉપર ધુળ વારી દેવી તો આઠ દિવસમાં તેમાં વીછી ઉત્પન્ન થાય છે.

**લીંબુ ઉછાળવું**—લીંબુમાં એક કાણું પાડી તેમાંથી થોડો રસ કાઢી તેમાં પારો અને નવસાર એકત્ર કરી ભરવાં અને ઉપરનું છોડું ડાબી મીણુથી સજડ કરી દેવું. પછી તે લીંબુને તાપમાં રાખવાથાં ઉછળવા લાગે છે.

**કબુતરના પગ ઉંપર અક્ષર બનાવવા**--નવસાર અને ભીલામું સરખે ભાગે લઇને સરકાની અંદર ઘુંટી તે વડે કબુતરના પગ ઉપર લખવું તો તેથી તે કબુતરીને જે બચ્ચાં થશે તેના પગ ઉપર પણુ તેવાજ અક્ષરો દેખાઇ આવશે.

## કોઇ માણુસને કેટલા પુત્ર અને પુત્રી છે તે કહેવું

તે માણુસને કહેવું કે તમારે જેટલા પુત્ર હોય તેને બમણા કરી પાંચે ગુણો પછી તેમાં જેટલી પુત્રી હોય તે સંખ્યા ઉમેરો અને આંકડો કહો, તે જે આંકડો કહે તેમાં પહેલા આંકડા જેટલા પુત્ર અને બીજા આંકડા જેટલી પુત્રી કહેવી-જેમ કે

તેને ચાર પુત્ર હોય તેને બમણા કરતાં ૮ થાય તેને પાંચે ગુણુવાથી ૪૦ થાય અને તેમાં ૩ પુત્રી ઉમેરવી તેથી ૪૩ થાય. તે ૪૩ નો આંક કહે તો તેમાં પહેલો આંકડો ૪ છે, માટે ૪ પુત્ર અને બીજો આંકડો ૩ છે માટે ૩ કન્યા કહેવી.

**અક્ષર દિવસે ન જણાય પણ રાત્રે જણાય**--કબુતરના લોહીમાં શાહી અને પાણી બરાબર મેળવી તેનાથી લખવાથી તે અક્ષરો દિવસે ન વંચાય પણ રાત્રે વંચાશે.

**વિંછી દરમાંથી કાઢવો**—વીંછીં જ્યાં પેઠો હોય ત્યાં થોડું તેલ ચોપડી દીવો કરવાથી વીંછી બહાર નીકળે છે.

**વીંછીનું ઝેર ઉતારવું**—ડંખવાળી જગાએ મૂળો અને મીઠુ ઘશી લગાવવાથી ઝેર ઉતરે છે.

**આંબો ઉગાડવો**—થોરના દુધમાં આંબાની ગોટલી પલાળવી ત્રણુ દિવસ અને રાત્રે પલાળી રાખવી રોજ તાજુ દુધ બદલવું. જ્યારે દુધ સુકાઇ જાય ત્યારે ગોટલી લઇ લેવી, પછી થોડી માટી

કોઇ વાસણમાં નાંખી તેમાં ગોટલો દાબવો પછી પાણી રેડવું. પછી કપડું ઢાંકી દેવું. એમ ત્રણ ચાર વાર પાણી છાંટી ઢાંકી દેવાથી આંબો ઉગે છે અને પાન સુદ્ધાં આવે છે. દસબાર વખત એમ કરવાથી કેરી પણ આવે છે.

બાટલીમાં શબ્દ થવો—એક બાટલીમાં લીંબુનો અર્ક અડધી બાટલી ભરી તેમાં કાથો ઘુંટીને થોડો નાંખવો તેથી શબ્દ થશે.

પાણી જમાવવું—તેલ અને પાણી મેળવી તેમાં થોડો એમોનીયા નાંખી હલાવવાથી પાણી જામી જાય છે.

કાગળ ન બળે—ફટકડીના પાણીમાં કાગળ પલાળી છાંયે સુકવવો એમ કેટલીક વાર પલાળી તૈયાર કરવો, આ કાગળને અગ્નિ ઉપર ધરતાં બળતો નથી.

દારૂનો નિશો ઉતારવો-દારૂડીયાનાં મૂળ, અને ફુલાવેલી ફટકડી ફાકાવવાથી નીશો ઉતરી જાય છે.

હાથની વસ્તુ ન જણાય—મનસીલ અને હરતાલને ગાયના ઘીમાં ઘુટી તેની ગોળી બનાવી રોજ મોરને ખવરાવવી. સાત દિવસ ખવરાવ્યા પછી તે મોરની વિષ્ટા લાવવી તે હાથે ચોપડવાથી જે કોઇ જાદુના ખેલ કરે તેના હાથમાં ચાંદી, સોનુ કે ગમે તે વસ્તુ તે લે તેને કોઇ બીજા દેખી શકે નહિ.

મનુષ્યને આકર્ષણ કરવું—કાળા ધંતુરાના પાનના રસમાં ગોરોચન મેળવી તેનાથી પંદરો યંત્ર ભોજપત્ર ઉપર લખી પછી જેને આકર્ષણ કરવું હોય તેનું નામ ભોજપત્ર ઉપર લખી ખેરના લાકડામાં બાળવો તેથી ગમે તેટલે દૂર તે માણસ હોય તોપણ આકર્ષાઇ આવે.

પારો બાંધવો-પારો, કલઇ બંનેને દેવચંપાના દુધની સાથે ઘુંટવાથી એક થઇ જાય છે. તેની ગમે તે વસ્તુ, ગોળી, લિંગ પ્યાલો બનાવી સુકવવાથી તૈયાર થાય છે.

અળસીના તેલ સાથે પારો મેળવી કડાઇમાં ઉનું કરવાથી પારો બંધાય છે. તેની ગમે તે વસ્તુ બનાવી શકાય છે. તે વસ્તુને લીંબુના રસમાં બે દિવસ રાખવાથી સખ્ત થાય છે.

પારાનો પ્યાલો—પાશેર પારો અને બમણી કલાઇ એકત્ર ઉની કરી તેમાં મીણ મેળવી ઉનું કરવું પછી તેને સંચામાં ઢાળવાથી પારાનો પ્યાલો બને છે.

**ચાલતુ કોલુ રોકાઇ જાય**–સાબુ ઉપર શાહી ચોપડી કોલ્હામાં નાંખવાથી ચાલતુ કોલુ રોકાઇ જાય.

**સાપ ઘરમાં ન રહે**—સિંહની ચરબી જ્યાં રાખવામાં આવે ત્યાં અને જ્યાં ડુંગરી રહે ત્યાં સાપ ન આવે.

• **માખી ન રહે**—અકલગરો ને ગંધક પાણીમાં વાટી તે પાણી છાંટવાથી માખી ન રહે.

**ઉંદર જાય**—ઉંટના નખને ડાબે હાથે લાવી જે ઘરમાં રાખે ત્યાંથી ઉંદર જતા રહે. તે ઘરમાં ઉંદર ન રહે. સમુદ્રફેણ આટામાં વાટી ઉંદરના દર આગળ છાંટવાથી ઉંદર જાય.

**દીવા પાછળ જીવડાં ન આવે**—કોડીયામાં કે ખડીયામાં ડુંગળીનો કડકો નાંખવાથી દીવા પાસે જીવડાં આવતાં નથી.

**દેવતા ઝાલવા છતાં દઝાય નહિ**—કુંવારપાઠાનો રસ અને પારો મિશ્ર કરી હાથે ચોપડવાં પછી સુકવી પછી દેવતા ઝાલે તો દાઝે નહિ.

દેડકાની ચરબી હાથે ચોપડી સુકાયે દેવતા ઝાલે તો દઝાય નહિ.

**મોંથી દેવતા ઝાલવો**—ગોળ પીંપરો અને લાંબી પીંપર સરખે ભાગે લઇ મોંમાં રાખો મોંથી દેવતા પકડે પણ દાઝે નહિ.

**કઠોળ સળે નહિ**—હીંગને પાણીમાં પલાળી જે વાસણમાં કઠોળ ભરવું હોય તેમાં ચોપડી પછી મગ વિગેરે કઠોળ તેમાં ભરવાથી તેમાં જીવડાં પડે નહિ ને સળે નહિ.

**સાપનું ઝેર**–નવા કમળગટ્ટાની મીંજો મંગાવી તેને ઘસી આંખમાં આંજવાથી સાપનું ઝેર ઉતરે.

**ઉંઘ ન આવે**–સુંઠ, મરી અને મીઠું ઘસી તે આંખે આંજવાથી સાત દિવસ સુધી ઉંઘ ન આવે.

**હડકાયા કુતરાનું ઝેર**–ઉંદરની લીંડીઓ વાટી કરડેલા ભાગ ઉપર ચોપડવાથી ઝેર ઉતરે.

**વીંછીનું ઝેર**–મૂળાના પાનનો રસ ચોપડવાથી વીંછીનું ઝેર ઉતરે.

**એકજ દિવસમાં તાવ જાય**–રવીવારે ધોળો ધંતુરો લાવી પુરુષ જમણે હાથે બાંધે અને સ્ત્રી ડાબે હાથે બાંધે તો એક જ દિવસમાં તાવ જાય.

**માથુ ઉતરે**—ઘોડાની લાદનો રસ કાઢી કાનમાં ટીપાં પાડવાથી માથું ચઢયું હોય તો ઉતરી જાય.

**માથાના રોગ કે કીડા જાય**—ઉંટનું મૂત્ર લાવી તેમાં રૂ પલાળી પછી તે રૂની વાટ જ્યાં કીડા હોય ત્યાં ધરવાથી તેની વાસથી કીડા મરી જાય છે.

**આંખમાંથી પાણી વહેવું**-બાળકના નખ લાવી આંખમાં ફેરવવાથી આંખમાંથી પાણી વહેતું હોય તો તે બંધ થઇ જાય.

**કાનના રોગ**-અરડુસીનું મૂળ લાવી તેનો રસ કાઢી તેમાં તેટલુંજ તેલ ઉમેરી ઉકાળવું. રસ બળી જાય ને તેલ રહે ત્યારે ઉતારી તે તેલ ગાળી લેવું તેનાં ટીપાં કાનમાં નાંખવાથી કાનના રોગ મટે છે.

**દાંતના રોગ**—ગાયનાં છાણાંનું ચુર્ણ કરી તે ઘસી દાતણ કરવાથી દાંતની પીડા મટે છે.

**નાકનું લોહી બંધ થાય**-ગાયનાં છાણાં વાટી તેનું ચુર્ણ તમાકુ માફક સુંઘવાથી નસકોરી ફુટી હોય કે નાકમાંથી લોહિ નીકળતું હોય તે બંધ થઇ જાય છે.

**જુગાર જીતે કે સટ્ટામાં નફો મેળવે**-કુંવાડીયાનાં મૂળ શનીવારે નોતરી રવીવારે હસ્ત નક્ષત્ર હોય તે દિવસે ઉખાડી લાવે તેને જમણે હાથે બાંધવાથી જુગાર કે સટ્ટામાં તેની જીત થાય.

**વંધ્યા પુત્રવતી થાય**-જે વંધ્યા સ્ત્રી જન્મેલા બાળકનો નાળ જે છેદી નાંખવામાં આવે છે તે ખાય તો તેને પ્રજા થાય. નાળમાં ૦॥ શેર ઘી નાંખી પકવવું તેમાં નાળ લોઢા જેવા રંગનો થઇ જાય ત્યારે ઉતારી એકત્ર વાટી ખાવાથી પ્રજા થાય.

**પ્રજા થાય**-જે નાના બાળકને પહેલવહેલો દાંત પડે તેને પૃથ્વી ઉપર પડવા ન દેતાં લઇ લેવો. જે સ્ત્રી તે દાંતને પોતાની પાસે રાખે તેને પ્રજા થાય.

**પ્રજા ન થાય**-જે સ્રી તે દાંતને કેડે બાંધી રાખે તેને પ્રજા ન થાય.

**બગડેલું ઘી સુધરે**-બગડેલું ઘી મણ, બેમણ જે હોય તે કઢાઇમાં નાંખી ચૂલે ઉકાળવું. પછી તેમાં ડુંગળીનો એક ગાંઠીયો નાંખી ઉકાળવું. જેથી ઘી સુધરી જશે.

**રોગ ન થાય**-જે રોગી નાના બાળકના નાળને છેદી લેતી વખતે રાખી મૂકી તેને પાસે રાખે તેને કદી રોગ ન થાય.

**ભૂત જાય**--રવીવારે ધંતુરાનું મૂળ લાવી જેને હાથે બાંધે તેનું ભૂત જાય તે ફરી કદી તેને વળગે નહિ.

**ભૂત જાય**—લસણને વાટી રસ કાઢી તેમાં હીંગ મેળવી આંખમાં આંજવાથી ભુત તરત જતું રહે. અથવા તેની ધુમાડી દેવાથી ભૂત જાય.

લીંબુનાં પાન, વજ, હીંગ, સર્પની કાંચળી, સરસવ સર્વને એકત્ર કરી તેનો ધૂપ દેવાથી ભુત કે ડાકણ જાય.

**બ્રહ્મરાક્ષસ જાય**--શંખાવલીનાં મૂળ રવીવારે લાવી, ચોખા અને ઘીમાં વાટી તેનો નાસ આપવાથી ભૂત જાય.

**સ્ત્રીને પ્રજા ન થાય**—સ્ત્રી રજસ્વળા થાય ત્યારે મૂળાનાં પાન લાવી પાણીમાં વાટી ચાર પાંચ દિવસ પીવાથી તે સ્ત્રીને પ્રજા થાય નહિ તે પછી વાંઝણી થાય.

**સ્ત્રીના પેટમાંથી મરેલું બાળક કે છોડ જન્મે**-ગાયનું ગોબર (છાણ) પાશેર લાવી પાણી સાથે મેળવી ગાળીને પાવાથી સ્ત્રીના પેટમાં છોડ હોય કે મરેલું બાળક હોય તો તે તરત જન્મે.

**વિદ્યા આવડે**—મહા વદ ૮ અને પૂર્વાષાઢા નક્ષત્ર હોય તે દિવસે અર્ધ રાત્રીએ જે જીભ ઉપર ૐ હ્રૂં લખે. તો તે પછી હ્રદયની ગાંઠ ઉઘડે, બુદ્ધિ પ્રકાશે, અને જે જે શીખે તે સર્વ વિદ્યા યાદ રહે.

**અફીણનું ઝેર ઉતારવું**—અફીણનું ઝેર ચઢયું હોય અને સીતાફળનાં પાન વાટી તેનો રસ પાવાથી ઝેર ઉતરી જાય.

**વાળ કાળા થાય**--થોરના દૂધમાં તલ પલાળવા. પછી છાંયે સુકવવા, વળી ફરી થોરના દૂધમાં તેજ તલ પલાળવા અને સુકવવા એમ સાત ભાવના આપી તે તેલનું તેલ કાઢવું તે તેલ માથે ઘાલવાથી માથાના ધોળા વાળ કાળા થઇ જાય. પાછા ફરી ધોળા ન થાય

**નાસુર**--સાપની કાંચળી પાણીમાં ઘસી રોજ નાસુર ઉપર ચોપડવાથી નાસુર મટે છે.

**લોહીવાને આદાસીસી જાય**—ધોળી ચણોખડીનાં મૂળ રવીવારે લાવી કેડે બાંધવાથી આદાસીસી જાય.

**આંખની પીડા**—વાંદરાની વિષ્ટા લાવી ચોપડવાથી આંખો દુઃખતી મટે.

**ભૂત પ્રેત કાઢવું**-નદીમાંના નાવનો જુનો લોઢાનો ખીંટો

લાવવો પછી ઘોડાનો જુનો નાળ લાવવો બંનેને ગળાવી લવાર પાસે કડુ બનાવવું. આકડાને લોબાનનો ધૂપ દઈ હાથે પહેરવાથી રોગ જાય. ભૂતપ્રેતવાળાને હાથે પહેરાવવાથી ભૂત પ્રેત ડાકીની સર્વ જાય.

બુદ્ધિ વધે-કાર્તક કે મહા સુદ ચૌદશના રોજ શંખાવલીને નોતરી આવવી. પછી હસ્ત નક્ષત્ર આવે ત્યારે તેને ઉખાડી લાવવી. પછી તેને શ્રાવણ માસમાં શ્રવણ નક્ષત્ર આવે ત્યારે ઘુંટી ગોળી બનાવવી. તે ગોળી જે માણુસ પાસે રાખે તે ઘણો બુદ્ધિશાળી થાય

ગામની પીડાજાય-વાંદરાનું હાડકું લાવી તેને ધૂપ દઇ તેને ગામને સીમાડે દાટવાથી ગામ ઉપર જો રોગ વિગેરેની આફત આવી હોય તો તે શાંત થાય.

બદ જાય-જાંબુડાની છાલ કે પાનના ઉકાળાથી બદ ધોઈ તેના ઉપર ચુનો પાણીમાં ઘુંટી લગાવવાથી મટે છે.

માણસ ઉંચો વધે-પુરુષ કે સ્ત્રી નીચી હોય તો આસન અને બંને મુસળી સરખે ભાગે લઈ દુધમાં ઘુંટી પાવી, પુરૂષને માટે રોટલો દુધમાં ચોળીને ખાવાથી તે ઉંચો વધે છે.

સુખ જુલાબ-નવટાંક ચોખા, સાકર નવટાંક, ગુલાબનાં ફુલ નવટાંક, સર્વે લઇ અર્ધાશેર દુધમાં ખીર બનાવવી તેમાં નવટાંક ઘી નાંખવું તે પી તેના ઉપર જેટલું ઠંડુ પાણી પીવે તેટલો જુલાબ થાય. અને જુલાબ બંધ કરવા ગરમ પાણી પીવું.

## દાટેલું ધન જાણવું.

પૃથ્વીને ખોદતાં કમળની વાસ આવે ત્યાં દાટેલું ધન છે એમ જાણવું. જે જગાએ કાગડો મૈથુન કરે અથવા સિંહ આવીને બેસે ત્યાં ધન દાટેલું છે. એમ જાણવું.

જ્યાં જેઠ અશાઢમાં સુકાયલા ઝાડને પાન આવે ત્યાં દાટેલું ધન હોય.

જ્યાં દરરોજ તાપ પડવા છતાં ઘાસ લીલું રહે, જ્યાં ઘાસ કાપ્યા છતાં રોજ નવું થાય, આજુબાજુ પાણી ન હોય છતાં ત્યાં જમીન ભીનાશવાળી રહે ત્યાં દાટેલું ધન છે એમ જાણવું. જે જગાએ દાટેલું ધન હોય ત્યાં એક માટલામાં ઘઉં ભરીને દટાવવા સાતમે દિવસે તે કાઢતાં ઘઉં મરી ગયેલા જેવા જણાય તો ત્યાં ધન છે એમ જાણવું.

કાળી ગાયનું દુધ જીભ ઉપર રાખી, કાળી ગાયનું ઘી આંખે આંજી જોવાથી દાટેલું ધન જણાય.



## ભાગ ૧૨ મો

# જાદુઈ વિદ્યા.

## પ્રકરણ ૯૬ મું

### જાદુ કળા.

આજકાલ જાદુકળાના ખેલ કરી કેટલાક જાદુગરો-મદારીઓ-ખેલાડીઓ લોકોને ખેતરી પૈસા એકઠા કરે છે. આ લોકો મંત્રના જોરથી અથવા તો કોઈ દેવી સાધ્યાથી જાદુ કરે છે એમ લોકો માને છે. પણ તે ઘણે ભાગે હાથ ચાલાકીના જ ખેલો કરી લોકોને ભરમાવી દે છે. કેટલાક મદારી લોકો સાધુનો વેશ લઈ માગવા ફરે છે અને કેટલાક ચમત્કારો બતાવી તે પોતે સિદ્ધ છે એમ બીજાને મનાવી પૈસા, અનાજ વિગેરે ઉઘરાવે છે.

આવા જાદુગરોથી સ્રીઓ ઘણી ખેતરાય છે. ભોળી સ્રીઓને ભોળવી આવા ખેલો કરી તેમના આગળ પોતાનું મહાત્મ્ય વધારી તેને ઠગે છે. કેટલીક સ્રીઓ અંધશ્રદ્ધાળુ હોવાથી ધર્મને બ્હાને આવા સાધુ-ઠગારાઓને પોષે છે. કેટલાક માણસો આવા લોકોના ચમત્કારોથી ભોળવાઈ ઘણી વખતે ખરાબ ખસ્ત થઈ જાય છે. આવા લોકોને કેટલાક દેવદેવીની ઉપાસના કરી સિદ્ધિ મેળવેલાની માને છે. તેની પાસે પોતાનું કામ સિદ્ધ થવાની આશા રાખી ઘણી

બાધા આખડી રાખી તેમને પૈસા આપે છે. પણ આ બધું ધતિંગ છે. તેઓને કેટલાક ત્રીકાળ જ્ઞાની માને છે. મનની વાત કહી શકે તેવા માને છે. પણ આ બધું ખોટું છે તેઓ માત્ર હાથ ચાલાકીથી ખેલ કરી જાણે છે. ખોટા વ્હેમ ઉત્પન્ન કરાવે છે. અને પોતાનો ધંધો ચલાવે છે.

## પ્રકરણ ૯૭ મું

## જાદુઈ પ્રયોગો

વગર દીવાસળીએ દીવો પ્રકટાવવા—ક્લોરોપોટાસ અને ગંધક સરખે વજને લેઇ વાટીને તેને રાખી મૂકવો. તેમાંથી એક ચપટી પથ્થર ઉપર મૂકી તેને પથ્થરથી વાટવાથી ધડાકો થાય છે. જેટલા દીવા કરવા હોય તેટલાં કોડીયાં દીવેટ અને ઘી પુરી તૈયાર કરવાં. પછી કોડીયામાં દીવેટો પોતાના સાગ્રીત સાથે મૂકાવતી વખતે દીવેટના મોં આગળ ફોસ્ફરસનો કડકો મૂકવો. ફોસ્ફરસ પાણીમાં રહે છે. તેને બહાર કાઢતાં હવા લાગવાથી થોડીવારે ભડકો થાય છે. આ પ્રમાણે કોડીયાં તૈયાર કરાવી પછી ઉપર કહેલ પોટાસ અને ગંધકનું ચુર્ણ એક પથ્થર ઉપર કોઇ દેખે નહિ તે રીતે ચપટી ભરીને નાંખી ઉપર પથ્થર ઘસવાથી બંદુક જેવો ધડાકો થશે, અને તેવામાં જ પેલા કોડીઆમાં મૂકેલા ફોસફરસનો ભડકો થતાં દીવેટો સળગી ઉઠશે એટલે લોક જાણશે કે મંત્રથી વગર દેવતાએ દીવા થયા. અને ભડાકો થયો.

કાંકરાનો રૂપિઓ બનાવવો—જાદુગરો ઘણે ભાગે એક હાથમાં કાળી વાંસળી જેવો કડકો રાખે છે. અને તેના વતી જાણે કોઇ વસ્તુને મંતરતા હોય તેમ આમતેમ ફેરવે છે. જમણા હાથમાં વાંસળી રાખી ડાબા હાથમાં કાંકરો રાખે છે. વાંસળીવાળા હાથની હથેળીમાં રૂપીઓ રાખી તે વડે વાંસળી ઝાલવાથી રૂપીઓ હથેળીમાં દબાઇ રહે છે તે કોઇ જોઈ શકતું નથી. ડાબા હાથમાં કાંકરો ઝાલી મૂઠીવાળી તેના ઉપર વાંસળીવાળા હાથે 'અબ કાંકરા ઉડજાતા હૈ, ઔર રૂપિઆ આતાહૈ' એમ કહેતા આકાશ સામે વાંસળી ધરી મૂઠી તરફ લઇ જાય છે. આમ થોડીવાર હાથ ફેરવવા

કરવામાં લોકોની નજર ચુકાવી મૂઠીનો કાંકરો કોઈ દેખે નહિ તેમ સેરવી નાંખી તેમાં વાંસળીવાળા હાથમાંનો રૂપીઓ સેરવી દે છે. આવી રીતે હાથ ચાલાકી કરી, પોતાના સાગ્રીત સાથે વાત કરતાં, આકાશ સામું જોઇ "દેખો, ઓ આયા, ઓ આયા,' એમ કહેવા વિગેરેની ગફલતથી લોકોની નજર ચુકાવી દે છે.

પછી ડાબા હાથની મુઠી ઉઘડે છે એટલે તેમાં રૂપીઓ જણાય છે. લોકો કાંકરાનો રૂપીઓ થઇ ગયો તે દેવીના પ્રતાપથી થયો હશે એમ માને છે પણ તેમાં લોકોની ભૂલ છે. જો એમ રૂપિઆ થતા હોય તો તે વળી ભીખ શું કામ માગે? એ તો હાથ ચાલાકી છે.

**નદીમાં દુધની ધારા** ચલાવવી–કેટલાક સાધુ લોકો પોતાની મહત્તા વધારવા માટે કોઇ નદીના કિનારે જઇ બે ચેલા રાખી ધુણી તાપે છે. ચેલાઓ તેનું મહાત્મ્ય વધારે છે. પછી કહે છે કે સિદ્ધ મહાત્મા ધારે તો નદીમાં દૂધની ધારા ચલાવી શકે છે. લોકોને તેની ખબર પડતાં તે કહે છે કે અમાસને રવીવારે સવારે સાતવાગે નદીમાં દુધની ધારા ચાલશે. તેમાં ન્હાવાથી તમામ જાત્રાનું ફળ મળશે. આ વાત સાચી કે જુઠી તે જોવા તે ટાઇમે ઘણા ભરાય છે.

બાવાજી અધમણ ચોખા ધોવરાવી એક રાત પાણીમાં પલાળી બીજે દીવસે સુકવી દળાવી દઇ તેની ગાંસડી બાંધી જે દિવસે ધારા ચલાવવાની હોય તે સવારમાં મળસકે ઉઠીને નદીની વચ્ચોવચ તે ગાંસડી મૂકી દેઇ તેના ઉપર એક મોટો પથ્થર મૂકી દે છે, અને એક બાજુગાંસડીને ઝીણું કાણું પાડે છે તેમાંથી લોટ પલળી વ્હેવા લાગે છે. સવારમાં લોકો ત્યાં આવે છે તે વખતે ગાંસડીનો લોટ પલળીને દુધ જેવો બની નદીમાં વ્હેવા લાગે છે તે જોઇ લોકો દૂધની સેર છુટી એમ માને છે. અને બાવાનું મહાત્મ્ય વધે છે. તે બાવો એવા ચમત્કારો કરી સિદ્ધમાં ખપે છે અને પાકાં સીધાં ઉડાવે છે.

**જટામાંથી ગંગાજી** કહાડવાં–કેટલાક સાધુ લોકો મોટી જટા વધારી સાથે એક બે ચેલા રાખી ધુણી તાપતા ગામમાં ધર્મશાળામાં કે વડ નીચે ભાગોળે મુકામ કરે છે. ચેલાઓ મહાત્માના

ચમત્કારની વાતો લોકોને કરે છે. અને કહે છે કે એતો શીવનો અવતાર છે તેમની જટામાંથી તો ગંગાજી વ્હે છે. લોકો તેની પરીક્ષા કરવા આવે છે ત્યારે ચેલાઓની પ્રાર્થનાથી તે પોતાની જટા વંછેરી તેમાંથી પાણીની ધારા કાઢે છે તે વાત લોકો સાચી માની ગંગાજી નીકળ્યાં એમ માની લે છે. આ કાંઈ ગંગાજી હોતાં નથી, પણ એક ચામડાની પાતળી કોથળી જટામાં રાખે છે અને તેના મોં આગળ દોરો તાણી બાંધે છે. આ કોથળીમાંથી પાણી ભરી રાખે છે. પછી જટા ખંખેરવાને બ્હાને કોથળીના મોં ઉપરની ગાંઠનું સડકીયું છોડી દે છે એટલે વાળમાંથી પાણી નીકળવા માંડે છે. અને લોકો સાચું માને છે. પછી તે સિદ્ધનાં સીધાં ચાલુ થાય છે.

**ગળામાં છરી ઘોચવી**–કેટલાક મદારી લોકો ગળામાં છરી મારવાનો ખેલ કરી લોકોને આશ્ચર્યમાં નાંખી દે છે. તેઓ બે જાતની છરી સરખી જ રાખે છે. તેનો હાથો પણ સારો હોય છે. પછી સારી છરી લોકોને બતાવી કહે છે કે જુઓ આ છોકરાના ગળામાં છરી મારૂં છું અને પછી મારા મંત્રથી તેને કશું થવાનું નાહિ. આમ કહી તે છોકરાને સુવાડી તેના ઉપર લુઘડુ ઢાંકે છે તેના આગળ બીજી છરી હોય છે તે બે કડકાવાળી હોય છે. તેનો હાથાવાળો ભાગ થોડો દેખાય છે અને આગળ અણીવાળો ભાગ દેખાય છે. વચ્ચે પોલી ચાંપ હોય છે તેથી તે ચાંપવાળી છરી તે છોકરાના ગળે ભરવી દે છે તે ચાંપનો અર્દ્ધગોળાકાર ભાગ પાછળ ગરદન આગળ રહે છે અને એક બાજુ હાથો અને છરીનો થોડો ભાગ તથા બીજી બાજુ છરીની અણીવાળો ભાગ પેલી ચાંપથી ગળાને વળગી રહે છે. એટલે બીજા જોનાર લોકો તેને ખરેખર છરી વાગી હોય તેમ જાણે છે વળી પાસે પોથી રાખે છે તે પાણીમાં પલાળી નીચોવાથી લોહી જેવું જણાય છે. લોકોને આ વખતે કંપારી છુટે છે ને ખરી છરી વાગેલી માને છે. પણ પછીથી થોડીવારે તે છરી કાઢી લઇ તેને બાજુ ઉપર સંતાડી ખરી છરી લોકોને બતાવે છે. તે પણ પોથીના રંગવાળી જ કરીને બતાવે છે એટલે લાકો સાચું માને છે. અને આ પ્રમાણે લોકોને ભ્રમમાં નાંખી પૈસા છોડાવે છે.

**ઝાડને મુઠ મારવી**–કેટલાક યંત્ર મંત્ર જાણવાનો ડોળ કરનારા કપાળે સીંદુર લગાવી, ભષ્મ લગાવી, હાથે ગળે દોરા બાંધે છે. આવા માણસો લોકોને મુઠ મારી શકે છે એવું ઘણા માને છે. આજે માણસોને એક બીજા ઉપર શત્રુતા થતાં તેઓ પોતાના શત્રુને મરાવી નાંખવા માટે તેને મુઠ મારવા માટે આવા ઢોંગી ભૂવા જતિ પાસે જઈ તેને પેલા માણસને મુઠ મારવાનું કહે છે. પેલો પહેલાં તો હા, ના, કહે છે પણ પછી સો બસો રૂપીઆ છોડાવવાની વાત કરી કહે છે કેઃ બસો રૂપીઆ આપો તો એ કામ બને. તેની ખાત્રી એ કે–જુઓ પેલા ઝાડને હું મુઠ મારૂ તો સાતે દિવસે સુકાઇ જાય, તો મારી વિદ્યા સાચી માનજો. પછી પેલો તે વાત કબુલ કરે છે. એટલે રાત્રે તે ઝાડ નીચે ખાડો ખોદી તેના મુળમાં સલ્ફ્યુરીક એસીડ (ગંધકનો તેજાબ) નાંખે છે. તેથી તે ઝાડ સુકાતું જાય છે. અને પાન ખરી પડે છે. તે આઠ દિવસ પછી પેલા માણસને બતાવી ખાત્રી કરી આપે છે કે; જુઓ મુઠ તો આનું નામ. આવી વલે તમારા શત્રુની થવાની આમ કહી રૂપીઆ છોડાવી લે છે.

**નાકમાં દોરો ઘાલી મોંમાં કાઢવો**—યોગની નોલી કરતાં આવડવાની પ્રેકટીસ પડવાથી આમ આવડે છે. એક દોરાનો એક છેડો મીણવાળો કરી તેને નાકમાં નાંખી ઉંડો શ્વાસ લઈ અંદર ખેંચી લે છે. તે ગળામાં આવતાં ખુંખારો કરી બહાર મોંમાં કાઢે છે. પછી હાથવતે ખેંચીને બતાવે છે કે જુઓ મંત્રના જોરથી આ કામ બને છે. દોરો નાકમાં ઘાલ્યું તે મોંમાં નીકળે છે. આથી લોકો અજાયબ પામે છે. પણ આમ વાત તો રોજની પ્રેકટીસમાંથી બની શકે છે.

**હાથમાંના રૂપીઆના બદલે પૈસો બનાવી દેવો**—ઘણા જાદુગરો હાથમાં રૂપીઓ રાખે છે અને કહે છે કેઃ જુઓ મારા ઇલમના બળથી તેનો પૈસો બનાવી દઉં છું એમ કહી મુઠી વાળી થોડીવારે આમ તેમ કાથાકબલાની વાતો કરી મુઠી ઉઘાડી જુએ છે તો તેમાં પૈસો દેખાય છે. વળી થોડીવારે મુઠીવાળી કહે છે કે હવે તેનો રૂપીઓ બનાવી દઉં છું આમ કહી વળી એ આવ્યો. એ આવ્યો, આમ કહી મુઠી આમ તેમ ફેરવી ઉઘાડે છે. તો તેમાં રૂપીઓ જણાય છે તેથી લોકોને આશ્ચર્ય થાય છે. આમાં તો એક ઢબુ પૈસો રાણીની છાપનો રાખી જે બાજુ શિક્કો હોય છે તેના

ઉપર–નાઇટ્રીક એસીડમાં પારો રાખી બે દીવસ રહેવા દેઇ તે–એસીડ ચોપડે છે તેથી રૂપા જેવો ગીલેટ થાય છે અને એક બાજુ કોરી રાખે છે એટલે હાથમાં તે હબુ પૈસો લઇ ઉપરની બાજુ લોકોને બતાવે છે તો રૂપીઓ દેખાય છે ને મુઠી વાળતી વખતે તેને ઉંધો ફેરવી નાંખે છે એટલે તળેની તાંબાની બાજુ દેખાતાં પૈસો દેખાય છે. આથી લોકો ખરૂં માની ઈલમ માને છે.

**દેવતા ઉપર ચાલવું–દેવતાને હાથમાં પકડવો**–કેટલાક સાધુઓ પોતાના ચેલા દ્વારા એવી વાત ફેલાવે છે કે તે તો દેવતા ઉપર ચાલે પણ દાઝે નહિ તેવા મોટા મહાત્મા છે. લોકો તે જોવા માટે આવે છે એટલે બાવાજી દેવતા ઉપર પગ મૂકી ચાલે છે તેમ હાથમાં દેવતા મુકી બતાવે છે પણ દાઝતા નથી એટલે લોકો તેમને ખરા મહાત્મા માને છે. આ કાંઈ મંત્ર નથી. પણ સુરોખાર કુંવારપાઠાનો રસ અને મીઠું એ ત્રણ સરખે વજને લઇ ઘુંટી એક રસ કરીને પગે ચોપડીને પગ સુકવતા. એમ પાંચ સાતવાર પગે ચોપડીને સુકવે તેથી તે દવાનો થર પગે બાઝી જાય વળી હાથ પણ તે દવાવાળા કરીને સુકવી રાખે. પછી તેથી દેવતા ઉપર ચાલવાથી તે દઝાતા નથી તેમ હાથે દેવતા ઝાલતાં પણ દઝાતા નથી.

**પાઘડીમાંથી** સાપ કે કેળાં કહાડવાં–કેટલાક મદારીઓ આ પ્રયોગ કરે છે. એક બે બીજા પ્રયોગો કર્યા પછી કોઈના માથાનું ફાળીયું પછાડી તેમાંથી સાપ અથવા તો કેળાંની લુમ કાઢે છે તેથી લોકો અજાયબ પામે છે અથવા તો એક કોથળીમાં કેળાંની લુમ ઘાલીને રાખે છે અથવા તો સાપ એક કોથળીમાં ઘાલી બે પગની સાથળ વચ્ચે ઘાલી મુકે છે. પછી મોરલી સરણાઇ વગાડતાં અથવા તો ડુગડુગીયું વગાડતાં જુઓ હમણાં ચોર બનાવું છું કહી કોઇના માથાની ટોપી, ફાળીયું કે પાઘડી લઇ એકદમ પોતાના પગ આગળ નાંખી સાથળ વચ્ચેથી કેળાંની લુમ કે સાપ નીચે છોડી દઇ તરત વેગળો ખસી જાય છે અને કહે છે કે: જુઓ આટલી મોટી લુમ અગર તો સાપ આ ભાઇએ માથામાં સંતાડી દીધો હતો. આ જોઇ લોકો અજાયબ પામે છે. પણ તેમાં માત્ર બે સાથળ વચ્ચે રાખેલી કોથળી જે ઉંધી લટકાવી હોય છે તેમાંથી પગ ખંખેરીને એકદમ લુમ કે સાપ નીચે નાંખી તે ઉપર ફાળીયું નાંખી એકદમ ત્યાંથી દૂર જતા રહેવાની ખુબી છે.

પાવડીચો પગે ચોટાડી ચાલવું—આવળનો ગુંદર પલાળી પાવડીઓ ઉપર ચોટાડી સુકવી નાંખવી. એ પ્રમાણે એક બે પાસ દેઈ પાવડીઓ તૈયાર કરવી. પછી ખેલ કરવો હોય ત્યારે પગ પાણીથી ધોઇ પાવડીઓ ઉપર ચડવું તેથી ભીના પગે ગુંદરવાળી પાવડીઓ ચોટી જશે અને ચાલી શકાશે. જેથી લોકોને અજાયબી થશે.

લીંબુ કાપી લોહી કહાડવું—છરીને કપાસના રાતા ફુલના રસમાં બોળીને સુકવવી, એમ પાંચ દસ વખત કપાસના રાતા ફુલનો છરીને પાસ દેવો. અથવા તો કપાસનાં રાતાં ફુલ છરી ઉપર મસળી છરી સુકાવા દેવી આમ આઠદસવાર છરીને પટ દેવો, પછી તે છરી વતી લીંબુ કાપવાથી ફુલના રસના પટથી લીંબુનો રસ લાલ નીકળશે તેને લોહી નીકળ્યું એમ કહી લોકોને ભ્રમમાં નાંખે છે. કોઇનું ભૂત કહાડવું હોય ત્યારે ભૂવા બેચાર રૂપીઆ લઇ બાધા આખડી આપી કહે છે કે: જુઓ ભૂતને ચીરૂં છું એમ કહી લીંબુ મંગાવી માંદા માણસના કે ભૂતવાળાને માથે ઉતારી તે પોતાની છરીથી લીંબુ કાપે છે તેથી રસ લાલ નીકળતાં કહે છે કે: જુઓ ભૂત ચાલ્યું અથવા તો રોગનું જોર કપાયું. આ જોયું લોહી નીકળ્યું તે જોઇ લોકો સાચું માને છે. આમ કહી લોકોને ભ્રમમાં નાંખે છે.

દીવા ઓલવી તેની મેળે પ્રકટાવવા—ગંધકને વાટી તેને એક સઘડી ઉપર માટીની ઠીબમાં ઉનો કરી પાણી થાય એટલે તે ગંધકથી અર્ધા વજને સુરોખાર લઇ તેને વાટી તેનું ચુર્ણ તેમાં નાંખવું તે એક રસ થાય એટલે તેમાં રૂની દીવેટો બોળી લઈ સૂકવી રાખવી. પછી જ્યારે દીવા કરવા હોય અને ઓલવવા હોય ત્યારે તે દીવેટો કોડીયામાં મૂકી ઘી પૂરીને દીવા સળગાવવા. પછી ફુંકીને ઓલવી નાંખવા, ઓલવ્યા પછી તે દીવા એની મેળે ફરીથી પવન લાગતાં સળગે છે. કારણ કે દીવેટના મોગરામાં દેવતા રહે છે તેથી ગંધકને સુરાખારના જોરથી તે પવન લાગતાં સળગી ઉઠે છે.

પથ્થર ઉપર પૈસો ચોટાડવો—કેટલાક સાધુઓ પથ્થર ઉપર મંત્રીને પૈસો મૂકે છે અને પછી મંત્ર ભણવાનો ડોળ કરે છે. તેથી પૈસો પથ્થર ઉપર ચોટી જાય છે. તે ઉખડતો નથી. લોકો તેને મંત્રથી ચોટાડયો એમ કહે છે. પણ તે ખોટું છે. ફટકડીનું ચુર્ણ

કરી તે માણસ પાસે રાખે છે પછી પથ્થર મંગાવી તેના ઉપર મંત્ર ભણવાને બ્હાને નજર ચુકાવી ફટકડીનો ભૂકો નાંખી તેના ઉપર તરત પૈસો મૂકી દે છે પછી ઉપર દેવતા મૂકી ધુપ કરવાનું બ્હાનું કરે છે. દેવતાથી પૈસો ગરમ થતાં તળેની ફટકડીનો ભૂકો પીગળતાં પૈસા સાથે પથરો ચોંટી જાય છે. પછી દેવતા કાઢી લે છે એટલે પૈસો પથ્થર ઉપર ફટકડીના રસથી ચોટેલો હોય છે તે ઉખડતો નથી.

**ઘડામાં પાણી ભરાવી બાંધી રાખવું**–માટીના ઘડાની અંદર વડગુંદાનો રસ ચોપડીને સુકવવો. પછી ફરી તે રસ ચોપડીને સુકવવો, એવી રીતે તે ઘડાને વડગુંદાનો રસ દસ પંદર વખત ચોપડીને પટ દેવા. પછી તેમાં પાણી રાત્રે ભરી મૂકવું. તે સવારમાં ઠરી જશે. પછી ઘડો ફોડી નાંખવા છતાં પણ પાણી ઠરેલું બંધાઇ જશે. તે ઢોળાઇ નહિ જાય. આથી લોકો મંત્રના જોરથી પાણી ઠરી ગયું માનશે ને ચમત્કાર વધશે.

**શાલીગ્રામ પેટમાં ગળી જવા**—કેટલાક સાધુઓ ગોળમટોળ શાલીગ્રામ પોતાની પાસે રાખે છે. અને મોંમાં મૂકી ગળી જવાનો ડોળ કરે છે પાછા ખુંખારો કરી બહાર કાઢે છે. લોકો તેવા સાધુને સિદ્ધ માની ઠગાય છે. શાલીગ્રામને તેઓ ગળી જતા નથી પણ મોંમાં નાંખી ગળામાં જ્યાં ચોળીઆ ઉપડે છે તે ભાગમાં–મધ્યમાં રાખવાની તેમણે ટેવ પાડેલી હોય છે, એટલે તે અધવચ ગળાની એક બાજુએ રહે છે. પેટમાં ઉતરતા નથી આ ટેવ અભ્યાસથી પડે છે. અને જ્યારે ખુંખારો કરે છે ત્યારે બહાર નીકળે છે. ઘણાં માણસોને આ જગાએ જ પૈ પૈસો ભરાઈ રહે છે. તે બોચી ઉપર મુઠી મારવાથી બહાર નીકળી જાય છે તેજ રીતે આ સાધુઓ માત્ર મહાત્મ્ય વધારવા માટે ગળામાં શાલીંગરાંમ રાખે છે.

**કાળુ મોં બનાવવું**–માયાનું બારીક વસ્ત્રગાળ ચુરણ કરી એક રૂમાલ પલાળી તેના ઉપર તે નાંખી સુકાવા દેવું. પછી એક લોટામાં હીરાકસીવાળું પાણી ભરવું. પછી જેનું મોં કાળું બનાવી ચમત્કાર કરવો હોય તેનું મોં તે પાણીથી ધોવરાવી, પેલા રૂમાલવતી લોહી નાંખવાથી હીરાકસીના પાણી અને માયાના ચુર્ણના સંયોગથી તેનું મોં કાળુ મેંશ જેવું થઈ જતાં લોકો મંત્રથી મોં કાળું થયું માને છે.

**મોગરાનાં ફુલ કાઢવાં**—કેટલાક માણસો અચાનક કોઇના હાથમાં ફુલોની ઢગલી કરી ચમત્કાર બતાવે છે. આવા માણસો પોતાની બે જાંગની વચ્ચે ફુલોની પોટલી ઝટ છુટી જાય તેવી રીતે રાખે છે પછી જેના હાથમાં તે ફુલો કાઢવાં હોય તેના હાથ ઝાલી તેના ઉપર લુગડું ઓઢાડે છે પછી હાથ ચાલાકી કરી પગ વચ્ચેની પોટલી એકદમ છોડી દઇ તેના હાથ ઉપર ફુલો વેરી પોતે બેસી જાય છે અને તેના હાથ ઉપરથી લુગડું લઇ લેતાં ફુલોનો ઢગલો લોકોના જોવામાં આવે છે.

**પથ્થરની મૂર્તિ બોલાવવી**—કેટલાક સાધુ લોકો પોતાનું મહાત્મ્ય વધારવા ગામની ધર્મશાળામાં મુકામ રાખી બેચાર ચેલા રાખી સિદ્ધનો ડોળ કરે છે. પાસે એક સંગેમરમરની ચતુર્ભુજ મુર્તિને એક પડદામાં રાખી તેની સેવા પુંજા કરી ઘીના દીવા બાળે છે. લોકોને કહે છે કે આ મુર્તિ તમારા સવાલના જવાબ આપે છે. પછી કોઇ વાત તે મુર્તિના કાનમાં કહેવામાં આવે તો તે વાતનો જવાબ તે મુર્તિ માણસ માફક બોલીને આપે છે તે જોઇ પેલા સિદ્ધ થયેલા સાધુને સારી આવક થાય છે. આમાં કાંઇ તે મુર્તિ બોલતી નથી. પણ તે મુર્ત્તિ મોંથી પગ સુધી અંદરથી પોલી હોય છે. તેમજ કાન આગળથી પણ પોલી હોય છે. તે મુર્તિને તળીએ બે ભુંગળીઓ હોય છે. એક મોં સુધી જાય છે બીજી કાન સુધી જાય છે. તે ભૂંગળીઓને રબ્બરની નળી મુર્તિને તળીએથી જોડી પાછલા પડદામાં કાઢેલો હોય છે, મુર્તિની પાછળ પડદામાં એક માણસ રહે છે. તે મુર્તિના કાનવાળી ભૂંગળીને જોડેલી રબરની નળી પોતાનાકાનમાં રાખે છે અને મોં આગળની નળી મોં સામે રાખે છે. હવે બહારથી મુર્તિના કાનમાં જે સવાલ પુછવામાં આવે છે તે અંદર બેઠેલો માણસ પેલી ભૂંગળી મારફતે સાંભળી શકે છે અને તેના જવાબ બીજી ભુંગળી મારફતે આપે છે તેનો અવાજ મુર્તિના મોંમાંથી નીકળતો હોવાથી મુર્તિ બોલતી હોય તેમ જણાય છે. આ માણસ સવાલ પૂછનારના સંબંધમાં પેહેલાંથી બની ગયેલી હકીકતની તપાસ કરી લાવી પછી તેને કહે છે. જેથી સાંભળનાર આશ્ચર્ય પામે છે.

**માથા ઉપર સઘડી સળગાવવી**—જે માણસના માથે ચુલો મુકવામાં

આવે છે તે પ્રથમથી પોતાની પાસે માટીનો એક તવો કરી રાખે છે. તેવો તેને માથે ચુલો મૂકી મદારી તેના ઉપર લુઘડું ઢાંકે છે. તેવો જ તે ભીની માટીનો તવો માથે મૂકી તેના ઉપર ચુલો મૂકે છે. પછી લુઘડું લઇ લઇ પેલો બાજીગર ચુલામાં કાકડા સળગાવી ઉપર કડાઈ મુકી તેમાં તેલ પુરે છે. તેલ ઉનું થતાં તેમાં કાંઇક પાણીના છાંટા નાંખે છે એટલે તેલ કકડે છે, અને તેમાં પુરી વિગેરે તળે છે. પણ જેના માથે સગડી છે તે દાઝતો નથી મદારી તેને જાદુવિદ્યાથી દાઝતો નથી એમ કહે છે પણ ખરી રીતે તો ભીની માટીનો તવો માથે મુકી ઉપર ચુલો મુકવાથી તે દાઝી શકતો નથી.

ઘડા ઉપર નાળીએર ભાગવું—જમીન ઉપર દડની ઢગલી વાળી તેના ઉપર એક કોરો ઘડો ઉંધો વાળવો પછી તેના ઉપર છાણાના કકડા બે ત્રણ ગોઠવી તેના ઉપર ચોટલી કાઢીને નાળીએર મુકી ઉપરથી એક લાકડાના દંડાવડે ઠોકવાથી નાળીએર ભાગે છે અને ઘડો ફુટતો નથી કારણકે ઘડાના કાંના દડ ઉપર બરોબર મૂકવાથી અંદર પવન ભરાવાથી તેમ નીચે કાના જમીન ઉપર ન અડવાથી અને ઉપર છાણું મૂકે તે ઉપર નાળીએર મુકી ભાગવાથી ઘડાને ધેકો પહોંચતો નથી માટે ઘડો ભાગતો નથી એમાં કાંઈ મંત્ર નથી.

હાથમાં ભડકા ઝીલવા—ચીંથરાંનો કાકડો કરી તેલમાં બોળીને સળગાવવો તેને નીચો રાખવો અને તેલ ટપકવા દેવું તે ટપકાં હથેળીમાં ઝીલી લેવાં પણ દઝાય નહિ તેથી લોકો આશ્ચર્ય પામે છે. પણ મીઠાનું પાણી હાથમાં ચોપડી બળતા કકડામાંથી પડતું તેલ હથેળીમાં ઝીલવું અને બે હાથ મસળતા જવું. પાણી હાથે ચોપડતા જવું અને ટપકાં હાથમાં ઝીલતા જવું તેથી ભડાકા થશે. અને હાથે દઝાશે નહિ, ન દઝાવાનું કારણ મીઠાનું પાણી હાથે ચોપડયું હોય છે તે જ છે.

પાણી ભરેલો લોટો ઉંધો વાળ્યા છતાં પાણી ઢળે નહિ—લોટામાં પાણી ભરીને તેના ઉપર એક ચારણી બંને બાજુ હાથ ફેરવી ઉંધી ઢાંકવી, પછી તે લોટો અને ચારણી ઉંધાં પાડવાં, તળે ચારણી ઉપર પાણીવાળો હાથ ફેરવવો એટલે પવન બંધ થવાથી લોટાનું પાણી નીકળી જશે નહિ.

**પાણીનું દુધ બનાવી દેવું**--એક જાડો ગજીયાનો ચોરસ કકડો લઇ તેને દુધમાં પલાળીને સુકવવો. ફરી પાછો પલાળીને સુકવવો. એમ પંદરેક દુધના પટ તે રૂમાલને દઈ રાખી મુકવો. તેમાં જરા અત્તર છાંટે છે તેથી લુગડું સોઢતું નથી પછી એક લોટામાં પાણી ભરી તેના ઉપર પેલો દુધનો પટ દીધેલો રૂમાલ ઢાંકવો. થોડીવારે બધાના દેખતાં એક તપેલી મંગાવી તેમાં લોટાના ઉપર પેલો રૂમાલ રાખીને પાણી ગળી કાઢે છે તેથી લુગડામાં થઇ તે પાણી તપેલીમાં પડવાથી દુધનો પાસ બેસવાથી પાણી દૂધ જેવું જણાય છે. તેને લોકો દૂધ માની આશ્ચર્ય પામે છે.

**આંગળી નીચોવી પાણી કે દુધ** કાઢવું-કેટલાક ઢોંગી સાધુઓ એક રૂનું પુમડું પાણી કે દૂધવાળું કરીને કોઇ દેખે નહિ તેમ કાનમાં કે કોઇ બીજી રીતે સંતાડી રાખે છે. રૂનું પૂમડું નહિ તો વાદળીનો નાનો કકડો પાણીમાં કે દૂધમાં પલાળી પોતાની પાસે સંતાડી રાખે છે. પછી ખેલ કરતી વખતે હાથની મુઠી વાળતી વખતે પેલી વાદળી કે રૂનુ પુમડું હથેળીમાં લઈ લે છે અને પછી આંગળીઓનું બેવડવાળી બીજા હાથે તે પોંચાને પકડી દુધ કાઢતો હોય તેમ નીચોવે છે એટલે પેલી વાદળી કે રૂનું પુમડું ડબાતાં અંદરથી પાણી કે દૂધ પડે છે. અને લોકો જાણે છે કે આંગળીમાંથી પાણી કે દુધ ટપકે છે. અને આથી તે બાવાને મહાત્મા માની પૈસા ટકા આપે છે.

**ટોપીમાંથી** સાપ કહાડવો-મદારી લોકો પોતાના બે પગ વચ્ચે સાપને એક કોથળીમાં સંતાડી રાખે છે પછી ખેલ કરતી વખતે ડગડગીયું વગાડી વાંસળી વગાડી લોકોને ભેગા કરી એ સાપ આવ્યો, પેલા ઝાડ ઉપરથી આવે છે, આ માણસની પાઘડીમાં છે જુઓ, પેલો ટોકુ કહાડે, આમ કહી લોકોની નજર ચુકવી એકદમ કોઈની ટોપી, ફાળીયું કે પાઘડો ઉપાડી પોતાના પગની વચ્ચે રાખેલી કોથળીમાંના સાપને કોથળી છોડી નાંખી નીચે નાંખી તેના ઉપર તે પાઘડી કે ટોપી નાંખી ત્યાંથી જરા દૂર ઉભો રહે છે અને લોકોને કહે કે જુઓ આ માણુસના ફાળીયામાં આટલો મોટો સાપ હતો. આમાં માત્ર હાથ ચાલાકી જ છે. કોઇ જાણે નહિ તેમ પગ વચ્ચેના સાપને છુટો કરી નિચે નાંખી ઉપર તરત ફાળીયું કે ટોપી ફેંકી દૂર ખસી જવાની ચાલાકી જ છે.

**ખાલી ઘડો કંકુથી ભરી દેવો**—કેટલાક બ્રાહ્મણો માતા ધુણવાનો ઢોંગ કરી ખાલી ઘડાને કંકુથી ભરી દેવાનો ચમત્કાર કરે છે. તે માણસ ઘડાના મોં ઉપર આવી શકે એવો એક ચુડીના આકારના વાંસની છાલ ગોળ વાળી તળે કાગળ ચોઢે છે. પછી કંકુ કાઢતી વખતે તે ધુણે છે. અને એક કોરો ઘડો મંગાવે છે, પછી તે ઘડાને બધાના દેખતાં ઉંધો પાડી બતાવી એક બાજુએ મૂકી પોતાનાં કપડાં કાઢી નાંખી લોકોને બતાવે છે કેઃ જુઓ મારા પાસે કાંઇ નથી. પછી એક ચાદર બધાને બતાવી ખંખેરીને પોતે ઓઢે છે. પછી ખુબ ધુણી માતા આવી એવો ડોળ બતાવી પોતાની પાસે ઘડો લઇ માથે મોંઢે પછેડી ઓઢી લે છે. પછી થોડી વારે ઘડો કંકુનો ભરી બધાંને બતાવે છે કેઃ જુઓ માજીના પ્ર પથી ઘડો ભરી દીધો. પછી કોઇને વ્હેમ ન પડે માટે એક છરી ઘડામાં ઘોચીને લોકોને બતાવી આપે છે કેઃ જુઓ ઘડો ભરેલો છે, પછી તેમાંથી થોડું કંકુ લોકોને ચાંલ્લા કરવા આપે છે. આમાં માતા બાતા કાંઇ નથી. પણ પેલો માણસ પોતાની પાસે ઘડાના ગાળામાં આવી રહે તેવી લાકડાની અડધી ચુડી રાખી તળે કાગળ ચોડે છે. પછી માથે પછેડી ઓઢી પેલા ઘડા ઉપર પેલી વાંસના ચીપ ગોળ વાળી તળે કાગળ ચોટાડેલો હોય છે તે મૂકવાથી તે ઘડાના ગાળામાં ભરાઇ રહે છે, ને તેની તળે કાગળ ચોડેલો હોય છે એટલે તેમાં પોતાની બે જાંગો વચ્ચે કંકુ રાખેલું હોય છે તે નાંખી ભરી દે છે. મા મુઠી બે મુઠી નાંખવાથી ભરાઇ રહે છે. તે બહાર કાઢી લોકોને બતાવે છે કે ઘડો કંકુથી ભરેલો દેખાય છે. પછી લોકની ખાત્રી કરવા અંદર છરી ખોસે છે તે કાગળમાં થઇ આરપાર ઉતરી પડે છે. પણ કંકુ નીચે જતું નથી અને તેથી લોકો જાણે છે કે ઘડો કંકુથી ભરેલો છે.

**કાગળની કઢઇમાં પુરી તળવી**-કેટલાક લોકો કાગળના કકડાને કચરી તેમાં મેથી કે કચુકા ખાંડી મેંદા જેવું થયે તેના ટોપલા બનાવે છે તે રીતે તેની કઢાઈ બનાવે છે. તે સુકાય એટલે તે પાસે રાખી-તે કડાઇને ચુલે કી તળે દેવતા સળગાવી તેમાં તેલ પુરી, પુરી ભજીયાં તળે છે પણ કડાઈ બળતી નથી. તેથી લોકો આશ્ચર્ય પામે છે. પણ આ કાગળની કડાઇને તળે ખુબ તેલ

પડી તેના ઉપર રાખોડી નાંખી તપેલાની માફક કંટેવાળો કરે
તપેલાની માફક પાણીનો કંટેવાળો નહિ પણ તેલ લગાવી ઉપર
ા નાંખી તેલનો કંટેવાળો કરે છે પછી તેમાં તેલ પુરી દેવતા
ળગાવાથી અંદર ગમે તે તળી શકાય છે. પણ આ કંટેવાળાથી
ગળની કડાઈ બળી જતી નથી.

**ખાંડનો** ભડકો કરવો ખાંડમાં કલોારાપોટાસ ભેળવીને તેને
મીન ઉપર મૂકે છે. અથવા કોઇને ત્યાંથી ખાડ મંગાવી તેમાં
ઈ સમજી ન જાય તે રીતે કલોરાપોટાસ ભેળવી તેની ઢગલી કરી
છે પછી તેના ઉપણ પાણી છાંટી મંત્રું છું એમ કહી પોતાની
સેનો સલ્ફ્યુરીક એસીડ ( ગંધકનો તેજાબ ) પેલી ખાંડ ઉપર
ટે છે એનો ભડકો થાય છે.

**હળધરનું કંકુ** બનાવવું--થોડી હલદર મંગાવી તેને વાડ-
ની અંદર પોતાની હાથ ચાલાકીથી ખારો ભેળવી દેઈને નાંખવી
ફી ઉપરથી પાણી છાંટવાને બ્હાને શીશીમાં રાખેલો લીંબુનો રસ
ખી હલાવવાથી લાલચોળ કંકૂ બની જાય છે. અને લોકો તેને
મત્કાર માને છે, કે આ માણસે હલધરનું કંકુ બનાવી દીધું.

બળતાં ભુત બતાવવાં--ફોસ્ફરસ ૧ તોલો, કોપરેલ ૪ તોલા
ને સલ્ફ્યુરીક ઇથર ૪ તોલા મિશ્ર કરીને શીશીમાં ભરી રાખી
ફી રાત્રે એક બે માણસને સાધી તેને શરીરે પેલી દવા ચોપડવી
ને સ્મશાનમાં જેને ભૂત બતાવવાં હોય તેને લઇ જઇ થોડીવારે
ત્ર ભણવા જેવી ક્રિયા કરી હાથની તાળી પાડવી. તાળી પડે એ-
પેલી દવા ચોપડેલા સાગ્રિતોએ સ્મશાનમાં થોડે વેગળે ઉભા
પોતાના ઉપર ઓઢેલું કપડું કાઢી નાંખવું એટલે પવન લાગતાં
ા શરીરે ભડકા બળતા હોય તેમ જણાશે અને તેથી લોક તેને
ત છે એમ માનશે. તેને શરીરે બીજાને ભડકા જણાશે પણ કોઇને
ને થશે નહિ.

પાણીમાં ભડકા કરવા--ટરપેન તેલની સાથે મીશ્ર કરેલું પાણી
ક લોટામાં ભરી રાખવું પછી તેમાં પાણી છે એમ કહી એક
ટીના કુંડામાં નાંખવું પછી તેમાં એક ઉભી દીવેટ મુકીને તે સળ-
ગવી તેથી પેલું પાણીની ઉપર તરતું ટરપેન તેલ સળગવા લાગશે

અને મોટા ભડકા થવા લાગશે તેથી લોકો કહેશે કે: મંત્રથી પાણી સળગી ભડકા થાય છે.

સળગતા કાકડા મોંમાં ચાવવા—કેટલાક લોકો ભૂત કહાડવા માટે સળગતા કાકડા જેને ભૂત વળગ્યું હોય છે તેના ઉપર ઉતારી મોંમાં ચાવી જાય છે અને કહે છે કે હવે ભૂત જતું રહ્યું. આમાં કંઇ મંત્ર નથી પણ એ કાકડા તેલવાળા કરી સળગાવવા પછી તેને મોંમાં ઘાલતાં મોંમાંની વરાળથી તે કાકડા અંદર હોલાઇ જવાના, જેથી મોઢામાં આવતા દઝાતું નથી. માત્ર રાત દિવસની પ્રેકટીસની વાત છે.

ભેગાં કરેલાં દુધ પાણી જુદાં કરવાં—એક ટેબલ ઉપર એક પવાલામાં દુધ ને પાણી બધાંના દેખતાં ભેગાં કરવાં તેની જોડે બે ખાલી ગ્લાસ મુકવા તે ત્રણે ગ્લાસને ઢાંકણાં હોય છે, તે ઢાંકણામાં વાદળીના કકડા અંદરના ભાગમાં રાખેલા હોય છે, જે ગ્લાસમાં દુધપાણી એકઠું કરે છે તેના ઢાંકણામાં વાદળી ખાલી હોય છે, અને બીજા બે પ્યાલામાં એક ગ્લાસમાંનો વાદળીનો કકડો દુધથી ને બીજામાં પાણીનો ભરેલો હોય છે. તે ઢાંકણાંમાં લોઢાની સળી હોય છે તે ઢાંકણું વાસતી વખતે ડાબે છે. અને દુધપાણીવાળો પ્યાલો ઉંધો વાળે છે તેથી તેમાંની કોરી વાદળી પેલું દુધ પાણી ચૂસી લેછે અને બીજા પ્યાલામાંની વાદળી ઢાંકણું વાસતી વખતે દબાવવાથી એકમાં દુધ ને બીજામાં પાણી ભરાય છે, પછી લોકોને કહે છે કે જુઓ દુધપાણી જુદાં થયાં.

'ાં લાકડામાં પીંપળો ઉગાડવો—પીંપળાનાં ફળ કાગડો ખાય છે માટે જે પીંપળા ઉપર કાગડા બેસતા હોય તે કાગડાની હગાર પાસે રાખવી તેની અંદર કાગડે ખાધેલાં પીપળાનાં ફળમાંનાં બીયાં તેની હગારમાં હોય છે. તે સુકા લાકડાની તરડમાં નાંખી માટી કે પાણી છાંટતા રહેવાથી ત્યાં પીંપળો ઉગી નીકળે છે અને લોકોને આશ્ચર્ય થાય છે કે પીંપળાના સુકા લાકડાને ઉગાડયો. આવી જ રીતે ઘણાં ઝાડના ભેગો, મહાદેવના દેવળના ખંડેરમાં, ભીંત ઉપર પીંપળો ઉગેલો આપણે જોઇએ છીએ. તેનું પણ એજ કારણ છે કે જે કાગડે પીંપળાનાં ફળ ખાધાં હોય તેની હગાર તે ઝાડની તરડમાં કે ભીંતની તરડમાં ભરાઇ જવાથી ત્યાં

વરસાદનું પાણી પડતાં ત્યાં પીંપળો ઉગી નીકળે છે. પીંપળાનાં છુટાં બી નાંખવાથી ઉગતાં નથી પણ કાગડો તે બી ખાય અને તેની હગારમાં જે બી નીકળે છે તે ઉગી શકે છે. માટે આમાં કાંઇ ચમત્કાર કે દેવનું મહાત્મ્ય નથી.

**પાણીના કોડીયામાં દીવો સળગાવવો**–રૂની અંદર કપુર વાટીને સેળભેળ કરી તે રૂના કપુરની સાથે મસળીને દીવેટો કરી મૂકવી. એક માટીના કોડીયામાં પાણી ભરી તેના ઉપર પેલી દીવેટ મૂકી સળગાવવાથી કપુરને લીધે તે દીવેટ સળગી દીવો થાય છે. આથી લોકો પાણીમાં દીવો બળતો દેખી આશ્ચર્ય પામે છે. અને પેલા માણસના મંત્રના જોરથી દીવો પાણીમાં બળે છે એમ માને છે.

**ઝાડના પાંદડે પાંદડે દીવા બતાવવા**-જે ઝાડના પાંદડે દીવા કરવા હોય તે ઝાડના પાંદડાં ઊપર સલ્ફ્યુરિક ઇથર છાંટવાથી થોડીવારે તે પાંદડાં ઉપર દીવા જેવો પ્રકાશ ખીલી નીકળે છે. અથવા થોડું ટોપરાનું તેલ, ફોસ્ફરસ અને સલ્ફ્યુરિક ઈથર અને વિલાયતી ઓલીવ ઓઇલ લઈ તેને ગરમ કરી એક રસ થયે શીશામાં ભરી રાખવું પછી તે દવા પાંદડાં ઉપર છાંટવાથી દીવા જણાય છે. માણસને શરીરે ચોપડવાથી ભડકા બળતા દેખાય છે.

**નાળીએરમાંથી માંસ કહાડવું**-કોઇ માણસને ભૂત વળગ્યું છે એમ માની કોઇ ભૂવા પાસે ભૂત કઢાવા જાય છે ત્યારે તે કહે છે કે તેને તો ઝંડ વળગ્યો છે તે આટલા રૂપીઆ આપો તો દસ દહાડા પછી નીકળશે. પછી એમ કહી ઠરાવ કરી ઘેર જઇ એક પાણીવાળું નાળીએર લઈ તેને ઉપરથી સોયાવટે બરોબર કોચી તેમાં નવટાંક એખરો ઝીણો વાટીને ભરવો પછી તેમાં ચાર પાંચેક વાલ રાતો રંગ નાંખવો પછી નારીયેળનું કાણું મીણથી બંધ કરી તેને રહેવા દઇ ચાર પાંચેક દહાડે પેલા ભૂતવાળાને કહે છે કેઃ તારૂં ભુત ગયું છે જો તેનું કાળજું આ નારીએળમાંથી કાઢી બતાવું, એમ કહી તે શ્રીફળને ફોડે છે એટલે તેમાંથી માંસના આકારનો લોચો નીકળે છે. તે જોઇ જોનારને આશ્ચર્ય થાય છે. પણ તે એખરાનો લોચો રંગના સ્પર્શથી લાલ માંસ જેવો જણાય છે.

**પોતાની મેળે દીવો સળગે**—એક કોડીયામાં ઘી પૂરી દીવેટ મૂકવી પછી એક કાગળમાં જંત્ર લખવાને બ્હાને ફોસ્ફરસની કરચ નજર ચુકાવીને તેમાં મૂકી પડીકું વાળી તે પડીકું કોડીયાના મોં પાસે મૂકાવવું જેથી ફોસ્ફરસને પવન લાગતાં અંદરથી ભડકો થાય છે, તે ભડકો દીવેટને અડકતાં તે દીવેટ સળગી દીવો થાય છે. જેથી લોકો જાણે છે કે મંત્રના જોરથી દીવો થયો.

**પાણી ભરેલા ઘડાને લોટો ચોટાડી દેવો**—એક ઘડો પાણીથી છલોછલ ભરી તેના ઉપર લોટો મૂકવો પછી લોટાનું મુખું અને ઘડાના કાના છાણુ માટીથી અંદર હવા ન પ્રવેશ કરે તે પ્રમાણે લીપી લેવો. જે પછી લોટો ઝાલી ઉંચો કરવાથી ઘડો લોટાને ચોટી ગયેલો હોવાથી ઉંચો થશે.

**સીસામાં ઝાડ ઉગાડવાં**-સુગરસેટ લાવીને સીસામાં નાંખી તેમાં પાણી રેડવું પછી એક તાંબા કે પીતળનો પાતળો વાળો લઇ તેણે જસતનો કટકો બાંધી શીશામાં અધર લટકાવવો પછી એકાદ ઝાડ જેવું તેમાં જણાશે.

**મીણનું પુતળુ તારવું**-બે મીણનાં પુતળાં બનાવવાં એકમાં રેતી ભરવી અને એકમાં મીઠું ભરી ડુંટી આગળથી બંધ કરવું પછી કોઇના સવાલનો જવાબ આપવો હોય તેને કહેછે કે જો તમારા મનની વાત સિદ્ધ થવાની હશે તો આ પુતળું ઉપર આવશે અને નહિ થવાની હોય તો આ પુતળુ ઉપર આવશે. એમ કહી તેના ઉપર નિશાન કરે છે. અને જેમાં મીઠું ભરેલું હોય છે તેના ઉપર કામ સિદ્ધ થવાનું નિશાન કરે છે પછી બે પુતળાં પાણીમાં નાંખે છે. તેમાં રેતીવાળુ પુતળું ઉપર આવી શકતું નથી ને જેમાં મીઠું ભરેલું હોય છે તેમાં પાણી ભળતાં મીઠું ઓગળી જવાથી તે પુતળું હલકું થતાં ઉપર તરે છે અને તે જોઇ પેલાનું કામ સિદ્ધ થશે એમ માની તેના મંત્રનો પ્રભાવ લોકો માની તેને સારા પૈસા આપે છે.

**પાણીમાં ભડાકો કરવો**—તપેલામાં પાણી રેડાવી તેમાં પોટાસીયમ મગના દાણા જેટલો નાંખવાથી ભડાકો થાય છે. આમાં માત્ર હાથ ચાલાકીથી લોકો જાણે નહિ તેમ પાણી મંત્રવાનું કહી ચપટીમાં રાખેલો પોટાશીયમ ભભુતી નાંખું છું કહી પાણીમાં નાં-

ખવો એટલે બંધુક જેટલો ધડાકો થશે ને લોક કહેશે કેઃ ભુત ગયું તેથી ધડાકો થયો.

**માંમાં અગ્નિ ચાવવો**–કોયલા સળગાવીને તે લાલચોળ થાય ત્યારે તે લાલચોળ દેવતાના અંગાશ માંમાં મૂકી ચાવવાથી દઝાતું નથી તેથી લોકો આશ્ચર્ય પામે છે. પણ માંમાં પહેલાંથી ભીનો કપડાનો કડકો કોઇ દેખે નાહ તેમ રાખી માંમાં અંગારો મૂકતાં જ તે હોલવાઇ જઇ ચાવી શકાય છે. વળી માંમાંથી નીકળતા પવનથી ગરમ દેવતા ઝટ થંડો થઇ જાય છે. અભ્યાસથી આ ક્રિયા સિદ્ધ થાય છે.

**કુંભારના નીંભાડાનો ચુરો કરવો**—કોઇ સાધુ કુંભારને ત્યાં જઇ વાસણ માગે અને તે ન આપે તો તેને પોતાની સિદ્ધાઇનો પડછો બતાવવા માટે બીજે દિવસે તેના નીંભાડામાં ગંધકનું પડીકું વાળી કોઇ જુએ નહિ તેમ નાંખી દે છે. પછી તેને કહે છે કે જોજે વાસણ નથી આપ્યાં તો નીંભાડો સાચવજે. આમ કહી તેમાં ગંધક નાંખી જતો રહે છે. ગંધકને લીધે નીંભાડાનાં વાસણ ભાગી જાય છે તે કુંભાર જુએ છે ત્યારે સિધ્ધે શાપ આપ્યો એમ માની તેની માફી માગી પૈસા આપી રાજી કરે છે.

**પાણી ઉપર ચાલવું**–કાચની શીશીને માટે જે લાકડાનો બુચ થાય છે તે લાકડાની પાવડીઓ બનાવી તે પહેરી બરોબર કાળજી રાખીને ચાલે તો પાણી ઉપર ચાલી શકાય છે. વળી તે લાકડાના વ્હેરમાં કાંઇક મેળવણી નાંખીને તેનું કપડું વણાય છે. તે કપડાનો કોટ, ટોપી, પાટલુન, મોજાં વિગેરે બને છે. તે વિલાયતમાં બને છે અને મોટી અંગરેજોની પેઢીમાં પણ મળે છે. તે પહેરી પાણી ઉપર ચાલવાથી બુડાતું નથી. આવો ચમત્કાર ઘણા સાધુસંતો કરે છે. પણ તેમાં માત્ર આ પાવડીઓના લાકડાની જ ખુબી છે.

**દેવતામાં ઉભા રહેવું**—એક જાતના પથ્થરને વાટી તેની રેતી બનાવી તેમાં બીજી મેળવણી કરી તેનાં કપડાં બનાવવામાં આવે છે તે પગથી માથા સુધી પહેરી દેવતામાં પ્રવેશ કરવાથી દઝાતું નથી.

**ખરસાંડી ચાવી જવી**–પ્રથમ સુકું કોપરૂં ચાવી તેના કુચા કાઢી નાંખી પછી મીઠું ચાવવું તે પછી ખરસાણી ચાવવાથી કાંઇ

ઇજા થતી નથી, ખરસાણીના કુચા ચાવીને થુંકી નાંખવા. તે પણ જો ચાવી જવા હોય તો પડેલાં અંબલીનાં પાનાં ચાવીને પછી તેના કુચા પેટમાં ઉતારવાથી હાની થતી નથી. પણ આ વાતનો અભ્યાસ કરી પછી આ ખેલ કરવાની ટેવ પાડવી.

**ઘડીઆળો ભાગી સાજી કરવી**–એક ટેબલ ઉપર ખાંયણી મુકવી તે ખાંયણીને નીચે ખાનું તે રાખવું, ઉઘાડી તેની અંદરની વસ્તુ લેવાય અને બીજી મુકાય એવી રીતની ખાંયણી કરવી. તે ટેબલ નીચે માણસ હોય છે તે ખાયણીમાંનો વસ્તુ લઇ શકે. તેવી રીતે ગુપ્ત બેસે છે. ટેબલ પડદાને અડોઅડ હોય છે એટલે પડદામાં થઇ માણસ ટેબલ તળે આવે છે ને જાય છે હવે ઘડીઆળોનો ખેલ કરવા સારા સારા માણસોનો ઘડીઆળો લઇ પેલી ખાંયણીમાં એકઠી કરે છે અને બધાના દેખતાં ખડખા મડે છે. પણ પેલી ખાંયણીમાં નાખેલી ઘડીઆળો ટેબલ તળેના માણસ ધીમે રહીને ટેબલનું ખાનું ઉઘાડી ખાંયણીની તળેનું ખાનું ઉઘાડી લઇ લે છે. અને તેની જગાએ કટલાક કાચ તથા પીતળને ઢોઢનાં ચક્કરોનો ભૂકો ખાંડેલો હોય છે તે ધીમે રહીને ખાયણીમાં ગોઠવી દે છે. તે પેલો જાદુગર ખાંડે છે એટલે લોકો જાણે છે કે ઘડીઆળો ખાંડે છે.

આ જાદુગર કહેતો જાય છે કે જુઓ હવે આ ઘડીઆળોનો કુટો થાય છે. આ જોવામાં સર્વનું ધ્યાન દોરાય છે તેવામાં તે માણસો બેઠા હોય છે તેની પાછલી ભીંત આગળના પડદા પાસે ટેબલ તળેનો માણસ ઘડીઆળો લઇને નજર ચુકવીને ઘડીઆળો લટકાવી આવે છે. આ કોઇના જોવામાં આવતું નથી. પેલો ખાંડેલો ભૂકો રકાબીમાં લઇ પેલો જાદુગર બધાને બતાવે છે. પછી તેને એક પીસ્તોલમાં ભરે છે. તે પીસ્તોલ બે નાળી હોય છે, તેમાં એકમાં પેલો ભૂકો ભરે છે ને બીજામાં દારૂ ભરી પ્રથમથી તૈયાર રાખેલો હોય છે. હવે તે પીસ્તોલ ફોડે છે અને તેનો ભડાકો પણ થાય છે. પછી બેઠેલા માણસોને કહે છે કે જુઓ તે પીસ્તોલમાંથી ઘડીઆળો સાજી થઇ સામી ભીંતે લટકી છે. માટે જેની હોય તેણે ઓળખી લેઈ લેવી. આ પ્રમાણે ઘડીઆળ ભાગી સાજી કરવાનો ખેલ થાય છે.

**માટીનો ઘડો દટાવી બીજે ઠેકાણેથી કાઢવો**—એક માટીનો કોરો ઘડો મંગાવી તેમાં પાણી ભરવું. તેમજ એક માટીનો કાચો ઘડો કુંભારને ત્યાંથી ઉપર રંગ કરેલો તૈયાર માત્ર પકવ્યા વગરનો મગાવી પાસે રાખવો. જમીનમાં ઘડો દટાવતી વખતે તેના ઉપર નામ નિશાન લખાવવું અને ખાડો કરાવી નજર ચુકવી પાકા ઘડાને બદલે પોતાની પાસેનો કાચો ઘડો જમીનમાં દાટવો. તે રાતે તે ઘડાના જેવાં જ નામ નિશાન લખી એક પાકો ઘડો ત્યાંથી કેટલેક વેગળે પાણી ભરાવીને દાટી આવવો. પછી બીજે દિવસે જ્યાં ઘડો દાટયો હોય ત્યાં ખોદતાં કાચો ઘડો પાણીને લીધે માટી ભેગો ઓગળી જવાથી જણાશે નહિ એટલે કહેવું કે તે અલોપ થઇ બીજી જગાએ ગયો છે, ચાલો બતાવું. પછી જ્યાં ખરો ઘડો દાટયો હોય તે જગાએ જઇ ખોદવું જેથી પેલા જે ઘડા ઉપર નામ નિશાન કર્યું હોય તે ઘડો નીકળશે એટલે કહેવું કે જોયું. આ ઘડો માતાજીના સતથી અહિં નીકળ્યો આથી લોકો આશ્ચર્ય પામશે.

**માટીનો દેડકો બોલાવવો**—કેટલાક ભૂવા ખરા દેડકાને ચારે બાજુથી માટી લપેટીને માત્ર મોં આગળ એક છિદ્ર રાખી માટીનો દેડકો બનાવે છે. પછી તે લોકોને કહે છે કે: જુઓ આ માટીનો દેડકો છે તે જો બોલશે તો તમારૂં ભૂત ગયું સમજવું એમ કહી તેને એક પાટલા પાસે મૂકી ધુપ કરે છે. તે ધુપની ધુણી પેલા દેડકાના મોંમાં પેલા છિદ્રદ્વારા જવાથી તે બોલે છે એટલે લોકો ખરૂં માને છે કે આ તો માટીનો દેડકો મંત્રના જોરથી બોલ્યો.

**મોંમાં કે પેટમાં છરી મારવી**—આવા જાદુગરો બે છરીઓ રાખે છે એક ખરી અને બીજી ખોટી. તે છરી જે પેટમાં ઘોચે છે તે છરીનો હાથો તે છરીનું આખું પાનું અંદર પેસી જાય તેવો પોલો અંદરથી ચાંપવાળો રાખે છે. તેનું પાનું ધારવાળું દેખાય છે અને હાથામાં જે ચાંપ છે તે ચાંપ દબાવતાં જ છરી હાથામાં પેસી જાય છે. અને માત્ર હાથો જ જ્યાં છરી મારી હોય છે ત્યાં અડાડીને કહે છે કે: જુઓ આખી છરી પેટમાં ખોસી દીધી, વળી આવી રીતે તે છરી ગળામાં, મોંમાં, છાતીમાં અને હાથમાં પણ મારી બતાવે છે. તે કાંઇ પેટમાં જતી નથી પણ ચાંપ દાબતાં હાથમાં પેસી જાય છે. લોકોને ખરી છરી બતાવે છે, પછી નજર ચુકાવી

ચાંપવાળી છરીનો ઉપયોગ કરી લોકોને કહે છે કેઃ જુઓ પેટમાં છરી ખોસી દીધી.

**ઠાકોરજી કઢાડવા**—કેટલાક લોકો પોતાની પાસે કાંઈ નહિ હોવા છતાં લોકોને કહે છે કેઃ જુઓ હું મારા મંત્રથી અહિં ઠાકોરજીને બોલાવું છું. પછી ઠાકોરજી કઢાડી લોકોને દર્શન કરાવે છે, વળી પાછા તેમને અલોપ કરે છે. આ જોઈ લોકો તેના ઉપર શ્રદ્ધા ચોટે છે. આ બાવા પાસે એક મોટો પીતળનો લોટો હોય છે, તેમાં તળીએ ખાનું હોય છે તે કોઈ જાણી શકે નહિ, તેવું હોય છે. તે લોટામાં પાણી ભરી પાસે રાખે છે પછી ઓરડી તપાસવાનું લોકોને કહે છે પણ ઓરડીમાં કાંઈ હોતું નથી. પછી બારણું બંધ કરી અંદર બેસી લોટાના તળીઆમાંથી ઠાકોરજી તથા પુંજાનો સામાન કાઢી સામે પાટલા ઉપર ગોઠવે છે, અને ઘંટડી વગાડે છે પછી લોકો અંદર દર્શન કરવા જાય છે તો ઠાકોરજીને જોઈ આશ્ચર્ય પામે છે.

**પાણીમાં પીંડ તારવા**—કેટલાંક તિર્થક્ષેત્રમાં ગોર લોકો જજમાનને શ્રાદ્ધ કરાવે છે ને કહે છે કેઃ જો આ શ્રાદ્ધથી તમારા પીતૃઓની સદ્દગતી થઈ હશે તો આ પીંડ સરોવરમાં નાંખવાથી તરશે. પછી શ્રાદ્ધ કરાવી ભાતમાં જવ, તલ, ઘી, મધ ભેળવીને લીંબુ જેવડા પીંડ વળાવે છે. અને તે સરોવરમાં નંખાવાથી તરે છે. આનું કારણ તે લોકો મીઠું ઉકાળીને સરોવરમાં પહેલાં નાંખી આવે છે તેથી પાણીમાં મીઠું ભળતાં પાણી ભારે થાય છે તેથી તેમાં પીંડ તરે છે અને જજમાનને શ્રદ્ધા બેસવાથી સારી રકમ તેને ભેટ આપે છે.

**પાણીનું લોહી બનાવવું**--કેટલાક ભુવા ભુત કઢાડવા માટે જેને ભુત વળગ્યું હોય છે તેને સામે બેસાડી તેના આગળ ધુપ કરે છે. પછી એક લોટામાં પાણી ભરીને તે માણસના માથે ઉતારી તે પાણી એક તપેલીમાં રેડે છે. પછી કહે છે કે જોજે આ ભુત હવે જશે અને તેનું આ તપેલીમાં લોહી થઈ જશે. આમ કહી તેના માથે થોડાં ફુલ ઉતારી પેલા પાણીમાં નાંખ્યાં. વળી લીંબુ ઉતારીને પાણીમાં કાપ્યું. આ વખતે લાલ રંગની વિલાયતી ગાંગડીઓ આવે છે તે નજર ચુકવીને પેલાં ફુલ માથે ઉતારીને પાણીમાં

નાંખતી વખતે પાણીમાં નાંખી દીધી. પછી તે તપેલી ઉપર લુગડું ઢાંકી દીધું. અને કહ્યું કે જોજે હવે આ પાણીનું લોહી થઇ જશે. આમ કહી ધુપ કરતો જાય ને મંત્ર ભણતો જાય છે. તે ધુપની ધુણી પેલી ભુતવાળી બાઇના નાકમાં જતાં તેને બગાસાં કે છીંકો આવવા લાગે છે. ત્યારે કહે છે કે જોયું આ ભુત હવે ચાલ્યું. ત્યાં સુધીમાં પેલા તપેલામાં રંગની ગાંગડી નાંખી હોય છે તે પાણીમાં ઓગળી જઇ લાલ લોહી જેવું પાણી થઇ રહે છે. પછી પેલું ઉપરનું લુગડું કાઢી લઇ બતાવે છે કે જોયું આ પાણીનું લોહી થઇ ગયું અને તેનું ભુત જતું રહ્યું. આવું કહી પૈસા પડાવી લે છે.

**કાચ ચાવવા**—કેટલાક લોકો કાચ ચાવવાના ખેલ કરી લોકોમાં આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. આતો અભ્યાસથી બને છે. પાતળા ચીનાઇ કાચ આવે છે તે અભ્યાસથી મજબૂત દાંતવાળા ચાવી શકે છે પણ તેમને ઇજા થતી નથી ને લોકને નવાઇ લાગે છે.

**મોંમાંથી કંકુ કાઢવું**--કેટલાક બ્રાહ્મણો માતા આવી એમ કરી ધુણતાં ધુણતાં મોંમાંથી કંકુ કાઢે છે. તેવા લોકો કંકુનું પડીકું લોકોની નજર ચુકવી મોંમાં રાખી દેઇ પછી મોંની ફુંક મારતાં મારતાં બહાર કંકુ કાઢી બતાવે છે તેને લોકો સાચું માની માતા આવ્યાં એમ માને છે.

**ધરતી કંપ કરવો**—એક શેર ગંધકને વાટી એક શેર લોહાનો ઝીણો ભુકો લઇ બંનેને એકત્ર કરી તેમાં પાણી રેડી ગોળો વાળવો, પછી તેને જંગલમાં દોઢ બે ગજ ઉંડો ખાડો ખોદી દાટવો. પછી ત્યાંથી દૂર ખસી જઈ અને લોકોને કહે છે કેઃ આજે ચાર કલાક પછી ધરતીકંપ થશે પછી જમીનમાંની હવા ગોળામાં ભળવાથી ગંધકનો રસ થઇ દારૂની માફક મોટો ધડાકો થાય છે તેથી પૃથ્વી પણ કંપે છે. આ ખેલ ભયંકર છે માટે નુકશાન પણ કરી બેસે છે. પથ્થરમાં સુરંગો ખોદી પથરા આવી ક્રિયાથી કાઢે છે. પથ્થર પણ તોડી નાંખે છે.

**લુઘડામાં દેવતા ભરવો**-એક તપેલી લઇ તેના કાના ઉપર લુઘડું મજબુત બાંધવું. પછી તેને ઉંધી પાડવી પછી તેને છતી કરી તેના ઉપર દેવતા નાંખવાથી તે લુઘડું બળતું નથી, પછી તે દેવતા થોડીવારે કાઢી નાંખવો. લુગડું ન બળવાનું કારણકે તપેલી

ઉંધી વાળીને લુઘડું બાંધી દેવાથી અંદર પવન રહેતો નથી માટે તે લુઘડું બળતું નથી. બાંધવામાં જો કરચલી રહે કે અંદર પવન જાય એવું રહેતો બળે છે. માટે લુગડું બાંધવામાં કારીગરી છે.

**ઘડામાં છરી ચોટાડવી**—એક ઘડામાં ચોખા ભરી પછી માંદા માણુસના માથે ઉતારી તેને સીંદુરના ચાંદલા કરે છે પછી તેમાં વચ્ચોવચ એક છરી ઘોચે છે અને પછી તે ઘડો એક પડદામાં મુકાવી, પેલો માણુસ પણ પડદામાં પેસી છરીવડે ચોખા ઠાંસી ઠાંસીને ભરી વચ્ચે બરોબર છરી ઘાલે છે. જેમ જમીનમાં ખાડો ખોદી તેમાં થાંભલી રોપી માટી ઠાંસવામાં આવે છે ને પછી થાંભલી નીકળતી નથી તેમ ઘડામાં ચોખા ઠાંસી ઠાંસીને ભરવાથી છરી અંદર સજ્જડ થાય છે. પછી તેના ઉપર કંકુ ભભરાવે છે થોડીવારે અંદર ઘડો મંત્રી આપ્યો એવું કહી બધાના દેખતાં ઘડાને બહાર લાવી છરી ઝાલી ખેંચે છે તેથી છરી નીકળતી નથી પણ ઘડો છરીને ચોટી જઈ ઉંચો થાય છે.

**માટીના ભોટવામાંથી પાણી ઢોળીને ફરી ભરી દેવો**—આ ભોટવો કુંભાર પાસે એવી રીતે બનાવે છે કે તેને અંતરપટ રહે છે. જેમ કેટલાક કાચના ખડીઆ આવે છે, તેમાં સહી પૂરી ખડીઓ ઉંધો કરવા છતાં સહી ઢળતી નથી તેવી રીતનો વચ્ચે અંતરપટવાળો ભોટવો બનાવી તેને એક બાજુ ઉપર નારચોડુ રાખે છે પછી ભોટવામાં પાણી ભરી બધાના દેખતાં ઉંધો વાળે છે ને પાણી ઢળી ગયા છતાં પાછો છતો કરી નારચોડામાંથી ફુંકે છે તેથી ભડભડ કરતો તે ભોટવો પાછો પાણીથી છલકાઈ જાય છે લોકો તેને મંત્ર જાણે છે પણ તેમાં મંત્ર નથી પણ ભોટવાની બનાવટ એવી છે કેઃ તને ઉંધો પાડવા છતાં પણ બધુ પાણી ઢળે નહિ.

**આંબો અને મેથીની ભાજી ઉગાડવી**—કેટલાક મદારી લોકો કેરીનો ગોટલો પાસે રાખી તેને વચ્ચેથી ચીરી આંબાની કુંપળ ઘાલી તેમજ ગોટલાને મૂળીયાં ચોટાડી રાખે છે. તેમજ મેથીના ભાજી પણ તૈયાર રાખી મૂકે છે. પછી તેને પોતાના ટોપલામાં માટીમાં સંતાડી રાખે છે. અને ખેલ કરતી વખતે માટીને પાણી છાંટી બાંજો ગોટલો બધાના દેખતાં વાવે છે અથવા તો કાચી મેથી વેરે છે અને તેના ઉપર ધુળ ભભરાવી કહે છે કે હવે

જો આંબો ઉગશે અથવા મેથીની ભાજી ઉગશે. એમ કહી તેના ઉપર લુઘડુ ઢાંકી અંદર હાથ રાખી પેલા ગોટલામાં ઘાલેલું આંબાનું ડાખળું રોપી તેના ઉપર પાણી છાંટી લોકોને કહે છે, જોયું આંબો ઉગ્યો પછી તેને કહેશે કે જો જો હવે તેને કેરીઓ થશે એમ કરી વળી પડદો નાંખી જો કેરીઓવાળું ડાંખળું હોય છે તો તે રોપી દે છે, એવીજ રીતે મેથીની ભાજી રોપી દેઇ ઉપર પાણી છાંટી કહે છે જોયું મેથીની ભાજી ઉગી. આમાં માત્ર હાથ ચાલાકીની જ ખૂબી છે.

**ઘડાની તળેથી પાણી કહાડવું**—એક ઘડાને તળે તથા ગળે સોયની અણી જેવડું એમ બે કાણાં પાડવાં. તે પછી તેમાં પાણી ભરી તેનું માં કપડછાણથી છાંદી લેવું ને નીચેના કાણે મીણ ચોપડવું. પછી બધાને બતાવી કહેવું કે જોજો આમાંથી હું કહું ત્યારે પાણી નીકળે ને બંધ થાય એમ કહી તળેનું મીણ ઉઘાડી નાંખે છે એટલે પાણીની ધાર થાય છે અને બંધ કરવું હોય છે ત્યારે કાંના આગળ જે કાણું હોય છે ત્યાં આંગળી રાખી તે કાણું બંધ કરતાં નીચેના કાણામાંથી પાણી જતું નથી. અને પાણી કાઢવું હોય છે ત્યારે ગળાના કાના ઉપરથી આંગળી લઇ લે છે. એટલે તળેથી પાણી નીકળે છે.

**પાણી ભરેલા ઘડામાંથી કોરો રંગ કહાડી બતાવવો**—તે ઘડામાં પાણી ભરી ચાર જાતના રંગ બધાના દેખતાં તેમાં નાખે છે અને પછી ધુળ નાંખી કોઇ બીજાના હાથ ઘલાવી ખાત્રી કરાવે છે. પછી કહે છે કે: જુઓ હવે એમાંથી ચારે જાતના કોરા રંગ કહાડી બતાવું છું. એમ કહી નજર ચુકવી મીંઢળ અથવા તો કોશીટામાં રંગ ભરી તેને કાણે મીણ ડબાવી અંદર નાંખી દે છે. આવી રીતે ચારે જાતના રંગ ચાર કોશીટામાં કે મીંઢળમાં નાંખી તે ઘડામાં નજર ચુકવી નાંખી દે છે. પછી બધાના દેખતાં હાથ ખંખેરી કહે છે કે: જોજો હવે આ રંગ ભેગા થઇ ગયા છે તે તમને ઘડામાંથી જુદા જુદા કોરાને કોરા રંગ કહાડી આપું પછી અંદર હાથ ઘાલી પેલા કોશીટામાંથી રંગ હાથમાં કાઢીને મુંઠી વાળી બહાર કાઢે છે તે પછી લોકોને બતાવે છે. એવી રીતે બધા રંગો કોશીટામાંથી કાઢી કોરા બતાવે છે. જેથી લોકોને આશ્ચર્ય થાય છે.

**પેટમાં છરી ખોસવી**—મદારી બે છરીઓ રાખે છે એક સાચી ને બીજી નકલી તેમાં પહેલી બધાને સાચી છરી બતાવે છે પછી નજર ચુકવી નકલી છરી હાથમાં લઈ પેટમાં ખોસી દે છે. અને લોકો જુએ છે કે આ માણસે આખી છરી પેટમાં ખોસી દીધી પણ તે ખોટું છે તે તે બીજી છરી એવી રાખે છે કે તેનો હાથો ગોળ હોય છે તેમાં છરી એવી રીતે બેસાડેલી હોય છે કે તે ઉંધી રાખીએ તો હાથમાંથી બધી બહાર દેખાય અને જે વખતે છરી પેટમાં ખોસે તે વખતે બધી છરી હાથનાં પેસી જાય છે. તે જોઇ લોક જાણે છે કે છરી તેના પેટમાં પેસી ગઇ.

**પેટમાંથી દોરો કાઢવો**—કેટલાક લોકો બધાના દેખતાં થોડું રૂ ચાવી ખાય છે, પછી કહે છે કે હવે તે રૂ મારા પેટમાં વણાઇને દોરો થઈ બહાર નીકળે છે. વળી કેટલાક એક દોરાની દડી બધાના દેખતાં બાળી તેનું પાણી કરી પી જાય છે. પછી કહે છે કે એ દોરો હવે મારા પેટમાંથી નીકળશે; આ લોકો પોતાની પાસે એક દોરાની દડી રાખે છે તે દોરો જેમ તરાક ઉપર વીંટીને તેની દડી બનાવેલી હોય છે, અને અંદરથી દોરાનો છેડો બહાર કાઢેલો હોય છે તે ખેંચતાં ઝટ બધો દોરો ધીમે ધીમે બહાર નીકળી શકે છે, આવી દોરી હાથ ચાલાકીથી પોતાની પાસેથી હાથમાં લઇ પોતાની કુખ આગળ જરા છરીથી કાપા જેવું કરી બીજા હાથમાં દડી ત્યાં આગળ છુપાવી દઇ તેનો છેડો પેલા કાપા આગળ રાખે છે તે બીજા માણસ પાસે ખેંચાવે છે. ને કહે છે કે જો જો હવે દોરો મારા પેટમાંથી નીકળશે. આ પ્રમાણે જેમ જેમ પેલો માણસ દોરો ખેંચતો જાય છે તેમ તેમ દડી અંદરથી સરરર સરરર ઉકલતી જાય છે ને દોરો બહાર નીકળી જાય છે.

**કોરા માટલામાંથી રૂપિયા કહાડવા**—જાદુગર પોતાને ત્યાં એક માટલું રાખે છે કે તેની અંદર આઠ દસ રૂપિઆ ભરાઇ રહે પણ કોઇ જાણી શકે નહિ. તે કાચા માટલામાં.માટલાના ગળાની નીચે રૂપિઆ દબાવી જરા અંદર જાય તેમ દબાવી પછી બહાર કાઢી તે માટલું પકવાવે છે. પછી તે માટલું પોતાને ત્યાં રાખે છે હવે કુંભારને ત્યાંથી કોરૂં માટલું મંગાવે છે તેની સાથે પોતાના સોબતીને મોકલે છે તે આડુઅવળું બાંનુ કાઢી પોતાને ઉતારે જઇ

માટલું બદલી પોતાને ત્યાં જેમાં રૂપિયા ઘાલ્યા હોય છે તે માટલું લેતો આવે છે. પછી બધાના દેખતાં તે માટલું ખંખેરાવી તેમાં પાણી ભરી કહેશે કે જુઓ હવે તેમાથી રૂપીઆ કાઢું છું જુઓ મારા હાથમાં કાંઇ નથી એમ કહી હાથ બતાવી ઘડામાં હાથ ઘાલે છે. પછી પેલા ચોંટાડેલા રૂપીઆ એક પછી એક ઉખાડીને બહાર કાઢી બતાવે છે. એવી રીતે આઠદશ રૂપીઆ કાઢી બતાવે છે તેની લોકોને ખબર પડતી નથી અને આશ્ચર્ય પામે છે.

**સામાસામી મુઠ મારવી**—કેટલાક જાદુગરો સામા સામી મુઠ મારે છે અને એક જણુ ખેલ કરતો હોય ત્યાં જઈ એક કાકરી મારવાથી તે ધડાક દઈ નીચો પડે છે. વળી થોડીવારે સાજો થાય છે એટલે તેના ઉપર બીજો કાંકરી મારે છે એટલે એ ચક્કર ખાઇ નીચે પડે છે આમાં કાંઇ મંત્ર કે મુઠ નથી પણ એક બીજાનું મહાત્મ્ય વધારવા માટે એકજણુ કાંકરી નાંખે એટલે તે એની મેળેજ ગબડી પડે છે. વળી બીજો પણ પોતાની મેળે ગબડી પડે છે. કેટલીકવાર હાથ થંભાવી દે છે. વાજુ બધ કરી દે છે. તે પણ એક બીજાની પહેલાંથી કરેલી સંતલસ જ હોય છે.

**કંકુનાં પગલાં પાડવાં**--કેટલાક ભુવા ધુણે છે ને કહે છે કે માતા આવી છે પછી તેની ખાત્રી માટે પોતાના બે હાથ મસળી કંકુવાળા કરી થાપા દે છે. તેમજ તે ચાલે છે ત્યારે કંકુનાં પગલાં પડે છે તેથી લોકો સાચી માતા હશે એમ માને છે. પણ તે કાંઈ સાચું નથી. તે માણુસ કંકુની પાણીમાં નાની નાની ગોળીઓ કરીને તેને રચ્યામાં રગદોળી રાખીને સુકવે છે. એ ગોળીઓ પોતાની પાસે છુપાવો રાખે છે પછી જ્યારે ધુણે છે ત્યારે કોઇ જાણે નહિ તેમ તેમાંની કેટલીક ગોળીઓ આજુબાજુ ફેંકે છે. પછી કહે છે કે જુઓ મારૂં સત, એમ કહી જાણે જમીન ઉપરથી ધુળની ચપટી લેતો હોય તેવો ડોળ કરી પેલી કંકુની ધુળના પડવાળી ગોળી જે તેણે નીચે નાંખી હોય છે તે ચપટીમાં લઈ કોઇને ચાલો કરે છે તો કંકુનો ચાંલો કર્યા જેવો ચાંલ્લો થાય છે. વળી તે વળી નીચો પડી બીજી બે ગોળીઓ લઈ હાથમાં મસળતાં હાથ લાલ થાય છે તેના થાપા દે છે. વળી ચાલતી વખતે નજર ચુકાવી આગળ ગોળીઓ નાંખી તેના ઉપર પગ મૂકી જરા મસળે છે એટલે

પગલામાં કંકુ જણાય છે. આ જોઈ ભોળા લોકો માને છે કે: આ-તો ખરો ભુવો છે ને ખરાં માતા આવ્યાં છે. પછી તેની બાધા આખડો ચાલે છે ને ધંધો સારો ચાલે છે.

ભૂત ધુણાવવું—કેટલીક સ્ત્રીઓ ઘરમાં ન બનવાથી ભૂતનો ઢોંગ કરી ધુગુ ધુગુ કરે છે. કેટલીક સ્ત્રીઓને હિસ્ટીરીઆનો રોગ થાય છે, ત્યારે તેને મુર્છા આવી ગયા પછી દાંત કકડાવે છે અને ધુણે છે. ત્યારે તેને ભૂત વળગ્યું છે એમ કહે છે. ભૂત માત્ર બૈરાંને વળગે અને પુરુષોને ન વળગે એ તો નવાઇ! માત્ર ભુતાં બૈરાંને જ વળગે છે અને ઘણે ભાગે બૈરાં જ ધુણવા મચી પડે છે. આ એક જાતનો હિસ્ટીરીયાનો રોગ થાય છે. તે રોગની દવા કરવી જોઇએ. વળી કેટલીક સ્ત્રીઓનું શરીર પ્રદર રોગથી ધોવાઈ જાય છે ત્યારે લોકો તેને ભુતનો વહેમ ઘાલી તેને કોણ વળગ્યું છે તેના દાણા તેના માથે ઉતારીને ભુવાને જોવરાવે છે. એ દાણા ભુવો જુએ છે તો કહે છે કે તેનો ચકલામાં પગ પડવાથી ભુત વળગ્યું છે, તેના તે દાણા જોશી જુએ તો કહે છે કે કોઇ દેવ વળગ્યા છે કે ગૃહ નડે છે. માટે બાધા આખડી કરી દાન પુણ્ય કરો. આથી કેટલાક લોકો ખેતરાય છે. ભુવો તે ભુત કહાડવાનું કહી અમુક રકમ ઠરાવે છે. અને કહે છે કે મેલું છે તેથી ધુણતું નથી પણ કાલે રાતે આપણે ત્યાં ડાખલું મંડાવીશું તે વખતે તેને ત્યાં લાવજો એટલે ધુણશે. કેટલાક ઝંડ વળગ્યો છે, મેલડી વળગી છે બ્રહ્મરાક્ષસ વળગ્યો છે, આવું આવું કહી વ્હેમ ભરવે છે. પછી રાત્રે પેલી બાઈને તે ભુવાને ત્યાં તેડી જાય છે અને તેને ત્યાં દીવા આગળ બેસાડે છે. પછી તેની આજુબાજુ બે કાકડા સળગાવે છે તથા દીવા કરે છે. પછી માતાની પાસે એક થાળીમાં પરસાદ હોય છે તે પેલી બાઇને આ માતાજીનો પરસાદ છે. લ્યો ખાવ એમ કહી ખવરાવે છે. આ પરસાદની અંદર ધંતુરાનાં બે ચાર બીયાં તથા થોડા ભાંગ વાટીને ખાંડ કે કોપરામાં ભેળવેલી હોય છે. તેને તે ખવરાવે છે પછી તેની સામે બે ચાર ભુવા ડાખલુ વગાડે છે. વળી એકાદ ધુણવા મંડી પડે છે ને પેલી બાઇને કહે છે, કેમ બોલે છે કે નહિ? તું જે હુ તે કહી દે, નહિં તો તને હમણાં બાળી દઇશ. હું મેલડી છું. આમ કહે છે એમ કહી તેના મોં આગળ લોબાનનો ધુપ કરે છે. થોડીવારે પેલી બાઈને

ભાંગ તથા ધંતુરાનું ઘેન ચઢતાં વાયુ જામે છે તેથી બેભાન જેવી થતાં તેના શરીરમાં કંપ થઈ ધુણવા મંડે છે. ને મનમાં આવે તેમ હું ફલાણી છું. તેને વળગી છું, મારૂં ખાવાનું આપે તો જઉં. આવું કહી ધુણે છે. એટલે લોકો જાણે છે કે ખરો ભુવો, ભુત બોલાવ્યું તો ખરૂં, આવી રીતે આખી રાત ધુણાવે છે. જેથી પેલી બાઈ થાકતાં ઘેન ઉતરવા વખત આવે છે ત્યારે તેના માથે શીરો કે એવા ચીજ ઉતારી કહે છે કેઃ લે તારૂં ખાવાનું ચકલે મૂકીએ છીએ, માટે હવે પછી તું એને વળગીશ નહિ આમ કહે છે. પછી પેલી બાઇ ધુણતી બંધ થાય છે એટલે કહે છે કેઃ જોયું ભુત ગયું, હવે ફરી નહિ વળગે. ગમે તેવું ન બોલતું ભુત પણ અહિં ધુણવા મંડી પડે છે. આમ કહી ભુતાં ધુણાવે છે.

કેટલાક પીર આગળ પણ ભુત ધુણવા લોકો લઇ જાય છે. ત્યાં હોજમાં ન્હવરાવી આવી પરસાદી કરાવી ધુપ દઇ તેને ધુણાવે છે. પણ આ કાંઇ ભુત નથી પણ ઘેનથી વાયુના જોરથી માણસ બેભાન થઇ ધુણવા મંડે છે. ને ગમે તેમ બકે છે.

**માણસ બાળવાનો ખેલ**-પોતાની પાસે માણસ માય તેવી એક દેવદારની પેટી રાખે છે. તે ખુલી જમીન ઉપર મૂકી તેમાં માણસ પૂરી પછી બીજા માણસ પાસે તાળું વસાવે છે. આ પેટીની તળેનું પાટીયું ચાંપ દાબતાં પાછળ ઉઘડી જાય એવું હોય છે ત્યાં આગળ ખાડો ખોદી તંબુની બહાર સુધી નીકળાય તેવી રીતે સળંગ કરેલી હોય છે તેમાં થઇ માણસોનો નજર ચુકાવી માણસ બહાર નીકળી જઈ તેની જગાએ મીણનું પુતળું ગોઠવી દે છે, અને તે મીણના પુતળામાં જાનવરનાં હાડકાં નાંખેલાં હોય છે. પછી પેટી સળગાવે છે અને થોડીવારે પાટીયું છુટું થતાં પેલું મીણનું માણસના જેવું પુતળું બળતું લોકોના જેવામાં આવતાં માણસ બળે છે એવું દેખાય છે પછી તે બળી જતાં તેમાંથી હાડકાં કહાડીને લોકોને બતાવે છે કે જુઓ આ માણસ હવે બળી ગયું. કહો તો તેને હવે જીવતો કરૂં, તેમ કહી તેમાંથી થોડી રાખોડી લઇ એક બાજુ ફેંકે છે ને કહે છે કે “ અબે રસુલ આ જાવ, અલ્લાની દયસે આ જાવ. ઇલમસે આ જાવ ” આમ કહેતાં તો પેલો પેટીમાંથી નીકળી ગયેલો માણસ તંબુને બીજે બારણે થઈ અંદર

આવા બધાંને સલામ કરે છે. તે જોઈ લોકોને ઘણું આશ્ચર્ય લાગે છે કે આ મરેલો માણસ જીવતો થયો.

**ઘરમાંથી ધન કહાડવું**–કેટલાક સાધુ લોકો તળાવ ઉપર કે ગામની ભાગોળે છત્રી ચોડી પડાવ નાંખે છે. સાથે એક બે ચેલા હોય છે તે બાવાનાં દર્શન કરવા લોકો આવે છે એટલે પોતાનું મહાત્મ્ય વધારવા માટે ગમે તેવા ઢાંગ કરે છે. ઘણી વખત પોતાની ચલમમાં પૈસો મૂકી ચલમ ફુંકે છે ને થોડીવારે લોકોને બતાવે છે કે દેખો એ મહોર હો ગઇ. અમને કયા પરવા! આથી લોકો તે રસસિદ્ધિ વાળો મહાત્મા છે એમ માને છે. આ બાવો ચલમમાં મહોર મૂકી ઉપર તમાકુ ભરી પછી પૈસો મૂકાવી વળી બધાના દેખતાં ઉપર ગાંજો મૂકાવી ફુંકાવે છે. થોડીવારે ચલમ પી લઇ ઠાલવતી વખતે પેલો પૈસો આઘો પાછો કરી દે છે ને પેલી મહોર કાઢી બતાવે છે કે દેખો પૈસાકી મહોર હો ગઈ. આવી રીતે કરવાથી લોકોને તેના ઉપર વિશ્વાસ બેસતાં તે વિદ્યા શીખવા તેની પાસે ઘણા આવે છે. તેમાંના કોઈ પોતાના દુઃખની વાત કરે છે ત્યારે તેને ત્યાં જમવા જાય છે ત્યારે કહે છે કેઃ તેરા નસીબ તો જબરા હૈ. તેરા ઘરમેં સોનાકા ચરૂ હૈ પણ તેરેકુ માલુમ નહિ. આથી પેલો ખુશખુશ થઇ જાય છે ને જો ચરૂ જડે તો મહાત્મા કહે તે કરવા કબુલ થાય છે. પછી બસો પાંચસો રૂપીઆ ખર્ચ કરી તે ચરૂ બતાવવાનું તે મહાત્માને કહે છે. મહાત્મા પછી ઘરના એક ખુણા ભણી જોઇ કહે છે કેઃ આ ખુણામાં ચરૂ છે. આઠ દહાડા પછી બતાવીશ. આમ કહી ઉતારે જઈ શેઠના નોકરને બસો ત્રણસો રૂપીઆ આપવાના કહી તથા શેઠ શેઠાણી તેને વશ થઇ રહે એવું કરી આપવાનું કહી તેને ફોડે છે ને રાત્રે ઘરની ઓસરીના ખુણામાં બધા ઉંઘી જાય ત્યારે ખોદીને એક માટીનું માટલું દટાવે છે તેમાં સોનાના ઢોળ ચઢાવેલા પઈસા દટાવે છે, પછી મુદત થયે રાત્રે શેઠ પાસે તે જગોએ તે ખોદાવે છે. અને તળે પેલું દાટેલું માટલું ભરેલું જણાય છે. તેના ઉપર થોડીક સાચી મહોરો પંદર વીસેક હોય છે. તે પેલો બાવો અંદર ઉતરી પેલાં શેઠ શેઠાણીને બતાવે છે. જોયું આ માટલું મોરોનું ભરેલું છે. જુઓ આ મોરો તળે ચરૂ છે. પણ ચરૂ હમણાં નહિ કઢાય, કારણ

ત્યાં મોટો નાગ રહે છે, તે કહાડવા નહિ દે. આઠ દહાડા પછી કાઢજો. એમ કહી ઉપર ધુળ વળાવી દે છે ને પેલા નાગને ત્યાંથી કહાડવા માટે વળી બે ચાર હજારનું પાણી કરાવે છે. તે કહે છે કે મારે તેને માટે હવનહોમ કરવા પડશે, તે તો પૂર્વજ છે તેની સદ્ગતિ થાય ત્યારે પછી તે નાગ ત્યાં નહિ રહે. આ માટે તે બાવો સારી રકમ પેલા પાસે કઢાવે છે. અને લોભને માટે તે શેઠ તેને આપે છે પણ ખરો, પછી ચારેક દહાડા પછી પેલો બાવો પૈસા ધુતાવી રાતોરાત નાસી જાય છે. અને તેના ગયા પછી પેલો શેઠ ખોદે છે. તો પેલી જુઠી મહોરોવાળુ માટલું નીકળે છે. બીજું કાંઈ નીકળતું નથી માટે પોક મૂકી રડે છે. બાવાનો પત્તો ખાતો નથી. આ પ્રમાણે લોભીયા માણસ છેતરાય છે

**ભૂત કહાડવું**-કેટલાક ભૂતવાળાને સામે બેસાડી ડાખલુ વગાડે છે. પછી મરચાંની ધુણી દેછે. કુતરાની વિષ્ટા કે ઘોડાના નખની ધુણી દે છે. વળી સળગતા કાકડા કરી જેને ભૂત વળગ્યું હોય છે તેના મોંમાં ઘાલી તેને દઝાડે છે. ઉતાર ઉતારી ચકલે મૂકે છે, કેટલાક જરા માંદા થતાં વ્હેમી લોકો ભુતનો વ્હેમ ભરાવી દે છે, જેઓનું હૃદય કાચુ પોચુ હોય છે. બીકણ હોય છે તેઓમાં ભૂતનો વ્હેમ પેસી જાય છે. પછી પૈસા છોડાવી બાધા આખડી આપી પૈસા છોડાવે છે.

**વગર માણસે નગારૂ વગાડવું**—એક ઓરડીમાં એક નગારૂં રાખી જોડે બે ડાંડીયા મુકવા પછી માટીના લખોટા વચ્ચેથી શારી તૈયાર કરવા તે એક કાથીની દોરીમાં ભરવા અને તે લખોટા ભેરવેલી દોરી નગારા ઉપર લટકતી ટાંગી દેવી, પહેલો લખોટો કાથીમાં પરોવી એક ગાંઠ વાળવી તે પછી તેનાથી એકાદ હાથ ઉપર ગાંઠવાળી ઉપર બે લખોટા રાખવા પછી વળી એકાદ હાથ ખાલી મૂકી ત્રણેક લખોટા બાંધવા. આ રીતે દોરી તૈયાર કરીને ઉપર ટાંગી રાખવી પછી ઓરડીમાં કોઇ માણસ નથી એવી લોકોને ખાત્રી કરાવી અંદર ધુપ કરવો. અને પેલી લખોટાવાળી દોરડીનો નીચેનો છેડો દેવતામાં સળગાવવો. પછી ઓરડીમાંથી બહાર નીકળી ઓરડી અડકાવી બધાના દેખતાં મંત્ર ભણવાનો ડોળ કરવો. પછી દોરી બળતી બળતી લખોટા પાસે જશે એટલે લખોટો નીચે નગારા

ઉપર પડશે એટલે એક ડાંડીઓ વાગ્યા જેવો અવાજ થશે. પછી થોડીવારે કહેવું કે હવે બે ડાંડીઆ વાગશે, એટલામાં પેલી દોરી બળતી બળતી ઉપર જશે એટલે બે લખોટા પડતાં બે ડાંડીઆનો અવાજ થશે. પછી ત્રણ લખોટા પડતાં ત્રણ ટકોરાનો અવાજ થશે આ પ્રમાણે જેટલા લખોટા બાંધ્યા હશે તેટલા દોરી બળતાં નીચે પડવાથી નગારૂં વાગવાના અવાજ થશે તે જોઈ લોકો આશ્ચર્ય પામશે.

**દાઢ ને કાનમાંથી કીડા કહાડવા**—કેટલીક વાઘરણો ભુંગળીનો એક છેડો દાંત પાસે રાખી બીજો છેડો મોંમાં રાખીને બચબચ કરી તે ભુંગળી થોડીવારે પોતાના ખોળામાં ખંખેરે છે તેથી ઝીણા કીડા પડે છે. તેવી જ રીતે કાનમાં અને આંખના ખુણામાં ભુંગળીનો છેડો રાખી કીડા કહાડે છે. લોકો તે સાચું માને છે પણ તે ભુલ છે. તે વાઘરણ છાણના ઝીણા કીડા ઘેરથી આવતી વખતે થોડા મોંમાં ઘાલી લાવે છે તે ભુંગળીમાં બચ બચ કરતી વખતે બે ત્રણ ફુંક મારવા સાથે ઘાલી દઈ ખંખેરે છે.

**બ્રાહ્મણો માતા કહાડે છે**--બે ત્રણ ટહેલીઆ બ્રાહ્મણો સંપ કરી એક મહોલ્લામાં જાય છે પછી તેમાંનો એક જણ થાળી વગાડે છે અને એક જણો ધુણી માતા બને છે ત્રીજો પરચુરણ કારભાર કરે છે. આ જે માણસ માતા થાય છે તે ધુણે છે બીજો જે બોલાવી માતાના ગુણ ગાય છે. ત્રીજો બધાને કહે છે કે સાક્ષાત જગદંબા આવ્યાં છે માટે જેને જે જોઇએ તે માગી લ્યો. આથી ઘણાં બૈરાં અને પુરુષો જોવા આવે છે. પછી જે ધુણે છે તે માણસ કપડાં ઉતારી કહે છે કે: જુઓ મારી પાસે કાંઇ નથી. પહેરેલું ધોતીયું પણ ખંખેરી બતાવે છે પછી એક પછેડી ખંખેરીને સર્વને કહે છે કે: જુઓ આમાં કાંઇ નથી એમ કરી માથે મોંઢે ઓઢીને બીજાને કહે છે કે: 'લાવ અલ્યા તારી થાળી કંકુથી ભરી દઇ મારો પરછો બતાવું. એકવાર જે બોલાવ,' આમ કહી પેલો થાળી ધરે છે તેમાં કંકુ કહાઠો આપે છે. વળી થોડીવારે કહે છે કે લે અલ્યા આ શ્રીફળ એમ કહી મોં પછેડીમાંથી બહાર કહાડી મોંમાં નારીએળની ચોટલી ઘાલી શ્રીફળ કહાડે છે પછી થોડીવારે લાલ પીળા રંગની રેશમી ઘાટડીઓ—દોરડીઓ કહાડે છે, પછી મોં બહાર કહાડી તેમાંથી નાડાછડી કાઢીને હાથે ખેંચતો

જાય છે ને ફુંફારો મારતો જાય છે તો કોરી નાડાછડી ૨૦-૨૫ હાથ કાઢી ઢગલો કરે છે. આ વખતે મોં આકળવિકળ કરી ડોળા ક્હાડે છે તેથી લોકો ખરાં માતા આવ્યાં માની બ્હીવે છે. વળી દીવો એમને એમ મંગાવી પછેડીમાં રાખી વગર દીવાસળીએ સળગાવી આપે છે, પછી કહે છે કે: આ મહોલ્લામાં બે જણ ઘરમાં બેસી મ્હારી નિંદા કરે છે માટે કહે તો હમણાં પારખું બતાવું. વળી કહે છે કે: એક જણીને છોકરૂં થતું નથી તે મારી પાસે આવવાનો વિચાર કરે છે. આવાં ગપ્પાં મારે છે. અને પાકાં સીધાં અને પૈસા મંગાવે છે ને કહે છે કે જેના ઘરનાં સીધાં નહિ આવે તેના ઉપર મારી કફામરજી થશે. આથી બૈરાં વ્હેમાઇને સીધાં લાવે છે. કેટલાંક બૈરાંછોકરાં ન થતાં હોવાથી બાધા લેવા આવે છે.

આ કાંઇ ખરી માતા નથી, ખરી માતા જેને પ્રસન્ન હોય તે માણસને પછી ભીખ માગવાની રહેજ નહિ એ નક્કી સમજવું. જે માણસો લોકોની પાસે ભીખ માગી, બાધા આપી, પૈસા છોડાવે છે તેમને માતા, મહાદેવ, હનમાન કે કોઇ દેવ પ્રસન્ન છે એમ માની લેવું નહિ તે સર્વેને ધુતારા સમજી તેમનાથી ઠગાવું નહિ.

આ લોકો એક કોથળીમાં કંકુ ભરીને તે કોથળી, તથા ઘાટડીઓની ગડી વાળીને તેનો ડુચો અને એ શ્રીફળ, તથા નાડાછડી, બંગડીઓ વિગેરે સર્વ એક કોથળીમાં ભરીને બે પગ વચ્ચે-બે જાંગની વચ્ચે લટકાવી રાખે છે. તે કોઇના જોવામાં આવતું નથી. કપડાં બધાં ખંખેરીને લે છે પછી ચાદર ઓઢી બે પગ વચ્ચેથી કંકુની કોથળી થાળીમાં ઠાલવી દે છે, શ્રીફળ પણ પગ વચ્ચેથી લઇ મોંમાં ઘાલીને કાઢે છે, બંગડીઓ ને ઘાટડીઓ પણ બે પગ વચ્ચેથી ચાદર ઓઢીને કાઢે છે. પછી એક ત્રાક ઉપર હારબંધ દોરાની રેલ માફક નાડાછડી વીંટાળેલી રાખે છે તેની અંદરનો છેડો બહાર રાખે છે પછી પેલી નાડાછડીની કોકડી મોંમાં રાખી અંદરનો છેડો બહારથી ખેંચે છે એટલે કોરીને કોરી નાડાછડી બહાર નીકળે છે અને પલળતી પણ નથી.

આ રીતે પોતાની પાસે સંતાડેલી દીવાસળીથી દીવો પણ કરી આપે છે. લોકો બિચારા ભોળા અને અંધશ્રદ્ધાળુ વ્હેમી બૈરાં આ લોકોના મોંના ઝપાટાથી ખેતરાઇ તને માતા સમજી પાકાં સીધાં ને પૈસા આપે છે. કેટલીક બાધાને માટે દોરો લઇ સવા

પ્રવા રૂપીયો પણ આપે છે, પણ આ લોકો તો પોતાનો ધંધો માની બેઠા હોય છે. ચોમાસામાં ઘેર ખેતી કરે અને બીજા આઠ મહીના બે ચાર જણ સંપ કરી પરદેશ નીકળી પડે છે. તેમાં કેટલાક આ રીતે માતા કાઢી લોકોને છેતરવાનો, કેટલાક હાથ જોઇ ભવિષ્યમાં લાભ અપાવવાને માટે મંત્ર તંત્ર અને ઉપાસના કરી પૈસા ધુતવાનો, કેટલાક સિદ્ધ ચેલા બની લોકોને ફસાવવાને ધંધો કરે છે. તે સર્વે ઠગારા સમજવા. તેમને આપેલું દાન નથી કારણ તે બ્રાહ્મણ છે પણ ઠગવાનો ધંધો કરી પૈસા પડાવે છે. તેમનાથી ઘણે ભાગે સ્ત્રીઓ જ ઘણી છેતરાય છે,

આવો ધંધો કરનારા બ્રાહ્મણો ઘેર સારા પૈસા પેદા કરી લઇ જાય છે. તેઓના સંબંધમાં આ લેખક જાતે પણ આવેલા અને તેઓ શું કરે છે તે તેમને પૂછી ખાત્રી કરેલી છે.

**ત્રિકાળજ્ઞાની સિદ્ધ બનવું**–પાંચ સાત જણા ઘેરથી સંપ કરી પરદેશ નીકળે છે પછી તેમાંનો એક જણ જરા વાચાળ અને કાંઈક ભણેલો હોય છે તે સિદ્ધ બને છે. તે માથે જટા વધારી ભભૂતી ચોળી હાથમાં કમંડળ રાખે છે, બે જણ તેના ચેલા બને છે અને કોઇ રાજાના ગામમાં ભાગોળે ધર્મશાળામાં મુકામ નાંખે છે, એકબે જણ રાજાને ત્યાં નોકર રહે છે એકાદ બૈરૂ હોય છે તે રાજાના જનાનખાનામાં નોકરીએ રહે છે. એક બે જણા બ્રાહ્મણ રૂપે જ ગામમાં ઘર લઇને રહે છે. આ પ્રમાણે બે ત્રણ મહિના થઇ જાય છે, અને ગામમાં ઓળખાણ પારખાણ પણ થાય છે. પેલો સિદ્ધ તો કંઇ જતો આવતો નથી પણ માત્ર પડદો તાણી તેમાં બેસી રહે છે અને કોઇ આવે જાય ત્યારે અંદર પાટલા ઉપર એક મોટું વાઘના ચામડાનું આસન પાથરી પદ્માસન વાળી આંખો મીંચી ટટાર બેસી રહે છે. કોઇ પડદામાં તેનાં દર્શન કરવા જાય ત્યારે જાણે તે સમાધિમાં હોય તેમ શ્વાસ રૂંધી-કુંભક કરી બેસે છે અને કાંઈ બોલતો ચાલતો નથી. પેલા ચેલા તેનું મહાત્મ્ય વધારે છે, અને કહે છે કે: એ તો હિમાલયના મહાત્મા છે, સમાધિ ચઢાવે છે, ત્રણ કાળનું તેમને જ્ઞાન છે. એક વખત મરેલા માણસને પણ જીવાડી શકે છે. તેમને સર્વ સિદ્ધિઓ વરી ચુકી છે. રાયને રંક બનાવી દે અને રંકને રાય બનાવી દે તેવું કામ છે. જેમના ઉપર

મની કૃપા થાય છે તે નાગાભુખ્યા રહેતા નથી. એમ કહી બે-
ર દૃષ્ટાંત આપે છે કે: જુઓ પેલો અમુક ગામનો રાજા ભરવા-
ા છોકરો હતો તે એમના પ્રતાપથી અત્યારે રાજા બની ગયો છે.
મહાત્માના આગળ દાસ બનીને રહે છે. એમને કશી વાતની
ેમી નથી.

કોઇ પૈસો ટકો આપે છે તો તે પણ પેલા ચેલાઓ લેતા નથી,
કહે છે કે મહાત્માજી તો કોઈના પૈસા લેતા જ નથી. કદાચ
ે આપે છે તો ધર્માદા કરી દે છે, એમને શાની ખોટ છે. જો
હુકમ કરે તો સાક્ષાત લક્ષ્મીજી આવીને ઉભાં રહે તો પછી
જાની શી વાત, દરેક દેવ હાજરાહજુર છે. આથી એકાવેલી તે
હાત્માની વાત ગામમાં ચાલે છે. ને લોકો દર્શન કરવા આવે છે.
વસમાં બે કલાક માત્ર તે પડદાની બહાર નીકળે છે. તે વખતે
કો દર્શન કરવા આવે છે. તેમના સામું જોઇ માત્ર હાથ ઉંચો કરી
ાશીર્વાદ આપે છે. કોઇ કંઈ વાત પૂછે તો કહે કે: ઈશ્વરની ભક્તિ
ા, સર્વ સારાં વાનાં થશે. કદી યોગની પણ એક બે વાતો કહી
ભળાવે છે. લોકોની સાથે બેદરકાર રહે છે, પૈસાટકા કોઇના લેવા
હ એટલે ગામમાં વાત ચાલી કે મ્હોટા સિદ્ધ આવ્યા છે.

હવે રાત્રે ઘણી વખતે તેમના બીજા સાથીતો તેમને મળી જાય
ઘણીવાર દર્શનને બ્હાને આવી મળી જાય છે અને રાજાને ત્યાં
કલાં માણુસો રાજાની ખાનગી વાતોની બાતમી મેળવી પેલા સિ-
ને કહે છે. ગામની બીજી બાતમી પણ પેલા એક બે જણ બ્રાહ્મણ
ે ગામમાં રહે છે તેમની મારફતે મેળવે છે. ત્રણેક મહિના થયા
છી ગામમાં જે બ્રાહ્મણ પોતાની બૈરીને છોકરા સાથે રહ્યાં હોય છે
માણુસ પોતાના છોકરાને સમજાવી મૂકે છે કે: તને સુવા-
એ તે જાણે મડદું પડયું રહે તેમ તારે સૂઈ રહેવું, ને બો-
વું ચાલવું નહિ, અમે રડીએ ને કહીએ કે એકનો એક છો-
ા મરી ગયો પણ તારે તો છાનામાના પડયા રહેવું તારી ઠા-
બાંધી સ્મશાનમાં લઇ જઇ ચીતામાં મૂકીએ ત્યાં સુધી તારે
યા રહેવું, પછી પેલા સિદ્ધ થયેલા માણસનું નામ દઈ કહે છે કે
ારે પેલા દયાશંકર કાકા જે બાવા બનેલા છે તે આવીને પાણી
ે ને કહે કે બચ્ચા ખડા હો જા. ત્યારે તારે ઉઠીને તેમને પગે
ગવું. પણ ત્યાં સુધી કાંઇ હાલવું ચાલવું નહિ."

પેલો છોકરો પણ હોંશીયાર અને તાલીમ લીધેલો હોય છે તે તેના બાપના કહ્યા પ્રમાણે ઘર વચ્ચે લાંબો થઇ સૂઇ જાય છે ને તેનો બાપ તેના ઉપર કપડું ઓઢાડી પોક મૂકે છે, તેની મા છાતી ને માથાં કુટી મારો એકનો એક છોકરો મરી ગયો એમ કરતી રડવા માંડે છે. તે જોઈ આડોસીપડોશી ભેગા થાય છે. પેલો બીજો સાગ્રીત જે ગામમાં રહે છે તે પણ આવે છે, તે સર્વે તેને રડવા લાગે છે ને પછી છોકરાને સમશાનમાં લઈ જાય છે. પછી ત્યાં બધા રડવાનું મુકી વાતે વળગે છે ત્યાં પેલો બીજો સાગ્રીત પેલા સિદ્ધની વાત કહાડે છે અને કહે છે કે: એ સિદ્ધ બહુ સામર્થ્યવાળો છે એમ ઘણા કહે છે, અને કહે છે કે મરેલું માણસ પણ જીવાડી શકે તેવી તેનામાં શક્તિ છે, તો ચાલોને જઇએ અને કહીએ કે આ છોકરાને જીવતો કરો ત્યારે ખરા," આ વાત બીજાઓએ પણ કબુલ કરી અને કહ્યું કે લાવો ખાત્રી તો કરીએ, એમ કહી પેલા છોકરાને બાળવાનું બંધ રખાવીને ચાર પાંચ જણા પેલા સિદ્ધ પાસે ગયા. સિદ્ધને પ્રાર્થના કરી આ છોકરાને જીવતો કરવાનું કહ્યું: પ્રથમ તો સિધ્ધે કહ્યું કે દેખો ભાઇ, ઈશ્વરકા એ કાર્યમેં મેં ડખલ નહિ કરતા હું, જો હોના વાલા હૈ વો હો ગયા. અબ જીતા કરનેસે ક્યા ફાયદા. યહ સબ ઇશ્વરકી મરજીકી બાત હૈ." છતાં પેલા લોકોએ વધુ આગ્રહ કર્યો તેથી પેલા તેના ચેલાઓએ પણ સિદ્ધને કહ્યું કે: બાપજી, ગરીબ બ્રાહ્મણનો એકનોએક છોકરો મરી ગયો છે ને આપ દયા કરી જીવાડો તો બિચારાનું દુઃખ મટે આપ તો ઇશ્વરરૂપ જ છો આપ દયા નહિ કરો તો કોણ કરશે?" આથી પેલો સિદ્ધ તૈયાર થઈ તેમની સાથે સ્મશાનમાં ગયો, તેને તથા પેલા બીજા માણસોને જતા જોઇ ગામના બીજા માણસો પણ તમાસો જોવા તેમની સાથે જવા લાગ્યા, આવી રીતે ગામનાં હજારો બૈરાં અને હજારો આદમીઓ સમશાનમાં એકઠાં થયાં, ત્યાં જઇ પેલા સિદ્ધે તો પાણી મંગાવી જરા મંત્ર ભણવા જેવું કરી પેલા છોકરાના ઉપર છાંટયું. થોડીવાર તેના ઉપર આમતેમ હાથ ફેરવ્યો, બે ચાર ફુંકો મારી અને પાએક કલાક પછી કહ્યું કે: બચ્ચા ખડા હો જા, આથી પેલો છોકરો આળસ મરડીને ઉભો થયો અને સિદ્ધને પગે લાગ્યો. આ જોઈ બધા લોકો ખુશ ખુશ થઇ ગયા અને પેલા સિદ્ધને પગે પડવા લાગ્યા.

પછી સિદ્ધના ચમત્કારની વાતો આખા ગામમાં ચાલી, રાજા અને નગરશેઠના કાને પણ આવી. આથી રાજાને પણ તે સિદ્ધનાં દર્શન કરવાનું મન થયું, તેથી રાજા સિદ્ધનાં દર્શન કરવા ગયો પણ તે વખતે મહાત્માજી સમાધિમાં છે. માટે દર્શન નહિ થાય એમ પેલા ચેલે કહ્યું. તેથી રાજા પાછો ગયો. તેને પણ દર્શન કરવાની ઘણી લાલસા જાગ્રત થઇ, બે ત્રણ ધક્કા ખાધા ત્યારે મહાત્માજીએ દર્શન આપ્યાં તને જોઇ પેલા સિદ્ધે તો કહ્યુ કે: " તુમ રાજા હોકર હમ કીતને મહિનેસે તેરા ગામમેં હૈ કિન્તુ ખબર ભી કયું ન નીકાલી ? રાજાકા ગુમાન મત રખો, તુમ રયતકા નોકર હો, રાજા હુવા ઇસસે કયા હો ગયા, સંત સાધુકી સેવા કરના વોભી તેરા કામ હૈ. દેખો તુમારા બાપકો ક્ષય હુઆથા તે વો સિદ્ધને આકર મિટાયા થા, ઇસકી તીસરી રાણીકા તું પુત્ર હૈ, તેરે ચાર રાણીઓ હૈ, પ્રથમકી દો ગુજર ગઈ, તેરે દો પુત્ર ઓર એક પુત્રી મર ગઇ અબી દો પુત્રી હૈ, પરંતુ પુત્ર નહિ હૈ. ઇસકી તેરા મનમેં ચિન્તા હૈ, તેરે માથે પર દુશ્મન બહોત હૈ, દો રાણીઓમેં તેરી પ્રીતિ હૈ, એકકું તો તું બોલાતા ભી નહિ.

આ બધી પોતાની આગલી પાછલી વાત સાંભળી રાજા તો આશ્ચર્ય પામ્યો. તેણે બીજા પણ કેટલાક પ્રશ્નો પૂછયા તેના પણ તેણે સાચા જવાબ આપ્યા અને વળી કહ્યુ કે: દેખો તુમ પુત્ર સિવાય તીન માસમેં આ લોકકો છોડકર ચલે જાઓગે, ઓર તેરા રાજ્ય તેરા શત્રુકો મીલેગા. આ સાંભળી રાજા તો ઘણો દુ:ખી થયો અને કહ્યું કે: " બાપજી, તેનો કાંઇ ઉપાય ?" ત્યારે બાવાએ કહ્યું કે " " ઉપાય ભી હૈ, કિન્તુ તેરા મનકી ખાત્રી હોની ચાહીએ. દેખો આજસે સાતમે દિન સવારમેં તેરા પાળેલા કુત્તા ઓર તેરી સવારીકા ઘોડા મર જાયગા. દેખો એ દીન તક રાહ જોના જો વો મર જાવે તો તેરી બાત પણ સચ માનીએ. ઓર તેરા પહેલી તેરી વ્હાલી રાણી રૂપકુંવરી આજસે દોઢ માસ પર મર જાયંગી. ઇસકી ખાતરી કરો, પીછે બાત હૈ. આ સાંભળી રાજાનું તો મન ઉદાસ થઇ ગયું. અને તે પગે લાગીને ઘેર ગયો.

પછી રાજાને ત્યાં બાવાના સાગ્રિતો હતા તેને ચેતવી મૂકયા અને સાતમે દહાડે આગલી રાત્રે ઘોડાને ચંદીમાં અને કુતરાને

દુધમાં સોમલનાં પડીકાં પેલા સાગ્રીતો જે રાજાને ત્યાં નોકર રહ્યા હતા તેમણે ખવડાવી દીધાં એટલે સાતમે દહાડે સહવારમાં ઘોડા ને કુતરો મરી ગયાં. તે જોતાં રાજાની વધુ ખાત્રી થઇ. પછી તે આઠમે દીવસે સિદ્ધ પાસે આવી પોતાને અને પોતાની રાણીને બચવાનો ઉપાય પૂછવા લાગ્યો. રાણી પણ સાથે જ આવી હતી. રાણીને જોઇ પેલા સિદ્ધે કહ્યું: "દેખ લડકી, રાજા કંજુસ હૈ. મરણ કે મુખસે બચના ભારી કામ હૈ, બચનેકે લાયે ભારી જગન કરના હોગા. ઉસમેં દો લાખ રૂપીયે ખર્ચ હોંગા. ઔર દો લાખ રૂપિઆકી બ્રાહ્મણુકો દક્ષણા દેના પડેગા હમેરે તો કુછ કામકા નહિ હૈ. વો જગન ગંગા તિરે હોના ચાહિએ. જબ ઇસકા ફળ તુમકો મીલેગા તબ તુમારા પ્રાણ બચેગા. ઔર દુસરા યજ્ઞ પુત્ર કે લીયે કરના હોગા, ઇસમે ત્રીસ હજાર રૂપિઆ ખર્ચ લગેગા ઇસસે તેરી કુખસેં પુત્ર હોગા. વો દીર્ઘજીવી ઔર રાજકા માલીક બનેગા. વો રૂપીએ તુમસે ખર્ચ ન હોગા ઔર તુમારા કામ ન બનેગા."

આ સાંભળી રાજાએ તો આચકો જ ખાધો કે આતો જબરી વાત, પણ રાણીએ કહ્યું: "એમાં શું, આપણા જીવ કરતાં એ રૂપિઆ કાંઇ વધારે છે? એ તો શું પણ રાજ પણ નકામું છે. જાવ મહારાજ, એ ના કહેશે તો તેટલી રકમ મારે પીએરથી લાવીને ખર્ચીશ. પછી કાંઇ છે?" મરણની બીકથી, રાણીના આગ્રહથી રાજાએ પણ કબુલ કર્યું અને સિદ્ધના કહેવા પ્રમાણે સામાન મગાવી તેટલી રકમભાવ વિગેરે તૈયાર કર્યું. પછી સિદ્ધે કહ્યું કે દેખો, તુમારા માણસકો હમેરી સાથ સામાન લેકર ભેજો ઔર હમ ગંગા કિનારે જાકર સબ સામગ્રી તૈયાર કરેંગા ફીર તુમકો ચીઠી લીખેગા જબ તુમ આના. રાજાએ તે પ્રમાણે કબુલ કરી પેલા સિદ્ધ સાથે સર્વ સામાન અને રૂપીઆ ગંગા કિનારે કાશીએ મોકલ્યા. સાથે બેચાર પોતાના માણસો પણ મોકલ્યા.

સિદ્ધ વિગેરે તેના સાગ્રાતો પણ ગયા, જે સાગ્રીતો રાજાને ત્યાં રહ્યા હતા તે રાજાના માણસ તરીકે તેમની સાથે આવ્યા. સિદ્ધ અને તેના સાગ્રીતો સામાન લઇ કાશી પહોંચ્યા અને ત્યાંથી રાજાના માણસોને પત્ર લખી પાછા મોકલ્યા કે આજથી પંદર દિવસ પછી અમે પત્ર લખીએ એટલે રાણી સાથે આવવું.

ત્યાં ગયા પછી સામાન વેચી દઈ બીજા રૂપીઆ લઇ પેલા બ્રાહ્મણો પોતપોતાને ઘેર ગયા અને દસેક દિવસે એક ગુપ્ત જાસુસે જઇ રાજાના એક નોકરને ફોડી એક કાગળ તેની પેટીમાં મૂકવાનો ઠરાવી થોડા રૂપીઆ આપ્યા. પેલા નોકરે તે કાગળ છાનેમાને રાજાની પેટીમાં નાંખ્યો અને તેમાં લખ્યું હતું કે: 'સિધ્ધેશ્વર અહિ ગંગા કિનારે સ્વર્ગમાં પધાર્યા છે, તમારો યજ્ઞ પૂર્ણ થયો છે, હવે તમે મૃત્યુના ભાંમાંથી છુટશો અને રાણીને આજથી ચોથે મહિને ગર્ભ રહેશે. અમે હવે ભુલોકમાં દશેક વર્ષ પછી આવીશું ત્યારે તમને મળીશું! આ કાગળ વાંચી રાજાને આશ્ચર્ય થયું તેણે કાશીએ તપાસ કરી હતી પણ સિધ્ધેશ્વર મળ્યા નહોતા તે કાગળ વાંચી આશ્ચર્ય પામ્યા.

આ પ્રમાણે ઘણા માણુસો મોટાં મોટાંને ઠગી પૈસા કમાવાનો ધંધો કરે છે.

**જીભ વચ્ચે દોરો અને સોયો ઘાલવો**—કેટલાક જાદુગરો જીભની આરપાર દોરો ને સોયો ઘાલવાનો ખેલ કરે છે. તેઓ એક દોરો આખો બતાવે છે. અને બીજા બે કકડા રાખે છે. તેઓ દોરો બતાવીને હાથ ચાલાકીથી તેની જગાએ જીભને બે દાંત વચ્ચે ઘાલી જીભ બહાર કાઢી નીચેના દાંત અને જીભ વચ્ચે દોરો ડબાવી નીચેનો છેડો એક હાથે સીધો તળે પકડી રાખવો અને બીજો કકડો જીભની ઉપરના દાંત વચ્ચે દબાવી ઉપરના હાથે તેને ઉંચો ખેંચવો, એટલે બે હાથે દોરાના કકડા સીધા ઝાલી રાખેલા જોઇ લોકો જાણુશે કે: આખો દોરો જીભ વચ્ચેથી આરપાર કાઢ્યો છે.

સોયાનું પણ તેમ જ હોય છે. આખો સોયો બતાવી હાથ ચાલાકીથી સોયાના કકડા જીભને એવી રીતે અડાડી રાખે છે કે જાણે જીભ આરપાર સોયો ગયો છે. પહેલી જીભ બહાર કાઢી અણીવાળો સોયો ઉપરથી જીભમાં ઘાલતો હોય તેવો દેખાવ કરી તે જીભ ઉપર અડકાડી ઉપરના હાથે પકડી રાખે છે અને નીચેથી જાણે સોયો તાણુતો હોય તેવી રીતે બીજો કકડો જીભને અડકાડી તેનો છેડો પકડી લે છે. કેટલાક લોકો અંદર જીભ આવી શકે તેવા વચ્ચેથી પોલો ચાંપવાળો સોયો રાખી જીભને ભરવી દે છે. આમાં માત્ર હાથ ચાલાકી જ છે.

**આંખમાં સોયો ઘોંચવો**–કેટલાક લોકો એક સોયો રાખે છે તે લોકોને બતાવી આંખમાં ખોસે છે, ને સ્હેજ નાકુ બહાર રાખે છે, તે જોઇ લોકોને આશ્ચર્ય થાય છે. પણ પેલો માણસ હાથ ચાલાકીથી સોયો સંતાડી દે છે અને એક સોયાના છેડાનો ભાગ હોય છે તે આંખના ખુણામાં ઘાલી આંખ દબાવી ભરવી રાખે છે. તે લોકોને બતાવે છે એટલે લોક જાણે છે કે આખો સોયો આંખમાં ઘોચી ઘાલ્યો છે. પણ માત્ર હાથ ચાલાકી અને સોયાના કકડાને આંખના ખુણામાં આંખનાં પોપચાં વતી પકડી રાખવાની ખૂબી છે.

**પાઘડીમાંથી રૂપીઓ કાઢવો**–જાદુગર હાથમાં રૂપીઓ લઈ કહે છે કેઃ જો જો એ રૂપીઓ મારા હાથમાંથી હવે અલોપ થઈ જશે અને પછી ગમે ત્યાં જતો રહેશે. એમ કહી મુઠીવાળી, તેના ઉપર આમતેમ બીજો હાથ ફેરવી રૂપીઓ હાથ ચાલાકીથી આઘો પાછો કરી દઈ થોડીવારે મુઠી ઉઘાડી બતાવે છે તો રૂપીઓ જણાતો નથી. પછી કોઇની પાઘડીમાંથી અથવા ગુંજામાંથી અથવા તો ટોપીમાંથી તે જ રૂપીઓ હાથ હાલાકીથી પોતાના હાથમાં પાછો લઈ કાઢી આપે છે. આમાં માત્ર હાથ ચાલાકીની જ વાત છે.

**પાઘડી બાળીને સાજી કરવી**–કેટલાક જાદુગર પાઘડી કે કોઇનો પટકો લઈને કહે છે કે જુઓ આના બે કકડા કરી દઉં છું. એમ કહી તેનો લોચો પોચો કરી ત્રણ બેવડ કરી બે છેડા આઘા પાછા કરી એક છેડેથી ફાડે છે. અને પછી તે તેની ગાંઠવાળી બે છેડા ઉઘાડા રાખી તેમાંના એક છેડાનો કકડો તેમાં ખોસી તેને બાળે છે તે લોકો પાઘડી બળી એમ માને છે પણ પેલો ફાટેલો કકડો જ બળે છે. પછી તેને હોલવી નાંખી તે થોડીવારે ખંખેરી દે છે, તે વખતે બળેલો છેડો આઘો પાછો કરી દે છે. એટલે આખી પાઘડી હતી તેવી જણાય છે ને કાપેલો કે બળેલો ભાગ જણાતો નથી તેથી આશ્ચર્ય પામે છે.

**ચાલતી ગાડીએ વીંટી કે ઘડીઆળ નાંખી દેઇ પાછું લાવવું**—કેટલાક જાદુગર કોઈની વીંટી કે ઘડીઆળ માગી લે છે, પછી તેને મુઠીમાં રાખી થોડાવારે મુઠી ઉઘાડી તે વસ્તુને ગૅપ કરી દે છે ને કહે છે કે એ તો ઉડી ગઇ. વળી પાછો થોડીવારે બીજા હાથમાં બતાવે છે અને સર્વના દેખતાં ચાલતી ગાડીએ નીચે નાંખી

દે છે. કેટલાક કુવામાં નાંખી દે છે. પછી થોડીવારે કોઇના ફાળી-આમાંથી કે કોઇના ગુંજામાંથી તે વીંટી કે ઘડીઆળ કાઢી બતાવે છે. આ પણ માત્ર હાથ ચાલાકીના જ ખેલ છે.

આ લોકો પોતાની પાસે ઘણી જાતની ઢોળ ચઢાવેલી જુઠી વીંટીઓ, નંગ જડેલી વીંટીઓ તથા સોનેરી ને રૂપેરી જુઠાં ઘડીઆળો રાખી મૂકે છે. તે જેની પાસેથી વીંટી કે ઘડીઆળ લે છે તે પોતાના હાથની મુઠીમાં રાખી હાથ આઘોપાછો કરી હાથ ચાલાકીથી તે વીંટી કે ઘડીઆળ પોતાના ગુંજામાં કે એવી જ કોઈ જગાએ નાંખી તેને બદલે પોતાની પાસેની જુઠી વીંટી કે જુઠી ઘડીઆળ મુઠીમાં રાખી સર્વના દેખતાં ચાલતી ગાડીએ નીચે નાંખી દે છે. આથી નીચે પડતી વીંટી કે ઘડીઆળ બધા દેખી શકે છે ને સાચુ માને છે કે આ માણસે આની વીંટી નીચે નાંખી જ દીધી. પણ તેણે ખરી વીંટી કે ઘડીઆળ હાથચાલાકીથી છાનેમાને પોતાના હાથમાં લઇ કોઇના ફાળીઆમાંથી, કોઇની દાઢીમાંથી કે કોઈના ગુંજામાંથી પોતાના હાથવડે કાઢી કહે છે કે જુઓ, આ ભાઇ માથામાં વીંટી સંતાડી બેઠા છે. આ માત્ર હાથ ચાલાકીનો જ ખેલ છે.

**ટીકીટ ફાડી નાંખી દેઈ પાછી લાવી આપવી**—કેટલાક જાદુગરો કોઈની ટીકીટ માગી તે પોતાના દાંતવડે ફાડી નાંખી ચાલતી ગાડીએ નાંખી દઇ વળી તે ખરી ટીકીટ કોઇના ગુંજામાંથી કે પાકીટમાંથી કાઢી બતાવે છે. આ માણસ પણ કેટલીક જુની ટીકીટો પોતાના પાસે રાખી મૂકે છે. અને પેલાની ખરી ટીકીટ હાથ ચાલાકીથી આઘી પાછી કરી તેને બદલે જુની ટીકીટ પોતાની પાસેથી કાઢી બધાના દેખતાં ફાડીને નીચે નાંખી દે છે. અને વળી પોતે સંતાડેલી ખરી ટીકીટ કોઇના ગુંજામાં હાથ ઘાલી કાઢી આપે છે.

**કલાઇનું સોનું કરી ઠગનાર કીમીયાગરો**—જે માણસોને વગર મહેનતે પૈસાદાર થવું હોય છે તેવા લાભી માણસોને ધુતનાર અનેક ધુતારા કીમીયાગરના વેશે આવી મળે છે. એવા લોકો બાવાનો કે જતીનો વેશ લે છે. પછી ગમે તો ચલમમાં તાંબાનો પંસો મૂકાવી તેની મ્હોર બનાવે છે અથવા તો બીજાના દેખતાં સોનું બનાવવાની ક્રિયા કરી થોડા ઘણા પૈસા ઉડાવે છે એટલે

લોકો જાણે છે કે આતો કિમીયાગર છે. પછી તેની પાસે લોભીયા માણસો સોનું બનાવવાની વિદ્યા શીખવા આવે છે તેનો તે બરોબર ઘાટ ઘડે છે. તે પોતાની પાસે એકાદ બે પોલી કલમો રાખી તેને છેડે થોડું સોનું સંતાડીને ઉપર મીણુ ચોટાડે છે. પછી સોનું બનાવતી વખતે એકાદ તોલો કલાઇ મંગાવી તેને ઉની કરાવે છે પછી થોડીઘણી માંહી ભષ્મ નાંખે છે અને ઓગળી અડધું થાય ત્યારે પોતાની કલમવતી હલાવે છે તેથા નીચુ બળી જતાં કલમમાં સંતાડેલું સોનું અંદર પડે છે. પછી કલાઇ બળી જાય ને સોનું એકલું રહે છે ત્યારે તેની રણી પાડી બતાવે છે કે જોયું આ સોનું બન્યું. તે જોઇ જોનારને આ વિદ્યા શીખવાનો લાલચ થાય છે. પછી પેલો સાધુ કહે છે આ સોનાની ભષ્મ છે ૧ વાલ નાંખીએ તો એક તોલો સોનું થાય. તારે શીખવું હોય ને જેટલી ભષ્મ બનાવી મૂકવી હોય તેટલું સોનું લાવજે એટલે તારા દેખતાં ભષ્મ બનાવી આપીશ પછી તું સોનું બનાવ્યા કરજે. પેલો લોભીઓ વિચાર કરે છે કે લાગતો ઠીક આવ્યો છે, થોડું ઘણું માગી લાવીને, પોતાના ઘરમાં જણુસો હોય છે તે મળી બેચાર પાંચ હજારની સોનાની જણુસો લઇ બાવાને ત્યાં આવે છે. બાવો કહે છે કે વનસ્પતિના રસનો તેને આજ રાત પાસ દેવો પડશે સવારમાં પછી ભઠ્ઠી મૂકીશું. પછી જણુસો મૂકી પેલો ઘેર જાય છે. તે વખતે રાતે જણુસો લઇ બાવો જતો રહે છે. સવારમાં પેલો આંખો ચોળીને રહે છે. આવી રીતે સોનું બનાવી આપવાનું કહી ઘણા માણસો ઠગી જાય છે માટે તેના ઉપર વિશ્વાસ રાખવો નહિ.

**પુરુષોની છાતીમાંથી ધાવણ કહાડવું**–કેટલાક સાધુનો વેશ લઇ ઘણા ચમત્કારો કરી બતાવે છે તેને ભોળા લોકો સિદ્ધ માને છે. પણ તે કાંઇ સિદ્ધ હોતા નથી. એક નાની સરખી વાદળીના કકડાને દૂધમાં પલાળી પોતાનો પાસે રાખે છે, પછી કોઇની પાસે જઇ કહે છે કે: દેખ હમ પુરુષકી સ્ત્રી આર સ્ત્રીકા પુરુષ બના શકતા હું. એમ કહી હાથ ઉઘાડો કરી બતાવે છે અને થોડીવારે આઘોપાછો કરી વાદળી છુપાવેલી હોય છે તે હાથમાં લઇ પેલા પુરુષની છાતી પાસે મૂકી દબાવે છે તેથી વાદળી દબાતાં દૂધનો ધાર થાય છે, તે પોતાનો પાસેની એક નાની સરખી દુધની ટોયલી હોય છે તેમાં

ઝીલે છે. દુધ તે ટોયલીમાં થોડું હોય છે ને થોડું વાદળીમાંથી પડે છે. પછી પેલો હાથ છાતી ઉપરથી લઇ વાદળી હાથ ચાલાકીથી સંતાડી દે છે એટલે લોકો વિચાર કરે છે કે આ શું પુરૂષના સ્તનમાંથી દૂધ કહાડયું. ભાઇ ગજબ થયો. આતો સિદ્ધ ધારે તે કરે એવો છે.

**દાણા જોઈ ઠગનારા જતી-જોષી કે ભુવા**—કેટલાક માણુસો માણુસ માંદુ થતાં તેના ઉપર દાણા ઉતારીને આવા જતી કે સાધુ પાસે બતાવે છે પછી તેની એકી બેકી લેખે ગણી એક દાણો પોતાના હાથમાં રાખે છે. અને ચાર દાણા પેલા જોવરાવા આવનાર પાસે ચારે દીશામાં નંખાવે છે, તે વખતે પોતાની હાથેળીએ થુંક ચોપડી દાણાની ઢગલી ઉપર મૂકી દે છે, તે પેલા લોકોના જોવામાં ન આવે તેવી યુક્તિથી તરત મૂકીને ઉપાડી લે છે તેથી હાથે દાણા ચોટી જાય છે. પછી પોતાના હાથમાંનો એક દાણો બતાવી તેના ઉપર બીજો હાથ જેમાં દાણા ચોટયા હોય છે તે ઊંધો પાડી મસળેછે એટલે પંદર વીસ દાણા નિચે પડે છે. પછી પેલા દાણા જોનારને કહે છે કે જો. આ એક દાણાના કેટલા દાણા થયા? પેલા પણ જોનારા બિચારા આશ્ચર્યમાં પડી જાય છે. પછી તે કહે છે કે ભાઈ એતો સાધના એવી હોય, એવી રીતે શ્રદ્ધા ઉત્પન્ન કરાવી પેલાને કહે છે કે આ માણુસને ભૂત જખરૂ વળગ્યું છે તેની સાથે બીજાં ઘણાં વળગણ છે એટલે તેને કાઢવું મુશ્કેલ પડશે, પચીસ ત્રીસ રૂપીઆ ખર્ચ થાય તો તે જાય તેમ છે આથી તે માણુસ તે રકમ ખર્ચવા તૈયાર થાય છે અને આવી રીતે ઘણા માણુસો ભોળે ભાવે પેલા જતી-ભૂવાને પૈસા આપે છે. જો નથી આપતા તો વધુ વ્હેમ ઘાલી દે છે તે એટલે સુધી કહે છે કે જો તમે આનો ઉપાય નહિ કરો તો બે મહિના પછી કાંઇ વળશે નહિ ને તે વળગણ આનો જીવ લઇને જશે. આવી રીતે કહી તેને ઠગે છે.

**હાથ જોઇ ધુતનારા જોષી ધુતારા**—ઘણા જોષીઓ તેમ જ ભગવાં કપડાં પહેરનારા સાધુ તો લોકોના હાથ જોઇને તેના ભવિષ્યની વાત કહીને ઠગવાનો ધંધો કરે છે. હાથ જોવાની સામુદ્રિક શાસ્ત્રની વિદ્યા સાચી છે. પણ આ લોકોને તે વિદ્યા આવડતી નથી માત્ર અનુમાનથી તેને કહ્યા કરે છે. ઘણીવાર આગલે દિવસે આડોશી પડોશીને તે પૂછી લે છે કે: આ માણુસને છોકરાં કેટલાં છે,

ભાઇબેન કેટલાં છે, સ્રીઓ કેટલી છે, સ્થિતિ પહેલાં કેવી હતી, હાલ કેવી છે, આમ પૂછીને બીજે દિવસે સાધુનો કે જોષીનો વેશ લઇ તેનો હાથ જોઇ સડસડાટ આગલી પાછલી વાત કરી દે છે. છોકરાં આટલાં છે, આટલા મરી ગયાં. સ્ત્રી આટલી છે, પહેલાં તમે ગરીબ સ્થિતિમાં હતા, અત્યારે બે પૈસા મળે છે પણ બચતું નથી, એક વાતની મનમાં ચિન્તા રહે છે. માત્ર અમુક ગ્રહ નડે છે. તેનું જો દાન જપ થાય તો તે ગ્રહ નડે નહિ. ત્રણ વર્ષ પછી તમારૂં ભાગ્ય ઉઘડવાનું. હું બતાવુ તે ક્રિયા કરવાથી વધુ લાભ થવાનો, પ્રજા નથી હાતી તો કહે છે કે: હું કહું તે અમુક ક્રિયા કરો તો છ માસમાં ગર્ભ રહે છે, આવુ આવુ કહી એકાદ મોટો વ્હેમ ભરવી દે છે. પછી પેલા નડતરને દૂર કરવા સીધાં અને પૈસા પડાવીને ચાલ્યા જાય છે. આ બધા ધુતારા સમજવા. કોઇ દિવસ તે લોકોથી ઠગાવું નહિ.

પ્રજા થવાની લાલચ આપવી—કેટલીક સ્રીઓને પ્રજા થતી નથી તેથી બિચારી પ્રજા થવા માટે સાધુ સંત કે જતીઓની પાસે જાય છે. પછી ત્યાં હાથ બતાવી કહે છે કે: મહારાજ મારા કર્મમાં કેટલાં ફળ છે. પછી પેલા જતી કે સાધુ કહે છે કે બાઇ, તારા કર્મમાં ત્રણ ફળ છે. પણ મંગળ અને રાહુનો દોષ હોવાથી તને પ્રજા થતી નથી. જો તું થોડુંક ખર્ચ કરી તે ગ્રહના દોષને દૂર કરે તો પ્રજા થાય. પચીસેક રૂપિયા ખર્ચ થાય તેમ છે; હું તને એક જંત્ર કરીને આપુ તે માદળીયામાં રાખવાથી છ માસે તને ગર્ભ રહેશે. જો તું આ ગ્રહના દોષ દૂર નહિ કરે અને તેને અંગે જપ કરવા પડશે તે નહિ કરાવે તો તને પ્રજા થવાની નહિ, વળી બીજો શનીનો ગ્રહ છે તે ડોકીયું કાઢી રહ્યા છે. તેથી તારૂં શરીર હાલ જે સાજુ માંદુ રહે છે તે ચાર માસ પછી તને સખત મંદવાડ લાવશે. પછી તેમાંથી બચવું ઘણું કઠણ થશે આમ કહી તેને વ્હેમ ઘાલી દે છે. પછી કહે છે કે: "જોયું આ દીવાળીને મેં જંત્ર કરી આપ્યો તેથી ચડતો દહાડો થયો, આ સુરજી મોટી હાંડ જેવી થઇ હતી, છતાં કશું થતું નહોતું તેને પણ ચડતો દહાડો થયો. માટે તારી મરજી હોય તો પચીશ રૂપીયા ખર્ચ કર. એ રૂપીઆ કાંઇ અમારે ખાવા નથી. એ તો અમારે ખર્ચી નાંખવાના છે." આવું

કહી પેલી ભોળી સ્ત્રીને વ્હેમ ઘાલી રૂપીઆ પડાવી લે છે અને જંત્ર કરી આપે છે. કોઇને ધણી સાથે બનતું નથી હોતું તેને પણ આડુ અવળુ સમજાવી એકાદ બે ચમત્કારો બતાવી અને કહે છે કે: હુ તને એવું કરી આપુ કેઃ તારો ધણી તને જ દેખે. જો આ માંણુકીને તેના ધણી સાથે બીલકુલ બનતું નહોતું તેને મેંજ જંત્ર કરી આપ્યો હતો તે હવે તેનો ધણી તેને જ દેખ્યાં કરે છે. આવું કહેવાથી પેલી બાઇને વિશ્વાસ બેસે છે. અને જતિને રૂપિઆ આપે છે. આ પણ એક પ્રકારની ઠગાઈ છે. આ લોકો માત્ર ધંધો જ માંડી બેઠા હોય છે. માટે કોઇ પણ જતિ, સાધુથી કે જોષીથી ખેતરાવું નહિ.

**પીર આગળ બેડી તોડવી**—કેટલીક જગાએ ચોરી થાય છે ત્યારે વ્હેમવાળા માણુસને પગે બેડી પહેરાવી પીર પાસે લઇ જાય છે. તેમાં જો તે ચોર હોય તો બેડા તુટે નહિ અને ચોર ન હોય તો બેડી તુટે છે. એવો પીરના ચમત્કાર માને છે. પણ આ પીરના મુજાવરો બેડી જ એવી ઘડવી રાખે છે કે તે ખબર ન પડે અને સ્હેજ આંચકો આવતાં તુટી જાય. એમાં કાંઈ મહાત્મ્યની વાત નથી પણ બેડી બનાવવાના લવારની કારીગરી છે.

**પીસ્તોલની ગોળી માણુસને મારવી**—કેટલાક લોકો એક પીસ્તોલમાં ગોળી નાંખી સર્વના દેખતાં સામા માણુસના ઉપર તાકીને ફોડે છે તેથી સામો માણુસ ગબડી પડે છે. અને વાગેલી ગોળી મોંમાથી કાઢી બતાવે છે. તેથી સર્વ કોઇને આશ્ચર્ય થાય છે. આમાં આ માણુસે બધા લોકોને સાચી ગોળી બતાવી પછી તેને પીસ્તોલમાં ભરતી વખતે તે ગોળી પોતાની પાસે રાખી તેને બદલે પારા ઉપર મીણુ દબાવેલી બનાવટી ગોળી પીસ્તોલમાં નાંખે છે. તે ફોડતાં સામો માણુસ જાણી જોઇને કળ ખાઇને પડે છે; અને પોતાના મોંમાં એક સાચી શીશાની ગોળી રાખેલી હોય છે તે કાઢી બતાવે છે તે જોઇ લોકોને આશ્ચર્ય થાય છે.

**જીભ કાપવી**—કેટલાક માણુસો જીભ કાપવાનો ખેલ કરે છે તેઓ કોઇ બકરાની કે કુતરાની જીભ કાપી તેનો કડકો પાસે રાખે છે પછી બધાંને છરી બતાવી સામા માણુસની જીભ કાપવા જાય છે તે વખતે પેલો માણુસ જીભ ટુંકાવી નાંખે છે. અને તેને બદલે

પેલો બકરા કે કુતરાની જીભનો કકડો તેના મોંમાંથી બહાર ખેંચી મોમાં રંગ રાખ્યો હોય છે તે વડે રંગવાળો કરી બધાને બતાવે છે તેથી લોહીવાળી જેની જીભ કાપી હોય છે તે આંખો બાંખો ચઢાવી તમરી ખાઇને નીચે પડે છે. તેથી જોનારાને દયા આવે છે. પણ થોડીવારે પેલો માણુસ કહે છે કેઃ મારા પીરના સતથી તેની જીભ હુવે સાજી કરૂં છું એમ કહી પેલાના મોંમાં પેલો કકડો ઘાલી જરા મોં ધોવરાવા માથે કપડુ ઓઢાડી મોં સાફ કરીને બધાને બતાવે છે, કે જોયું જીભ સાજી થઇ ગઇ, પેલી બકરીની જીભ પછી આવી પાછી કરી દે છે. તેથી ભોળા લોકો સાચું માને છે.

**માથું કાપી થાળીમાં મુકવું**–કેટલાક જાદુગરો માથું કાપીને થાળીમાં મૂકવાનો ખેલ કરે છે, તે લોકો હદ કરે છે, આ લોકો એક પડદામાં અથવા તો તંબુમાં તે ખેલ કરે છે, તેમાં પ્રથમ થી બે ખાડા કરી રાખી તેના ઉપર ચાદર પાથરેલી હોય છે. પછી અંદર જઇ પેલા જે માણસનું ધડ જુદુ કરવાનું હોય છે, તેને ખાડામાં બેસાડી માત્ર તેનું માથું જ ઉપર રહે તેવી રીતે રાખી તેના ગળા આગળ બે કડકાની થાળી હોય છે તે મૂકી દે છે. એટલે લોકો જાણે છે કે માથુ કાપીને થાળીમાં મૂકયું છે વળી તેમાં લાલ રંગ પલાળીને નાંખેલો હોય છે એટલે લોહી પણ જણાય છે. હવે એક ખાડા તળે મીણનું પુતળુ–માત્ર ધડજ સંતાડી મૂકયું હોય છે તેને બહાર કાઢી તેને પેલા માણસ જેવાંજ કપડાં પહેરાવી છતુ સુવાડે છે, તે માત્ર ધડ ગળા સુધીને જ ભાગ હોય છે. ગળા આગળ જરા રુના ડુચા રાખી તેને લાલ રગ છાંટે છે એટલે ધડમાથી લોહી વહેતુ હોય તેવું જણાય છે પછી લોકોને અંદર જઇ દેખાડે છે, તો ધડ અને માથુ જુદું જણાય છે.

વળી કેટલાક બે આંકડા રાખે છે, અને એકાદ ટેબલ રાખે છે તે ટેબલમાં એક કાણું હોય છે તેમાં થઇ માથુ ટેબલ ઉપર રાખે છે, અને પોતે ટેબલ નીચે બેસી રહે છે, ગળા આગળ એક બે સાંધાવાળી થાળીને સજ્જડ મૂકી દેછે. તથા થોડો લાલ રંગ પલાળી નાંખે છે એટલે લોકો જાણે ખરૂં માથુ કાપીને મૂકયુ હોય તેમ જાણે છે. બીજો માણસ એક પાટલી ઉપર છતો સૂઇ જાય છે અને માથું તેની જોડેની પાટલીના કાંણામાં રાખી માત્ર ધડજ

ઉઘાડું રાખે છે. એટલે જોનાર ધડ ને માથું જુદાં છે એમ માની આશ્ચર્ય પામે છે, પછી પડદો બંધ કરી પેલો માણસ બહાર આવી બધા વચ્ચે ઉભો રહે છે એટલે લોકો જાણે છે કે આ માણસનું માથું તેના ધડ ઉપર ચોટાડી દીધું.

રાત્રે ખેલ કરે છે ત્યારે તો ધડ પણ પેલા માણસને મળતું મીણનું બનાવે છે અને માથું પણ મીણનું પેલા માણસના રૂપ રંગ જેવું જ બનાવી એક ચાદીમાં મુકી બહાર ફેરવીને બતાવે છે. જેથી લોકો આશ્ચર્ય પામે છે.

**આંખ કાપીને બતાવવી**—કેટલાક જાદુગરો પોતાની આંખ છરી વડે કોચી કાઢીને બતાવે છે. આ લોકો કોઇ જાનવરની આંખ કોચી લાવી પોતાની પાસે સંતાડી રાખે છે. પછી બધાના દેખતાં છરી આંખ આગળ લઇ જઇ જરા કમકમાટી ઉભી કરી હળવે લઇ પેલી જાનવરની આંખ હાથમાં લઇ બધાને બતાવે છે ને એક આંખ બંધ કરી દે છે વળી જરા પોથીનો રંગ પલાળી આંખ આગળ લોહી નીકળ્યા જેવું દેખાય માટે પલાળી છાંટે છે તેથી લોકો સાચું માને છે કે આ માણસે આંખ કોરી કાઢી છે.

**મોંમાંથી ભડકા કાઢવા**—મુંજની દોરીના ઝીણા કટકા કરી એક નાની પોટલીમાં બાંધી પાસે રાખી હાથ ચાલાકીથી તેની અંદર ચીણગારી મૂકી પછી તે પોટલી બે દાંત વચ્ચે રાખી ફુંક મારવાથી ધુમાડો થઇ ભડકો થાય છે. તે વખતે બે હોઠ પહોળા રાખે છે તેથી દાઝતો નથી ને મોઢે ભીના લુગડાનો કકડો દબાવે છે. વળી ફુંક મારે છે ને ભડકો કરે છે એ અંદર શ્વાસ ખેંચતાં ઓલવઇ જાય છે. જેથી લોકો જાણે છે કે મોંમાંથી ભડકા કાઢે છે.

**લાકડીમાંથી પાણી કાઢવું**—કેટલાક સાધુ પોતાની લાકડીમાંથી પાણી કાઢે છે, તે જોઇ જોનારા આશ્ચર્ય પામે છે. આ લોકો પોતાની પાસે નાની વાદળીનો કકડો પલાળીને રાખે છે પછી કોઇ ન જુએ તેવી રીતે પહેલાં તો હાથ તથા લાકડી કોરી બતાવી હાથ ચાલાકીથી બીજાની નજર ચુકવી પોતાના હાથમાં વાદળીનો કકડો લઇ લાકડીના છેડા હાથમાં લઇને દબાવે છે તેથી વાદળી દબાતાં પાણી લાકડીમાંથી ટપકતું જણાય છે તે જોઈ લોકો આશ્ચર્ય માને છે.

**આકાશમાં દીવા સાથે ડબો ઉડાવવો**—પતંગનો પાતળો ગળ લાવી તેને કાપી ગુંદરવતી ડબાની માફક ગોળાકાર ડબો નાવવો. ઉપર ગોળ કરવો તેમ નીચે પણ ગોળાકાર કરવો. ઉપ-ી બરોબર વચ્ચે એક ઝીણો લોઢાનો તાર બાંધવો. તેના છેડે ક જાડી રૂની દીવેટ કરીને તેલથી પલાળવી પછી તેને તળીએં નું કાણું રાખેલું હોય તેમાંથી દીવેટ સળગાવી તે ડબાને જમીન ર મૂકવો પછી થોડીવારે દીવાના ગ્યાસના જોરથી તે દીવા સાથે ા ઉંચો ચઢી જવાનો. તેમાં વચ્ચેની દીવેટ વાંકી ચુકી ન રહે ી કાળજી રાખવી કારણ જો દીવેટ વાંકી હશે તો તે કાંગળનો ડ બળી જવાનો. આ જોઈ લોકો આશ્ચર્ય પામે છે.

**પાણીના તપેલામાંથી રૂપીઓ ન નીકળી શકવો**-એક પેલામાં પાણી ભરાવી તેમાં રૂપીઓ નાંખવો અને તેની પાસે એક ડો બાંધેલો હતો તેની અંદર એક માણસ બેસી વીજળીના ીનની પેટી હતી તેમાંનું ચક્ર ફેરવ્યાં કરતો, તે મશીનનો એક ર પેલા તપેલા નીચે મૂકી લોક ન દેખે માટે તેના ઉપર ધુળ મી હતી. તે વીજળીના તારમાં થઈ તપેલામાં પણ વિજળીનો વેશ થતો હતો. પછી પેલા તપેલામાં રૂપીઓ નંખાવી કોઇની સે તે રૂપીઓ બહાર કાઢવા કહેવું. જે માણસ તપેલામાં હાથ લવા જશે તેને વીજળીના જોરથી તેના હાથની રગો ખેંચાવા ગવાની અને વીજળીનો ધકો લાગતાં પાછો પડવાનો. આથી તે ીઓ બીજા કોઇથી કઢાશે નહિ પણ જાદુગર કાઢી શકશે. કારણ વખતે જાદુગર રૂપીઓ લેવા જાય તે વખતે પેલો અંદરનો ણુસ વીજળીના મશીનનું ચક્કર ફેરવવું બંધ કરે છે તેથી તપે-માંથી વીજળીનો પાવર જતો રહે છે. તેથી તે કાઢી શકે છે. જોઇ લોકો આશ્ચર્ય પામે છે.

**ખીલા જડેલી પાટ ઉપર બેસવું અથવા સુવું**-કેટલાક ગુઓ એક પાટને લોઢાના ખીલા જડાવીને તેના ઉપર બેસે છે થવા સુઇ રહે છે આમાં કાંઈ ચમત્કાર નથી પણ રોજના ,અ-ાસથી બની શકે છે. તેમ ખીલા પણ બુડા હોય છે.

**પૃથ્વીમાં બાણુ મારી પાણી કાઢવું**-જ્યાં બાણ મારી ણી કહાડવું હોય ત્યાં જમીનમાં ખાડો ખોદી એક રબ્બરની કે

લોઢાની નળી ઘાલવી પછી ત્યાંથી જમીનમાં નળી ઘાલી પડદા પાછળ લઇ જઈ તે નળીનો સંબંધ એક તાંબાની નળીના બુધે રાખેલી ચકલી સાથે જોડી દેવો. તાંબાની નળી પાણીથી ભરી દેવી તે તાંબાની નળીનું પાણી-પેલી રબ્બરની કે લોઢાની નળા વાટે તેના છેડા આગળ આવશે. હવે તેનો છેડો જમીનમાં દાટી તેનો થોડો ભાગ ઉભો રાખી તેના ઉપર મીણુ દબાવી રાખવુ તેથી પાણી જશે નહિ, તેના ઉપર ધુળ પાથરવાથી જમીન જેવી જમીન જણાશે. માત્ર તે જગાનું નિશાન રાખી મૂકવું હવે લોકોના આગળ તમાસો કરતી વખતે પેલી નળીનું મોં હોય તેમાં હળવે રહીને તીર મારવું તે તીરથી મીણુ ઉઘડી જતા નળીમાંથી કુવારાની માફક જમીન ઉપર પાણીની છોળ ઉડવા લાગશે. આ જોઇ લોકો અજાયબીમાં પડી જાય છે જ્યાંસુધી પડદામાંના પવાલામાં પાણી હોય છે ત્યાં સુધી જોસભેર નળીમાંથી કુવારા માફક પાણી ઉછળવા લાગશે.

**પાણીમાં સોયો તારવી**-કેટલાક લોકો પાણી ઉપર લોઢાની સોયો નાંખે છે અને તે તરે છે ત્યારે લોક જાણે છે કે લોઢાની સોયો એના મંત્રથી તરી, પણ તે ખોટું છે. ઝીણી સોયો લાવી લુગડા વતી જરા ઘસીને પાણીમાં નાખવાથી તરે છે.

**બાટલીમાંથી કબુતર કાઢવું**-એક બાટલી બતાવી જાદુગર આમતેમ લોકોને સમજાવવા પ્રથમ ખાલી બાટલી બતાવે છે. પછી થોડીવારે તે બાટલીને આઘીપાછી કરી બદલી નાંખી બીજી બાટલી તેના જેવડી બતાવે છે તો તેમા કબુતર જણાય છે, તે જોઇ લોકો વિચાર કરે છે કે તેમાં કબુતર શી રીતે ઘાલ્યું હશે. પછી તે બાટલી ફોડી કબુતર ઉરાડે છે. તે કબુતર પાળેલું હોવાથી ઉડી જતું નથી પણ તે મદારીની પાસે કુદયાં કરે છે. તે પહેલાંથી એક બાટલીને તળીએથી ફોડીને કબુતર અંદર ઘાલી તળેનું બુધું ચોટાડી દે છે. તે સાંધાવાળો ભાગ હાથમાં રાખે છે તેથી આખી બાટલી જણાય છે. પછી પ્રથમ ખાલી બાટલી બતાવે છે અને તેને ટેબલ ઉપર મૂકી ઉપર પડદો ઢાંકે છે. તે વખતે ટેબલ નીચે માણસ સંતાઇ રહ્યો હોય છે તે જેમાં કબુતર ઘાલ્યું હોય છે તે સીસો મૂકી ખાલી શીસો લઈ લે છે. પછી ઉપરનું લુગડું કાઢી નાંખતાં કબુતર સીસામાં ઉતરેલું દેખાય છે. તે જોઇ લોકો મંત્રવિદ્યા સમજે છે.

**પાણીમાં ધુળ નાંખી અસેડવી**—એક પવાલામાં ચપટી ધુળ નાંખવાથી તે પાણી ઉપર તરે છે. પછી તેમાં આંગળી ઘાલવાથી ધુળ જુદી થતી નથી પણ આંગળી પાછી કાઢતાં પાછું ધુળનું પડ એકઠું થઇ જાય છે. જ્યારે ધુળ બીજાની આંગળી ઘાલવાથી જુદી થતી નથી ત્યારે મદારી કહે છે કેઃ "દેખો અબ મેં આંગળી ડાલતા હું, ઇસસે ધુળ જુદી હો જાયગી! એમ કરી પોતાના કાનમાં આંગળી ઘાલી મંત્ર ભણવાનો ડોળ કરી કાનના મેલવાળી આંગળી પાણીમાં ધુળના પડ વચ્ચે ઘાલે છે તેથી તે ધુળ જુદી પડે છે તે જોઇ લોકોને આશ્ચર્ય થાય છે. પણ માત્ર તે તો કાનના મેલના સ્પર્શથી ધુળ જુદી પડે છે બીજું કાંઈ કારણ નથી.

**બહુરૂપી દાંત લાંબા કરે છે તેની રીત**—બહુરૂપી ઘણા વેશ લેછે. ઘડામા ઘરડી ડોશીનું રૂપ લેઇ દાંત બહાર કાઢે છે. તેઓ બે નીચેના ને બે ઉપરના દાંત તૈયાર કરાવી મોંમાં રાખી મૂકે છે. તે રાતદિવસના અભ્યાસથી મોઢું આમતેમ ફેરવા મોંમા રાખી મૂકેલા લાંબા દાંત હોઠ તળે દબાવી બહાર કાઢી બતાવે છે તેથી લોકોને નવાઈ લાગે છે વળી માથું હલાવી કંપ થતો હોય તેમ કરે છે. અને ખુંધી રીતે ચાલે છે, તે માત્ર રોજના અભ્યાસથી મટે છે.

**પીસ્તોલમાંથી છુટતી ગોળી પકડવા વિષે**—કેટલાક લોકો પોતાના પાસે પીસ્તોલ રાખી તેમાં બીજા માણસ પાસે દારૂ ભરી સીસાની ગોળી નંખાવી અને પછી તે દારૂ ઠાંસવા માટે પીસ્તોલ પોતાના પાસે લઈ દારૂ ઠાંસવાના સળીઆવડે ચાલાકીથી અંદરથી ગોળી ખેંચી કાઢી હાથમા લઈ લે છે. તે અંગુઠા અને હથેળી વચ્ચે રાખી લઇ પછી પીસ્તોલ ફોડવા બીજાને આપી પોતાના સામે ફોડાવે છે. પેલો ત્રીજો માણસ પીસ્તોલ ફોડે છે. તે વખતે જાણે આવતી ગોળી પકડી લેતો હોય તેમ પોતાના હાથમાં પ્રથમથી કાઢી લીધેલી ગોળી હાથ લાંબો કરી મુઠીમાં લઇ લે છે. ને લોકોને બતાવે છે કે જુઓ ઇજા થયા વગર આ ગોળી મેં આવતી ઝડપી લીધી. આ જોઇ લોકોને નવાઇ લાગે છે.

**કાચની બાટલીમાં ઇંડું ઉતારવું**—ઇંડાને અંગુરી સરકો-તેજાબ નામની દવા આવે છે. તેમાં ઇંડું પલાળવાથી પોચું રૂ જેવુ થતાં સીસામાં રૂની માફક ઉતરી જાય છે, પછી તે શીશામાં ઠંડુ

પાણી રેડવાથી તે ઇંડું કઠણ થાય છે. તેને સીસામાં જોઇ લોકોને આશ્ચર્ય થાય છે કે આ ઇંડું સીસામાં શી રીતે ઘાલ્યું હશે. પણ તે તો માત્ર હવાથી બને છે.

**દોરે બાંધેલી વીંટી દોરો બાળવા છતાં ન પડે**—દોરાને મીઠાવાળું પાણી પઇને સુકવવો એ રીતે બેચાર વાર દોરાને મીઠાના પાણીનો પટ દઇને સુકની તૈયાર કરવો. પછી તેને એક છેડે વીંટી બાંધી બીજો છેડો કડે બાંધવો ને તળેથી દેવતા વડે દોરો સળગાવવો તેથી દોરો બળશે પણ વીંટી નીચે પડશે નહિ.

**દેવને મંદીરમાં અદ્ધર રાખવા**—મંદીર ચણાવતી વખતે શીખરમાં તથા જ્યાં મૂર્તિ અદ્ધર રાખવાની હોય તેની નીચે જમીનમા લોહચુંબકના પથરા દટાવવા. લોહચુંબક લોઢાને પોતાની તરફ ખેંચે છે. એ સ્વાભાવિક નિયમ છે. હવે જે મૂર્તિ ઘડાવી હોય તેમાં નીચેની બાજુએ તેમજ માથાની બાજુએ લોઢાનો ભાગ રાખી વચ્ચોવચ લોઢાનો સળીઓ રાખે છે. ઉપરનો લોઢાનો ભાગ કાળા રંગથી રંગવાથી વાળની માફક કાળો દેખાય છે. અને નીચે પણ કોઇ દેખી શકે નહિ તેવી રીતે લોઢાનો ભાગ રાખે છે. પછી જમીનથી થોડે ઉંચે તે મૂર્તિ રાખવાથી તેમાંના લોઢાને નીચે દાટેલો લોહચુંબક પોતા તરફ ખેંચે છે. અને શિખરમાંનો લોહચુબક પોતા તરફ ઉંચે ખેંચે છે તેથી મૂર્તિ અદ્ધર જોતાં સાક્ષાત પરમેશ્વરતુલ્ય માની પુંજારીનું માન વધારે છે.

**પીસ્તોલ ફોડી પોપટનાં બચ્ચાં કાઢવાં** કેટલાક જાદુગર પીસ્તોલ ફોટી પોપટનાં બચ્ચાં કાઢે છે, આ લોકો પોતાના સાથીતની પાસે પોપટનાં બે નાનાં બચ્ચાં સંતાડી રાખે છે પછી પ્રથમ પીસ્તોલ બધાંને બતાવી પાછો પોતાની ઝોળી જ્યાં પડી હોય છે ત્યાં જાય છે. અને ચાલાકીથી પોતાના સાગરીત પાસેનાં બે બચ્ચાં હાથમાં લઇ પીસ્તોલ ફોડતી વખતે હાથમાંથી છોડી દે છે એટલે તે બચ્ચાં પીસ્તોલમાંથી નીકળ્યાં એમ લોકોને લાગે છે.

**સાચી જણસોને બદલે જુઠી જણસો થઇ જવી**—કેટલાક માણસો બીજા માણસને સસ્તી કિંમતમાં જણસો આપવાની લાલચ આપે છે. અને કહે છે કે અમારે દેવું ઘણું થઇ ગયું છે માટે આ જણસો ગીરો મુકવી છે. આ જોઇ કેટલાક લાલચુ માણસો

લોભાય છે. તેને પ્રથમ સાચી જણુસો આપી બજારમાં કિંમત કરાવા મોકલે છે અને બજારમાં જે કિંમત થાય તેના કરતાં અર્ધી કિંમતે તે જણુસો તેમને આપે છે. હવે પેલી સાચી જણુસો જેવી જ જુઠી પીતળની કે તાંબાની જણુસો સોને રસાવીને તૈયાર રાખે છે. તે પેલી સાચી જણુસો અંકાવીને ઘેર આવ્યા પછી પેલાને રૂપિઆ લેવા ઘેર મોકલે છે. તે વખતે સાચાને બદલે તેના જેવી જ જુઠી જણુસો બદલી નાંખી તેને જુઠી જણુસો આપે છે. પૈસા લઇ પેલો માણુસ ચાલ્યો જાય છે અને પછી પેલાને મોં દેખાડતો નથી જ્યારે પેલો માણુસ જણુસો વાપરે છે ત્યારે કે થોડા દિવસ પછી કાઢે છે ત્યારે સોનાનો ઢોળ જતાં રહેતાં જુઠી જણુસો જણાતાં પસ્તાવો કરે છે. માટે આવા માણુસોનો વિશ્વાસ રાખવો નહિ.

**એક રૂપિઆના સો રૂપિઆ કરવા**–પ્રથમ પોતાના હાથમાં એક રૂપીઓ રાખી બધાંને બતાવે છે. ને કહે છે કેઃ જો જો આ એક રૂપિઓ હમણાં ઉડી જશે ને બીજા સો રૂપિઆ લઇ આવશે, પછી મુઠીવાળી તેને મંત્રવાના ઢોંગ કરી તે ઉપર ફુંકો મારે છે એમ કરતાં તે રૂપીઓ આઘો પાછો કરી દે છે. પછી કપડાં કાઢી નાંખી માત્ર એક પહેરેલું ધોતીયું રાખે છે, પછી પછેડી ઓઢી એકદમ કોઇનો હાથ કે થાળી ધરાવી બે પોશોની રુપઆનો ઢગલો કરી દે છે. તે જોઇ લોકોને નવાઇ લાગે છે. આ માણુસ બે જાંગ વચ્ચે રૂપિયા સંતાડી રાખે છે. તે કોઇ ન જાણે તેવી રીતે પછેડી ઓઢીને લઇ લે છે, ને પોશવતી પછી રૂપીઆ બીજાને આપે છે. આ કાંઇ મંત્ર નથી પણ હાથ ચાલાકી છે.

**પેટી રૂપીઆથી ભરી દેવી ને ખાલી કરવી**–એક પેટી કરાવી તેમાં બે ખાનાં રાખવાં તે ખાનાં જણાય નહિ તેવાં રાખવાં અને ઢાંકણાં પણ એક તળે અને એક ઉપર એમ રાખવાં. પછી પ્રથમ ઉપરનું ઢાંકણું નાનુ રાખવું તેમાં ત્રીસ ચાળીસ રૂપિઆ નાંખવાથી ખાનું ભરાયલું જણાય એવી રીતે બનાવવું પછી તેને એક ટેબલ ઉપર મૂકી તે ખાલી પેટીને રુપીઆથી ભરી દેવાનું કહી તે પછો તે પેટીની નીચેનું ખાલી ખાનું બધાને બતાવવું પછી પેટીને ખાલી ખાનું તળે રહે તેવી રીતે ટેબલ ઉપર મૂકી કહેવું કે જો જો હવે તે રૂપિઆથી ભરાઇ જશે એમ કરી દૂર ઉભા રહી એક પી-

સ્તોલ ફોડવી પછી બધાના દેખતાં ઉપરનું રૂપીઆવાળુ ઢાંકણું ઉઘાડવું તો પેલા રૂપીઆ બધાના જોવામાં આવતાં પેટી રુપીઆથી ભરેલી જણાશે પછી તેને વળી ટેબલ ઉપર અવળી મુકી કહેવુ કે: હવે બધા રૂપીયા ઉડાડી દઉ છું એમ કરી પોસ્તોલ મારવી ને ઢાંકણું ઉઘાડવું તો પેલું ખાલી ખાનું બધાના જોવામાં આવતાં રૂપિઆ ઉડી ગયેલા જોઇ લોકો આશ્ચર્ય પામશે. આમ પેટી ઉંધી છતી ગોઠવવાની જ કળા છે.

**ઠંડા પાણીને વગર દેવતાએ ગરમ કરી ચ્હા બનાવવો**—કેટલાક જાદુગર એક ચ્હાદાણીને ટેબલ ઉપર મૂકી તેમાં થંડુ પાણી રેડાવી થોડીવારે ગરમ કરી દેખાડે છે વળી તેમાં ચ્હા, સાકર ને દૂધ રેડી વગર દેવતાએ ચ્હા બનાવી દે છે. આ ચ્હાદાણીને તળે પડ હોય છે. તે એવું હોય છે કે કોઇ જાણી શકે નહિ. તેમાં કળીચુનો ભરી મૂકે છે. પછી પેલી ચ્હાદાણીમાં બાજુ ઉપર એક કાણું હોય છે. તેમાં થઇ ચ્હાદાણીમાં પાણી રેડતી વખતે થોડું પાણી પેલા કાણામાં રેડે છે તેથી અંદર ચુનો ગરમ થતાં ચ્હાદાણીનું પાણી ઉંનુ થઈ ખદબદવા લાગે છે તેમાં થોડો ચ્હા, સાકરને દૂધ પણ નાંખે છે આ વખતે ચુનામાં ઠંડુ પાણી પઠવાથી ચ્હાદાણી પણ ગરમ થઇ હોય છે તે બધાને બતાવે છે કે જુઓ. આનું નામ તે ઇલમ. આ પ્રમાણે ચ્હા પણ તૈયાર થાય છે. તે બધાને ચ્હાદાણીના નારચોડાથો કાઢીને આપે છે. લોકોને નવાઇ લાગે છે કે વગર દેવતાએ આ ચ્હાદાણી શી રીતે ગરમ થઇ હશે અને ચ્હા પણ શી રીતે બન્યો હશે. પણ તેમાં તો પેલા કળીચુનાનું મહાત્મ્ય છે.

આ પ્રમાણે જાદુગરો બાવાઓ અને ભિક્ષુક બ્રાહ્મણો ઘણા જુદા જુદા ખેલો કરે છે. અને લોકોને ઠગે છે. ઘણા બાવાઓ સિદ્ધનો ડોળ કરીને પોતાના ઉપર બીજાઓની આસ્તા બેસાડવા માટે આવા ચમત્કારો કરી બતાવે છે. તથા ભોળા લોકો તેમને ગુરુ તરીકે માને છે. કેટલાક તો માત્ર આ ધંધો લઇનેજ બેઠેલા હોય છે. આજે સર્વ ચમત્કારને નમસ્કાર કરે છે એમ સમજી લોકોને ચમત્કાર કરી વશ કરે છે. લોકો બિચારા તેમના ચમત્કારથી અંજાઇ જઇ તેમને પાકાં સીધાં, પૈસા વિગેરે આપે છે.

કેટલાક લોકો તેમની તેવી વિદ્યા શીખવા પૈસા ખર્ચે છે.

બૈરાં ઘણાં ભોળાં હોય છે તેને ભોતરાતાં વાર લાગતી નથી તેઓ આવા સાધુસંતોથી ઘણીવાર ફસાય છે. કેટલાંક બૈરાં પ્રજા ન થવાથી પ્રજા થાય તેવા ઉપાય શોધવા આવા ઢોંગી મહાત્માને સેવે છે. કેટલીક પોતાના પતિને વશ કરવા આવા ઢોંગીઓ પાસે ફેરા ખાઈ છાના માના પૈસા ખરચાવે છે. પણ આ બધાને ઢોંગ સમજવા. જે માણસો ચમત્કાર કરે છે તેમનામાં કોઈ પણ પ્રકારની સિદ્ધિ માની લેવી નહિ પણ તેમને ઢોંગી સમજવા. ખરા સિદ્ધ પુરુષો ચમત્કાર કરતા જ નથી. તેમનાથી તો તેમના શિષ્યોનાં જીવન બદલાઇ જાય છે એજ તેમનો ચમત્કાર છે.

અમે ત્રીકાળજ્ઞાની છીએ એમ કહી ઘણા માણસો લોકોના હાથ જોઈ પૈસા છોડાવે છે તેમને માતા મહાદેવની ઉપાસના કરવાનું કહી પોતેજ પૈસા લઇ ગુજરાન ચલાવે છે. માટે તેવા ઉપર ભરોંસો રાખવો નહિ. માત્ર ઇશ્વરનુંજ સ્મરણ કરવું.

---



# ભાગ ૧૩ મો

## ચમત્કારીક ગુપ્ત પ્રયોગો.

### પ્રકરણ ૯૮ મું

### ચમત્કારીક પ્રયોગો.

**લોઢાનું તાંબુ દેખાડવું**—મોરથુથાને વાટીને લોઢા ઉપર ચોપડવાથી લોઢું તાંબા જેવું જણાય છે.

**જાદુઈ સાબુ બનાવવો**—પાણી અને તેલ એકત્ર કરી તેમાં એમોનિયા મેળવવાથી સાબુ બની જાય છે.

**અફીણનો નીશો ઉતારી દેવો**—સીતાફળીનાં પાન લાવી વાટીને તેનો અર્ક કાઢવો. અફીણનો નીશો જેને ચઢયો હોય તેને ખવરાવવાથી નિશો અને બેહોશી ઉતરી જાય છે.

**કપડા ઉપર દીવો કરવો**—કપુર અને હળદરને એકત્ર વાટી પાનના રસમાં ઘુંટી તેની દીવેટો બનાવી પછી છાયામાં સુકવી તૈયાર કરવી આ દીવેટ સળગાવી કપડા ઉપર મૂકવાથી કપડુ સળગતું નથી.

**ઉંઘ ન આવે**—સુંઠ, મરી, મીઠું એકત્ર વાટી સાત દિવસ સુધી રોજ આંખમાં આંજવાથી ઉંઘ આવતી નથી.

**પાણીનું દુધ કરવું**—એરંડાની મીંજ પાણીમાં વાટી વાડકીમાં ચોપડીને સુકવવી આ પ્રમાણેના એક બે પાસ તેને દેવા પછી તેમાં પાણી ભરવાથી તે દુધ જેવું દેખાશે.

**એક કલાકમાં તુળસી ઉગાડવી**—કુસુમના ફુલનું તેલ કાઢી તેમાં તુળસી નાંખી આઠ રોજ પલાળી રાખી પછી ભીની માટીમાં રોપવાથી એક કલાકમાં ઉગી નીકળે છે.

**પાણી જમાવી દેવું**-એક ઘડામાં એક શેર પાણી ભરી તેને દેવતા પાસે મૂકી તેમાં એક મુઠી મીઠું નાંખવું અને તેમાં તેટલોં બરફ નાંખવો તો પાણી જામી જાય.

**પાણીમાં દીવો કરવો**—કપુર વાટી તેમાં રૂ ભેળવી દીવેટ બનાવવી પછી તે દીવેટ સળગાવવી. પાણી ભરેલા વાસણમાં પાણી ઉપર દીવો મૂકી પાણી ભરેલા વાસણમાંથી દીવો સળગે છે. પણ પાણીથી ઓલવાઇ જતો નથી.

**લોઢું ગાળવું**-લોઢાને લાલચોળ થાય તેટલું ગરમ કરી તેના ઉપર ગંધક નાંખવાથી પાણીની માફક લોઢું ઓગળી રસ બની જાય છે. પછી તેને જેવી બીબામાં ઢાળવું હોય તેવી બીબામાં રેડી શકાય છે.

**ઘડો ફુટે પણ પાણી ન નીકળે**-એક કાચો ઘડો લાવી તેની અંદર કુંવારપાઠાનો રસ ચોપડી સુકવવો એ પ્રમાણે કુંવાર પાઠાના રસના સાતપુટ આપી ઘડો તૈયાર કરવો પછી તેમાં પાણી ભરવામાં આવે અને તે ઘડો ફોડી નાંખે છતાં પાણી જતું ન રહે પણ બંધાઇ રહે.

**ફુલ ઘણો વખત તાજાં રાખવાં**--પાણીમાં મીઠું નાંખી તેમાં ફુલ નાંખવાં તે ઘણા દિવસ સુધી સુકાતાં નથી પણ જ્યારે કાઢીએ ત્યારે તાજાં દેખાય છે.

**ગ્યાસના જેવો પ્રકાશ**--એક તોલા કપુરમાં અજમેરનાં ફુલ નાંખી. ઘુંટવાથી તેલ જેવું બને છે પછી તેમાં બ્રાંડી દારૂ નાંખી ઘુંટી એક રસ કરી તેમાં લૅમ્પની બત્તીઓ એક કલાક સુધી બોળી રાખીને બહાર કાઢી પછી છાંયે સુકવી તૈયાર કરવી. આ બત્તી ફાનસ કે લૅમ્પમાં ઘાલી પછી સળગાવવાથી ગ્યાસના દીવા જેવો તેજસ્વી પ્રકાશ આપે છે.

**બનાવટી મદ**—કપુર ત્રણ માસા, છમાસા ફટકડી એકત્ર વાટી, એક શેર ખાંડની ચાસણી કરી તેમાં નાંખવું. પછી એક બે તારી ચાસણી થતાં ઉતારી લઇ તેમાં અર્ધો શેર પાણી રેડી જરા ઉકાળી

પછી ઉતારવું. ઠંડુ થયે તેમાં ચોખું મદ થોડું મેળવી એકત્ર કરી રાખવું તો આ બધું ચોખા મદ જેવું જ લાગશે. પરીક્ષામાં પણ મદ જેવું જ જણાશે. આ પ્રમાણે ઘણા બનાવટી મદ બનાવે છે.

અગ્નિ વગર પાણી ઉકાળવું—એક કાચના પ્યાલામાં સોડા અને પાણી એકત્ર કરી મુકવું પછી બીજા પ્યાલામાં પાણી રેડી તેમાં લીંબુનું સત્વ–એસીડ સાઈટ્રીક નાંખવું. પછી તે બંને પાણી ભેગાં કરવાથી ઉકળી ઉભરો આવી ખળખળાટ થાય છે.

તરત દહીં જમાવવું—ખસખસ વાટીને તૈયાર રાખવી પછી જ્યારે દહીં જમાવવું હોય ત્યારે દુધને ઉનું કરી હલાવી તેમાં ખસખસનું ચુર્ણ નાંખવાથી દુધનું દહીં તરત જામી જાય છે.

રથ સહિત સૂર્ય જણાવો—બીજોરાના બીનું તેલ કાઢીને તાંબાના વાસણમાં ભરવું. પછી બપોરે તાપમાં તે વાસણ રાખીને તેમાં સૂર્ય જોવાથી રથ સાથે સૂર્ય જણાશે.

દીવામાં કુદાં ન પડે—દીવાના કોડીયામાં એક ડુંગળીનો કકડો રાખવાથી તેમાં કુદાં પડતાં નથી.

મડદુ બોલાવવું—અંકોલના તેલનું ટીપું મુડદાના મોંમાં મુકવાથી એક પહોર પછી તે મડદુ બોલાવી શકાય છે.

પાણીમાં હાથ બોળતાં પલળે નહિ—પાણી ભરેલા વાસણમાં લાઈકોડિયમ નાંખી તેમાં હાથ બોળવાથી હાથ પલળતો નથી.

ફુલોના રંગ બદલવા—એમોનીયાની ધુણી ઉપર લાલ કે લીલા રંગનું ફુલ ધરતાં તેનો રંગ ઉડી થાય છે. સફેદ ફુલ ધરવાથી તમાકું જેવો પીળો રંગ થાય છે. મ્યુરીઆટીક એસીડ ગ્યાસની ધુણી ઉપર લીલો કે સફેદ રંગનું ફુલ ઉપર ધરવાથી લાલ રંગનું બનેછે. ગંધકની ધુણી ઉપર પીળા રંગનું ફુલ ધરવાથી ધોળું થાય છે. કરેણનું ફુલ ધરવાથી સફેદ થાય છે. તે ફુલ ઉપર ફટકડીનું પાણી છાંટવાથી પાછો તેજ રંગજ જણાય છે.

કપડા ઉપર દેવતા મુકવા છતાં ન બળે—કપુર અને સ્પીરીટ એકત્ર કરેલા અર્કમાં કપડુ પલાળીને તેના ઉપર દેવતા મુકવાથી કપડુ બળતું નથી

પાણીમાં ડુબે નહિ—બે મોંઢાના સાપના લોહિમાં લુગડુ પલાળી તાપમાં સુકવવું પછી તેનો ગોળો કરી મોંમાં રાખવાથી પાણીની અંદર ઉતરી શકાય પણ બુડાતુ નથી.

હાથે દેવતા પકડવો—કુંવરપાઠાના રસમાં પારો મેળવી તે હાથે

ચોપડી હાથ મુકાવા દઈ પછી તે હાથમાં દેવતા પકડવાથી દઝાતું નથી.

બુદ્ધિ ને જ્ઞાન વધે—કાર્તક કે મહા માસની સુકલ ચૌદશના રોજ શંખાવલીને નોતરી આવી હસ્ત નક્ષત્રમાં તેને ઉખાડી લાવી તેની શ્રવણ નક્ષત્રમાં વાટી ચૂર્ણ કરીને ગોળી બનાવવી. તે ગોળી જે પાસે રાખે તેની બુદ્ધિ અને જ્ઞાન વધે છે.

---

## પ્રકરણ ૯૯

### ગુપ્ત વિદ્યાઓ

હઝરત ભરવાની રીત—મીંઢળની ભષ્મમાં રૂ મેળવીને દીવેટ બનાવી તેલ પૂરી દીવો કરીને તે દીવાનું ચંદન પુષ્પાદિથી પુજન કરી તેની સામે દસ વર્ષની કન્યા અથવા તો પુત્રને બેસાડી દીવા સામું જોઈ રહેવાનુ કહેવું. પછી દીવા આગળ નીચેનો યંત્ર લખીને મૂકવો.

| | | | |
|---|---|---|---|
| ૧ | ૮ | ૩ | त |
| ૫ | ૬ | ૩ | र |
| ૭ | ૨ | ૯ | क |
| ૭ | ૪ | ૫ | ली |

આ યંત્ર દીવા આગળ મુકી પૂજન કરવું. પછી તે યંત્ર ઉપર દીવાનો પ્રકાશ પડે તેમ ગોઠવીને તે યંત્ર સામું જોઇ રહેવાનું તે બાળકને કહેવું અને પછી મીંઢળની ભષ્મ તેલમાં કાલવીને હથેળીમાં ચોપડી તેના સામું ત્રાટક કરીને જોઈ રહેવાનું તેને કહેવું પછી પા-અર્ધા કલાક પછી તેને ત્રીકાળદર્શકદર્પણ જોવાની રીત પ્રમાણે પૂછી-ભવિષ્યની વાત પૂછવાથી તે કહી શકે છે. ચોરી કરનાર ચોરનું નામ બતાવી શકે છે, ચોરેલી વસ્તુ ક્યાં ગઈ છે તે બતાવો શકે છે. તેમજ તેને પૂછવાથી ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળની વાત કહી આપે છે.

એક વખત બરોબર ન બતાવી શકે તો બીજે દિવસે ફરી આ પ્રમાણે તેને બેસાડવો. અભ્યાસ પાડયા પછી તે બરોબર ભવિષ્યની વાત જણાવી શકે છે.

મરી ગયેલાં માણુસોને નજરો નજર જોવાં—કોઈપણ ધાતુની વીંટી બનાવવી. પછી તેમાં નંગ જડવાની જગાએ ગણુની

દાળ જેટલો ગોળ ખાડો રાખવો પછી મનુષ્યની ચિતાનો કોયલો ૩ માસા, કાળા સર્પની કાંચળીની ભષ્મ ૩ માસા અને અલકતરા ૧ તોલો લઈ સર્વને અગ્નિમાં નાંખી ભષ્મ કરી એકત્ર કરી શનિવારે વીંટીના નંગ જડવાના ખાડામાં ભરી ઉપર નંગ ચોટાડી દેવરાવવું આ વીંટીના નંગ ઉપર ચમેલીના તેલનું ટપકું ચોપડવું અને નીચેનો મંત્ર ભણુવો.

**ॐ ह्रूँ श्मशान वासिनो महाकाळी के आगच्छ अवतर अवतर पितृन् दर्शय दर्शय ॐ स्वाहा. ॥**

આ મંત્ર ત્રણુવાર જપીને તેલ ચોપડવું પછી દશ વર્ષ સુધીના બાળકને અથવા પચાસ વર્ષની અંદરની સ્ત્રીને એ વીંટીના નંગ સામે જોવાનું કહેવું. બરોબર ત્રાટક કરી રહેવાથી તે વીંટીનું નંગ ધોળુ જણાવા લાગે એટલે તેને કહેવું કે: તમારે મરી ગયેલા જે માણુસને જોવાની ઇચ્છા હોય તેનું મનમાં સ્મરણુ કરો અને એ વીંટીની ચુનીમાં જુઓ એટલે તે તમને તેમાં જણાશે. આ વખતે આમતેમ ડાફોરાં ન મારતાં માત્ર વીંટીના નંગ સામે એકી ટસે ત્રાટક કરીને જોઇ રહેવુ. તેથી મરી ગયેલાં મનુષ્ય, મા બાપ, ભાઇ, સ્ત્રી, મિત્ર વિગેરે જેનુ તે જોનાર સ્મરણુ કરે તે સર્વ તે વીંટીની અંદર દેખાય છે.

**ભૂત દેખાય**—ચણોઠીનો રસ આંખમાં આંજવાથી ભયંકર ભૂતો જોવામાં આવે છે.

**પૂર્વ જન્મ જણાય**—અંકોલના બીયાંનું તેલ કાઢી તેમા ઘી મેળવવું પછી તેનો દીવો કરીને મેશ પાડવી પછી પુષ્ય નક્ષત્રમાં તે મેશ બંને આંખે આંજવો પછી ધ્યાન ધરવાથી પોતાના પૂર્વજન્મનું જ્ઞાન થાય છે.

**દેવ-દેવીનાં દર્શન થાય**--અંકોલનાં બીયાંનું તેલ કાઢી તેમ પછી તગરનું ચૂર્ણ કરી તેમાં મેળવવુ તેનું અંજન કરવાથી જયાં જુવે ત્યાં દેવ અને દેવીનાં દર્શન થાય.

**પિતૃદર્શન**—રવિવારને રોજ ગધેડાનું મૂત્ર લાવી પછી તેમાં ગુગર નાંખી એકત્ર કરી આંખમાં આંજવાથી પિતૃઓનાં દર્શન થાય

**ભુત કહાડવું**—લસણુનો રસ કાઢી તેમાં હીંગ ઘસવી પછી જેને ભૂત વળગ્યું હોય તેની આંખમાં આંજવાથી ભૂત તરતજ

નાસી જાય છે. અને તે ભૂતવાળાને સુંઘાડવાથી ભૂત જતું રહે છે ને તે સાજો થાય છે.

ભુતપ્રેતનો દોષ કાઢવો—નદી કિનારે પડયા રહેલા નાવનો ખુંટો લાવવો, ઘોડાનો નાળ લાવવો અને તેનું લુવાર પાસે કડુ બનાવવું પછી તેને ગુગરનો ધુપ દઇ હાથે પહેરવાથી ભૂતપ્રેતાદિક જતાં રહી શરીર નિરોગી બને છે.

મોહિની—સીંદુર, કેશર, અને ગોરોચન એકત્ર ઘસી તેનો ચાંલ્લો કરવાથી જે જુવે તે મોહ પામે છે,

ચીમની ફુટે નહિ—કાચની ચીમનીને ટાઢા પાણીમાં મૂકીને તે પાણી ધીમા અગ્નિથી સ્હેજ ગરમ કરી ઉતારી લેઇ ઠંડુ પડેથી ચીમની કાઢી લઇ વાપરવી પછી તે વધુ તાપ લાગતાં ફુટી જતી નથી.

પારાનો ગ્લાસ બનાવવો—પારો અને કલાઈ બંનેને દેવચંપાના-દુધની સાથે ઘુંટવાથી એક બની જાય છે પછી તેની હાથવડે જે વસ્તુ બનાવવી હોય તે વસ્તુ બનાવી શકાય છે. તેનો પ્યાલો બનાવી સુકવવાથી ઠરી જાય છે.

પારાની ગોળી—તેમ લોઢાની કઢાઈમાં અળસીના તેલમાં પારો નાંખી ગરમ કરવાથી પારો જામી જાય છે પછી તેની ગોળી, મૂર્તિ પ્યાલો જે બનાવવું હોય તે બનાવી શકાય છે.

ઘરમાં સાપ ન આવે—સિંહની ચરબી અથવા તો ડુંગરી ઘરમાં રાખવાથી સાપ રહેતો નથી, હોય છે તો જતો રહે છે.

ઉંદર ઘરમાંથી જતા રહે—ડાબા હાથે ઉંટનો નખ લાવી તેની ઘરમાં ધુણી કરવાથી ઉંદર જતા રહે છે.

માખી જાય—અકલગરાનું મૂળ અને ગંધક બંને વાટીને પાણીમાં મેળવી ઘરમાં છાંટવાથી માખી જતી રહે છે.

તાવ જાય—રવિવારે ધંતુરાનાં પાન લાવી પુરુષના જમણા ને સ્ત્રીના ડાબા હાથે બાંધવાથી એક દિવસમાં તાવ જતો રહે છે.

શીશીમાંનો રસ ઉડી જવો—એક સીસામાં લીંબુનો રસ ભરી તેમાં પીળી કોડીની ભષ્મ નાંખી શીસાનું મોં અંગુઠાથી બંધ કરવું તો થોડીવારે સીસામાંનો રસ ઉડી જઇ સીસો ખાલી થઇ જશે.

**જારની વગર દેવતાએ ધાણી ફોડવી**—જારને પ્રથમ ત્રણ દિવસ પાણીમાં પલાળી રાખી પછી એક દિવસ થોર અને આકડાના દુધમાં પલાળી તેને છાંયે સૂકવી દેવી, પછી તે જારને મુઠીમાં રાખી તડકામાં એક ઘડી મૂઠી બંધ કરી રાખવી, પછી ઉઘાડવાથી તેની ધાણી ફુટશે અથવા તડકામાં એક વાસણમાં નાખવાથી ધાણી ફુટવા લાગશે.

**આંબાનું ઝાડ ઉગાડવું**—આંબાની ગોટલીને થોરના દુધની ૨૧ ભાવના દેવી એટલે દુધમાં ગોટલી પલાળી છાંયે સુકવવી એવી રીતે ૨૧ વાર કરી તૈયાર કરવી. તે પછી તેને માટીમાં રોપી પાણી રેડી તેના ઉપર લુગડુ ઢાંકી રાખવું એ ત્રણ ઘડીમાં વસ્ત્ર લઇ લેવું તો આંબો ઉગેલો જણાશે.

**સોનાને ધોળું બનાવી દેવું**—સુરોખાર અને કળીચુનો પાણીમાં પલાળી સોના ઉપર ઘસવાથી સોનું ધોળુ થઇ જશે.

**હોઠ ધોળા થાય**—ગંધકને પાનમાં નાંખી કોઈને ખવરાવવાથી હોઠ ધોળા થાય છે.

**બગડેલું ઘી ચોખું કરવું**—મણ બે મણ બગડેલું ઘી કઢાઇમાં નાંખી કકડાવી ઉનું કરી તેમાં ડુંગરીનો ગાંઠીયો નાંખવો તો થોડીવારે ઘી ચોખું થઇ જશે પછી ડુંગરી કાઢી લેવી.

**મગ વિગરે કઠોળ સળે નહિ**—હીંગને પાણીમાં પલાળી જે વાસણમાં મગ-ચોળા ભરવા હોય તેને તે પાણીથી ધોઈ નાંખી પછી સુકાવા દઇ તેમાં મગ, સીંઘોડાં વિગેરે ભરવાથી સળતાં નથી.

**આદાસીસી મટે**—રવિવારના રોજ ધોળી ચણોખડીનાં મૂળ લાવી જે કાને બાંધે તેની આદાસીસી મટે છે.

**લોહીવા મટે**—રવિવારે ધોળી ચણોઠીનાં મૂળ લાવી કેડે બાંધવાથી સ્રીને લોહી પડતું નથી.

**શત્રુને તાવ લાવવો**—રવિવારે પુષ્ય નક્ષત્ર હોય તે દહાડે ઇન્દ્રવરણાનું મૂળ લાવી, પીંપર, સુંઠ અને મરી સાથે એકત્ર વાટી ચુર્ણ કરી દુધમાં ઘુંટાવી ગોળીઓ વાળી ધુપ દઇ તૈયાર કરવી. તે ગોળી દુશ્મનને માથે મૂકવાથી તેને તાવ આવે, અને માંદો પડે.

**ભુત ઘરમાં ન રહે**—ધોળો મરઘડો જે ઘરમાં રહે તે ઘરમાં ભુત રહેતું નથી.

**સ્રીનો મરેલો ગર્ભ બહાર કાઢવો**—ગાયનું છાણુ પાશેર પાણીમાં પલાળી કપડે ગાળી તે પીવાથી મરેલો ગર્ભ નીકળી પડે.

**વિદ્યા વધે**—મહા મહિનાની વદ આઠમના રોજ પૂર્વાષાઢા નક્ષત્ર હોય તે દિવસે અર્ધી રાત્રે જીભ ઉપર ૐ ઁ આ અક્ષરો લખવા અને તે મંત્રની ૧ માળા વિધિપૂર્વક જપવી તેથી બુદ્ધિ વધે અને વિદ્યા આવડે.

**ભાગેલી ચીમની સાંધવી**—કળી ચુનો અને ઇંડાંની સફેદી એકઠી કરી લાહી બનાવી ભાગેલી કાચની ચીમની તેનાથી સાંધી શકાય છે.

**બાટલીમાં દેવતા ભરવો**—ધોળો સીસો લાવી તેમાં દારૂ ભરીને તેની અંદર ગંધક નાંખી અંધારામાં મુકવાથી સીસામાં દેવતા ભરેલો છે એવું દેખાશે.

**દારૂનો નિશો ઉતારવો**—મુળા અને ફટકડીને પાણીમાં ઘસી પાવાથી તે દવા પેટમાં જતાં જ દારૂનો નિશો ઉતરી જાય છે.

**સોનાની વસ્તુને પોલીસ કરવી**—ગેરૂ બે ભાગ, નવસાર ૧ ભાગ બંનેને પાણીમાં ઘુંટીને સોનાની જણુસ ઉપર ચોપડવું અને પછી અગ્નિમાં સુકવવું. પછી બહાર કાઢી ટાઢા પાણીમાં ગોળી ચોખા પાણીથી ધોઇ નાંખી પછી ગેરૂ પાણીમાં વાટીને તે ચોપડવો અને અગ્નિ ઉપર સુકવવું પછી બ્રશ અથવા તો કપડાથી તે જણુસ સાફ કરી દેવાથી સોનાની જણુસમાં ચળકાટ આવે છે.

**હડકાયા કુતરાનું ઝેર**—હડકાયુ કુતરૂં કરડે તેના ઉપર ઉંદરની વિષ્ટા વાટીને ચોપડવી જેથી ઝેર ચઢતું નથી ને મટી જાય છે.

**મનુષ્યને આકર્ષણુ કરવું**—કાળા ધંતુરાના પાનના રસમાં ગોરોચન મેળવી તે વડે ભોજપત્ર ઉપર પંદરો યંત્ર લખી તેની નીચે જેને બોલાવવો હોય તેનું નામ લખીને ખેરના લાકડામાં બાળવો તો જે માણુસને આકર્ષણુ કરવું હોય તે ગમે ત્યાં હોય ત્યાંથી આકર્ષાઇ પાસે આવે છે.

**ઝાંખ મટે**—ધોળી ચણોખડીના પાનનો રસ આંખે આંજવાથી ઝાંખ મટે છે, અને આંખોનું તેજ વધે છે.

દેવતામાં હાથ ન બળે—બે ભાગ આર્સેનિક, અર્ધો ભાગ પારો અને અર્ધો ભાગ કપુર લઈ એકત્ર વાટી તે હાથે ચોપડી દેવતા પકડવાથી દઝાતું નથી.

દિવસે તારા જોવા—સફેદ સુરમો લાવી વાટીને અગથીયાના ફુલના રસમાં ત્રણ દિવસ સુધી પલાળી રાખવો અને ચોથે દિવસે કાઢી તેને ખુબ તૈયાર કરવો તે આંખમાં આંજવાથી દિવસે તારા દેખાય એટલું તેજ વધે.

ઓલવાઇ ગયેલો દીવો દેવતા વગર સળગાવવો—ગંધક, હરતાલ અને કપુર સર્વ એકત્ર વાટી તૈયાર રાખવું. દીવો ઓલવાઇ જાય ત્યારે તેની દીવેટના ગલમાં ઉપરની દવાની ચપટી ભરીને નાંખવાથી વગર દીવાસળીએ દીવો પ્રકટી ઉઠે છે.

બાળકોના દાંત વગર દુઃખે ફુટવા—સરસવ લાવીને બાળકને ગળે બાંધવાથી બાળકને દાંત ફુટતી વખતે પીડા થતી નથી.

અગ્નિથી મુખ દાઝે નહિ—લાંબી પીંપર અને ગોળ પીંપરો લાવી બંને સરખે ભાગે લઇ વાટીને મુખે ચોપડવાથી અગ્નિથી મુખ દાઝતું નથી.

હાથમાં વીંછી પકડવો—મુળાનાં પાનનો રસ હાથે ચોપડી હાથમાં વીંછી પકડવાથી ડંખ મારતો નથી.

સુખે પ્રસવ થાય—ધોળી સુંઠના મુળને યોનિમાં રાખવાથી સુખથી પ્રસવ થાય છે ને કષ્ટ થતું નથી.

વીંછીનું ઝેર ઉતારવું—બોરનો રસ પલાસપાપડો અને આકડાનું દુધ એકત્ર વાટી દુધમાં ઘુંટી ગોળી બનાવવી. પછી વીંછી કરડે તો વીંછીના ડંખ ઉપર તે ગોળી ઘસીને લગાવવાથી વીંછી તરત જ ઉતરી જાય છે.

સીસું ચાવવું—સીસાને અગ્નિમાં તપાવી આદાના રસમાં નાંખી પછી ચાવવાથી ચાવી શકાય છે.

અનાજ વધે—ધોળી ચણોખડીના મુળને કાળી ચૌદસે લાવી તેને તાંબાના તાવીતમાં મઢાવી અન્નની કોઠીમાં રાખવાથી અનાજ વધે છે.

કાગળની કઢાઇમાં ભજીયાં તળવાં પણ બળે નહિ—ફટકડી

અને કપુરવાટી કાગળની કઢાઇ ઉપર ચોપડી તૈયાર કરવી તે પછી અગ્નિ ઉપર મુકી તેમાં તેલ પુરી ભજીયાં તરવાથી તરી શકાય છે પણ કાગળની કઢાઇ બળતી નથી.

**ઘડો ફુટે પણ પાણી ન ઢળે**-પીલુડાનું મુળ લાવી તેને વાટી પાણી ભરેલા ઘડામાં નાંખવું પછી ઘડો ફોડી નાખ્યા છતાં જળ ઢળશે નહિ બંધાઇ જશે.

**ભોજન કરતાં હસે**—કાળું ગધેડું જ્યાં આળોટેલું હોય તેની ધુળ રવીવારે લાવવી પછી તે ધુળ થાળી તળે નાંખી ત્યાં થાળી મુકી જે જમવા બેસે તે જમતાં જમતાં હસાહસ કરે.

**પાણીથી અગ્નિ પ્રકટ થાય**-ગંધક અને નવસારની પોટલી બાંધી તેમાં પાણી છાંટી હાથે મસળવાથી અગ્નિ દેખાય છે.

**હાથમાંથી વસ્તુ કોઇ દેખે નહિ**-મનસીલ અને હરતાલને ગાયના ઘીમાં વાટી તેની ગોળી કરી મોરને રોજ ખવરાવવી એવી રીતે સાત દિવસ ખવરાવ્યા પછી મોરની વીષ્ટા લઇ તે હાથે ચોપડી ખલ કરતી વખતે હાથમાં જે વસ્તુ રાખવામાં આવે તેને બીજા કોઇ દેખી શકે નહિં.

**ખોવાયલી વસ્તુ ઠેકાણે આવે**—વનમાં જઇ શનીવારે ઉંધાપુલી નોતરી આવી તેને દોરો બાંધી, ગુગરનો ધુપ કરી ગોળ નૈવેદ્ય ધરાવી આવવું પછી રવીવારે તેનાં મૂળ કોઇનો પડછાયો ન પડે તેવી રીતે લઇ આવી તેને ધુપ દઇ આ મંત્ર જપવો." ૐ नमो रुद्राय संवादष्टा विदाय स्वाहा" આ મંત્ર એકસો એકવાર જપીને તૈયાર કરી પછી જેની વસ્તુ ખોવાઈ હોય તેના ઘેર આપવાથી ખોવાયલી વસ્તુ જડે, કેડે બાંધવાથી સર્વ દુ:ખ જાય, ખોવાયલી વસ્તુ આવે, મનની ચિંતા જાય.

**દર્પણમાં જુદી જાતનું મોં જણાવું**-અમલવેત અને કેસુડાનાં રાતાં ફુલ લાવી બંને વાટીને આરસીમાં ચોપડવું પછી તેમાં મોં જોવાથી જુદીજ જાતનું મોં જણાય.

**ગુપ્ત અક્ષર**-ડુંગરીના રસ અને ખજુર મેળવી તેનાથી કાગળ પર લખેલું લખાણ જણાતું નથી પણ તેને દેવતા ઉપર ધરવાથી વાંચી શકાય છે.

**પાણીમાં બોળવાથી અક્ષરો જણાય**—લીંબુના રસમાં ફટ-ડી મેળવીને તેનાથી કાગળ ઉપર લખવું, પછી સુકવવું તો અક્ષરો દેખાશે નહિ પણ તેને પાણીમાં બોળતાં અક્ષરો ખાઇ આવશે.

**સોનેરી અક્ષરો**—કૌચનાં પાનનો રસ કાઢી તેમાં ચુનો પલાળી નાથી કાગળ ઉપર લખવું તે અક્ષરો સોનેરી જણાશે.

**પીળા અક્ષરો**—નવસાર અને દૂધ મેળવીને તેનાથી લખવું પછી ને અગ્નિ ઉપર ધરવાથી પીળા અક્ષરો જણાય છે.

**બ્રહ્મરાક્ષસને કાઢવો**—ગોરખમુંડી, ગોખરૂ, ગૌમૂત્રમાં વાટી તેની ાસ લેવાથી બ્રહ્મરાક્ષસ અને ભૂતો જતાં રહે છે.

**ભુત જાય**—લીંબડાના પાન, વજ, હીંગ, સાપની કાંચળી અને રસવને એકત્ર વાટી તેનો ધુપ કરી તેની ધુણી દેવાથી ભૂત, કિની સર્વ જતાં રહે.

**ઉધેવ ન લાગે**—એક તોલો રસકપુર લઇ ૧૪૪ તોલા પા-ણીમાં મેળવી તે પાણીને ચોપડીઓ, કબાટ, વિગેરે સ્થળે છાંટવાથી ાં ઉધેવ આવતી નથી ને બીજા જંતુ પણ થતાં નથી.

**સાપનું ઝેર ઉતરે**—મોરથુથુ વાટીને નાકમાં સુંઘાડવાથી સાપનું ઝેર તરે છે. તાજા કમળ ગટ્ટા ( કમળકંદ ) નાં બીને વાટી આંજ-ાથી સાપનું ઝેર ઉતરે છે.

**ભીંતે આગ લગાડવી**—શરાબ અને માટીનું તેલ એક દિવાલમાં ાપડવાથી અગ્નિ સળગતો હોય તેવું જણાય પણ આગ લાગે નહિ.

**નેત્રરોગ**—વાંદરાની વિષ્ટા લાવી તેને વાટી આંખે ચોપડવાથી ત્ર રોગ મટે છે.

**માથું દુઃખવું**—ઘોડાની લાદ લાવી તેને નીચોવી રસ કાઢી નમા ટીપાં પાડવાથી માથાની પીડા મટે છે.

**માથાના કીડા જાય**—જ્યાં કીડા પડયા હોય ત્યાં ઉટનું તર લાવી તેમાં રૂ પલાળી કીડા વાળી જગાએ મૂકવાથી તેના સથી કીડા મરી જાય છે.

**આંખોમાંથી પાણી નીકળવું**—બાળકનો નખ આંખમાં ફેર-ાથી આંખમાંથી પાણી નીકળતું બંધ થાય છે.

**દાંતની પીડા**—માયનું સુકું છાણું લાવી વાટીને દાંતે ઘસ-થી દાંતની પીડા મટે છે.

**કાનના રોગ ને માથાના રોગ**-અરડુસાનું મૂળ લાવી તેનો રસ કાઢી તે બરોબર તેલ નાંખી ઉકાળવું જ્યારે રસ બળી જાય ને તેલ બાકી રહે ત્યારે ઉતારી તેલ ગાળી લેઇ તે થંડુ તેલ કાનમાં નાંખવાથી કાનના રોગ મટે છે તેમ બ્હેરાપણું મટે છે ને માથાની પીડા મટે છે.

**પેસાબે જતું લોહી બંધ થાય**-જવાસા ઘસીને પીવાથી સારૂ થાય છે.

**સુખ જુલાબ**—નવટાંક ચોખા, નવટાંક સાકર, નવટાંક ગુલાબનાં ફુલ સર્વેને અર્ધાશેર દુધમાં પકવી ખીર બનાવવી તેમાં નવટાંક ઘી નાંખી ખાય તો જેટલું પાણી પીવે તેટલા જુલાબ થાય.

**દાદર**-રાળ, ગંધક, ટંકણખાર, ખુરાસાની અજમો સર્વને વાટી પાણીથી ઘુંટી ગોળી બનાવવી પછી તે ગોળી ઘસીને દાદર ઉપર ચોપડવાથી દાદર મટી જાય છે.

**શરીર પુષ્ટ થાય**-દુધમાં ચોળીને રોટલો ખાય તો શરીર સારૂં પુષ્ટ થાય છે. સ્રીઓએ આસંદ, મુસળીને વાટી તેની બરાબર ગાયના દુધમાં પકાવી ખાવાથી શરીર પુષ્ટ થાય છે.

**વંધ્યાને પુત્ર થાય**-નાના બાળકનો પ્રથમ દાંત પડે તે લેઇ રાખવો પછી જે સ્રીને પ્રજા ન થતી હોય તે સ્રી તે દાંતને પોતાની પાસે રાખે તો તેને પુત્રનો જન્મ થાય.

**મસા મટે**—મસો કપાવીને તે જગાએ સુરોખાર મૂળાના રસમાં વાટી ચોપડવાથી મસા ફરી થતા નથી.

**પૃથ્વીમાંથી દાટેલું ધન શોધવું**-પૃથ્વીને ખોદતાં કમળની વાસ આવે તો ત્યાં દાટેલું ધન હોય; જ્યાં કાગ મૈથુન કરે, જ્યાં સિંહ બેસે ત્યાં ધન દાટેલું હોય.

**માટી ખવરાવતાં ગોળનો સ્વાદ આવવો**—આંખે પાટા બંધાવી ચણોખડીનાં પાન ચવરાવી પછી તેને માટી ખાવા આપી પૂછવું કે તેં શું ખાધું છે? તો તે ગોળ ખાધાનું કહેશે તેને ગોળનો સ્વાદ આવશે.

**વાળ વધારવા**—ઘોડાની લાદને લાવો તેમાં તેલ નાંખો અગ્નિ ઉપર કકડાવી પછી તેલ ગાળો લેવું તે તેલ માથે ઘાલવાથી વાળ વધે છે.

તરત દહીં જમાવવું-દુધમાં એક બે ટીપાં ગંધકના તેજા-
ાં નાંખવાથી દહીં જામી જાય છે.

**નસકોરી ફુટેલી બંધ થવી**--નાકમાંથી લોહી નીકળે તો
ા પગ ગરમ પાણીમાં બોળી દેવાથી લોહી બંધ થાય છે.

**નાસુર**—સાપની કાંચળી પાણીમાં વાટીને નાસુરમાં લગાવવું.
ાયે ફરી લગાવવું પાંચ સાત વખત લગાવવાથી નાસુર મટે છે.

**દાઝયાનો ઉપાય**--આકડાના પાન અગ્નિ ઉપર ગરમ કરી
ા રસ દાઝેલા ભાગ ઉપર લગાવવાથી મટી જાય છે.

**ગર્ભીણીને શું જન્મશે**—ગર્ભીણી સ્ત્રીના દુધમાં જુ નાંખવી
તે દુધની અંદર ચાલ્યાં કરે ને બહાર નીકળી ન શકે તો
ણવું કે તેને પુત્ર થશે અને બહાર નીકળે તો તેને પુત્રી થશે
ન માનવું.

**અખુટ ભંડાર**—કાળી ચકલી વ્હાય ત્યારે તેનો માળો જોઇ
વવો પછી તેમાંનાં બચ્ચાં મોટાં થઇ ઉડી જાય ત્યારે તે માળાને
ની ઘરમાં કોઠીમાં રાખી મુકવાથી અન્નમાં બરકત આવે છે
ખુટતું નથી.

---



# ભાગ ૧૪ મો

## દવા વગરનો ડાકટર

### પ્રકરણ ૧૦૦ મું

હીપ્નોટીઝમથી દરેક રોગ વગરદવાએ મટાડવાની રીત.

આધિ, વ્યાધિ અને ઉપાધિ ત્રણ પ્રકારથી મનુષ્યને રોગ ઉત્પન્ન થાય છે. મન અને બુદ્ધિમાં વિકારો ઉત્પન્ન થવાથી જે રોગ થાય છે તે રોગને આધિ, શરીરના રોગને વ્યાધિ અને પ્રાણના તત્ત્વમાં બગાડ થવો તે ઉપાધિ છે. આ ત્રણ પ્રકારે થયેલા રોગો હીપ્નોટીઝમથી મટાડી શકાય છે પણ હાડકું ભાગ્યું હોય તે રોગ મટાડી શકાતો નથી. વિધાયકને આવા રોગો મટાડવામાં શ્રદ્ધા હોવી જોઇએ. તે મટાડવામાં સંકલ્પબળની વધુ અગત્ય હોય છે. વિધાયકના ઉપર રોગોની શ્રદ્ધા બેસે તે પ્રમાણે કરવું જોઈએ. આ પ્રયોગ કરતી વખતે તે ડાકટરનો કે વૈદ્યની દવા કરતો હોય તો ભલે કર્યા કરે, તેને તે છોડાવી દેવાની જરૂર નથી.

આ પ્રકારે દર્દીને પ્રયોગ કરતી વખતે તેની આંખો બંધ કરાવવી પછી જો તે બેસી શકે તેમ હોય તો તેને ખુરશી ઉપર બેસાડવો અને બેસી શકાય તેમ ન હોય તો પથારીમાં સુવાડીને પ્રયોગ કરતા પહેલાં હું જરૂર તેને આરામ કરીજ દઇશ એવો દૃઢ

સંકલ્પ કરવો જોઈએ. વિધાયક જેમ જેમ પ્રયોગ કરવાનો અભ્યાસ પાડે છે તેમ તેમ તે વધુ સ્હેલાઇથી રોગો સાજા કરી શકે છે. શરૂઆતમાં નિષ્ફળ જવાય તો હરકત નહિ પણ લાંબા અનુભવ પછી રોગો સાજા કરવાની સ્હેલી રીત આવડી જવાની શરૂઆતમાં વગર ફીએ રોગો મટાડવાનું જારી રાખવું તેથી વિધાયકને અનુભવ થતો જવાનો અને જેમ જેમ રોગીઓ સારા થતા જવાના તેમ તેમ તેને લાભ થવાનો.

આ વિદ્યાથી કેટલીક વખતે વંશપરંપરાના રોગો મટી શકતા નથી તેમ હાડકું ભાગવાથી થયલી ઇજા મટી શકતી નથી. તાવ, માથાનો દુખાવો, ઝામર, નાડી બગડવાથી થતા રોગો એ વિગેરે રોગો તો સ્હેલાઇથી આ વિદ્યાથી મટી શકે છે. આવા દરદોમાં માથાથી પગ સુધી માર્જન કરી દરદીને ઉંઘમાં નાંખવાથી સારો ફાયદો થાય છે. તેને બને ત્યાં સુધી ખાટલામાં સુવાડવાથી પ્રયોગો કરવામાં સુગમતા પડે છે. પ્રયોગ શાંતિથી નમ્રપણે અને માયાળુ અંતઃકરણથી કરવાથી દરદીના ઉપર સારી અસર થાય છે.

માર્જન—આ પ્રયોગ કરવામાં દરદી ઉપર માર્જન કરવાની પ્રથમ જરૂર છે. જેમ હીપ્નોટીઝમનો પ્રયોગ કરવામાં માર્જન કરતી વખતે તેને હાથ અડકાડવાની જરૂર હોતી નથી તેમ આ પ્રયોગમાં નથી. તેમ માર્જન કરતી વખતે માથેથી પગ સુધી હાથ લઈ જઇ જેમ હાથને કાંઈ ચોટયું હોય તેમ હાથને બાજુ ઉપર લઈ જઇ ખંખેરી નાંખવો, અને તે વખતે તેના શરીરમાંનું રોગી તત્વ નીકળી જાવ અને તે જલ્દી સાજો થઈ જાવ એવો દૃઢ સંકલ્પ કરવો જોઇએ. માર્જન ધીમેથી કરવાં તેમ પ્રયોગ પુરો થતાં હાથ ધોઇ નાંખવો. એક દરદી ઉપર પોતાને યોગ્ય લાગે તેટલીવાર માર્જન કરવાં. જો માર્જન કરતાં રોગી ઉંઘી જાય તો તેને વિસર્જન માર્જન કરી જગાડવો નહિ પણ એની મેળે જાગે ત્યાં સુધી ઉંઘવા દેવો.

રોગીને તેનું દરદ મટાડવામાં ફુંકો મારવાની જરુર છે. ફુંક મારવાથી તેના શરીરમાં ગરમી દાખલ કરી શકાય છે તેથી દરદ ઉપર સારી અસર થઇ શકે છે. દરદવાળા ભાગ ઉપર રૂમાલની ગડી વાળીને મૂકવો અને તેમાં થઈ ફુંકો મારવી. પછી રૂમાલ લઈ લઈ

તેના ઉપર માર્જન કરવાં, આ વખતે રોગીને દીર્ઘશ્વાસ પ્રશ્વાસ કરતા રહેવાનું કહેવું, એટલે ઉંડો શ્વાસ લઇ, થોડીવાર રોકીને તે ધીમે રહીને નાકદ્વારા બહાર કાઢયા કરવાનું કહેવું. જ્યારે ઉંડો શ્વાસ લઇ થોડીવાર રોકીને બહાર કાઢે તે વખતે તેના ઉપર માર્જન કરવું તે શ્વાસ બહાર કાઢતી વખતે તમારો હાથ દર્દવાળા ભાગના છેવટના છેડા ઉપર હોવો જોઇએ. આ પ્રયોગ ૧૫ થી ૨૦ મિનીટ સુધી કરવો. પ્રયોગ કરતી વખતે બને તો દરદીને કપડાં કઢાવી નાંખવાં, અને જરૂર હોય તો એક પાતળુ લુઘડું ઓઢાડી રાખવું.

રોગીને પહેરવાનું વસ્ત્ર માર્જન કરીને આપવું અથવા માર્જન કરેલું પાણી પીવા આપવું. તેમ દુઃખાવાવાળા ભાગ ઉપર માર્જન કરેલો લુઘડાનો કકડો, પાણીથી પલાળીને બંધાની દેવો. તાવવાળા રોગીને માર્જન કરેલું ગરમ પાણી પાવું તેથી તેને પરસેવો વળી તાવ ઉતરે છે. એક પવાલામાં પાણી ભરી તેના ઉપર હાથની આંગળીઓ ધરી તેમાં તે પાણીની જેવી અસર દરદીને થવી જોઇએ તેવા સંકલ્પ કરવો. જો તેને રોગ મટે અને શક્તિ આવે એવી ઇચ્છા હોય તો આ પાણીથી તેનો રોગ મટી શક્તિ આવશેજ એવો દૃઢ સંકલ્પ કરી તેના ઉપર જમણા હાથના આંગળીઓના છેડા ધરી રાખો. એટલે જેવી તમે ઇચ્છા કરી હશે તેવું પરિણામ તે પાણીથી આવશે. પાણી સ્વચ્છ ગળેલું ને તાજુ લેવું.

તેવીજ રીતે ખાંડની ગોળીઓ બનાવા તે બંને હાથની હથેળીમાં રાખી તે રોગીને આ ગોળીઓથી મટી જશે એવી દૃઢ ઇચ્છાપૂર્વક તેના ઉપર ફુંકો મારી તયાર કરવી. તે ખવરાવવાથી પણ ફાયદો થાય છે. માર્જન કરેલા પાણીમાં કપડું પલાળી દરદવાળા ભાગ ઉપર મૂકી શકાય છે. આ ઉપરાંત દરદીને બરોબર શરીર સ્વચ્છ કરીને ન્હાવાની, ખાસ જરૂર છે. ઓઢવા પાથરવાના અને પહેરવાનાં વસ્ત્ર ધોયેલાં સ્વચ્છ રાખવાં. મનમાં આનંદ રાખવો. ઉકળાઇ જવું નહિ પણ શાંતિ રાખવી. શુદ્ધ હવામાં રહેવું અને ચોખ્ખી હવાનો લાભ લેવો, કેફી પીણાં છોડી દેવાં, હદ ઉપરાંત ખાવું નહિ. ખોટા વિચારો કર્યા કરવા નહિ, ઉદાસી ન રાખવી, અને જેમ બને તેમ શરીરને આરામ આપવાની સૂચના કરવી, મનની શરીર ઉપર વધુ અસર થાય છે. માટે આવા દરદીઓને મન આનંદી અને શાંતિ રાખવા સૂચના કરવી, કોઇ જાતની ચિંતા ન રાખવાનું કહેવું.

## પ્રકરણ ૧૦૧ મું.

### કેટલાક રોગો ચમત્કારીક રીતે મટાડવા

સંધિવા—જે પુરુષ કે સ્ત્રીને સંધિવા થયો હોય તેને આરામ ખુરશી ઉપર બેસાડી તેના હાથ ઘુંટણુ ઉપર રાખી આંખો બંધ કરાવવી પછી પ્રયોગ કરનારે તે રોગીના બંને ખભાથી તે ઠેઠ આંગળીઓના ટેરવા સુધી પોતાના બંને હાથે માર્જન કરી મુઠીઓ ખંખેરી નાંખવી અને દરદવાળા ભાગ ઉપર તે દરદ આ પ્રયોગથી મટે છે જ એવા સંકલ્પપૂર્વક ફુંકો મારવી. જે ભાગ રહી ગયો હોય તે ભાગ બંને હાથ તેને દુઃખે નહિ તે રીતે જરા દબાવ્યા કરવો જે ભાગનો સાંધો રહી ગયો હોય તેના ઉપર માર્જન કરવાં પાથી અર્ધા કલાક સુધી તે મટવાની ભાવનાપૂર્વક માર્જન કર્યો જવાં અને જે ભાગ ઉપર રોગીને પીડા થતી હોય તેના ઉપર, ઉપર જણાવ્યા પ્રમાણે મટવાના સંકલ્પપૂર્વક ફુંકો મારવી અને તેને દીર્ઘ શ્વાસ લેવા મૂકવાનું કહેવું. તેણે શ્વાસ લેતી વખતે જાણે આરોગ્યને શરીરમાં ભરતો હોય તેવી ભાવના કરવી અને શ્વાસ મૂકતી વખતે જાણે શરીરનાં રોગી તત્ત્વો બહાર નીકળી જતાં હોય તેવી ભાવના કર્યા કરવી જોઇએ. તેને સૂચના આપવી કે આ પ્રયોગ થઇ રહ્યા પછી જ્યારે તું આંખો ઉઘાડશે ત્યારે ઘણો આરામ થયેલો જણાશે અને પ્રયોગના અંતે તે આંખો ઉઘાડે એટલે તેને કહેવું કેઃ કેમ ફાયદો જણાય છે ખરૂંને ? જયારે તેને આરામ થયાનું તે જણાવે ત્યારે વિધાયકે શ્રદ્ધાપૂર્વક પ્રયોગ કરવાનું જારી રાખવું.

સંધીવાના સોજા—મટાડવા માટે માર્જન કરી રહ્યા પછી જો હાથે સોજા આવ્યા હોય તો હાથ અને પગે સોજા આવ્યા હોય તો પગ એક તપેલામાં પાણી ભરાવીને તેમાં બોળાવવા પછી દરદવાળા ભાગની ઉપરની બાજુએ બંને હાથ મૂકી ધીમેથી અંગુઠા સુધી લઇ જવા અને પછી તે બહાર ખંખેરી નાંખવા. માર્જન કરતી વખતે દરદીના શરીર ઉપર પ્રયોગ કરનારે હાથ તેને અડકાવવા અને પછી ખંચેરી નાંખવા.

બંધકોશ—રોગીને છતો સુવાડી અથવા ઉભો રાખીને પ્રયોગ કરનારે બંને હાથે તેના શરીરની બંને બાજુએ માર્જન કરવાં. પ્રથમ પેટ ઉપરથી શરૂ કરી શરીરની નીચેના ભાગ તરફ હાથ લઇ જઇ

ત્યાંથી પછી દૂર લઈ હાથ ખંચેરી નાંખવા પછી તેના પેટ ઉપર જમણો હાથ જમણી તરફ ગોળ ફેરવવો પછી એક હાથ પેટ ઉપર અને બીજો હાથ તેની પીઠ ઉપર થોડીવાર સુધી રાખી વળી પાછું માર્જન શરૂ કરવાં અને વળા પેટે હાથ ફેરવવો તેને સવારમાં થંડુ પાણી પીવાને તથા ફળ ખાવાને કહેવું, દીવસમાં બે વખત તેના ઉપર પ્રયોગ કરવો તેને જુલાબ જેવી દવા લેવાનું ના કહેવુ. ઘણા રોગો બંધકોશથી ઉત્પન્ન થાય છે. માટે બંધકોશ આ પ્રયોગથી મટાડતાં જેને આવડે છે, તે અનેક રોગ મટાડી શકે છે.

પેટનો દુઃખાવો—રોગીને છતો સુવાડી જે ભાગમાં દરદ જણાતું હોય ત્યાંથી થોડે ઉચેથી તે પેઢા સુધી તે રોગ મટાડવાની ભાવના પૂર્વક માર્જન કરવું અને ફુંકો મારવી અને રોગીને દીર્ઘ શ્વાસ લેવા મૂકવાનું કહેવું તે વખતે તેને દરદ મટે છે, એવી ભાવના કરવાનું કહેવું તેથી દુઃખાવો મટી શકે છે.

**આંખ દુઃખવી**—દરદીને ખુરશી ઉપર બેસાડી આંખો બંધ કરાવી પછી તેની આંખો ઉપર પ્રયોગ કરનારે પોતાની હથેળીઓ પાંચેક મિનિટ સુધી ડાબી રાખવી, પછી તે આંખો ઉપર ફુંકો મારવી અને આંગળીના ટેરવાથી તેની બંધ કરેલી આંખો ઉપર ધીમેથી ટકોરા મારવા અને પછી હાથ ખંખેરી નાંખવા. આ પ્રકારે પાંચેક મિનિટ તેની આંખો સારી થઇ જાય છે એવી ભાવના પૂર્વક કરવું. તેનાં પોપચાંની બહારની કિનાર તરફથી નાક તરફની બાજુ સુધી ઘસવાં તેથી જલ્દી આરામ થઈ જાય છે.

**લકવો-પક્ષાઘાત**—શરીરના જે ભાગ ઉપર પક્ષાઘાત થયો હોય તે ભાગને ઉઘાડો રાખી તેના ઉપરથી નીચે જાય તેવી રીતે હાથવડે જોરથી ઘસવું તે પછી તે ઉપર એક થપડ મારવી પછી તેના બરડાની કરડો ઉપર જોરથી હાથવડે ચામડી લાલ જણાય ત્યાં સુધી ઘસવું અને પછી તે ઉપર જોરથી. થપડ મારવી. જો પગે લકવો થયો હોય તો પછી તેનો હાથ ઝાલી ચલાવવા માટે ખેંચવો અને હાથે થયો હોયતો હાથ નીચે ઉપર ફેરવવો. જાણે તેના ઉપર હુકમ કરતા હોય તેવી રીતે કહેવું કે ચાલો, ચલાશેજ. પછી દરદવાળા ભાગ ઉપર બામ કે દારૂ ઘસવો. રોજ બે વખત આ પ્રયોગ કરવો. આ વખતે તેને મટે છેજ એવો દઢ સંકલ્પ કર્યો

કરવો વળી તેને પ્રથમ હીપ્નોટીઝમથી ભર નિદ્રા લાવા તેને કહેવું કે હવે તારો રોગ જતો રહ્યો છે, તું જાગીશ ત્યારે તને તે રોગ મટી ગયેલો જણાશે. જો તેને પગે પક્ષાઘાત થયો હોયતો તેને જગાડયા સિવાયજ તેની આંખો ઉઘડાવીને તેને ઉભા થઇને ચાલવાનો હુકમ કરો અને હાથે થયો હોયતો હાથ આડાઅવળો ફેરવવાનું કહો. તે આંખો ઉઘાડે એટલે તેની આંખો સામું જોઇ તેને મટી ગયું છે. એવી ભાવનાપૂર્વક તેને કહેવું કે હવે તને મટી ગયુ છે માટે ચાલી શકાશે માટે ચાલો. જો દઢ સંકલ્પપૂર્વક આ પ્રયોગ કરવામાં આવે છે, તો દરદી સાજો થઈ જાય છે.

માથું દુઃખવું—રોગીને ખુરશીમાં બેસાડી તેનું માથું ખુરશીની પાછલી પીઠ ઉપર મૂકવાનું કહેવું અને પછી આંખો બંધ કરવાનું કહેવું પછી ડાબો હાથ તેના માથા ઉપર મૂકી તમારી આંગળીઓના છેડા તેના મોં સુધી આવે તેવી રીતે ધીમેથી તમારો હાથ ફેરવો અને પછી હાથ ઉઠાવી લઈ ખંખેરી નાખી તેને દીર્ઘ શ્વાસ લેવા મૂકવાનું કહેવું અને કાન ઉપર રૂમાલ મૂકી તે રોગ મટવાની ભાવનાપૂર્વક કાનમાં ફુંક મારવી આમ બેચાર વખત કરવાથી માથુ ઉતરી જાય છે.

દાંતમાં દુઃખતું હોય તો—ઉપર પ્રમાણે દરદીના માથેથી મોં સુધી આંગળીઓના છેડા ફેરવી માર્જન કરી કાન ઉપર રૂમાલ મૂકી ફુંક મારવી અને તેને દીર્ઘ શ્વાસ લેવા મૂકવાનું કહેવું.

જડબાનું દરદ—રોગીની આંખો બંધ કરાવી તેને ખુરશી ઉપર બેસાડી તેને જે ભાગમાં દુઃખતું હોય તેના ઉપર હાથ જમણો મૂકી આંગળીઓના છેડા ધીમેથી દાઢી સુધી આવે તેમ ફેરવી ખંખેરી નાંખવા. પાએક કલાક આમ કર્યા કરવાથી મટે છે. તે વખતે તેને દીર્ઘશ્વાસ લેવા મૂકવાનું કહેવું. આગલા દાંતમાં દુઃખતું હોય તો ઉપર પ્રમાણે કરી બંને કાનમાં ફુંકો મારવી પછી જમણા હાથની હથેળી દરદવાળા ભાગ ઉપર મૂકી ત્યાં થોડીવાર રહેવા દેવી પછી તેને આંખો ઉઘાડતાં કહેવું કે હવે તમને મટી ગયું છે. વળી દરદીના દુઃખાવાવાળા ભાગ ઉપર હાથ મૂકી દરદવાળી બાજુના કાન ઉપર રૂમાલ ચોવડ કરીને મુકવો પછી તમારો બીજો હાથ તેના મોં આગળ તમારે હાથ રાખી મૂકીને પછી કાન ઉપરના

રૂમાલ ઉપર મૂકવો અને પછી તેના કાનમાં ફુંકો મારો અને તેનું દરદ મટી ગયું છે, એવી ભાવના કરો એટલે તેનું દરદ શાંત થશે.

**પીઠનો દુઃખાવો**—રોગીને ઉંધો સુવાડી તેને જે જગાએ દુઃખ થતું હોય તેની ઉપરની બાજુથી તેના સાથળ સુધી બને હાથે માર્જન કરવાં અને પછી હાથ ખંખેરી નાંખવા અને એમ બેચાર વાર કરી દુઃખાવાવાળી જગાએ એક થપ્પડ મારવી જેથીં આરામ થશે. વળી માર્જન કરીને દુઃખાવાવાળા ભાગ ઉપર ફુંક મારવી. દરદવાળા ભાગ ઉપર હાથ અડકાડીને માર્જન કરવાં અને તે વખતે તેનું દરદ મટે છે, એવી ભાવના કરવી તથા તેને પણ કહેવું કે હવે તમારૂં દરદ શાંત થયું છે. અને માર્જનના અંતે દીર્ઘશ્વાસ લેવા મૂકવાની ક્રિયા કરવાનું તેને કહેવું.

**અજીરણ**—છાતીના ઉપરના ભાગથી તે પેટનાં છેડા સુધી બંને હાથ ઉપરથી નીચે આવે તેમ માર્જન કરવાં પછી હાથ ખંખેરી નાંખવા થોડીવાર માર્જન કર્યા પછી બંને હાથ ખૂબ ઘસી જમણો હાથ તેના પેટ ઉપર ઘસવો તથા પેટ દબાવવું, અને વળી માર્જન કરવાં. રોજ એક વખત ૦। થી ૦।। કલાક સુધી આ પ્રયોગ કરવાથી આરામ થાય છે. ખાવામાં પચે તેવો ખોરાક ખવરાવવો. પાણી થોડું પીવાનું કહેવું તેથી આરામ થાય છે.

**નજરો—અથવા ચસકા**—જો મોં ઉપર ચસકા આવતા હોય તો રોગીને ખુરશીમાં બેસાડી તેનું માથું પાછળ ખુરશી ઉપર મૂકાવવું. પછી આંખો બંધ કરાવી તેના દુઃખાવાવાળા ભાગ ઉપર મોં ઉપર બંને હાથ જરા મસળીને પ્રયોગ કરનારે મૂકવા અને પછી માથાની વચ્ચેથી તે જડબા સુધી માર્જન ગોળાકાર રીતે કરવાં અને હાથ ખંખેરી નાંખવા. આ પ્રમાણેનો પ્રયોગ તેને મટશેજ એવા સંકલ્પપૂર્વક કરવો વળી તેના બંને કાનમાં ફુંક મારવી તથા ડાબો હાથ કપાળ ઉપર અને જમણો હાથ પાછળ રાખી જરા દબાવવું. તેને કહેવું કે હવે આંખો ઉઘાડશો એટલે તમને મટી ગયેલું જણાશે.

**માથું દુખવું**—દરદીને ખુરશી ઉપર બેસાડી બંને હાથ તેના માથે બંને લમણા ઉપર રાખી જરા દબાવવું. પછી જમણો હાથ કપાળ ઉપર મૂકી ડાબો હાથ પાછળ રાખી બે ત્રણ મિનિટ સુધી

દબાવવું. પછી જમણા હાથથી તેના કપાળ ઉપર બે ત્રણ ટકોરા મારવા અને હાથ ખંખેરી નાંખવો. માથું પાછળ દુઃખતું હોય તો પાછલા ભાગમાં ખભા સુધી માર્જન કરી હાથ ખંખેરી નાંખવા, વચ્ચે દુઃખતું હોયતો ટકોરા મારી લમણા સુધી હાથ લઈ જઈ ખંખેરી નાંખવા. પછી બંને હાથે તેના કપાળથી લમણા સુધી હાથનાં ટેરવાં વડે માર્જન કરવાં. આ વખતે રોગ મટવાની ભાવના કરવી, તથા તેને દીર્ઘશ્વાસ લેવા મૂકવાનું કહેવું પછી તેનાં નેત્રો બંધ કરાવી પંખાવડે ઉજણી નાંખવી, પછી આંખ ઉઘાડતાં માથુ ઉતરી ગયેલું લાગે છે. માથું ૦ાા કલાક સુધી કેટલીકવાર દબાવવું પડે છે. તેથી જરૂર આરામ થાય છે.

**છાતીનો દુઃખાવો**—દરદીની ડાબી છાતી ઉપર તમારા હાથની હથેળીઓ મૂકી રાખવી પછી જમણા હાથનાં આંગળાંથી માર્જન કરવાં, અને દરદવાળી જગા ઉપર ફુંક મારવી. આ વખતે. તેને દીર્ઘશ્વાસ લેવા મૂકવાનું કહેવું. આ પ્રમાણે બે ચાર વખત કરવાથી મટી જાય છે. વળી દરદીને છતા સુવાડી અને છાતીના જે ભાગમાં દુઃખતું હોય તેથી થોડે ઉપરથી અર્ધ ગોળાકારે બંને હાથે માર્જન કરવાં અને છાતી ઉપર ફુંકો મારવી તેને કહેવું કે હવે તમને આરામ થઇ જશે, બે ત્રણ વખત આ પ્રમાણે કરવાથી મટી જાય છે.

કાનનો દુઃખાવો—જે બાજુના કાનમાં દરદ થતું હોય તે કાન ઉપર રહે તેવી રીતે દરદીને પાસાભેર સુવાડી કાનમાં ગરમ ફુંકો મારવી, અને જમણા હાથથી કાનની આજુબાજુ માર્જન કરવાં અને તેના કાનની બુટી થોડીવાર પકડી રાખવી અને પછી હાથ ખંખેરી નાંખવા. આવી રીતે ફુંક મારી, માર્જન કરી હાથ ખંખેરી નાંખવા આવી રીતે બે ચાર વાર કરવું તેમ તે વખતે તેને દીર્ઘશ્વાસ લેવા મૂકવાનું કહેવું તથા તેને દુઃખાવો મટી ગયો છે, એવી ભાવનાપૂર્વક આ પ્રયોગ કરવો તેમ તેને પણ કહેવું કે તારૂં દરદ હવે મટી ગયું છે.

ગળુ બેસી જઇ અવાજ બેસી જવો—રોગીની ગરદનના પાછળ ભાગ ઉપર બંને હાથે માર્જન કરી બંને હાથની આંગળીઓ ભેગી થાય ત્યાં સુધી ગળા ઉપર માર્જન કરવું, અને ગરમ ફુંક મારવી તેથી આરામ થાય છે.

રોગીને તેનું દરદ આ પ્રયોગથી જરૂર મટશે જ એવું કહેવું તથા તેના ઉપર શ્રદ્ધા બેસાડવી. ઘણી વખતે રોગીને ઉંઘમાં નાંખી પ્રયોગ કરવાથી સારી અસર થાય છે. અને હીપ્નોટીઝમનો પ્રયોગ કરવાની રીત પ્રમાણે તેની આંખની સામે ત્રાટક કરી તેને ઉંઘમાં નાંખવા યત્ન કરવો. કેટલીક વાર ઉંઘ લાવ્યા સિવાય પણ તેને ખાટલામાં સુવાડી આંખો બંધ કરાવી, તેને ઉંઘી જવાનું કહેવું, પછી તેના ઉપર માર્જન કરી તેનું દરદ મટી ગયું છે. એવા સંકલ્પપૂર્વક તેને તે બાબતમાં કહેવું.

આંતરડાનાં અને જઠરનાં દરદો—રોગીને ઉંઘમાં નાંખી તેના જઠર ઉપર અને આંતરડાં ઉપર બંને હાથવડે તેને મટી જ ગયું છે. એવા ભાવનાપૂર્વક માર્જન કરવાં. પછી તે દરદીને કહેવું કે: હવે તને દુ:ખતુ નથી, તારૂં જઠર અને આંતરડાં નિરોગ થઇ ગયાં છે અને રોગ બિલ્કુલ રહ્યો નથી. હવે તમને એ દરદ થવાનું નથી બધુ મટી જ ગયું છે. અને દરદવાળી જગા ઉપર હાથ મુકવો તથા તે જગાએ જરા જરા હાથ ફેરવતા જવું, અને રોગ મટયાનું તેને કહેતા જવું.

ચુંક—રોગીને ઉંઘમાં નાંખી તેને જે જગાએ ચુંક આવતી હોય તે જગાએ માર્જન કરી ત્યાં હાથવડે જરા પંપાળવું અને તેને કહેતા જવું કે: હવે તમને ચુંક મટી ગઇ છે. તે ફરી આવવાની નથી અને દુ:ખાવો મટી ગયો છે. તમે જાગશો ત્યારે બીલકુલ દરદ જણાશે નહિ, આમ કરવાથી તેને ચુંક મટે છે.

હીસ્ટીરીઆ-રોગીને ઉંઘમાં નાંખી તેના ઉપર માર્જન કરવું અને તેને કહેવું કે હવે તને આરામ થયો છે. તારૂં દરદ મટયું છે. તું જાગશે એટલે તને ફરી આ દરદ થશે નહિ તું બળવાન બનશે, મન તારે કબજે રહેશે. આવું તેને દૃઢ સંકલ્પપૂર્વક કહેવું અને હૃદય ઉપર ફુંકો મારવી. આ પ્રમાણે તેને સૂચના આપી કહેવું કે: હવે તું જાગશે એટલે તને મટી ગયેલું જણાશે. આમ કહી છેવટે તેને જગાડવાથી તેને સારૂં થયેલું જણાશે.

બોબડું બોલવું—આવા દરદીને ઉંઘમાં નાંખી પછી તેને દૃઢ સંકલ્પપૂર્વક સૂચના આપવી કે: હવે તારી જીભ તોતડાશે નહિ, તું હવે સારી રીતે બોલી શકશે. હવે તારી જીભ સારી થઇ

ગઇ છે." આ પ્રમાણે તેને સૂચના આપી તેજ સ્થિતિમાં તેની આંખ ઉઘાડી વંચાવવું. તે વખતે તે બરાબર વાંચી શકશે. જીભ અટકશે નહિ. પછી તેની આંખ બંધ કરાવી તેને કહેવું કે હવે તારી જીભ ફરી કદી અટકવાની નથી. આ પ્રમાણે અડધો કલાક પ્રયોગ કરી પછી તેને જગાડવો અને તે વખતે તેની સાથે વાત કરવાની કે વંચાવવાની ક્રિયા કરવી તેમ કરતાં તે વગર અટકે બોલી શકશે.

બ્હેરાપણું–દરદીને ઉંઘમાં નાંખી તેના કાનમાં ગરમ ફુંકો મારી તેને કહેવું કેઃ હવે તું જાગશે ત્યારે તારા કાન સારા થઇ જતાં તું બધું સાંભળી શકશે. તને હવે સારૂં થઇ ગયું છે. તેની સાથે વાત કરતાં તે તમારી વાત આ સ્થિતિમાં સાંભળી શકશે. અને પછી તેને જાગ્રત કરવો. આમ થોડો વખત પ્રયોગ કરવાથી તેને આરામ થઇ જશે.

આંખે ઝાંખ પડવી–તેવા માણસને ઉંઘમાં નાંખી તેની આંખો ઉપર ફુંક મારવી પછી બંને હાથની હથેળી તેની આંખો ઉપર મુકી તેને કહેવું કેઃ હવે તારી આંખની ઝાંખ મટી ગઇ છે, તું જાગશે ત્યારે બધું બરાબર દેખી શકશે. હવે તારી આંખો સારી થઇ ગઇ છે. આ પ્રમાણે પાંચ સાતવાર દૃઢ સંકલ્પપૂર્વક તેને સૂચનાઓ આપી પછો જાગ્રત કરવો તો તેની આંખ ઉપર અસર થયેલી તમને જણાશે.

નબળાઈ—રોગીને ઉંઘમાં નાંખી તેના મગજ ઉપરથી તે બરડાની કરોડના છેડા સુધી પંદર વીસેક માર્જન કરી પછી અંતઃકરણ ઉપર ગરમ ફુંકો મારવી અને પછી દૃઢ સંકલ્પબળવડે તેને કહેવું કેઃ "હવે તમારી નબળાઇ મટી ગઇ છે, તમને બળ આવ્યું છે અને તમે જાગશો ત્યારે તમારામાં બળ આવેલું અનુભવશો." આ પ્રમાણે સુચના આપી તેને જાગ્રત કરવો. આમ વારંવાર પ્રયોગ કરવાથો તેને આરામ થાય છે.

બીડી વીગેરેનું વ્યસન–આવા દરદીને ઉંઘમાં નાંખી પછી તેને કહેવું કેઃ હવે તારે બીડી કે દારૂ જે પીતો હોય તે પીવું નહિ પડે. તારે તે પોવુંજ નહિ. તે પીવાનું તને મન પણ નહિ થાય. તને તે પીવામાં અરૂચી જણાશે. તે પીતાં જ તને ઉલટી

થશે. આ પ્રમાણે તેને દસ પંદર વાર સૂચના આપવી અને પછી તેને જાગ્રત થતાં તે બીડી કે દારૂ જે પીતો હશે તે પીવાનું મન નાંહ થવાનું, અને વ્યસન છોડી દેશે.

**ઉંઘ ન આવવી**—ઘણા માણસોને રાત્રે ઉંઘ આવતી નથી તેવા માણસને આ પ્રયોગથી ઉંઘમાં નાંખી કહેવું કે 'હવે તમને રાત્રે બરોબર ઉંઘ આવશે, સવારે જ તમે જાગશો. હવે બેચેની જણાશે નહિ.' આ પ્રકારની સૂચનાઓ આપ્યા પછી થોડાવારે તેને જગાડવો. પછી તેને રાત્રે બરોબર ઉંઘ આવશે.

**દમ–ઉધરસ**—આવા દરદીને ભર ઉંઘમાં નાંખી તેના પેઢા ઉપર દસ બાર વાર માર્જન કરી પછી ખભા ઉપર માંજન કરવાં પછી પીઠે માર્જન કરી તેને સૂચના આપવી કે: હવે તમને બીલકુલ ઉધરસ આવવાની નહિ, હવે બરોબર ઉંઘ આવશે. તમને હવે બીલકુલ દમ ચઢશે નહિ, તે રોગ હવે મટી ગયો છે. જ્યારે તમે જાગશો ત્યારે પૂર્ણ આરામ થયેલો જણાશે." આ પ્રમાણે પા અર્ધો કલાક કરી તેને જગાડવો. આ પ્રયોગ થોડા દિવસ વધુ જારી રાખવાથી તેનો દમનો રોગ મટી જશે. સૂચનાઓ તે સમજી શકે તેવી રીતે શાંતિથી, ધીમેથી અને મજબુત અવાજથી જાણે હુકમ કરતા હોઇએ તેવી રીતે કરવી. સૂચના આપતી વખતે તે પ્રમાણે બન્યું છેજ એવી મનમાં દૃઢપણે ભાવના કરવી.

**પોતાને થયેલો રોગ જાતે મટાડવો**—જો પ્રયોગ કરનારને જ કોઈ રોગ થયો હોય તો તે પોતે આરોગ્યની દૃઢ ભાવનાવડે મટાડી શકે છે. મનુષ્યના શરીર ઉપર તેના મનના વિચારોની અસર થાય છે તેથી બીજા માણસને ઉંઘમાં નાંખી તેને થયેલા દરદ સંબંધીના વિચારો જેમ સૂચના આપી આરોગ્યમાં ફેરવી શકાય છે તેમ પોતે માંદો થાય ત્યારે પોતાના વિચારો ફેરવીને નીરોગ બની શકે છે. જ્યારે દરદ થતું હોય તે વખતે મનમાં વિચાર કર્યા કરવો કે મને દરદ થતુંજ નથી, મારૂં શરીર આરોગ્યવાળું, બળવાન અને નિરોગ છે. મને તાવ હવે મટી ગયો છે, હવે તો હું આરોગ્યવાળો બની ગયો છું' આવી ભાવના કર્યા કરી તેની મન ઉપર છાપ પાડયા કરવી વળી રાત્રે ઉંઘતી વખતે પણ આ પ્રકારની ભાવના કરીને સૂઇ રહેવું. રાત્રે ઉંઘતા પહેલાં દૃઢ સંકલ્પ કરવો કે હું સવારે

જાગીશ ત્યારે મારો રોગ મટી ગયો હશે, અને મારૂં શરીર આરોગ્યવાળું બની જવાનું છે. આ પ્રમાણે આરોગ્યના વિચાર કર્યા કરવા. દુઃખના વિચારો જ ન કરવા. આથી જરૂર શરીર સાજુ થવાનું અને દરદ મટી જવાનું જ.

આ પ્રમાણે વિચાર કરવો એટલું જ નહિ પણ માનવું પણ તેજ પ્રમાણે. મારામાં રોગ છેજ નહિ. મારૂં શરીર ઘણું જ તંદુરસ્ત છે. આ પ્રકારની ભાવના કર્યા કરવાથી મનુષ્ય પોતેજ પોતાનો વૈદ્ય બની શકે છે. આવીજ રીતે માણસ પોતાની યાદદાસ્તિ વધારી શકે છે. બુદ્ધિ વધારી શકે છે. આમ એક વખત કરવાથી કાંઈ આરામ થઇ જતો નથી પણ જેમ જેમ એ પ્રમાણે આરોગ્યના વિચાર કરી શરીર તંદુરસ્ત થઇ ગયું છે ને રોગ બિલકુલ છેજ નહિ એમ માન્યા કરવાથી શરીર નિરોગ બને છે, અને અભ્યાસ થતાં સ્હેલથી તે પોતાના રોગો આવી ભાવનાથી મટાડી શકે છે.

દવા વગર આ પ્રયોગથી રોગો મટાડવાને માટે એકાદ બે વાર કાંઈ ફાયદો ન થાય તો તેથી નિરાશ થવું નહિ. પણ ખંતથી અભ્યાસ કર્યા કરવાથી પછી સ્હેલથી અનેક રોગો આ પ્રયોગથી મટાડી શકાય છે.





## ભાગ ૧૫ મો

# હજારો વ્યાધીની માત્ર એકજ દવા.

## પ્રકરણ ૧૦૨ મું

### માત્ર જળોપચારથી અનેક વ્યાધી મટાડવા.

### માત્ર પાણીથી જુદા જુદા રોગ મટાડવાની રીત.

લુઇકુન્હે જરમનીના રહેવાસી છે. તેમનું ઘર લીપઝીક નગરમાં છે. તે નાનપણુમાં મહા રોગીષ્ટ હતા પણ હાલ તેમના જેવું નીરોગી શરીર ભાગ્યેજ કોઇનું હશે. યુરોપ અને અમેરિકામાં જળ ચિકિત્સા જેને અંગ્રેજીમાં હાઇડ્રોપેથી કહે છે ત બહુજ દિવસથી પ્રચલિત છે. પરંતુ કુને સાહેબે તે ચિકિત્સાને બહુ જ રહેવી કરીને એક નવું રૂપ આપ્યું છે. તે ચિકિત્સા દ્વારા મનુષ્ય જાતિને જે લાભ થયો છે અને થશે તેની કાંઇ સીમા નથી. જે મનુષ્ય મૃત્યુની નિકટ પહોંચવાની તૈયારી કરે છે તેને પણ આ ચિકિત્સાથી લાભ થાય છે અને તે અકાળમૃત્યુથી બચી જાય છે.

ચિકિત્સા ઘણી સરળ છે. કુને સાહેબનો મત છે કે સર્વ રોગોનું મૂળ કારણ એક જ છે. અને તેથી સર્વની દવા પણ એક જ હોવી જોઇએ. તેને તે સપ્રમાણ બતલાવી શકે છે. અને નાના પ્રકારના રોગોથી પીડીત લોકોને એકજ દવા અર્થાત્ પાણીના પ્રયોગથી તે આરામ કરે છે. તેની ચિકિત્સાથી મહા આશ્ચર્યકારક થવાનું

એક એ પ્રમાણ છે, કે તેણે પ્રથમ ૧૦ અક્ટોમ્બર અને ૧૮૮૩માં લીપજીકમાં જલચિકિત્સાનું એક કારખાનું ખોલ્યું. થોડાજ દિવસમાં લોક ત્યાં ચિકિત્સાને માટે આવવા લાગ્યા, અને તે કારખાનું એટલું ચાલ્યું કે ૧૮૯૨ માં તેને વધારવું પડયું. તેથી પણ કામ પહોંચી ન વળવાથી ૧૯૦૧માં તેને ફરી વધારવું પડયું. તે કારખાનાની હાલમાં એક પ્રચંડ ઇમારત થઈ ગઇ છે.

કુને સાહેબે જરમન ભાષામાં જલ ચિકિત્સાના વિષયમાં જે પુસ્તક લખ્યું છે તેની આજ સુધીમાં ૫૦ આવૃતિઓ છપાઈ ગઇ છે. તેથી પણ અનુમાન થઇ શકે છે કે તેની ચિકિત્સા કેટલી લોકમાન્ય છે. તેના પુસ્તકની ફ્રેંચ, સ્પેનિશ, અંગ્રેજી, પોર્ટુગીજ, રુશિયન, ડચ, ઇટાલીયન, સ્વીડીશ, ડેનીશ, નાર્વેજીયન, રોમાનિયન, હંગારીયન, સર્વીયન, ગ્રીક, ટર્કીશ, આરમીનીયન, મલાયા, તેલંગુ, તામીલ, અને ઉર્દુમાં તેના ચિકિત્સા સંબંધી પુસ્તકનો અનુવાદ થઈ ગયો છે. અને બીજી ભાષાઓમાં થતો જાય છે. જેથી તેવા ઉપયોગી પુસ્તકનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરી વાચક બંધુઓ સમક્ષ મૂકવા વિચાર થયો છે, અને અમને આશા છે કે તે સર્વને પ્રિય થઈ પડશે જ.

## ચિકિત્સકનું કથન.

કુન્હે સાહેબના પુસ્તકમાં પોતે લખેલા ઉપોદ્ઘાતમાં કુને સાહેબ લખે છે કેઃ—

" જ્યારે હું ૨૦ વર્ષનો થયો ત્યારે મારા શરીરના અવયવોએ પોતાનું કામ જેવું જોઇએ, તેવું કરવાનું બંધ કરી દીધું, મારાં ફેફસાં અને માથામાં પીડા થવા લાગી. જેથી હું ડાકટરો પાસે ગયો. પરંતુ તેથી મ્હને કાંઇ લાભ થયો નહિ. મ્હને તેમના પર વિશ્વાસ પણ ન્હોતો. મારી વૃદ્ધ માતા ઘણા દિવસથી રોગી હતી. તે મ્હને એમ કહ્યા કરતી હતી કે ' ડાકટરોથી તારે સાવધ રહેવું! ' વળી તે એ પણ કહેતી હતી કે તેના રોગનું કારણ ડાકટર જ છે. ડાકટરોની જ દવા કરતાં કરતાં મ્હારા પિતા મરી ગયા હતા. તેમના આમાશયમાં પીડા થઇ ગઈ હતી, મ્હારી બીમારી વધતી ગઈ. જે વખતે અર્થાત ૧૮૬૪માં ઇસ્વીમાં મ્હેં સ્વાભાવિક જલચિકિત્સાનું નામ સાંભળ્યું જેથી હું જલચિકિત્સકોની સભામાં જવા લાગ્યો, અને ત્યાં તેમનાં વ્યાખ્યાન સાંભળવા લાગ્યો, તે મ્હને ઘણુંજ ઠીક લાગ્યાં. તે

ચિકિત્સકોમાંથી એકની અનુમતિથી મ્હેં મ્હારી પોતાની ચિકિત્સા કરી તેથી મ્હને તત્કાળ થોડો લાભ જણાયો. મ્હારા ફેફસાંમાં જે પીડા થતી હતી તે બંધ થઇ ગઇ. સન ૧૮૬૮માં મ્હારો ભાઇ ઘણોજ બીમાર થયો અને જ્યારે તેના જીવવાની પણ આશા ન રહી ત્યારે તે થીઓડરહ્વાન નામના એક સ્વાભાવિક જલ ચિકિત્સકની પાસે ગયો. અને તેની ચિકિત્સાથી તેનો રોગ જડમાંથી જતો રહ્યો. ત્યારથી તે ચિકિત્સામાં મ્હારી દૃઢ શ્રદ્ધા બેઠી.

આ તરફ જળ ચિકિત્સામાં મ્હારો વિશ્વાસ વધતો ગયો અને આ તરફ મ્હારો રોગ પણ વધતો ગયો. મ્હારાં માતા પિતાના રોગનાં જે બીજ મ્હારામાં આવ્યાં હતાં તે પ્રતિદિન વધવા લાગ્યાં. મ્હારો રોગ અત્યંત અસહ્ય થઇ ગયો. મ્હારા આમાશયમાં બિગાડ થયો. ફેફસાંમાં પણ બિગાડ થયો અને મ્હારા માથામાં હમેશાં પીડા થવા લાગી. જો કે હું તે વખતે નિરોગી જેવો જણાતો હતો તોપણ હું દુઃસહ રોગ અને વેદનાઓની પ્રત્યક્ષ મૂર્તિરૂપ થઇ ગયો હતો. આ દશામાં મને સર્વ પ્રકારની ચિકિત્સા અને ઔષધિઓથી જરા પણ લાભ ન પ્રાપ્ત થવાથી હું જલ ચિકિત્સાનો પ્રયોગ મ્હારા શરીરપર કરવા લાગ્યો તે વખતે આ ચિકિત્સા ઘણી કઠણ હતી. તે વખતે તેનું એ રૂપ ન્હોતું કે જે રૂપમાં મ્હેં તેને હાલમાં પ્રકટ કરી છે. પરંતુ તે મ્હારી સ્વાભાવિક ચિકિત્પ્રાથી કાંઇ કાંઇ મળતી હતી. તેથી તેનો લાભ થયો કે મ્હારી પીડા થોડી થઇ ગઈ. પરંતુ મ્હારો રોગ મટયો નહિ. મ્હારૂં મન ઘરમાં લાગતું ન્હોતું જેથી હું શહેરની બહાર જઇને ખુલ્લી જગામાં ફરતો હતો અને પ્રકૃતિની સુંદરતા જોઈને તે મ્હારા મલિન મનને બહલાવ્યા કરતો હતો. તે વખતે હું મ્હારી દશાપર અને સ્વાભાવિક ચિકિત્સાના તત્ત્વોપર પણ વિચાર કરતો હતો. એમ કરતાં કરતાં આ ચિકિત્સાનું તત્ત્વ મ્હારા ધ્યાનમાં આવવા લાગ્યું. કેટલાક દિવસ પછી મ્હેં મ્હારા રોગનું કારણ જાણી લીધું અને તેને મટાડવાનો ઉપાય પણ મ્હને સમજાયો. મ્હેં મ્હારી ચિકિત્સાનો સિદ્ધાંત સ્થિર કરી લીધો, અને બેએક આવશ્યનાં પરંતુ બહુજ સાદાં યંત્ર કે જેની જરૂર હતી તેને પણ બનાવી દીધાં, આવી રીતે હું મ્હારાજ સિદ્ધાંતો અનુસાર મ્હારી ચિકિત્સા કરવા લાગ્યો. તેમાં મને સફળતા મળી, મારો રોગ

મટવા માંડયો. અને કેટલાક દિવસોમાં તો હું પૂર્ણ રીતે આરોગ્ય થઇ ગયો, તે વખતે મારો હર્ષનો પાર ન રહ્યો. મેં મારી ચિકિત્સાનો સિદ્ધાંન્ત બીજાને પણ શિખવવા માંડયો, તેમણે પણ તેની પરીક્ષા કરી અને તેમને પણ ફાયદો થયો. હવે મને વિશ્વાસ આવ્યો કે, મારી ચિકિત્સા સાચી છે. તેમાં હવે નુકશાન થવાની બીક રહી નથી, તેનો પ્રયોગ કરવાથી લાભ થવોજ જોઇએ એ પ્રમાણે એ ચિકિત્સાપર મારો જ્યારે વિશ્વાસ બેઠો ત્યારે હું તેને સાધારણ રીતે પ્રકટ કરવા લાગ્યો.

ડાકટરોની સાથે પણ હું એ વિષય માટે વાતચિત કરવા લાગ્યો પણ પરિણામ ઉલટું આવ્યુ. કોઈએ મારી વાત સાંભળી નહિ, અને સાંભળી તો તેમણે તે પર વિશ્વાસ ન કર્યો. સર્વ લોક સાંભળી સાંભળીને આશ્ચર્ય પામવા લાગ્યા. અને મને તો ગાંડોજ ઠરાવ્યો. અને મારા તરફ આંગળીઓ કરવા લાગ્યા. ડાકટર લોક બેપરવાહથી મારા તરફ જોવા લાગ્યા, તેમના મારા પરના અવિશ્વાસને નિર્મુળ કરવાને માટે મેં તેમને મારાં યંત્ર કાંઇ પણ લીધા સિવાય આપ્યાં અને મારી ચિકિત્સાની પરીક્ષા કરવાને માટે મેં ઘણી નમ્રતાથી પ્રાર્થના કરી પરંતુ મારૂં કોણ સાંભળે! મારાં આપેલાં યંત્રો ઘરના એક ખુણામાં નાંખી મૂકયાં કે જ્યાં ધુળ અને માટીનાં જાળાંથી તે યંત્ર બગડવા લાગ્યાં. આ દશા જોઇ મને ઘણો ખેદ થયો પણ મેં ધીરજ છોડી નહિ. મને જણાયું કે હુ તથા મારા કુટુંબી, મિત્રો અને સંબંધીયોને આ ચિકિત્સાથી ફાયદો થવા છતાં પણ સર્વને આ ચિકિત્સાપર વિશ્વાસ બેસવાનો નથી. સર્વને તેપર વિશ્વાસ બેસાડવાને માટે મારે અનેક રોગીયોને નિરોગી કરીને સિદ્ધ કરી બતાવવું જોઇએ કે મારી જળચિકિત્સા સાચી છે અને તે બીજા પ્રકારની ચિકિત્સાઓ કરતા પણ વિશેષ વફાદાર છે.

ન્હાના પ્રકારના રોગોથી મનુષ્યોને પીડાતા જોઇ મારૂં અંતઃકરણ દુઃખ પામવા લાગ્યું, મેં કહ્યું કે આ લોક પોતાનું હિત અહિતને જાણતા નથી અને તેથીજ પરીક્ષા કર્યા સિવાય તે લોક મને મુર્ખ ઠરાવે છે. તેમાં તેમનો કોઇ અપરાધ નથી. કોઈ નવિન વસ્તુને જોઇ અથવા સાંભળીને પ્રથમ તેને સાચી માનતા નથી અને હજારો

પ્રયત્ન કરવા છતાં પણ તેપર વિશ્વાસ કરતા નથી, હવે મારે મનુષ્ય જાતીને ફાયદો કરવાને માટે મારે દુઃખ વેઠવું પડશે, અને હાની પણ સહન કરવી પડશે. લોકોમાં અવિશ્વાસનું પાત્ર પણ બનવું પડશે. આ સર્વ વાતોનો વિચાર કરીને મેં જળ ચિકિત્સાનું એક કારખાનું ખોલવાનો વિચાર કર્યો, પરંતુ એમ કરવાથી મને હાનિ થવાનો ભય હતો. મારૂં પોતાનું એક બીજું કારખાનું હતું તે ૨૪ વરસથી બરાબર ચાલતું હતું જેનાથી મને ઘણો લાભ હતો. જો હું ચિકિત્સા સંબંધી નવું કારખાનું ખોલત તો મને પ્રથમ ખોલેલા કારખાનાની દેખરેખ રાખવાનો સમય મળત નહિ જેથી તેની ઉન્નતિ થાય નહિ.

ઉન્નતિ તો શું પણ તેની અવનતિ થવા લાગી અને મને વ્યર્થ નુકશાન વેઠવું પડતું. પરંતુ મારા હૃદયમાં વસનાર (આત્મા) કોઇ પ્રેરણા કરી રહ્યું હતું. તેણે વારંવાર મને ઉત્તેજીત કરીને જળ ચિકિત્સાનો પ્રચાર કરવાને માટે મને આગ્રહ કર્યો. તેનું ફળ એ આવ્યું કે તા. ૧૦ અકટોબર સને ૧૮૮૩ માં મેં જળચિકિત્સાનું કારખાનું ખોલ્યું, કારખાનું ખોલવા છતાં પણ કેટલાક વરસ સુધી ઘણાજ થોડા મનુષ્યો તેમાં ચિકિત્સા કરાવવાને માટે આવ્યા હતા. જો કોઇ આવતા તો કેવળસ્નાન કરવાને આવતા પણ દવા કરવાને આવતા નહિ. પરંતુ ધીમે ધીમે આવનારની સંખ્યા વધી, પ્હેલ વહેલાં ઘણા દુર દેશોના મનુષ્યો આવતા હતા. પરંતુ પછીથી નજીકના શહેરના લોકો અને છેવટે લીપજીકના રહેનારાઓ પણ આવવા લાગ્યા. તે વચ્ચે મેં "સાયન્સ ઓફ ફેશીયલ એકસપ્રેશન" અર્થાત "મુખચર્યા વિજ્ઞાન" નામનો એક વિદ્વાનનો સિદ્ધાંત સ્થિર કર્યો. તે દ્વારા મેં મનુષ્યોનાં મુખ જોઇને તેમનાં વર્તમાન અને ભવિષ્યના હાલ જાણી લેવા માંડયા. તે વિષય સંબંધી એક પુસ્તક પણ મેં સર્વને જાણવા માટે પ્રકાશિત કર્યું. આ પ્રમાણે મારા કારખાના અને મારી નવીન ચિકિત્સાનો વૃતાંત દેશદેશાંતર સુધી પહોંચી ગયો. હજારો લોકો મારે ત્યાં આવવા લાગ્યા અને અસાધ્ય રોગોથી મુક્ત થઇને હસતે મોંઢે મને ધન્યવાદ દેતા પોતાને ઘેર પાછા જવા માંડયા.

ધીરે ધીરે મ્હારો માન મરતબો વધતો ગયો. મ્હારો રોગ

જે અસાધ્ય કહેવામાં આવતો હતો તે મટી ગયો. હવે જો કે મ્હારે ઘણુંજ કામ કરવું પડે છે તોપણ મ્હને થાક લાગતો નથી. આજ સુધીમાં મ્હેં એવા અનેક લોકોને સાજા કર્યા છે કે જેઓ મરણ પથારીએ હતા. આ સફળતા વિશેષે કરીને મ્હેં ન્હાવાની જે એક નવી રીત કાઢી છે તેનું પરિણામ છે. આ રીતનું નામ મ્હેં 'મોહન સ્નાન' રાખ્યું છે. હું વિશ્વાસ પૂર્વક દ્રઢતાથી અને સોગન લઇને કહી શકું છું કે એના દ્વારા સર્વ રોગ નાશ થઈ શકે છે. હું સર્વ પ્રકારના રોગીઓને દુર કરવાની પ્રતિજ્ઞા કરી શકતો નથી. કેમકે શરીરમાં રોગોએ જો પોતાનું ઘર કરી લીધું હોય અને તેમને રોગોએ બીલકુલ નિર્બળ કરી દીધો હોય તો તેમને મટવું કઠીન છે. પરંતુ જો કે તવી દશામાં પણ મ્હારી ચિકિત્સાથી દુઃખ ઘણુંજ થોડું થઈ જાય છે. અને જો કે તેને રોગ નિર્મૂળ ન થાય અર્થાત રોગી બચી પણ ન શકે તોપણ તેને બીજી ચિકિત્સાઓ કરતાં પણ અધિક લાભ અવશ્ય થાય છે.

ચિકિત્સાની આ જે મેં નવી રીતી કાઢી છે તે મ્હેં અનેક પરીક્ષાઓ કર્યા પછી અનેક કાળ પર્યંત તેનું મનન કર્યા પછી કાઢી છે, હવે મ્હને લોક ગમે તો ખરાબ અને અધમ ચિકિત્સક કહે, ગમે તો મ્હારી નિંદા કરે, ગમે તો મ્હારાં વ્યાખ્યાન સાંભળીને મ્હારા પર પથ્થર ફેંકે, અને ગમે તેટલી મ્હારી નિંદા અથવા અવગણના કરે તે સર્વ સહન કરવાને હું તૈયાર છું. હું તેમનાં ખરાબ વાકયોને મુગે મ્હોંઢે સહન કરીશ. હું સારી રીતે જાણું છું કે "મનુષ્ય જાતિનાં કલ્યાણ કરનારા જેટજેટલા મ્હોટા મહાત્માઓ થયા છે, તેમને પણ લોકોએ આરંભમાં ખરાબ કહી, તેમની પણ નિંદા કરવાને માટે તેઓ ચૂકયા નથી."

જે ચિકિત્સાને આજકાલ ડાકટરલોક કરે છે તેનું નામ 'એલોપેથી' છે. તેમાં એટલી અધિક દવાઓ આપવામાં આવે છે કે જેથી રોગીનું શરીર વિકારોથી ભરી જાય છે. દવાઓથી ઘણુંજ માઠું પરિણામ આવે છે, રોગ ડબાઈ જાય છે.' પણ નિર્મૂળ થતો નથી. ફરી વખત આવે તે જણાય છે. શરીરમાં એક પ્રકારનું ઝેર ઉત્પન્ન થાય છે જેથી નિરોગતાનો સમૂળગો નાશ થાય છે. મ્હારી બુદ્ધિ પ્રમાણે તો આ રીત મનુષ્યોને નીરોગી કરવા

કરતાં અધિક રોગી કરી દે છે. ચિકિત્સા કરવાની એક બીજી રીત પણ આજકાલ પ્રચલિત છે. તેનું નામ ' હોમીયોપથી ' છે. તેમાં દવાઓની માત્રા અત્યંત થોડા પ્રમાણમાં રહે છે. એટલે થોડી માત્રા ખાનારાને તે જાણવામાં આવતું નથી કે તે છે કે નહીં, તેનાથી થોડી હાનિ થાય છે. પરંતુ આ ચિકિત્સામાં, ખાવા પીવાના વિષયમાં કાંઇ ચોક્કસ અને સ્પષ્ટ નિયમ નથી. એ તેમાં મુખ્ય દોષ છે. મ્હારી અલ્પ બુદ્ધિ પ્રમાણે તો એમ જણાય છે કે ' હોમિઓપેથિક ' દવાઓની થોડામાં થોડી માત્રા પણ નુકશાનકારક છે.

પ્રાચિન જલચિકિત્સામાં નાના પ્રકારનાં સ્નાન અને પિચકારી વિગેરેનો પ્રયોગ કરવો પડે છે. તેવા આડંબરની કાંઇ જરૂર નથી. હું નમ્રતાપૂર્વક એ પણ કહી શકું છું કે આ સજ્જનોને રોગોનું કારણ પણ બરોબર સમજાતું નથી. ઈશ્વરની કૃપાથી મ્હેં સર્વ ન્યુનતાઓને દુર કરી છે, સ્નાન કરવાના આડંબરોને પણ મ્હેં કમી કર્યા છે. રોગોનાં કારણો પણ મ્હેં ખોળી કાઢયાં છે. ' મુખચર્યા ' (મુખ જોઈ રોગને પરીક્ષા કરવાની વિદ્યા) થી તેમની વર્તમાન સ્થિતિમાં જે રોગ હોય તે અથવા ભવિષ્યમાં જે થશે તે જાણવાની વિદ્યા પણ મ્હેં પ્રાપ્ત કરી લીધી છે. હું એક અલ્પજ્ઞ માણસ છું. એ સર્વ મ્હેં મ્હારી વિદ્યા અને મ્હારા બળથી કર્યું નથી. મ્હારામાં તે કરવાની શક્તિ ક્યાંથી હોય કે હું તે કરી શકું ! તે પરમજ્ઞાની પરમેશ્વરની કૃપાજ તેનુ કારણ છે. જેથી મ્હારા કહેવાથી કોઇએ મ્હને અભિમાની ન સમજવો. "

આ કુન્હે સાહેબનો ઉપોદઘાત છે. તેમના કહેવાપરથી જણાય છે કે તેમણે પોતાની અવગણના અને અપમાનની વાતો સુદ્ધાં પણ કહી દીધી છે, અને કાંઇ છુપાવ્યું નથી. તેથી જણાય છે કે સાચા લોકોને ઠગીને રૂપીયા પ્રાપ્ત કરવાને માટે તેમણે આ ચિકિત્સા ચલાવી નથી જેથી તેમના વિષયમાં તેમનાં પુસ્તકો વાંચનારના હાથમાં એક પ્રકારની શ્રદ્ધાભક્તિ ઉત્પન્ન થાય છે

આ જગત્‌માં શ્રદ્ધા એ એક અપૂર્વ ભાવ છે. તેના પ્રભાવથી મનુષ્યોનાં મ્હોટાં મ્હોટાં કામો સિદ્ધ થાય છે, જેથી કદી શ્રદ્ધાથી જ કુને સાહેબની ચિકિત્સાદ્વારા મનુષ્યોને લાભ મળે તોપણ કાંઇ આશ્ચર્ય નથી.

# રોગોનું કારણ

ઘણા દિવસોના અનુભવ અને પરીક્ષા પછી કુને સાહેબે આ સિદ્ધાંત સ્થાપિત કર્યો છે કે નિરોગી મનુષ્યોના શરીરનો દેખાવ સાજા મનુષ્યોના શરીરને મળતો નથી. જે મનુષ્ય રોગરહિત હોય છે તેમના શરીરના આકાર એક જુદીજ જાતના હોય છે. ઘણા લોક સમજે છે કે રોગી મનુષ્ય જ દુર્બળ હોય છે. પણ તે ભૂલ છે. જે લોક અત્યંત મ્હોટા અને પુષ્ટ દેખાય છે તે અધિક રોગી હોય છે. મ્હોટા થવું એજ રોગનું લક્ષણ છે અનેક મનુષ્યોને સાધારણ રીતે કાંઇ કષ્ટ થતું નથી તે પોતાનાં કામકાજ પ્રસન્નતાપૂર્વક કરે છે. પરંતુ તેમ છતાં પણ તેમાંથી ઘણાયે રોગી હોયછે. તેમના શરીરમાં રોગનું કારણ ઘર કરી રહેલું હોય છે. શરીરમાં રોગનું બીજ ઉત્પન્ન થવા અને તેના વધવાથી શરીરના દેખાવમાં ફેરફાર માલુમ પડે છે. બરોબર ધ્યાનપૂર્વક જોવાથી તે ફેરફાર જાણવામાં આવે છે. પ્રત્યેક રોગીના શરીરમાં તે દેખવામાં આવે છે આ ફેરફાર વિશેષે કરીને મુખ તથા ગરદનના આકારનાં ચિન્હોને જોઇને કૂન્હે સાહેબે ' મુખચર્યા વિજ્ઞાન ' નો સિદ્ધાંત સ્થાપિત કર્યો છે. રોગના જ કારણથી મુખ તથા ગરદનનો આકાર બદલાઇ જાય છે. એ બંને અવયવ પ્રથમ કરતાં અધિક પુષ્ટ જણાય છે. પેટની નીચે અને કમરની પાછળ પણ પુષ્ટતા જણાય છે. પેટ અને કમરની પાછળના ભાગમાં મુખ તથા ગરદન કરતાં પણ અધિક પુષ્ટતા આવી જાય છે, કેમકે રોગની જડ ત્યાં જ રહે છે. ત્યાં તેની વૃદ્ધિ થાય છે અને ત્યાંથીજ રોગનાં બીજ શરીરમાં ફેલાય છે. મનુષ્યના શરીરનું માંસ ન્હાના ન્હાના અનેક ટુકડામાં વ્હેંચાઇ ગયેલુ છે એ ટુકડા એક બીજાની સાથે બંધાયેલા છે. અને રબ્બરની માફક ખેંચી શકાય છે. રોગોનું બીજ આ માંસના ટુકડાઓની વચ્ચે પહોંચીને જ્યારે ત્યાં એકઠાં થઇ જાય છે. ત્યારે તે સ્થાનમાં જરૂર કરતાં અધિક પદાર્થ રાખવાથી તે સ્થાન અવશ્ય કાંઇક ખેંચાય છે. અને તેનો આકાર મ્હોટો થઇ જાય છે. જો કે તેની બનાવટ એવી છે કે તે વધી ઘટી શકે તો તેનો આકાર તેથી પણ અધિક વધી જાય છે, એવી રીતે રોગનાં બીજ શરીરમાં એકઠાં થવાથી શરીર ફુલી ઉઠે છે તેનુ પરિણામ મુખ અને ગરદનપર અધિક સ્પષ્ટતાથી જણાઇ આવે છે, તેનું જે કારણ છે તે હું આગળ બતલાવીશ. રોગના કા-

રણથી શરીરની ચામડીનો રંગ બદલાઇ જાય છે. તે કંઇક કાળો થઇ જાય છે.

એક માણુસ હ્રદરોગ અને જલંદરથી પીડાતો હતો તે જ્યારે પહેલવહેલાં કુને સાહેબની પાસે ગયો તે વખતે તેનો જે આકાર હતો તે ૪ મહીના સુધી તેમની ચિકિત્સા કરાવ્યા પછી બદલાઇ ગયો અને તેનો આકાર તંદુરસ્ત શરીર જેવો થયો. પ્રથમ વખતે તે મનુષ્યનું મુખ અને ગરદન જોઇએ તે કરતાં અધિક જાડાં હતાં. તે કુન્હે સાહેબની ચિકિત્સાથી તેની જાડાઇ ઓછી થઇ ગઈ હતી અને સાથે સાથે તેના રોગો પણ મટી ગયા હતા, તે જાડાઇ કયો પદાર્થ છે? તે એક એવી વસ્તુ છે કે જેની શરીરમાં જરૂર નથી તે એક નિરુપયોગી વસ્તુ છે. તે એક શરીરની બહારની વસ્તુ છે. તે ન હોવાથી શરીરને કાંઇ નુકશાન નથી. તેનું થવુ એ જ રોગનુ કારણ છે, આ વિષયમાં એમ શંકા થઇ શકે છે કે "જેને અમે નિરૂપયોગી વસ્તુ કહીએ છીએ, તે ખરી રીતે શરીરના કયા ભાગમાં ઉપયોગી થઇને ત્યાંથી કેવી રીતે મુખ અને ગરદન અથવા પેટમાં જાય છે. એવી દશામાં તેને તેના યોગ્ય સ્થાનમાં પહોંચાડી દેવાથી તેને નિરૂપયોગી કહી શકાય નહિ." આ શંકાનું સમાધાન સહજ રીતે થઇ શકે છે. એમ જણાય છે કે જેને અમે નિરૂપયોગી જાડાઈ કહીએ છીએ તેની ઉત્પત્તિ શરીરના એક જ ભાગમાં થાય છે. અને ત્યાં બીજા કરતાં તે અધિક રહે છે. અર્થાત બમણી અથવા જે તરફ મનુષ્ય અધિક સુવે છે તે તરફ તે નિરુપયોગી જાડાઇ અધિક પ્રમાણમાં વધે છે. એથી સમજાય છે કે આ અનાવશ્યક વસ્તુ આકર્ષક શક્તિના નિયમાનુસાર નીચે ખેંચાય છે. જો તે શરીરનો કોઇ ભાગ હોત તો તે કદાપિ પોતાનું સ્થાન બદલત નહિ અને નીચેની બાજુએ ઝુકત નહિ જેથી ઉપરની શંકા વ્યર્થ છે. તે જાડાઇ શરીરનો કોઇ ભાગ નથી. તે એક વિકાર માત્ર છે. જેથી કરીને અમે એ વાત કોઇ પણ પ્રકારના સંદેહ કે શંકા સિવાય કહી શકીએ છીએ કે શરીરમાં તે વિકૃત વસ્તુનુ, તે વિદેશિક વસ્તુનું, તે અનુપયોગી વસ્તુનું, અથવા તો તે અનાવશ્યક વસ્તુનું થવું તેજ રોગ છે, તેજ સર્વ રોગોનું મૂળ કારણ છે. તેથી જ જુદા જુદા પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. જો કોઇ પ્રકારે આ વૈદેશિક વસ્તુને

એમ શરીરથી બહાર કાઢી શકીએ અને શરીરને સ્વાભાવિક આ-કારમાં લાવી શકીએ તો જ અમારે પોતાના શરીરને નીરોગી થઇ ગયું એમ માનવું જોઈએ.

શરીરમાં નીરુપયોગી વસ્તુઓનો પ્રવેશ બે માર્ગોથી થાય છે. એક નાકદ્વારા અને બીજો મુખદ્વારા. નાક અને મુખનાં ગંધ (સોઢમ) અને જીભ એ પેહેરેદાર છે. પણ તે વિશ્વાસ કરવા લાયક નથી, લોભને લીધે તે પોતાનું કામ યોગ્ય રીતે કરતાં નથી, કોઇ અંદર આવવા દે છે. સોઢમથી તો કાંઇ થોડી વિશ્વાસઘાતકતા થાય છે. પરંતુ જીવ ઘણો જ નિમકહરામ છે. સારા સારા સ્વાદિષ્ટ પદાર્થોના રસ લેવાથી લાલચમાં આવીને તે શરીરના હાનિ કે લાભને બિલકુલ ભૂલી જાય છે, આ પ્રકારે અયોગ્ય કામ કરતાં કરતાં કેટલાક દિવસો પછી તો તેને સારાખોટાનું પણ જ્ઞાન રહેતું નથી. માંસ, દારૂ, ભાંગ અફીણ અને તમાકુને પણ તે રોકયા સિવાય શરીરની અંદર પ્રવેશ કરાવે છે, તેનું પરિણામ ઘણુંજ માઠું આવે છે. જોઈએ તે કરતાં અધિક, તેમજ ખરાબ પદાર્થોને ખાવાથી એને પચાવવાને માટે આમાશયને જરૂર કરતાં અધિક બળ વાપરવું પડે છે. પરંતુ તે બળ એક બે દિવસમાં જ ઘટી જાય છે. હરરોજનું કામ થઈ જાય છે.

એવી રીતે કેટલાક દિવસોમાં આમાશયથી પોતાનું કામ બરાબર રીતે થઇ શકતું નથી, ભોજન ન પચવાથી વિકાર વધવા લાગે છે અને તે વિકાર નિરૂપયોગી અથવા અનાવશ્યક વસ્તુના આકારમાં પ્રકટ થઈને ઉત્પન્ન કરે છે, આ વિકાર એકઠો થતો જાય છે જેનું દશ દશ બાર બાર વર્ષ સુધી ઘણા મનુષ્યોને ભાન પણ રહેતું નથી, પરંતુ વધતે વધતે જ્યારે તે રોગનું રૂપ ધારણ કરે છે. ત્યારે મનુષ્ય વૈદ્ય, હકીમ અને ડાકટર સાહેબના શરણમાં જાય છે અને તેને મટાડવાના પ્રયત્નો કરે છે. આ વખતે એવા પ્રયત્નો વ્યર્થ જાય છે કેમકે રોગ ભલે દબાઈ જાય અથવા તત્કાળ મટ્યા જેવું જણાય પરંતુ તેનું મૂળ મટતું નથી. જ્યાં સુધી તેનું કારણ વિદ્યમાન હોય ત્યાં સુધી તે નિર્મળ શી રીતે થઇ શકે?

મનુષ્યનું શરીર ઇશ્વરે એવું બનાવ્યું છે કે તે કોઈ પણ નકામી વસ્તુને પોતાનામાં રહેવા દેતું નથી. તે તેને કહાડવાનો

આ પ્રયત્ન કર્યા કરે છે. ફેફસાંની મારફતે વાયુના રૂપમાં, વાયુદ્વારા મળના રૂપમાં અને ચામડીદ્વારા પરસેવાના રૂપમાં તે વિકૃત (નિરૂપયોગી) વસ્તુઓને સદા બહાર કહાડયાં કરે છે. નાક, મુખ, આંખ, અને કાનની મારફતે પણ નિરૂપયોગી વસ્તુઓ બહાર કહાડવાને માટે પણ તે કાંઇ કસુર કરતું નથી. અમારૂં શરીર અમારા ઉપર બહુજ દયાળુ છે. જો તે તેટલું દયાળુ ન હોત તો એકજ દિવસમાં અમને અમારા ખરાબ આચરણોનો બદલો મળી જાત. અમે અમારા શરીરથી એટલું કામ લેવાની ઇચ્છા ન કરીએ કે જેટલું તે સહજમાં ન કરી શકે. હદ બહાર કામ લેવાથી તે કેટલાક દિવસોમાં થાકી જાય છે. અને નિરૂપયોગી વસ્તુઓને બહાર કાઢી શકતું નથી. એવી દશામાં તે વિકૃત પદાર્થો નિરૂપયોગી થઇને શરીરની અંદર રહી જાય છે. જ્યાં તેની જડ જામે છે કે ત્યાં તે વધવા લાગે છે. અને મનુષ્યને રોગી કરી દે છે, અનાવશ્યક પદાર્થ પ્રથમ આમાશયમાં ઉત્પન્ન થાય છે ત્યાંથી ફરી તે શરીરના બીજા ભાગોમાં પહોંચી જાય છે. મુખ અને નાકદ્વારા બહાર નીકળવાની ઇચ્છાથી તે ઉપરની બાજુમાં વધે છે અને નીકળવાને અસમર્થ થઇ મુખ અને ગર્દનની આસપાસ રહી જાય છે. જેથી કરીને ત્યાં મોટાપણું (જાડાઇ) આવી જાય છે.

નિરૂપયોગી પદાર્થ જ્યારે શરીરમાં ફેલાઇ જાય છે ત્યારે ઉપયોગી અથવા પુષ્ટિદાયક પદાર્થોને રહેવાને માટે જગ્યા ઓછી થઇ જાય છે. શરીરની અંદરના અવયવો કમી થઇ જાય છે. રૂધિરનું વહન બરોબર થતું નથી આ કારણોથી શરીરના સ્વાભાવિક કાર્યોનું બરોબર થવું બંધ થઇ જાય છે. નિરૂપયોગી પદાર્થ એવા પરમાણુઓનો બનેલો છે કે તે સહજમાં પ્રવેશ કરી શકે છે, તેમજ જુદા જુદા કણોમાં જુદા પડી જાય છે, અને નવા નવા પરમાણુઓમાં મળી જઇને એક થઇ શકે છે. અને યોગ્ય વખતે જોર કરે છે. જે પદાર્થ અંદરને અંદરજ સંચળે થઇ જાય છે અર્થાત્ જોર કરે (વધે) છે તેને સૂક્ષ્મદર્શક યંત્રથી જોવાથી તેમાં અનન્ત ન્હાના ન્હાના જંતુ જોવામાં આવે છે. તે કદી કદી વધુ જોરથી વધે છે, અને તેના વધવાથી કોઇને કોઇ રોગ અવશ્ય ઉત્પન્ન થાય છે.

જે પદાર્થ અંદરને અંદર આપોઆપ વધવા લાગે છે તેમાં એક પ્રકારની ઉષ્ણતા આવી જાય છે. જેટલું વધવાનું જોર અધિક હોય છે તેટલી ગરમાઇ અધિક ઉત્પન્ન થાય છે, ઉભરો આવવાવાળા પદાર્થના પરમાણુ એક બીજા સાથે અથડાયા છે. તેમનું આ અથડાવું એજ ઉષ્ણતા ઉત્પન્ન કરે છે; જેમ બે પદાર્થોને એક બીજા સાથે ઘસવાથી અગ્નિ નીકળે છે એ સર્વવ્યાપી નિયમ છે તેવોજ નિયમ મનુષ્યના શરીરની અંદર રહેનાર પદાર્થોને પણ લાગુ પડે છે જ્યારે અનાવશ્યક પદાર્થ વધી જાય છે. અથવા ૠતુઓનું પરિવર્તન અથવા બીજા કોઇ યોગ્ય કારણથી તેનાં પરમાણુ શરીરની અંદર જુદાં જુદાં થઈ જાય છે ત્યારે તે ઉભળવા વધવા લાગે છે, અને તેની સાથે શરીરમાં ઉષ્ણતા ઉત્પન્ન થાય છે. અને તેથી એમ કહેવું પડે છે કે અનાવશ્યક પદાર્થોનો ઉભરો આવવો એ જ તાવ છે. જેમ ગરમીથી બરફ પીગળીને પાણી થઇ જાય છે અને પાણી વરાળ થઈ ઉડી જાય છે અને જેમ વરાળ વાદળના રૂપ થઇને ફરી પાણી થઇ જાય છે અને અધિક શરદી લાગવાથી તે જ પાણી ફરી પણ બરફ બની જાય છે, તેવી જ રીતે શરીરની અંદર એકઠા થનાર નિરૂપયોગી પદાર્થોનું પણ શરદી તથા ગરમીને લીધે રૂપાન્તર થયાં કરે છે. આ પદાર્થોને પણ યોગ્ય વિધિથી પાણીને વરાળ જેવાં કરીને શરીરમાંથી ઉડાડી દેવામાં આવે છે. અને આ પ્રમાણે તેમને બહાર કાઢીને શરીરને રોગરહિત કરી શકાય છે. જે યુક્તિથી આ પદાર્થોને શરીરથી બહાર કહાડવામાં આવે છે તેજ યુક્તિ આ જળચિકિત્સાના આધારરૂપ છે.

નિરૂપયોગી પદાર્થ મનુષ્યના શરીરની અંદર વિશેષે કરીને પેટની નીચે પેઢુમાં એકઠો થાય છે. ત્યાં તે વધવા લાગે છે. જ્યારે તે ઉભળવા-વધવા લાગે છે ત્યારે શરીર તેને બહાર કહાડવાને ઇચ્છે છે એમ થવાથી સંગ્રહણી થવા માંડે છે, ઝાડો થવા માંડે છે. આ પ્રકારે જો તે નિરૂપયોગી પદાર્થ બહાર નીકળી જાય છે તો શરીર સ્વચ્છ અને હલકું થઇ જાય છે. પરંતુ જો તે આ પ્રકારે નીકળી શકે નહિ તો વધતાં વધતાં તે ઉપર ચ્હડે છે કારણ કે તે શરીરની ઉપર અને નીચે બેજ તરફ જઈ શકે છે.

જેમકે ભરેલી એક શીશી તરફ દૃષ્ટિ કરતાં તેની નીચે કાણું

હોવાથી ભરેલી વસ્તુ નીચેથી નીકળી શકતી નથી. જેથી તેમાં જે કાંઇ ભર્યું છે તેમાંનો વિકૃત ભાગ નીચે ઠરે છે અને તે હલાવવાથી, રૂતુ પરિવર્તનથી અથવા કોઇ બીજા કારણથી વિશેષે કરીને પોતાનાં રજકણોને જુદાં જુદાં કરી દે છે. એમ થવાથી તે રજકણો ઉભળવા લાગે છે. અને શીશીના મુખ તરફ ઉંચાં ચ્હડે છે. તેવીજ રીતે મનુષ્યના શરીરના પણ તેજ હાલ છે. અર્થાત જ્યારે ઝાડો સાફ થતો નથી, પેશાબ બરોબર થતો નથી, શરીરની ચામડીનાં છીદ્રો પુરાઇ જાય છે, અને શ્વાસોશ્વાસ નિર્બળ થઇ જાય છે ત્યારે વિકૃત-નિરૂપયોગી-રોગવાળા પદાર્થો શરીરની બહાર નીકળી શકતા નથી, તેવીજ રીતે રૂતુ બદલાવાથી અથવા ક્રોધ, શોક ઇત્યાદિ માનસિક વિકારોનો ધક્કો લાગવાથી તે પદાર્થ પેડુમાં ઉભરાવા માંડે છે. અને ઉપરની બાજુએ ચ્હડે છે. ઉપર પ્હોંચતાં માથામાં પીડા થાય છે તે પદાર્થના કણ પરસ્પર અથડાય છે અને ચામડી સાથે પણ ઘસાય છે. જેથી શરીર ગરમ થઇ જાય છે. તે ગરમ થવાને સર્વ લોક તાવ આવવો એમ કહે છે. તાવમાં મનુષ્યના શરીરનો વાસ અધિક જણાય છે. શરીર કાંઇક ફુલેલું (સોજા આવ્યાજેવું) જણાય છે તેનું એજ કારણ છે કે શરીરની ચામડી રબ્બરની માફક ખેંચાય છે. જ્યારે વિકૃત પદાર્થો ચામડીને અથડાઇને બહાર નીકળવાને યત્ન કરે છે ત્યારે તે જ્યાં સુધી નીકળી શકાય ત્યાં સુધી નીકળી શકે છે અને જ્યારે નીકળી શકાતું નથી ત્યારે તે પદાર્થ ત્યાં રહી જાય છે અને ફર્યા કરે છે. આવી અવસ્થામાં શરીર અધિક પ્રમાણમાં ગરમ થઇ જાય છે, અને ભય પણ ઘણો જ વધી જાય છે.

શીશીમાં વિકૃત પદાર્થો થોડા પ્રમાણમાં રોકાઇ રહે છે પણ શરીરમાં તેમ બનતું નથી કારણ કે શરીરનો પ્રત્યેક અવયવ તેને રોકી રાખે છે. જેથી જ્યાં તે પદાર્થ પહોંચી શકે છે ત્યાં તે રોકાઇ જાય છે, ત્યાં ધક્કા મુક્કાની માફક એકનું બહાર નીકળવું અને બીજાનું રોકાવું એમ થવાથી ઉષ્ણતા અધિક થઇ જાય છે. જે અવયવમાં આ વિકારી પદાર્થનું બળ અધિક પડે છે તેમાં રોગ ઉત્પન થાય છે. કદી કદી તે અવયવ બગડી પણ જાય છે. જો તે વસ્તુઓનું બળ આમાશય પર પડયું તો આમાશય રોગી થઈ

જાય છે, કદી ફેફસાં પર પડયું તો ફેફસાં રોગી થઇ જાય છે. અર્થાત કોઢ, ગાંઠો, હૃદયરોગ, અર્શ ભગન્દર, ગન્ડમાલા, ઇત્યાદિ તથા સર્વ પ્રકારના તાવ આ વિકારી પદાર્થથી ઉત્પન્ન થાય છે.

જે પદાર્થ ઉભરાવા માંડે છે, ન્હાના ન્હાના જંતુ—કૃમિ પોતાની મેળે ઉન્પન્ન થતા જાય છે. એવી રીતે શરીરમાં વિકૃત વસ્તુઓના ઉભરાવાથી પણ હજારો જંતુ ઉત્પન્ન થઇ શકે છે. અને જ્યાં સુધી વિકારી પદાર્થો દુર કરવામાં નથી આવતા ત્યાં સુધી તેને ઉત્પન્ન થવાનો સદા ડર રહે છે, જે લોકો આ જંતુઓ બીજી રીતે ઉત્પન્ન થાય છે એમ માને છે તેમાં તે ભૂલ કરે છે. શરીરમાં જો આ વિકૃત પદાર્થ નથી હોતા તો આ જંતુઓનું ઉત્પન્ન થવું ઘણુંજ ખોટું છે, તેના થવાથી અનેક રોગ થવાનો સંભવ રહે છે. જેથી તેનો સમૂળ નાશ કરી દેવો. એ મનુષ્યને નીરોગી બનવાનો એક માત્ર ઉપાય છે દવાઓથી તેમને મારી નાંખવાથી કદાપિ નિરોગતા પ્રાપ્ત થતી નથી, કારણ કે તેની આ જંતુઓની ઉત્પત્તિનું કારણ તો નાશ પામતું નથી. વિકૃત પદાર્થોથી આ કૃમિ ઉત્પન્ન થાય છે, જેથી તેનો નાશ કરવો જોઇએ, તેમ ન કરવથી જેમ જે કોટડીમાં કૃમિયોનાં કુંડાં ભર્યાં હોય તેમાં કીડા અવશ્ય ઉત્પન્ન થવાના. તેમને મારવાની કોટડી સાફ થતી નથી કેમકે એકવાર તેમને મારવાથી ફરી ફરી ઉત્પન્ન થાય છે. જેથી તે કોટડીને બરોબર રીતે સાફ કરવાને માટે તેની અંદરના એકઠા થયેલા કીડા બહાર કહાડી નાંખવા જોઇએ. કીડાનો સમૂળ નાશ કરવાનો માત્ર આ એક જ ઉપાય છે.

જેટલા પ્રકારના રોગ છે તે સર્વ, વિકૃત પદાર્થોના શરીરમાં એકઠા થવાથીજ થાય છે. ત્યાં સુધી કે ઉપદંશ તથા મૂત્રાઘાત આદી રોગોનું પણ તેજ કારણ છે. પરીક્ષાથી જાણવામાં આવે છે કે રોગી સ્ત્રીઓના સંસર્ગથી ઘણાને એ રોગ થાય છે, અને કેટલાકને નથી પણ થતો. તેનું કારણ છે કે જેના શરીરમાં એટલા બધા વધારે વિકારી પદાર્થ એકઠા થયા હોય છે. કે જે બહારના સંસર્ગથી કોપિત થઇ જાય છે, તેના શરીરમાં રોગ ઉત્પન્ન થાય છે. જેના શરીરમાં વિકારી પદાર્થ થોડા હોય છે, અથવા હોતા પણ નથી તેને ઉપદંશ અને મૂત્રાઘાત આદિ રોગ સંસર્ગથી પણ થતા નથી.

આ પ્રતિપાદનથી એ સિદ્ધ થયું કે સર્વ રોગનું એક જ કારણ છે. જેથી સર્વ રોગોને દૂર કરવાનો પ્રકાર પણ એકજ હોવો જોઈએ એકજ રીતથી; એકજ દવાથી સર્વ રોગ નિમળ થવા જોઈએ.

## પ્રકરણ ૩

## ચિકિત્સા.

જ્યારે રોગનું કારણ જાણવામાં આવ્યું ત્યારે તેની ઓષધી પણ સહજમાં કરી શકાય છે. વિચારો કે કોઈને તાવ આવ્યો છે. તે તાવને મટાડવાને માટે તાવના મુખને એટલે શરીરની ચામડીના છીદ્રોને ખોલી દેવાં જોઇએ એમ કરવાથી વિકારવાળા પદાર્થો કે જે ચામડીના આંદરના ભાગમાં ઘસાઇને ગરમીને વધારી રહ્યા છે. તે પરસેવાના રૂપમાં બહાર નીકળી શકશે, એમ બહાર નીકળવાથી ગરમી જલદીથી શમી જશે; પરસેવો થતાંજ તાવ શાંત પડે છે. એ આપણે હંમેશાં જોઈએ છીએ. પરંતુ સર્વ લોક એમ થવાનું કારણ જાણતા નથી, એમ થવાનું અર્થાત પરસેવો થવાથી તાવમટવાનું કારણ એ છે કે તાવને ઉત્પન્ન કરનાર ખરાબ પરમાણું શરીરની બહાર આવી જાય છે જેથી શરીરની વધેલી ગરમી કમી થઇ જાય છે અને શરીર હલકું થઇ જાય છે. પરસેવો થવાથી તાવ અવશ્ય શાંત થઇ જાય છે. પરંતુ રોગનું બીજ અર્થાત વિકારવાન પદાર્થ શરીરમાં ટકી રહે છે. જેથી જ્યાં સુધી તેને બહાર કહાડવામાં ન આવે ત્યાં સુધી ફરી ફરી તાવ આવવાનો સંભવ રહે છે. તાવ સિવાય બીજા રોગોને દુર કરવાને માટે શરીરની અંદર એકઠા થયેલા વિકૃત પદાર્થોને બહાર કહાડવા જોઇએ. જેથી કરીને કૂને સાહેબે કેટલાક પ્રકારના સ્નાનોની વિધી લખી છે તેમાંના આ ત્રણ મુખ્ય છે:—

૧. બાષ્પસ્નાન, વરાળસ્નાન, ૨. ઉદર સ્નાન. ૩, મેહન સ્નાન.

આ ત્રણ પ્રકારના સ્નાનોની વિધિ અમે અહીં સંક્ષેપમાં લખીએ છીએ.

### બાષ્પસ્નાન.

બાષ્પ સ્નાનને માટે નેતર ભરેલો અથવા વહાણ કે સુતરી ભરેલો એક ખાટલો (પલંગ), ત્રણ વાસણ જેમાં બબે ત્રણ ત્રણ શેર પાણી માઇ શકે તેટલી વસ્તુની જરૂર પડે છે. ખાટલા ઉપર

પ્રથમ દરદીએ ચતા સૂઇ જવુ જોઇએ, તે વખતે શરીરપર કાંઇ કપડુ રાખવુ નહિ. કૂને સાહેબે આ સ્નાનને માટે લાકડાનો એક ખાટલો પલંગ બનાવ્યો છે. ઇચ્છા થતાં તે બંધ કરી–વાળી શકાય છે. અને ફરી પાથરતી વખતે પ્હોળો પણ કરી શકાય છે.

સ્નાનને માટે પ્રથમ ત્રણ વાસણોમાં પાણી ભરીને ચુલ્હાપર મૂકવાં. જ્યારે પાણી ખળખળવા લાગે અને પુષ્કળ વરાળ નીકળવા માંડે ત્યારે મનુષ્યે કપડાં ઉતારીને ખાટલાપર કામળો, રજાઇ અથવા તો બનુસ ઓઢીને સુઇ જવું જોઇએ. એવી રીતે ઓઢવું જોઇએ કે જેથી ઓઢિલા કપડાની કીનારો નીચે ચારે બાજુ જમીન સુધી લટકતી રહેવો જોઇએ અર્થાત કોઇ જગ્યા ખુલી રહેવી જોઇએ નહિ કે જ્યાંથી વરાળ નીકળી જાય. માથું પણ પ્રથમ ઢાંકી દેવું જોઇએ. આ પ્રમાણે સુઇ રહ્યા પછી ખાટલા નીચેના કપડાને ધીમેથી ઉઘાડીને તે ખળખળતા ઉના પાણીનું એક વાસણ તે દરદીની પીઠની નીચે અને બીજું પગની નીચે આવે તેવી રીતે ખાટલા તળે મુકી દેવાં જોઇએ. વાસણપર સ્હેજ ખુલુ રહે તેવી રીતે ઢાંકણાં ઢાંકવાં એટલે ઇચ્છાનુસાર થોડી અથવા વધારે ઉષ્ણતા કરવાને માટે તેને થોડાં અથવા વધુ ઉઘાડાં રાખવાં જોઇએ. આ મૂકયા પછી દશ મીનીટ થયા પછી વરાળ કમી થવા માંડશે, ત્યારે ચુલાપર ચઢેલું ત્રીજું વાસણ ઉઠાવીને પીઠની નીચેનું પ્રથમ મૂકેલું વાસણ ઉઠાવી લેઇને તેની જગ્યાએ મૂકી દેવું જોઇએ અને પ્રથમ મુકેલુ વાસણ ઉઠાવીને ચુલાપર ચઢાવી દેવું જોઇએ, તે જ્યારે તેમાંનુ પાણી બરોબર ખળખળ ઉનું થાય અને વરાળ નીકળવા માંડે ત્યારે પગની નીચેનું વાસણ પણ બદલી નાંખી તેની જગ્યાએ તેને મૂકવું. પણ ઘણુંખરૂં પગનું વાસણ બદલવું પડતું નથી, દશ પંદરેક મિનીટ પછી તે રોગી મનુષ્યે પેટ તરફ ફરી જવું જોઇએ જેથી પેટ, પેઢુ અને છાતીપર પણ ખુબ વરાળ લાગે. જો હજી સુધી પરસેવો ન થયો હોય તો હવે અવશ્ય નીકળશે અને પગ તથા માથા બંનેમાં પરસેવો એકી સાથે નીકળવા માંડશે. જેને જલ્દી પરસેવો થાય તેને માથું ઢાંકવાની જરૂર નથી પણ પ્રથમ થોડા વખત તો માથું અવશ્ય ઢાંકી જ રાખવું જોઇએ.

પરસેવાને ૦ થી ૦ા કલાક સુધી નીકળવા દેવો જોઈએ. પર-

સેવો નીકળ્યા પછી વાસણોને બદલવા યા ન બદલવા એ મનુષ્યની પોતાની મરજી ઉપર વાત છે. શરીરના જે ભાગમાં વિકારવાન પદાર્થો અધીક એકઠા થાય છે. તે ભાગમાં જોરથી વધુ પરસેવો નીકળે છે. એવા ભાગો પર વરાળનો અધિક પ્રયોગ કરવો જોઇએ અને જ્યાં સુધી ગરમ વરાળ સહન થઈ શકે ત્યાં સુધી લેવી જોઇએ "

જે મનુષ્ય બહુજ નિર્બળ છે અથવા જે અધિક માંદા હોય તેણે વરાળસ્નાન ન કરવું જોઇએ, તેને માટે ઉદરસ્નાન અને મેહનસ્નાન બસ છે. જે માણસને હીંડતાં ચાલતાં પરસેવો થાય છે તેણે બાષ્પસ્નાન ( વરાળ સ્નાન ) કરવાની આવશ્યકતા નથી. તે કદી એ સ્નાન ન કરે તો કાંઇ હાનિ નથી, એક અઠવાડીઆમાં બેવારથી વધું વખત બાષ્પસ્નાન કરવું ન જોઇએ,

જો બાષ્પસ્નાનને માટે કોઈને ઉપર કહ્યા પ્રમાણે પલંગ—કે ખાટલો ન મળે તો નેતર ભરેલી ખુરશીથી કામ ચલાવી શકાય છે, ખુરશી પર બેસીને નીચે ગરમ પાણીનું વાસણ રાખવું જોઇએ. અને ખુરશી શુદ્ધાં શરીરને કપડાથી ઢાંકીને બેસવું જોઈએ.

બાષ્પસ્નાન કર્યા પછી ઠંડા પાણીમાં ઉદરસ્નાન અવશ્ય કરવું જ જોઇએ, ઉદર સ્નાનની પહેલાં અથવા પછી મનુષ્યની ઇચ્છા હોય તો પોતાનું સર્વ શરીર ભીના રૂમાલથી લુછી નાંખવુ જેમાં પેટ સિવાયનો શરીરનો બીજો અવયવ ઠંડો થઇ જાય; તાવવાળા મનુષ્યને પણ બાષ્પસ્નાન બહુજ લાભદાયક છે. તેથી જલદીથા તાવ ઉતરી જાય છે; પરંતુ ઉદર સ્નાન કરવાનું ભૂલવું નહિ. ઉદર સ્નાન ન કરવાથી તાવ ઘણું કરીને ઉતરતો નથી અને તંગ થવું પડે છે. એક વખત અમે તાવમાં બાષ્પસ્નાન કરીને ઉદરસ્નાન કરવાનું ભુલી ગયા જેથી અમને ઘણુંજ કષ્ટ વેઠવું પડયું. એવી દશામાં બાષ્પસ્નાન કરીને ઠંડા પાણીમાં ઉદરસ્નાન કરવાથી કરાવા જોઇએ નહિ. તેથી કાંઇ હાનિ થતી નથી, પણ લાભ જ થાય છે. ગરમ કરેલા લોઢાને પાણીમાં બુઝાવી જેમ તેને પ્રથમ જેવું કરવામાં આવે છે તેમ બાષ્પસ્નાન પછી ઠંડા જળથી શરીરને શીતલ કરવાથી તે પોતાના પૂર્વરૂપમાં આવી જાય છે, જેથી તે નિરોગ અને અધિક બળવાન થઇ જાય છે.

બાષ્પસ્નાન પછી ઉદરસ્નાન કરીને શક્ત મનુષ્યે બહાર સ્વચ્છ

હવામાં ફરવા જવું જોઇએ, જેથી થાકથી શરીર ગરમ થાય અને કાંઇક પરસેવો પણ નીકળે પરંતું જે શસક્ત ન હોય અથવા જે અધિક બીમાર હોય અને બહાર ન જઇ શકે તો તેણે કોઇ છજામાં અથવા અગાશીમાં કપડાં ઓઢીને થોડો વખત બેસવું જેથી શરીર ગરમ થશે. એમ કરવું એ બહુજ આવશ્યક છે. જેથી તેમાં ભુલ કરવી ન જોઇએ. પરંતુ યાદ રાખવું કે, રોગી અને અધિક નિર્બળ મનુષ્યોને બાષ્પસ્નાન કરવું એ નિરુપયોગી છે.

### ઉદર-સ્નાન

આ સ્નાનને માટે ૮૪ ડીગરી સુધી ઠંડા પાણીની આવશ્યક્તા છે. પરંતુ પાણીની શીતળતા માપવાની કાંઈ જરૂર નથી. સ્વાભાવિક રીતે જ્યાં જેટલું ઠંડુ પાણી મળે ત્યાં તેથી કામ લેવું જોઇએ. ઉદર સ્નાનને માટે એક એવા 'ટબ' અથવા તો વાસણની જરૂર પડે છે કે જેમાં માણુસ બેશી શકે. 'ટબ' માં એટલું પાણી ભરવું જોઇએ કે જેટલાથી ડુંટીનો નીચેનો ભાગ અને બે પગની સાથળો ડુબેલી રહે ડુંટીની ઉપરનો ભાગ અને પગ પાણીની બહાર રહે. જો બને તો પગ મૂકવા માટે એક લાકડાનું ન્હાનું સ્ટુલ-ઘોડી રાખવી. તેના ઉપર બે પગ ટબની બહાર મુકાવવા. તે ન હોય તો બે પગ ટબની નીચે લટકતા રહેવા દેવા જોઈએ, અને કદી ટબ મ્હોટું હોય તો બે પગ ટબની કીનાર પર મૂકવા અને માથું બીજી તરફની કિનાર તરફ રાખવું અને શરીરનો મધ્ય ભાગ ટબની વચ્ચે પાણીમાં રાખવો, ઠંડા પાણીથી ભરેલા ટબમાં મનુષ્યે બેઠા પછી એક સારા રૂમાલને પાણીમાં બોળીને તે વડે ડુંટીની નીચેનો ભાગ, પેઢુ તથા જાગોનું મૂળ કે જે ભાગ પાણીની અંદર બુડેલો હોય તેને અને કમરની પાછળના ભાગને જોરથી લુંછવો-ઘસવો, ઘસતી વખતે હાથ બંધ કરવો નહિ, પ્રથમ પાંચ મીનીટથી દશ મીનીટ સુધી ઉદરસ્નાન કરવું. ત્યાર પછીથી વખત વધારતા જવું, અભ્યાસ વધતાં અર્ધા કલાકથી એક કલાક સુધી આ સ્નાન કરવું. જેઓ બહુજ રોગી અથવા નિર્બળ હોય તેમણે બે ચાર મીનીટ ઉદરસ્નાન કરવું. આમ છતાં શરીરનો ઉપરનો ભાગ અને પગ કદી પલાળવો ન જોઇયે. તેને ગરમ રાખવા એ સારૂં છે. જો તેને કામળી કે બનુસથી લપેટી રાખવામાં આવે તોપણ સારૂ છે ઉદર-

સ્નાન પછી તરત શરીરને થાકથી ગરમ કરવાને માટે બહાર સ્વચ્છ હવામાં ફરવું બહુજ ઉપયોગી છે. જેથી સ્નાન કરીને તરત બહાર ફરવા માટે નીકળવું જોઇએ. જે લોક રોગી અથવા નિર્બળ હોય અને બહાર જઇ શકે તેમ ન હોય તેમણે કપડું ઓઢીને છજામાં બેસી રહેવું તેથી થોડા વખતમાં શરીર ગરમ થઇ જશે.

ઉદરસ્નાન દિવસમાં એકવારથી ત્રણવાર સુધી કરવું જોઇએ. જે જેટલું બળ રાખી શકતા હોય અને જેટલાંવાર સુધી પાણીમાં બેસી શકતા હોય તેમણે તે પ્રમાણમાં આ પ્રકારનું સ્નાન કરવું. બે ચાર દિવસમાં મનુષ્યને એમ જણાય છે કે કોઈ કોઇ વાર ઉદરસ્નાન કરતાં મેહનસ્નાન અધિક લાભદાયક નિવડે છે. પરંતુ સર્વથી સારૂં તો એ છે કે મનુષ્યે દિવસમાં એકવાર ઉદરસ્નાન અને એકવાર મેહનસ્નાન કરવું.

ઉદરસ્નાનનું યોગ્ય નામ ઘર્ષણ સ્નાન હોવું જોઇએ. પરંતુ ઘર્ષણ શબ્દ સારો નહિ જણાવાથી અમે તેને બદલે ઉદર શબ્દ વાપર્યો છે.

બાષ્પસ્નાનમાં વિકૃત પદાર્થો પરસેવાના રૂપમાં બહાર નીકળી જાય છે. ઉદર સ્નાનમાં પણ તે બહાર આવે છે વિકૃત પદાર્થ પેટની આસપાસ અધિક પ્રમાણમાં એકઠા થાય છે જેથી કરીને જ્યારે પેટ–કે પીઠની નીચેના ભાગને પાણીમાં કપડાથી રગડવામાં આવે છે ત્યારે ચામડીનાં છિદ્રો ખુલ્લી જાય છે, અને તે માર્ગથી વિકારવાન પદાર્થ ધીરે ધીરે બહાર નીકળી શકે છે. શરીરના બીજા ભાગમાં પણ જો વિકૃત પદાર્થો હોય છે તો પણ તે પેટની તરફ ખેંચાઈ આવે છે અને સ્નાન વખતે ચામડીના છિદ્રોથી બહાર નીકળી જાય છે. પ્રવાહી પદાર્થોને નીકળવાને માટે જે તરફ માર્ગ મળે છે તે તરફ વહી જાય છે. આ સ્વાભાવિક નિયમ છે. એ નિયમાનુસાર રોગવાળા પદાર્થ સર્વ જગ્યાએથી પેટની નીચે આવે છે અને ત્યાંથી સ્નાન કરવામાં નીકળી જાય છે. આ પ્રકારે કેટલાક દિવસો પછી જ્યારે રોગની જડ નિમૂંળ થઇ જાય છે ત્યારે શરીર સ્વચ્છ, નિરોગી અને બળવાન થાય છે.

## મેહનસ્નાન.

આ સ્નાન ઉપરના બંને સ્નાનો કરતાં વિશેષ લાભદાયક છે.

કૂને સાહેબની ચિકિત્સાનો આ મૂળમંત્ર છે. આને માટે પણ એક ટબ અથવા એક મ્હોટા વાસણની જરૂર પડે છે. તેની વચમાં એક ન્હાની ટીપાઈ અથવા લાકડાની ઘોડી-સ્ટુલ રાખવી પડે છે. તેને અંદર મુકીને ટબમાં ઠંડુ પાણી ભરવું પડે છે. પાણી એટલું ભરવું જોઈએ કે તે ટીપાઈની બરોબર આવી રહે, પરંતુ તેની ઉપર ન પહોંચે. તેનો ઉપરનો ભાગ કોરો રહેવો જોઈએ. સ્નાન કરનારે તે સ્ટુલ ઉપર કોરા ભાગમાં કપડા કહાડીને બેસી જવું. તેણે પોતાની જનનેંદ્રિયને સ્ટુલની નીચે એવી રીતે લટકતી રાખવી જોઈએ કે જેમાં તેની ચામડી પાણીમાં ડુબેલી રહે. જો પાણી થોડું હોય તો બીજું નાંખવું જોઈએ. આ સ્નાનમાં જેટલું વધારે ઠંડુ પાણી તેટલું વધારે લાભદાયક છે, પરંતુ તે સહન ન થઈ શકે તેટલું ઠંડુ ન હોવું જોઈએ. ત્યાં જેટલું સ્વાભાવિક રીતે ઠંડુ પાણી મળે તેટલું ઠંડુ પાણી ઉપયોગમાં લેવું આ પ્રકારે પાણીથી ભરેલા ટબની વચ્ચે સ્ટુલપર બેસીને જમણા હાથમાં રૂમાલ અથવા તો લુધડાનો જાડો કકડો લેવો તે લઈને ડાબા હાથના અંગુઠા તર્જની (અંગુઠાની જોડની) આંગળીથો જનનેંદ્રિયની ચામડીને જ્યાં સુધી સહેલાઈથી ખેંચી શકાય ત્યાં સુધી આગળની બાજુએ ખેંચવી જોઈએ. ચામડીને આ પ્રકારે ખેંચીને જમણા હાથમાંના કપડાને પાણીમાં પલાળીને ચામડીના સર્વથી આગલા ભાગને ધીરેધીરે ચોળવો. વારંવાર કપડાંને પાણીમાં પલાળીને ચામડીપર રાખવો જોઈએ અને વારંવાર જેટલું વધારે પાણી કપડામાં આવે તેટલું લેવું; મનુષ્યના શરીરનો આ ભાગ બહુજ કોમળ છે જેથી તેનાપર કપડું ધીરેથી મુકવું ધીરેથી ચોળવું. ચામડીને આગળ ખેંચીને તેને એવી રીતે પકડવી જોઈએ કે તેની અંદરનો (મણીછત્ર) કોઈ ભાગ ખુલ્લો રહેવો ન જોઈએ અને તેને પાણી અથવા કપડાનો સ્પર્શ ન થવો જોઈએ. આ સ્નાન માટે જેટલું અધિક પાણી હોય તેટલું વિશેષ લાભદાયક છે કારણ થોડું પાણી હોવાથી તે જલદીથી ગરમ થઈ જાય છે. મેહન-સ્નાન દશ મિનીટથી એક કલાક સુધી કરવામાં આવે છે, તે સ્ત્રીઓને પણ હિતકારી છે.

શરીરમાં જે હજારો સ્નાયુ-તંતુ ફેલાઇ ગયેલાં છે તે સર્વનો સંબંધ જનનેંદ્રિયની સાથે છે. તેમાંથી અનેક એવા છે કે જેનો અંત

અહીં આવેલો હોય છે. એવી રીતે શરીરમાં આ એક એવી ઈંદ્રિય છે કે જેને શીતળ કરવાથી તંતુઓના યોગથી બધા શરીરને શીતળતા પહોંચાડી શકે છે, વિકારવાન પદાર્થોના કારણથી શરીરમાં ઉષ્ણતા ઉત્પન્ન થઇ જાય છે. ઉષ્ણતા આ સ્નાનથી જતી રહે છે. જેને શરીરની ગરમી અનેક પ્રકારના દુરાચરણોથી વિશેષ વધી જાય છે અને કોઇ પણ પ્રકારે શાંત થતી નથી તેને પણ આ સ્નાનથી જલદી લાભ મળે છે. મેહનસ્નાન કરવાવાળાને દશથી પાંચ દિવસ રોજ અડધો કલાક ટબમાં બેસવાથી સ્નાન કરતે કરતે માથામાં ઠંડક પહોંચતી જણાય છે. આ સ્નાનની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી ઓછી છે. જે લોક કોઇ રોગથી વિશેષ પીડાતા હોય તેણે તો શું પણ પ્રત્યક્ષ જેનામાં રોગ ન હોય તેણે પણ આ સ્નાન કરવું જોઈએ, આથી શરીરના સર્વ અવયવો સબળ થઇ જાય છે. કામકાજમાં મનુષ્યનો ઉત્સાહ વધે છે અને ફરી કોઇ રોગ થવાંની સહસા બીક રહેતી નથી. આ સ્નાન મનુષ્યને માટે કીંમતી છે, અમૃતનો ગુણ આપવાવાળું છે અને સર્વથા કરવા યોગ્ય છે. આ સ્નાનથી સર્વને લાભ પહોંચે છે. કદી જો લાભ ન મળે તો જાણવું જોઇએ કે તેના સ્નાયુઓનો સંબંધ કોઇ કારણથી તેની જનનેંદ્રિયથી છુટી ગયો છે અથવા તેના શરીરની સજીવનશક્તિ બહુજ કમ થઇ ગયેલી હોવી જોઇએ.

જેની ઇચ્છા કૂને સાહેબની ચિકિત્સા કરવાની હોય તેમણે નિચે લખ્યા પ્રમાણે વર્તવું જોઇએ.

સ્હવારે પાંચ કે છ વાગે ઉઠવું. સ્નાન કરનારની શક્તિ અને ઋતુ અનુસાર એક કલાક સુધી ઉદરસ્નાન કરવું.

સ્હવારે ૯ વાગે જે લોક રોગી ન હોય તેમણે પુરૂ સ્નાન જેવું રોજ કરવામાં આવે છે તેવું કરવું. રોગીએ આ સ્નાન કરવાની જરૂર નથી.

સ્હવારે ૧૦ વાગે ભોજન કરવું. ઘઉંના લોટ [ મેંદો નહીં ] ની રોટલી, ફળ અને દુધની સાથે શાક પણ લેવું હોય તો લેવું.

દિવસના બે વાગે ૧૫ થી ૩૦ મીનીટ સુધી મેહનસ્નાન કરવું. જો બે વાગે કોઇને વખત ન મળે તો તેણે પાંચ વાગે સ્નાન કરવું.

પાંચ વાગે શક્તિ અનુસાર બહાર ફરવા જવું અને ઘેર આવી ૧૫ મિનિટથી ૩૦ મિનિટ સુધી મેહનસ્નાન કરવું.

રાત્રે સાત કે આઠ વાગે ભોજન કરવું. રોગીએ કેવળ દાળ–અને જે રોગી ન હોય તેણે ઘી સિવાયનાં ચોપડાં, દાળ અને શાક તથા ફળ ખાવાં.

રાત્રે ૯ કે ૧૦ વાગે નિંદ્રા લેવી.

આમાં મનુષ્યે પોતપોતાની પ્રકૃતિ અનુસાર ફેરફાર કરવો હોય તે કરવો.

કોઇએ એમ સમજવાનું નથી કે આ ચિકિત્સાથી સર્વ રોગ નિરોગ થઇ શકે છે. આથી સર્વ રોગ અવશ્ય સાજા થઈ શકે છે. પરંતુ સર્વ રોગી નથી જેના શરીરની સજીવતા રોગોના જીર્ણ થવાને લીધે બહુજ કમી થઇ જાય છે તે નીરોગી થઇ શકતા નથી, પરંતુ હા! બીજી ચિકિત્સાઓ કરતાં આ ચિકિત્સાથી તેને કાંઇને કાંઈ લાભજ થાય છે.

જો કોઇ આ ચિકિત્સાનો આરંભ કરે તેણે બે ચાર દિવસકરીને આ ક્રિયા છોડી દેવી ન જોઇએ. જ્યાં સુધી શરીર નીરોગી ન થાય ત્યાં સુધી તેને કર્યાજ કરવી, કદી ચિકિત્સાની વચમાં કોઈ રોગ પેદા થાય તો તેથી ડરવું નહિ. તે બે ચાર દિવસમાં જ મટી જાય છે. રાગ થવાથી સ્નાન બંધ કરવું નહિ, વચમાં જો કોઇ દવા કરવામાં આવે છે તો ચિકિત્સાના કર્મનો ભંગ થઇ જાય છે, દવાઓથી રોગ કેવળ દબાઇ જાય છે. પણ તેનું મૂળ જતું નથી, થોડા વખત પછી વળી કાંઇ કારણ બને તો તે રોગ ફરી જાય છે, પરંતુ આ સ્વાભાવિક જલચિકિત્સાથી રોગનું મૂળ જતું રહે છે. અને શરીર રોગ રહિત સ્વચ્છ અને હલકું થઇ જાય છે. આ ચિકિત્સાકરવામાં ગભરાવું નહિ. ધૈર્ય રાખવું જોઇએ. શરારનું નિરોગી થવું એ એક દિવસની વાત નથી. શરીરથી વિકારવાળા પદાર્થોને દુર કરવાને કોઇ કોઇને બએ ચચાર વર્ષ લાગે છે. જેના શરીરમાં જેટલા પ્રમાણમાં વધારે વિકારવાળા પદાર્થો હોય છે તેટલો લાંબો સમય તેને બહાર કઢવામાં લાગે છે.

મનુષ્યોના દાંતની બનાવટ માંસભક્ષણ કરનારા પશુઓને મળતી થી, તેમજ ઘાસ ભક્ષણ કરનાર પશુઓને પણ મળતી નથી. તેની

બનાવટ ફળ ભક્ષણું કરનારાં વાંદરાં વિગેરે જીવોના દાંતોના જેવી છે. અને તેની એ વાત નિર્વિવાદ રીતે અને કોઇ પણ પ્રકારની ભ્રાંતિ સિવાય નિઃસંશય રીતે સિદ્ધ થાય છે, કે ઇશ્વરે મનુષ્યોના દાંત ફળ ખાવાને માટે જ બનાવ્યા છે, પરંતુ કેટલાક લોક તેવડે માંસ અને માછલાં કાપવાને માટે મંડી પડે છે, બિસ્કુટ ખાવા મંડી પડે છે, ગાંઠીયા અને રેવડી ખાવા મંડી પડે છે ! આમ છતાં પણ કોઇ નિરોગી હોવાનો દાવો કરી શકતું નથી. માંસ ભક્ષી જીવોનું જઠર ન્હાનું અને ગોળ હોય છે. તેના શરીરમાં તેનાં આંતરડાં ૩ થી પાંચ ઘણાં વધુ લાંબાં હોય છે. 'વનસ્પતિ ભક્ષણ કરનાર પશુઓનું જઠર બહુજ મ્હોટું હોય છે. તે ખાય છે. પણ વિશેષ, તેનાં આંતરડાં તેના શરીરથી ૨૦ થી ૨૮ ઘણાં અધિક લાંબાં હોય છે. હવે રહ્યાં ફળભક્ષી જીવો, તેનું જઠર માંસ ભક્ષી જીવોથી અધિક પહોળું હોય છે, અને તેનાં આંતરડાં તેના શરીરથી ૧૦ થી ૧૨ ઘણાં અધિક લાંબાં હોય છે, હવે આ ત્રણે પ્રકારના જીવો સાથે મનુષ્યનો મુકાબલો કરીએ. મનુષ્યનાં આંતરડાના લંબાઇ ૧૬ થી ૨૮ ફુટ સુધી હોય છે, અર્થાત શરીરની લંબાઇથી તેની લંબાઇ ૧૦ થી ૧૨ ફુટ અધિક થઇ, અહીં પણ ફળભક્ષી પશુઓથી મનુષ્યોની બરોબરી થઇ શરીરને અનુસાર મનુષ્ય નાં આંતરડાં ફળ ખાનારાં પશુઓના જેટલાં જ નીકળ્યાં અને તેથી મનુષ્ય ફળભક્ષી હોવાનું આ બીજું પ્રમાણ થયું.

જે વસ્તુને તેની સ્વાભાવિક દશામાં જોતાં જ ખાવાનું મન થાય તેજ મનુષ્યને ખાવા યોગ્ય છે, ઉકાળવાથી, અને થમસાલા નાંખી પકાવાથી કોઇ વસ્તુની સ્વાભાવિક અવસ્થા બદલી શકાતી નથી. ઘેટાં બકરા અથવા માંછલાં આદિને જોઇને કોનું મન તેમને બચકુ ભરવાનું થાય છે ? કાચુ શાક અથવા કાચી તરકારી ખાવાની કોને ઇચ્છા થાય છે ? ફરી તેમાં ગમે તેટલું ઘી નાંખે અને ગમે તેટલા માલ મસાલા નાંખે તો પણ તેની આંતરિક દશાં એવીજ બની રહેવાની કે તેમાં કદાપિ ફેરફાર થશે નહિ. અને જેથાજ વસ્તુને તેની સ્વાભાવિક અવ થામાં જોતાં જીવ કચવાવા લાગે અથવા તે પર તિરસ્કાર થાય તે વસ્તુ મનુષ્યને ખાવા યોગ્ય નથી.

જે વસ્તુ સ્વાભાવિક રીતે જેવી હોય તેવી તેને જલ્દી પચી

જાય છે, અને તેનાથી શરીરમાં બળ વધે છે. પરંતુ હજારો વર્ષથી આપણે સર્વ સ્વાભાવિક ભોજન કરી રહ્યાં છીએ, અને તેથી કાચા અન્નને તેના સ્વાભાવિક રૂપમાં આપણે ચાવી શકતા નથી, કેમકે આપણા દાંત અને આપણું જઠર અશક્ત થઇ ગયાં છે. જેથી જ્યાં સુધી તે બળવાન ન થઇ જાય ત્યાં સુધી અન્નને નરમ કરીને ખાવું જોઇએ. ઉત્તમ એ છે કે મનુષ્યે થુલા સુદ્ધાં ચાળ્યા સિવાયના લોટની રોટલી ખાવી, થુલાં (છાલાં) માં એક પ્રકારની પાચનશકિત છે અને તેથી એમ ન સમજવું જોઇએ કે તેથી કાંઇ લાભ નથી, પેટમાં જઇને ગમે તો ભલે તેનું રૂપ ન બદલે અને ગમે તો તે જેવીને તેવીજ સ્થિતિમાં બાહાર નીકળી જાય તો પણ તેનું ખાવું નિષ્ફળ થતુ નથી, પેટમાં જતાં તે પોતાનું કામ કર્યા વિના રહેતાંજ નથી.

જેમ કહ્યું કે મનુષ્ય ફળભક્ષી છે, અંતર, બાગ અને જંગલમાં થનાર ફળ, અને કન્દ એ મનુસ્યનું સ્વાભાવિક ભોજન છે, આ પદાર્થોમાંથી જેને જોવા, સુંઘવા તથા સ્વાદ લેવામાં અરૂચિ ન થાય, જીવ કચવાય નહિ, દુર્ગંધ આવે નહિ, અથવા કડવાં લાગે તેને ખાવાં ન જાઈએ, કન્દ અર્થાત મૂળ કરતાં ફળ ખાવાં અધિક લાભદાયક છે, કોઇ કોઇ વખતે કન્દ પણ ખાવાં જાઇએ, એથી આદિ શાકભાજી મનુષ્યને ઉપયોગી નથી તેને વનસ્પતિભક્ષી જીવોને માટે છોડી દેવાં જોઇએ. જે પદાર્થ તેના સ્વાભાવિક રૂપમાં ખાવાથી સારા લાગે છે અથવા જેને સ્વાભાવિક રૂપમાં જોતાં ખાવાની ઇચ્છા થાય તે જલ્દી પચી જાય છે, અને તે સર્વથી અધિક બળવર્ધક હોય છે, જેને ખાંડવા, દળવા, ઉકાળવા, પલાળવા અને મશાલા યા મીઠુ લગાવવાની, તેલમાં યા ઘીમાં નાંખી વઘારવાની જરૂર પડે છે, તેની પાચકતા જતી રહે છે, અને તેથી સ્વાભાવિક પદાર્થો કરતાં તે ઓછાં બળ વધારનારાં છે. જે પદાર્થોને તેના સ્વાભાવિક રૂપમાં જોતાં અરૂચિ અથવા જીવ કચવાવા લાગે છે તે તળવાથી પકવવાથી કે મશાલા લગાવવાથી ભલે ગમે તેટલું સ્વાદિષ્ટ કેમ ન થાય તો પણ તે હાનીજ કરશે. કેમકે તે પદાર્થો મનુષ્યને ખાવાને માટે બનાવવામાં આવ્યા નથી.

પીવાને માટે સ્વચ્છ જળ કામમાં લેવું જોઇએ. બરફ, સોડા-

ટર, શરબત વિગેરે પ્રવાહી પદાર્થો અસ્વભાવિક છે. વિચારપૂર્વક ાં તેનાથી લાભ કરતાં હાનિ વિશેષ થાય છે. જે પદાર્થ જળના ા પાતળા અને પ્રવાહી છે. તે અપ્રવાહી પદાર્થો કરતા વધારે માં પચી શકે છે. અને તેથી તેને પીવા એ યોગ્ય નથી.

શાક વિગેરે બનાવવામાં જ્યાં સુધી બની શકે ત્યાં સુધી પાણી છુ નાંખવું જોઇએ, ચઢતી વખતે પાણીને શાકની સાથે જ રહેવા . તેને ઓસાવી નાંખવાથી (પાણી કહાડી નાંખવાથી) તેની . તે પદાર્થના બળવર્ધક અંશ પણ જતા રહે છે. દાળની સાથે ાં છોડાં પણ રહેવા દેવાં જોઇએ.

પાકેલાં ફળો કરતાં થોડાં પાકેલાં અથવા કાચાં ફળ જલ્દીની ી જાય છે, અને તેથી જે રોગી હોય અથવા જેની પાચન કત ક્ષીણ થઇ ગઇ હોય તેમણે કાચાં અથવા થોડ (થોડાં ાં) ફળ ખાવાં જોઇએ. રોગીએ ખાવાપીવાનો બહુજ વિચાર વો જોઇએ, કોઇ વસ્તુ એવી ન ખાવી કે જે જલ્દીથી પચી શકે. જ્યાં સુધી એકવાર ખાધેલું ભોજન પચી ન જાય ત્યાં સુધી જીવાર ખાવું નહિ.

ઘી બીલકુલ ન ખાવું. મીઠું પણ ઘણું જ ઓછું ખાવું. ન ય તો તે ઘણું જ સારૂં છે. જેને રોટલી પચાવાની શકિત ન તેણે ઘઉંની કે સાબુચોખાની કાંજી પીવી.

જળચિકિત્સા વખતે શરીરની અંદરના સર્વ અવયવો પોતપો- નું કામ ઘણા પરિશ્રમથી કરે છે. તે અનુપયોગી પદાર્થને શરી- બહાર કહાડવામાં લાગી રહે છે. જેથી કઠોર ખાઇને તેને વામાં તેનાથી અધિક પરિશ્રમ ન લેવો જોઇએ, જ્યાં સુધી ના પીવાની મનથી ઇચ્છા ન થાય ત્યાં સુધી કાંઇ ન ખાવું એ. કદાચ ખાય તો રોટલી, દાળ, કાચાં કે થોડાં પાકેલાં ફળ ાં લાભદાયક છે કોઇ કોઈ વખતે ટાઢું દુધ ગરમ કર્યા શિવાય જોઇએ. ભોજનના પદાર્થ ટાઢા થયા પછી ખાવા જોઇએ. તેને બરોબર ચાવીને મ્હોંમાં મમળાવી રસ કરીને ખાવા, જો- .. ખુલ્લી જગામાં ભોજન કરવાથી ખાધેલા પદાર્થ જલદીથી ી જાય છે, કેમકે બહાર બેસવાથી અન્નની સાથે વાયુનો સં- થાય છે. ઘરની અંદર બંધ જગામાં ભોજન કરવાથી અન્ન

પચવામાં વાર લાગે છે. કૂને સાહેબના મત પ્રમાણે તાજુ દૂધ ગરમ કર્યા સિવાય પીવું જોઇએ. તે કહે છે કે જો દુધમાં રોગીષ્ટ પરમાણુઓ હોય તો તેનો શું કદી નાશ થાય છે ? કોઇ ને કોઇ રૂપમાં તે બની રહે છે. જેથી દુધ તેના સ્વાભાવિક રૂપમાં જ પીવું જોઇએ.

સર્વથી અધિક બળવર્ધક તે પદાર્થ છે કે જે જલ્દીથી પચી શકે છે. જેથી આપણે તેનો વિચાર ન કરીએ અને મન માન્યું ભોજન કરીએ તો જ્યાં સુધી સારી રીતે પચી ન જાય ત્યાં સુધી બીજું કાંઇ ખાવું ન જોઇએ. આપણે તે બાબતનો વિચાર કરતા નથી જેથી રોગી બનીએ છીએ. બે વાર ભોજન કરવું બસ છે. એકવાર દશ વાગે સહવારે અને બીજી વખત ૮–૯ વાગે સાંજે, વચમાં કાંઇ ન ખાવું જોઇએ. કોઇ કોઇ વખતે અર્ધો ઉપવાસ કરવો સારો છે, અગીઆરશનું વ્રત જે આપણે પંદર દિવસે કરીએ છીએ તે પણ આને માટે સારૂ છે. અને કૂને સાહેબના મતાનુસાર છે, આપણે ઘણા વખતથી તેને જોતા આવીએ છીયે કે એકાદશીમાં કરવામાં આવતો ફળાહાર આપણા અરણ્યવાસી પૂર્વજોનાં કન્દમૂળ અને ફળપર નિર્વાહ કરવાની વૃત્તિનું સ્મરણ કરાવે છે. હંમેશાં નાના પ્રકારના સ્વાદિષ્ટ પદાર્થોનું સેવન કરેલું હોવાથી હાલમાં સહસા આપણે ફળાહાર પર જીવન નિર્વાહ કરી શકતા નથી જેથી ક્રમે ક્રમે જો મનુષ્ય તેનો અભ્યાસ કરવા માંડે અને કેટલાક વખત કેવળ ફળાહારી થઇ જાય તો તે ઘણી સારી વાત છે. જે પ્રકારે આપણા પ્રાચિન મુનિ, મહાત્મા, અને તપસ્વી ફળાદકથી પોતાની ક્ષુધા શાંત કરીને હંમેશાં શાન્ત, શીલ અને સાત્વિક જીવન નિર્વાહ કરે છે. તેવીજ રીતે આપણે પણ કરવા લાગીએ તો આપણું કલ્યાણ થવામાં વાર લાગતી નથી. તેમાં કાંઇ સંશય નથી કે મનુષ્ય જેવું ભોજન કરે છે તેવુંજ તેનું આચરણ હોય છે. જે યોગ સાધન કરે છે. અથવા જે સાત્વિક વૃત્તિની ઇચ્છા રાખે છે, તેને માટે ફળાહારથી વિશેષ લાભદાયક બીજો પદાર્થ પૃથ્વી પર નથી, અને તેથી જો કોઈ પણ વખતે આપણે તેવા જ સાત્વિક, શીલ, તેવાજ સત્યવાદી, તેવાજ નિરોગી, તેવાજ પુણ્યાત્મા અને તેવાજ સુખી થઇ જઇએ છે કે જેવા ૩૦૦૦ વર્ષ પહેલાં આપણા અરણ્યવાસી પુર્વજો હતા. અને જો કદી તેવો મંગળમય સમય આવે તો આધિ. વ્યાધિ, દુઃખ દારિદ્રય, રોગ અને વેદનાનો સમુળગા નાશ થઇ જાય અને તેનું નામ રહી જાય.



# ભાગ ૧૬ મો

## ક્રોમોપથી અથવા રંગરસાયન વિદ્યા.

### પ્રકરણ ૧૦૪

### સૂર્યનાં કિરણોનો જુદા જુદા રંગના શીસાની અંદર ભરેલા પાણીમાં સંગ્રહ કરી તે પાણીથી રોગ મટાડવાની વિદ્યા.

#### રંગોની હકીકત.

સૂર્ય એ મનુષ્યને જીવનબળ આપનાર છે. સૂર્યનાં કિરણોને જુદા જુદા રંગના કાચની શીશીયોમાં પાણી ભરી તેમાં એકત્ર કરી તે પાણીને જુદા જુદા રોગ ઉપર આપવાથી તે તે રોગો મટી જાય છે.

જુદા જુદા રંગના જુદા જુદા ગુણ હોય છે. લાલ રંગ એ ઉષ્ણતા અર્પનાર છે. જોઇશું તો ઉષ્ણતાવાળા પદાર્થો, અગ્નિ, દાહક વસ્તુઓ, મરચાં વિગેરેનો રંગ લાલ હોય છે અને તે ગરમી આપનારું છે. સખત તાવની ગરમીથી શરીર લાલ રંગનું થાય છે. તેવી રીતે આસમાની રંગ એ શાંત અને શીતળતા આપનારું છે. આસમાની રંગની ઔષધીયો ઘણે ભાગે શીતવીર્ય અને ઠંડી હોય છે.

સૂર્ય એ જીવનતત્ત્વ અર્પનાર છે. મનુષ્ય અન્ય પ્રાણી અને વનસ્પતિનું પણ તેનાં કિરણોથી પોષણ થાય છે. સૂર્યમાંથી પ્રકાશ રૂપે તેનાં કિરણોદ્વારા કેટલાંક જીવનતત્ત્વો અતિ સૂક્ષ્મરૂપે આપણા તરફ આવે છે. તડકાથી ચોમાસાનાં જંતુ, મચ્છર, માંકડ વિગેરે નાશ પામે છે. તેથી થતા રોગો અટકે છે.

સાધારણ રીતે લાલ, પીળો અને વાદળી એ ત્રણ મૂળ રંગ કહેવાય છે. નારંગી, લીલો, જામલી, અને ગળીયલ તેમજ કાળો, ધોળો એ સર્વ રંગો જુદી જુદી જાતની મેળવણીથી બને છે. સૂર્યનાં દરેક કિરણમાં ઉપરના સાતે રંગ રહેલા છે.

## કૃત્રિમ રંગો નીચે પ્રમાણે બને છે.

લાલ, પીળો અને વાદળી એ મૂળ રંગ છે હવે તેની જુદી જુદી રીતે મેળવણી કરવાથી જુદા જુદા રંગ થાય છે.

**નારંગી**—એક ભાગ લાલ રંગ અને એક ભાગ પીળો રંગ મિશ્ર કરવાથી નારંગી રંગ બને છે.

**લીલો રંગ**—એક ભાગ વાદળી રંગ અને એક ભાગ પીળા રંગને મિશ્ર કરવાથી લીલો રંગ થાય છે.

**જાંમ્બલી**-એક ભાગ વાદળી રંગ અને એક ભાગ લાલ રંગને મિશ્ર કરવાથી જાંમ્બલી રંગ બને છે.

**કાળો**-એક ભાગ લાલ અને એક ભાગ પીળો અને એક ભાગ વાદળી રંગ મેળવવાથી કાળો રંગ થાય છે.

**ધોળો**—ત્રણ ભાગ પીળો રંગ, આઠ ભાગ વાદળી રંગ મેળવવાથી ધોળો રંગ થાય છે.

**રાખોડીયો**—એક ભાગ સફેદ રંગ અને એક ભાગ કાળો રંગ મેળવવાથી રાખોડીયો રંગ થાય છે.

લાલ, પીળો અને વાદળી એ ત્રણ મૂળ રંગ છે અને નારંગી, લીલો અને જામલી એ ત્રણ મિશ્ર રંગો છે. લાલને પીળો રંગ મળતાં નારંગી રંગ થાય છે, પીળો અને આસમાની રંગ મળવાથી લીલો થાય છે અને લાલ અને આસમાની રંગ મળવાથી જાંમલી રંગ થાય છે.

વળી લાલ રંગનો વિરોધી રંગ લીલો છે, પીળા રંગનો વિરોધી રંગ જામલી છે અને આસમાની રંગનો વિરોધી રંગ નારંગી છે.

જગતમાં જે હલાહલ ઝેરી વસ્તુઓ છે તેમાં લાલ અને પીળા એ બે રંગોનું પ્રમાણ વધુ હોય છે. તેમાં પીળો રંગ જ્ઞાનતંતુ અને મગજ ઉપર હુમલો કરનાર છે અને લાલ રંગ લોહી અને રક્ત નાડીયો અને મજ્જાતંતુઓનો સંહાર કરે છે. ઝેર કોચલામાં પીળા રંગનો અને રાતા રંગનો મોટો જથો હોય છે. પણ તે બેની અસર ઓછી કરનાર આસમાની રંગ પણ તેમાં રહેલો છે.

દીવેલ પીળાશ રંગનું છે તે મૃદુ રેચક છે અને લાલ અને પીળા રંગનો રેવંચીના શીરામાં વધારો હોવાથી તે ઉગ્ર ભેદક અને વધુ રેચક છે.

આપણે સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શની, રાહુ અને કેતુ એ નવગ્રહો છે એમ જાણીએ છીએ, તે દરેક ગ્રહોના જુદા જુદા સાત રંગ છે. તેમાં સૂર્યનો રંગ પારા જેવો છે. પારાને વીર્ય એવું નામ આપે છે. સૂર્યમાં સાતે રંગ રહેલા છે. સૂર્યના રથને સાત મુખવાળા ઘોડા જોડયા છે. એવું પુરાણોમાં છે. તેનો અર્થ એ છે કે, વૈદક અર્થ પ્રમાણે અશ્વનો અર્થ અગ્નિ થાય છે. અને રશ્મિનો અર્થ કિરણો છે. એ સૂર્યના કિરણો છે. સૂર્યના કિરણોમાં સાત રંગ જણાય છે.

ચંદ્રનો રંગ રૂપા જેવો છે. મંગળ તાંબા જેવો લાલ છે. બુધનો રંગ પીળો છે. બ્રહસ્પતિનો રંગ સોના જેવો પીળાશ પડતો છે. શુક્રનો રંગ નીલમણિ જેવો છે. અને શનિનો રંગ કાળો લોઢા જેવો છે, રાહુ આપણી પૃથ્વી છે. તેનો રંગ અંધારા જેવો હોવાથી તે બીજા પ્રકાશિત ગ્રહોનાં કિરણોને ગ્રહણ કરે છે. અને કેતું અનિયમિત હોવાથી તેમ ધડ વગરનો હોવાથી તેને ગણ્યો નથી.

ઉપરના ગ્રહોમાં વાદળી, લીલો, લીંબોઇ જેવો પીળો, સોનેરી પીળો, રૂપેરી, પારા જેવો, અને લાલ રંગ મિશ્ર થયેલા છે. તે ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે. તે પોતાને જોઈતા રંગ સૂર્યથી પામી પોતાના ચંદ્રથી પોષે છે. તેનાં કિરણોની સીધી આડકતરી ગતિ થાય છે. ત્યારે તે કિરણો સૂર્યનાં કિરણોને ભેદીને કે વક્રી ભવન પામીને પૃથ્વી ઉપર પડે છે. અને સૂર્યનાં જે કિરણો પૃથ્વી ઉપર પડે છે તેમાં પોતાનાં કિરણોનો વધારો કરીને જુદી જુદી જાતની અસર ઉત્પન્ન કરે છે.

સૂર્ય એ ઉષ્ણ છે, ચંદ્ર શીતળ છે, મંગળ ગરમ છે, બુધ નપુષક છે. બ્રહસ્પતિ બુદ્ધિવાન છે. શુક્ર સજીવન રાખનાર છે અને અને શની લુલો છે. તેમનાં કિરણ પ્રમાણે તેમના સ્વભાવ અને સ્વભાવ પ્રમાણે તેમનામાં ગુણ છે,

જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણે જે વખતે મનુષ્યનો જન્મ થાય છે તે વખતે જે જે ગ્રહો જે જે રાશીમાં જે જે સ્થાને તે વખતે હોય છે તે પ્રમાણે જન્મનાર બાળકને તે ગ્રહોની સારી કે નરતી અસર થાય છે, તે ઉપર પ્રમાણે તેનાં પડવાનાં કિરણોથી સમજી શકાય તેમ છે. કયે વખતે કયા કયા ગ્રહ કયા કયા સ્થાને છે, કઈ કઈ રાશીમાં છે. તે જ્યોતિષની ગણુત્રીથી કાઢી શકાય છે. અને તેની અસર પૃથ્વી ઉપર તે તે સમયે તેમના ગુણ પ્રમાણે થાય છે.

મનુષ્યના શરીરમાં સ્નાયુયો, હાડકાં, ચરબી, ચામડી, મગજ, લોહી અને શરીરના અવયવો, પાણી વાયુ વિગેરે રસાયનિક દ્રવ્યો હોય છે, સુર્યમાંથી તેનાં કિરણો દ્વારા હંમેશાં જીવનશક્તિ કે પ્રાણબળ પૃથ્વી ઉપર ઉતર્યા કરે છે. અને તે જીવનશક્તિથી સર્વ પ્રાણી પદાર્થો પોષાય છે. તે જીવનશક્તિનું સર્વ કોઇ પ્રાણી પદાર્થ શોષણ કરે છે.

આપણા શરીરમાં દુંટી નીચે એક ચક્ર છે જેને મણિપુરચક્ર કહે છે, અને તેને અંગ્રેજીમાં Stor Plexus અર્થાત સૂર્યચક્ર કહે છે. આ ચક્ર મારફતે દરેક મનુષ્યના શરીરમા સૂર્યમાંથી વહેતું જીવન બળ દાખલ થાય છે. અને તેથી શરીર જીવતું રહે છે. આ સ્થાન દુંટી નીચે આવેલું છે, જેને કેટલાક આંબોઇ કે પીચોટીના નામથી ઓળખે છે. તે એક જ્ઞાનતંતુની જાળ જેવું જણાય છે. આપણા યોગીઓએ તે ચક્રને અગત્યનું સ્થાન માન્યું છે. શરીરમાં ષડચક્રોમાં તેની મુખ્ય ગણુના છે. આ ચક્ર અથવા નાભીમાં મનનું સ્થાન છે. એમ યોગશાસ્ત્રો જણાવે છે. મનના સર્વ વ્યાપારો મગજ માં થાય છે, તેથી ઘણા મગજને મનનું સ્થાન કહે છે. યોગીઓએ આ ચક્રને મનનું સ્થાન ગણ્યું છે. આ ચક્ર મગજની માફક ધોળા ભૂખરા રંગના માવા જેવા પદાર્થનું બનેલું દેખાય છે. સૂર્યમાંથી જે જીવનતત્ત્વ વહે છે, તેનો આ ચક્રમાં સંચય થાય છે. આ સ્થાનને સૂર્ય દ્વાર ગણેલું છે. આ ચક્ર દ્વારાજ શરીરમાં

જીવનતત્વ ભરાય છે. સૂર્યમાંથી મેળવેલું જીવનતત્વ આ ચક્રમાંથી આખા શરીરમાં જાય છે. મગજના જ્ઞાનતંતુઓના પોષણનો આધાર પણ આ ચક્ર ઉપર છે. અહિંજ કુંડળીની શક્તિનું સ્થાન માન્યું છે. અને આ ચક્રમાં મનને સ્થાપી યોગવિદ્યાવડે ધારણા અને ધ્યાન સિદ્ધ થતાં કુંડળીનીનું ઉત્થાન થઇ ત્યાથી કરોડ માર્ગે સુષુમ્ણામાં પ્રવેશ થતા ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. એવું યોગશાસ્ત્રો વર્ણવે છે.

સૂર્યમાંથી જે જીવનતત્વનો પ્રવાહ આ ચક્રમાં દાખલ થાય છે તે શ્વેતવર્ણનો હોય છે, તે તદ્દન નિર્મળ જળ જેવું જણાય છે. ત્યારે તે શરીરમાં દાખલ થાય છે ત્યારે જુદા જુદા રંગનું થાય છે. જે પ્રકારનાં શરીર કે મન હોય છે. તેવો આ જીવનતત્વનો રંગ થાય છે, જેમ શરીર શુદ્ધ અને મન નિર્મળ હોય છે તેમ આ જીવનતત્વ પણ વિશુદ્ધ રહે છે.

દરેક મનુષ્યમાંથી તેમના જીવન તત્વના પ્રમાણમાં હંમેશાં એક પ્રકારના ઓજસનો પ્રવાહ બહાર વહ્યાં કરે છે. મહાન દેવોના શરીરમાંથી વ્હેતો ઓજસનો પ્રવાહ સૂર્ય કે ચંદ્રના પ્રકાશ જેવો સફેદ રંગનો હોય છે. તેથી ઉતરતા યોગી મહાત્માઓના શરીરમાંથી વ્હેતો પ્રવાહ સ્હેજ ઉતરતો સફેદ હોય છે, તેથી ઉતરતા મનુષ્યોનો ઓજસ પ્રવાહ જાંબુડીયા રંગનો હોય છે. તેથી હલકી પંક્તિના મનુષ્યમાંથી વ્હેતો પ્રવાહ ગળીયેલ રંગનો, તેથી ઉતરતામાં આસમાની રંગનો, પછી લીલા રંગનો, તેથી ઉતરતામાં પીળા રંગનો, તેથી ઉતરતામાં નારંગી રંગનો, તેથી ઉતરતામાં રાતો કે કીરમજી રંગનો એમ એક પછી એક ઉતરતા રંગનો પ્રવાહ હોય છે.

જે પ્રમાણમાં સૂર્યમાંથી વહેતો જીવનપ્રવાહને મનુષ્યો પોતાના શરીરમાં મણિપુરચક્ર મારફતે શોષણ કરે છે, તે પ્રમાણે તેના અવયવો પોષાય છે. તે પ્રમાણમાં તેનામા શરીર નીરોગી, બળવાન અને યૌવનવાળુ હોય છે. યોગિમુનિયો મણિપુરચક્ર પાસે રહેલી કુંડલિની શક્તિને જાગ્રત કરે છે ત્યારે તે સમાધિસ્થ થઇ ઘણાં વર્ષ સુધી અન્નજળ અને હવા વગર પોતાના શરીરને સૂર્યમાંથી જીવનતત્વને આકર્ષી ટકાવી રાખે છે. કુંડલિનીનું ઉત્થાન કરી, સુષુમ્ણામાં પ્રાણનો પ્રવેશ કરાવવા માટેની ક્રિયાઓ યોગ-

શાસ્ત્રમાં છે. તેને યોગ કહે છે. બળવાન મનુષ્યો સૂર્યમાંથી જીવન-તત્ત્વ પોતાના મણિપુરચક્રમાં વધુ પ્રમાણમાં આકર્ષી શકવાથી તે નીરોગી અને બળવાન રહી શકે છે. જ્યારે આ મણિપુરચક્રદ્વારા સૂર્યમાંથી જીવનતત્ત્વને આકર્ષી શકાતું નથી ત્યારે તેમનું શરીર નિર્બળ અને રોગી થઇ જાય છે.

દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા, પ્રાણાયામ એ સર્વ સૂર્યમાંથી જીવનતત્વને શ્વાસદ્વારા આકર્ષી મણિપુર ચક્રમાં તેનો સંચય કર-વાની કળા છે. ખુલ્લી હવામાં દીર્ઘશ્વાસપ્રશ્વાસ કરવાથી શરીરમાં નવું જીવનતત્વ ભરાવાથી શરીરમાં નવી સ્ફુર્તિ આવેલી જણાય છે. ખુલ્લા હવા અજવાળામાં રહેનાર મનુષ્યો ઘણે ભાગે નીરોગી હોય છે અને અંધારામાં રહેનાર, હવા અજવાળા વગરના સ્થાનમાં રહેનાર, માત્ર ઘરમાં જ બેસી રહેનાર મનુષ્યોનાં શરીર પીળાં પડી ગયેલાં અને નિર્બળ હોય છે બહાર તડકામાં ફરનારા લોકો, મ-જુર વર્ગના લોકો, ઉઘાડા શરીરે તડકામાં આખો દિવસ ખેતરમાં કામ કરનારા લોકો શરીરે મજબુત, કદાવર અને બળવાન હોય છે તેનું કારણ એ હોય છે કે તેઓ સૂર્યમાંથી વધુ, પ્રમાણમાં જીવન-તત્વ મેળવી શકે છે.

સૂર્યનાં કિરણોદ્વારા આપણે સૂર્યમાંથી સજીવન તત્વ, ઉત્સાહ અને ચૈતન્ય મેળવી શકીએ છીએ. કેટલીક વખતે જ્યારે વાદળું ચઢેલું હોય છે અને સૂર્યનાં કિરણો જણાતાં નથી ત્યારે ગ્રહણ વખતે સૂર્યનો તડકો પૃથ્વી ઉપર જણાતો નથી. ત્યારે મનમાં જે ગ્લાનિ અને ઉદ્વેગ ઘણાને થાય છે તેનું કારણ પણ તેજ છે. આવા ઘણા દિવસ વાદળાં રહે છે ત્યારે ઘણાને શરદી, સુસ્તી ને બેચેની થતાં કેટલાક માંદા પણ પડે છે. કારણ કે તે વખતે સૂર્યમાંથી આવતું જીવનતત્વ મળતું નથી. વનસ્પતિના છોડ પણ ખુલ્લા હવા અજવાળાવાળા ભાગમાં, સૂર્યનાં કિરણો પડી શકે તેવા સ્થાનમાં હોય છે તોજ સારા ઉછરી શકે છે. અને ઘરમાં મૂકેલા, અંધા-રામાં રહેલા છોડવાઓ ઝટ કરમાઇ જાય છે. વળી તુલસી વિગે-રેના છોડો સૂર્યમાંથી જીવનતત્વ વધુ પ્રમાણમાં ખેંચી તે પાછા આસપાસ વધુ બ્હેવરાવે છે તેથી તેવા છોડો ઘરમાં રાખવાથી હવા શુદ્ધ થાય છે અને જીવનતત્વ આપે છે.

આજ પ્રમાણે સૂર્યના દરેક કિરણમાં સાત રંગ રહેલા છે તે આપણે જ્યારે જાડો કાચનો તુકડો સૂર્યનાં કિરણોમાં ધરીએ છીએ ત્યારે જણાય છે. આ કિરણોને જો આપણે જુદા જુદા રંગની કાચની બાટલીઓમાં પાણી ભરીને એકત્ર કરીએ તો સૂર્યમાંથી નીકળતો જીવનપ્રવાહ આ પાણીમાં એકઠો થાય છે. અને જે જે મનુષ્ય માંદા હોય તેનામાં જે જે તત્વની ખામી હોય તે તત્વની ખામી પૂરવા માટે આ પાણી આપવાથી તેનો રોગ સારો કરી શકાય છે.

જે સ્થાનમાં સૂર્યનો પ્રકાશ પડી શકતો નથી તે સ્થાનમાં રહેતાં મનુષ્યો ઘણે ભાગે ફીક્કાંને નીબંળ હોય છે, કોલેરા વિગેરે રોગો પણ અંધારાવાળા ઘરમાં, સાંકડી ગલીઓમાં જ વધુ ફાટી નીકળે છે. સૂર્યના તડકાથી ક્ષય, કોલેરા, અને એવા રોગોના જંતુઓ નાશ પામે છે. કેટલાક ડૉકટરો તો કહે છે કે ખુલ્લા શરીર ઉપર સૂર્યનો પ્રકાશ દરરોજ અમુક વખત સુધી પડવા દેવાથી શરીરનાં સર્વ અંગોની બહુ વૃદ્ધિ થાય છે. કંઠમાળનાના દરદીઓ જો ખુલ્લા શરીરે તડકામાં વધુ વખત ફરે તો તેમનો રોગ મટી જાયછે.

ધ્યાન કરવામાં જ્યોતિનું—પ્રકાશનું બ્રહ્મરૂપે ધ્યાન કરવાનું ઘણા કહે છે, આ પ્રમાણે પૂર્ણજ્યોતિનું કે પ્રકાશવાળી ચકચકિત વસ્તુનુ ધ્યાન કરવાના વિચારથી હૃદયની ક્રિયા બહુ બળવાન થાય છે. મનુષ્યના શરીરમાંથી એક પ્રકારનો ઓજસનો પ્રવાહ હંમેશાં બહાર વહ્યાં કરે છે. અને તે આપણે જોઈ શકતા નથી પણ દિવ્યચક્ષુવાળા તે જોઇ શકે છે. આ પ્રવાહને ઓજસ કહે છે. કેટલાક ઑરા પણ કહે છે. સાત્વિક મનુષ્યના શરીરમાંથી વ્હેતાં ઓજસ આસમાનીક જાંબલી રંગનો, રાજસ પ્રકૃતિના મનુષ્યમાંથી વ્હેતો ઓજસપ્રવાહ લાલ વર્ણનો અને તામસી કે ક્રોધી પ્રકૃતિના મનુષ્યમાંથી વ્હેતો ઓજસપ્રવાહ તેના સંબંધમાં આવતા મનુષ્ય ઉપર અસર કરે છે. સત્પુરૂષની સોબતમાં રહેવાથી, તેમના સહવાસમાં રહેવાથી તેમના શુદ્ધ ઓજસ પ્રવાહની મનુષ્ય ઉપર સારી અસર થાય છે. દુર્ગુણીને ક્રોધી મનુષ્યની સંગતમાં રહેવાથી, તેના ઓજસ પ્રવાહની અસર અન્ય મનુષ્યને તેના જેવા બનાવે છે.

ક્યા મનુષ્યનામાંથી કેવો ઓજસપ્રવાહ નીકળે છે. તે મહા

પુરૂષો જોઈ શકે છે. અને તે પ્રવાહ જોઈ તેનામાં કેવા ગુણ છે, તે કહી શકે છે, આ ઓજસપ્રવાહ પણ જે રંગનો હોય છે તે અનુસાર તે મનુષ્યનો સ્વભાવ હોય છે.

## રંગ પ્રમાણે ગુણ

જે મનુષ્યના શરીરમાંથી આસમાની પ્રવાહ નીકળતો હોય છે તે જુદા જુદા રંગનો હોય છે. અને તે તે રંગ અનુસાર તેનામાં કયા કયા ગુણો હોવા જોઇએ તે જાણી શકાય છે. આ ઓજસ પ્રવાહ મનુષ્યની આસપાસ બે ફુટ સુધી સર્વ દિશામાં ગોળાકારે પથરાયલો હોય છે.

ગળી જેવો રંગ હોય તો તેનામાં અધ્યાત્મવિદ્યા કે યોગવિદ્યા ઉપર ભાવ છે. એમ શમજવું.

આસમાની રંગ ખુલતો હોય તો તેનામાં શ્રદ્ધા, ભલમનસાઇ, સાહિત્યપ્રિયતા અને નિપુણતા છે એમ માનવું.

જાંબલી રંગ હોય તો નમ્રતા, વિનયશિલતા અને ભક્તિ છે એમ માનવું.

રાખોડીયો રંગ હોય તો ક્ષમદૃષ્ટિ, દિવ્યદૃષ્ટિ, ઉદાસીનતા, ગ્લાનીવાળો સ્વભાવ સમજવો.

લીલો રંગ હોય તો આશાવાદી, બુદ્ધિશાળી સમજવો.

રાતો રંગ હોય તો પ્રેમી, સ્નેહી કે વિષયાસક્ત હોય.

ચકચકતો રાતો રંગ હોય તો શૌર્ય કે આત્મશ્રદ્ધાવાળો સમજવો

ગુલાબી ગાઢ રંગ જો હોય તો સ્વાર્થી, આત્મશક્તિવાળો હોય.

નારંગી રંગ હોય તો ઉચ્ચાભિલાષાવાળો, ડાહ્યો, અને જ્ઞાની હોય.

પીળો રંગ હોય તો પ્રબુદ્ધતા, જ્ઞાન ને અંતર સ્ફુરણવાળો હોય.

ખુલ્લો પીળો હોયતો લૌકિકજ્ઞાન કે પાકી સમજણવાળો સમજવો.

બદામી નારંગી રંગનો હોય તો અહંભાવ વાળો સાંસારિક ડહાપણ વાળો હોય.

રાતો બદામી હોય તો લોભી થાય.

મેલો લીલો હોય તો ઇર્ષ્યાવાળો, દગાને છળવાળો સમજવો.

કાળો હોય તો ધિક્કારને દ્વેષવાળો સમજવો.

ઉપર પ્રમાણે મનુષ્યની આજુબાજુ જે રંગનો ઓજસ પ્રવાહ જણાય તે પ્રમાણે તેનો ગુણ સમજવો.

આ પ્રવાહથી તેના સંબંધમાં આવતા મનુષ્યોમાં કેટલીક અસર થાય છે. જળમાં, હવામાં અને પ્રકાશમાં રહેલાં તત્વો વનસ્પતિ માં દાખલ થાય છે, વનસ્પતિનાં મૂળ જમીનમાંથી પોતાને જોઈતાં ખનિજ દ્રવ્યોને શોષી લે છે. વ્હેતા પાણીમાં હવામાં અને પ્રકાશમાં ચુંબક અને વિધુતની ઘણીજ શક્તિ રહેલી છે. તેથી નદીમાં સ્નાન કરવાથી, જળ પીવાથી, શુદ્ધ હવામાં ખુલ્લા શરીરે ફરવાથી શરીરમાં દીર્ઘશ્વાસ પ્રશ્વાસ દ્વારા શુદ્ધ હવા લેવાથી, શરીર નીરોગ થાય છે, અને આરોગ્ય રહી શકે છે. પાણી કરતાં હવામાં તેવાં તત્વો વધુ છે અને હવા કરતાં પ્રકાશમાં વધુ તત્વો હોય છે, પ્રકાશ કરતાં પણ મહાત્મા પુરુષોનાં ચક્ષુ, હાથ અને પગમાથી વ્હેતા ઓજસના પ્રવાહમાં વધુ વિધુન્મય શક્તિ રહેલી છે. ઘણા મહાપુરૂષોનો માત્ર દૃષ્ટિ પાદ થવાથા, ચરણસ્પર્શ કરવાથી કે માથે હાથ મૂકવાથો અન્ય મનુષ્યનાં જીવન સુધરી જાય છે, તેના ઘણા દાખલા બન્યા છે. આવા મહાન યોગીયો અન્યના વ્યાધિઓ માત્ર સંકલ્પબળથી મટાડી શકે છે. તે વાત આગળ હિપ્નોટીઝમ વિદ્યા અને યોગવિદ્યાના પ્રકરણોમાં આવી ગઈ છે.

પદાર્થના સ્થૂલ પદાર્થ કરતાં તેનો સૂક્ષ્મ પદાર્થ વધુ વિશુદ્ધ અને વધુ ચઢીયાતો છે. જેમકેઃ પાણીનું ઘન કે જડ સ્વરૂપ તે બરફ છે, બરફ કરતાં વધુ વિશુદ્ધ રૂપ તે સાધારણ પ્રવાહી પાણી ગણાય છે, બરફ કરતાં પાણીમાં બળ વધુ છે. તે ગતિમાન થઈ મોટાં મોટાં કારખાનાં ચલાવી શકે છે. અને પ્રવાહથી મોટા મોટા ડુંગરો ભેખડો ને ઝાડોને તોડી પાડે છે. પાણીનું સૂક્ષ્મ અને વિશુદ્ધ રૂપ તે વરાળ છે. પાણી કરતાં વરાળ ૧૭૦૦ ઘણી પાતળી, સૂક્ષ્મ અને હલકી છે. તે વરાળના બળે અનેક કારખાનાં, સ્ટીમરો, મીલો, રૅલ્વે ટ્રેનો વિગેરે ચાલી શકે છે, તે વરાળનું વધુ સૂક્ષ્મતત્ત્વ તે વિજળી કે વિધુત છે. જે ઘણીવાર પૃથ્વીના ગર્ભમાં વરાળે સાથે મળીને મોટા મોટા પર્વતોને ફાડી નાંખે છે. અને ધરતીકંપના મોટા આંચકા સાથે પૃથ્વીને પણ ધ્રુજાવી શકે છે. પદાર્થનું જેમ

વધુ સૂક્ષ્મપણું તેમ તેનું બળ વધુ સમજવું, વીજળી કરતાં વધુ વધુ સૂક્ષ્મ તે પ્રકાશ છે કે જે વધુ સૂક્ષ્મ હોવાથી તમામ પદાર્થોમાં પ્રવેશી શકે છે, પ્રકાશ કરતાં વધુ સૂક્ષ્મતર તે ગુરૂત્વાકર્ષણ છે. તે ઘણી ત્વરાથી ગતિ કરે છે. તેનામાં અગાધ બળ છે. તેના બળના આશ્રયે કરી સૂર્ય આસપાસ ગ્રહો અને તારામંડળ ફર્યાં કરે છે, આ ગુરૂત્વાકર્ષણ કરતાં પણ ઘણું સૂક્ષ્મ અને બળવાન તે મનોબળ છે. મનોબળ, સંકલ્પબળ, આત્મબળ અને અધ્યાત્મ બળ એ એક કરતાં બીજાં વધુ બળવાન છે. જેઓ આત્મબળ મેળવે છે. તે મહા બળવાન છે, મોટા મોટા મહાન પુરૂષો માત્ર આત્મબળથી મહાન પશુબળને પાછાં હઠાવી દેતા.

વસિષ્ટ ઋષિએ પોતાના દઢ સંકલ્પ બળે કરીને વિશ્વામિત્રના અસંખ્ય સૈન્યને પાછું હઠાવી દીધું હતું શ્રીમદ્‌શંકરાચાર્યે માત્ર દઢ સંકલ્પબળથી કપાલિકોની અસંખ્ય સેનાને ભષ્મિભૂત કરી હતી, ઈશ્વરે માત્ર એક સંકલ્પથી જ આ જગતને રચ્યું છે. આત્મબળનો પ્રભાવ સર્વ બળ કરતાં વધુ છે. આત્મબળથી મહાનમાં મહાન વ્યાધિ મટાડી શકાય છે.

સૂર્યના પ્રકાશને ગ્રહણ કરી તે દ્વારા અનેક વ્યાધિઓ મટાડવાની વિદ્યા તે રંગરસાયન વિદ્યા છે, સૂર્યનો પ્રકાશ કે તડકો એ ખરેખરૂ દૈવી ઔષધ છે જેનાં નાક, હાથ, પગ તુટી ગયાં હોય શરીરે ગુમડાં થઇ ગયાં હોય, ગળતકુષ્ટ–પત્ત થયા હોય અને ઘોબરા ગડવાળા મનુષ્યો જો સૂર્યનાં કિરણોને શરીર ઉપર વધુ વખત પડવા દે તો તેમને વધુ ફાયદો થાય છે.

સૂર્યના પ્રકાશમાં સ્નાન કરવાથી ઘણા રોગો મટે છે.

---

## પ્રકરણ ૧૦૫ મું

## સૂર્યનો પ્રકાશ આપી પાણી તૈયાર કરવાની રીત.

રાતા રંગના, ઘેરા આસમાની રંગના, પીળો, જાંબુડીયો, લીલો એટલા રંગના કાચના શીસા આ કામમાં ઉપયોગમાં આવે છે.

જે રંગની શીસીમાં પાણી તૈયાર કરવું હોય તે શીશો સ્વચ્છ ધોઇ નાંખી સાફ કરવો, બહાર પણ કોઇ ડાઘ ન રહે તે જોવું. તેમાં પછી કુવાનું કે નદીનું સ્વચ્છ પીવાનું જળ કપડે ગળીને ભરવું શીસી ચાર આંગળ ઉણી રહે ત્યાં સુધી પાણી ભરવું પછી તેના મોં ઉપર સખત બુચ મારવો. પછી તેને બહારથી કપડાવતી લોહી નાંખી સ્વચ્છ કરી સૂર્યના તાપમાં એક લાકડાની ઘોડી, કે ટેબલ ઉપર મૂકવી. તેને જમીન કે પત્થર ઉપર મૂકવી નહિ. દિવસના ૧૧ વાગ્યે શીશી તડકામાં મૂકવી. તે બે વાગ્યા સુધી રાખવી. આથી શીશી તપીને તેના ખુલ્લા ભાગઉપર પાણીનાં ટપકાં ચોટેલાં જણાય ત્યારે પાણી તૈયાર થયું છે એમ જાણવું. ચાર કલાક સુધી શીશી તડકામાં રહેવા દેવાથી પાણી બરોબર તૈયાર થાય છે.

શીશી પૂરી ભરવાથી ઘણી વખત ગરમીથી તૂટી જવા સંભવ રહે છે. જમીન ઉપર મૂકવાથી સૂર્યનાં કિરણો તેમાં થઇ જમીનમાં શમી જાય છે અને પાણી તળેની તેમ ઉપરની ગરમીથી ઝટ ગરમ થઇ જતું હોવાથી બરોબર ગુણ રહેતો નથી. બુચ માર્યા વગર શીશી મૂકવાથી સૂર્યનાં કિરણો શીશીમાંથી પાછાં વળે છે. બુચ બને તો કાચનો મારવો. કાચનો ન હોય તો પછી બુચ લાકડાના આવે છે તે મારવો. કાચનો બુચ માર્યાથી પાણીમાં વધુ ગુણ આવે છે. સવારે અને સાંજે શીશી તડકામાં રાખવાથી બપોર જેટલું પાણી ગુણકારી થતું નથી.

પાણી તૈયાર થયે બે વાગે શીશી લઇ લેવી. સૂર્યાસ્ત થયા પછી શીશી બહાર રહી જાય તો તે પાણી નીરૂપયોગી ને નુકશાનકારક થઇ જાય છે. ત્રણેક વાગે શીશી લઇ ઘરમાં છાંયે મૂકી ઠંડી થવા દેવી. ગરમ પાણી પાવું નહિ કારણ તે ગુણકારી નથી.

એક શીશી તડકામાં મૂકી હોય તેની જોડે બીજા રંગની શીશી તડકામાં મૂકવી નહિ. કારણ કે તેથી તે બે સીશીના રંગનું મિશ્રણ થવાથી ગુણ બદલાઈ જાય છે, કદાચ મૂકવી પડે તો જુદા જુદા અંતરે મૂકવી. કોઇપણ શીશીમાંનું પાણી ધોળી શીશીમાં ભરી તે આપી શકાય છે. આવા તૈયાર કરેલા પાણી ઉપર દીવાનો પ્રકાશ ન પડવો. જોઇએ જે રંગની શીશીમાં પાણી તૈયાર કર્યું હોય તે રંગની શીશીમાં પાણી ગમે તેટલો વખત રહે પણ ગુણમાં ફેર પડતો નથી. જુદા જુદા રંગની શીશીમાં તૈયાર કરેલું પાણી હોય ત્યારે તે તે શીશીઓ જુદી જુદી મૂકવી. એક જગ્યાએ મૂકવી નહિ. નહિ તો બે જુદા જુદા રંગની શીશીઓ ભેગી મૂકવાથી ગુણમાં વિરૂદ્ધ પડી જાય છે. જેમ બે રંગ મેળવવાથી તેમાંથી જુદી જાતનો રંગ થાય છે. આસમાની ને પીળો રંગ મળવાથી જેમ લીલો રંગ થાય છે તેમ આમાં પણ ગુણમાં વિરૂદ્ધ ફેર પડે છે.

એક શીશીમાં પાણી ભરી તૈયાર કર્યા પછી તેને ફરી તડકે મૂકવાની જરૂર પડે ત્યારે તે શીશાને બરોબર બહારથી તેમ અંદરથી ધોઈ નાંખવી, જેમ શીશી વધુ સ્વચ્છ તેમ તેની અંદરનું પાણી વધુ ગુણકારી થાય છે. શીશી રાત્રે જો ચંદ્રના પ્રકાશમાં કે અંધારી રાતે તારાના પ્રકાશમાં મૂકી હોય તો તે પાણી ગુણમાં નકામું થાય છે માટે તે પાણીનો ઉપયોગ કરવો નહિ.

તાપમાં મૂકતી વખતે બહારની જગ્યા દુર્ગંધ વગરની ને સ્વચ્છ હવાવાળી હોવી જોઇએ શીશી તૈયાર થાય ત્યારે ઘરમાં છાંયે લઈ લેવી ને પાણી ઠંડું થાય ત્યાર પછી તેનો ઉપયોગ કરવો.

મનુષ્યના શરીરમાં પણ સાત રંગો રહેલા છે. તેમાંથી કોઇ રંગ કમી થવાથી તેમ કોઈ રંગ વધી જવાથી મનુષ્યને રોગ થાય છે ત્યારે તેને કયો રંગ કમી જાસ્તી થયો છે તે જાણી તે પ્રમાણેના રંગવાળી શીશીમાં સૂર્યના કિરણોથી બનાવેલું પાણી તૈયાર કરેલું હોય તે આપવું. તેમ તે પાણી ચોપડવા પણ આપી શકાય છે.

## પ્રકરણ ૧૦૬ હું.

## રંગવાળા શીસાના પાણીની રોગ ઉપર અસર કેવી રીતે થાય છે.

રોગ મટાડવામાં ઘણે ભાગે વનસ્પતિની તેમજ ખનીજ આૌષધિઓનો ઉપયોગ થાય છે. વનસ્પતિ અને ખનીજમાં પણ સૂર્યનાં કિરણોનો સંગ્રહ થવાથી તેમાં રોગ મટાડવાનો ગુણ આવે છે. જે વનસ્પતિ જેવા રંગની હોય છે તે રંગના પ્રમાણમાં તેનો ગુણ હોય છે. જેમ રંગવાળી શીશીમાં પાણી ભરી તેને સૂર્યના તાપમાં રાખી તેમાં સૂર્યનાં કિરણોને એકત્ર કરવામાં આવે છે અને તે જે રંગની શીશી હોય તે રંગના ગુણ પ્રમાણે રોગોને મટાડે છે તેજ પ્રમાણે વનસ્પતિમાં પણ સૂર્યનાં કિરણોનાં સંગ્રહ થાય છે અને તે જે રંગની હોય છે તે રંગ પ્રમાણે ગુણ કરે છે. આ જડ ગણાતી કે સ્થુલ ગણાતી વનસ્પતિ વર્ગમાં સૂર્યનાં કિરણો એકત્ર થાય છે, તેને વાટી ઔષધીના રૂપમાં ખાવાથી તે જે રંગની હોય છે તે પ્રમાણમાં ગુણ કરે છે. તેવી રીતે જે રંગની કાચની શીશી હોય છે તે રંગમાંથી સૂર્યનાં કિરણો અંદર પસાર થઇ એકઠાં થતાં હોવાથી તે પાણી વધુ ગુણકારી છે

જુઓ! કે મરચાં લાલ રંગનાં હોય છે. તેમાં સૂર્યનાં કિરણો એકત્ર થાય છે. અને તે લાલ રંગ પ્રમાણે ઉત્તેજક, ઉષ્ણતા કરનાર, તેજ ને સ્ફુર્તિ કરનાર, લોહિની ગતિ વધારનાર તેમ ગરમ છે.

લવિંગ, મંડુર, મદ, કસ્તુરી એ લાલ રંગની છે અને તેનામાં જે પ્રમાણમાં વધુ લાલાશ પડતો રંગ હોય છે તે પ્રમાણમાં વધુ ઉષ્ણ ગુણ, લોહિનાં અણુને વધારનાર, તીખો, અને ઉત્તેજક ગુણ હોય છે.

જ્યારે તાવ હોય, શરીરે ગરમી હોય, સોજા હોય, ચહેરો લાલ થઇ ગયો હોય, અને શરીરમાં લાલ રંગ વધી ગયો હોય તો રાતા રંગના પ્રકાશ કે પાણીનો ઉપયોગ કરવો નહિ. લોહમાં પણ લાલ રંગનો ગુણ છે. લાલ રંગનો વધુ ઉપયોગ કરવાથી લોહી બહુ તપી જઇ ભયંકર તાવ આવે છે.

# પ્રકરણ ૧૦૭ મું.

## શરીરમાં રહેલા જુદા જુદા રંગના ગુણ.

હરેક મનુષ્યના શરીરમાં જુદા જુદા રંગો છે. તેમાંનો જો કોઇ રંગ ઘટે કે કોઇ રંગ વધે તો તેનું શરીર રોગી થાય છે. જેના શરીરમાંથી આછો ભૂરો રંગ ઘટયો હોય અને રાતો વધ્યો હોય તો તાવ, અતિસાર, મરડો થાય છે.

જો ઘેરો ગળી રંગનો ભૂરો રંગ ઘટયો હોય અને લાલ રંગ વધ્યો હોય તો સાંધા દુઃખે. પ્રમેહ, ટાંકી, છાતીમાં દાહ બળવો, ખાટી તીખી ઉલ્ટી થવી, બોચી રહી જવી, રસ ઉતરવો, નજળો ઉતરવો, વાળ ખરી પડવા, અને આંખના રોગ થાય છે.

શરીરમાંથી ધોળો રંગ ઓછો થાય તો સાતે ધાતુનો ક્ષય થઇ ધાતુક્ષય, અશક્તિ ને દુર્બળતા આવે છે.

ભૂરો રંગ વધવાથી વાયુનાં દરદ થાય છે.

લીલો રંગ ઘટયો હોય અને લાલ વધ્યો હોય તો ખસ, ચાંદાં, દરાજ, ખુજલી, ખરજવાં, પાઠાં, ગાંઠ, ને ગંધાતાં ચાંદાં પડવાનાં દરદ થાય છે. રાતો રંગ વધવાથી શરીર ફુલી જઇ ગરમીનાં દરદો થાય છે.

ઘેરો રતાશ પડતો રંગ ઘટી જઇ રાતો ને આછો વાદળી રંગ વધ્યો હોય તો ખાંસી, સળેખમ, રસ, ક્ષય, શ્વાસ ને છાતીનાં દરદો થાય છે.

પીળો રંગ ઘટયો હોય અને આછો વાદળી રંગ વધ્યો હોય તો મેદ, ગુલ્મ, ચુંક, શૂળ, કૃમિ, બરોળ, ફેફસાં ને કલેજાના રોગ, બંધકોશ અને સોજાનાં દરદ થાય છે.

રતાશ પડતો પીળો–સોનેરી રંગ વધવાથી ગુદાના રોગ થાય છે.

લીલો રંગ વધવાથી કળતર, ફાટ, ચુસ ને દુખાવો થાય છે. તેમને ભૂરો રંગ આપવાથી ચારે રંગના–લીલા, પીળા, રાતા ને ધોળા રંગના વિકારને દબાવે છે. રાતો આપવાથી ભૂરા રંગના વિકારને દબાવે છે.

શરીરમાં કયો રંગ ઓછો થવાથી દરદ થયું છે તે સમજી તે પ્રમાણે તે રંગ વધે તેવી અને જે રંગ વધ્યો હોય તે રંગ ઘટે તેવા રંગનું પાણી આપવું

## પ્રકરણ ૧૦૮ મું
## લાલ રંગ અને તેના ગુણો

લાલ રંગ જીવનબળ વધારનાર, ગરમાવો આપનાર અને શક્તિને ઉત્તેજીત કરનાર છે. ફીકાશ, કાળાશ કે નિસ્તેજ ચ્હેરાવાળામાં અશક્તિ કે નિર્બળતા હોય છે. તેમાં લોહિ ઓછું થાય છે અથવા લોહિ વ્હેવાની ક્રિયામાં વિકાર થાય છે. ચ્હેરો લાલ તેજદાર હોય તો તેનામાં પુરતું લોહી હોય છે. રક્તાશય અને ફેફસાં ઉત્તમપણે કાર્ય કરનારાં હોય છે ઉત્તેજક ને ગરમ દવાઓ ઘણે ભાગે લાલ રંગની હોય છે. જેમકે મદ, કસ્તુરી, લવીંગ અને લોહ એ શક્તિવર્દ્ધક અને શરીરમાં ગરમાવો લાવનાર હોય છે. જેના શરીરમાં લોહિનો જમાવ થવાથી ઉષ્ણતા કે સોજા હોય તેને લાલ રંગ આપવાથી નુકશાન થાય છે.

આ વિદ્યામાં ઘણે ભાગે લાલ અને આસમાની એ બે રંગનો ઉપયોગ થાય છે. શરીરમાં જીવનશક્તિ ઘણી ઘટી ગઈ હોય, જ્યારે તે બેહોશ કે નિર્બળ થઈ ગયો ત્યારે લાલ રંગના શીશાનું પાણી આપવું. ઠંડી મોસમમાં જેનુ શરીર ફીકકું કે આસમાની રંગનું થતું હોય તેને લાલ રંગ આપવો શરીર પુષ્ટ થવા માટે, પોષણ ક્રિયા બરોબર ન ચાલતી હોય ત્યારે, વારંવાર માંદા પડતા હોય ત્યારે તેમ શરીરના કોઈ ભાગમાં ગરમી કે બળતરા કે સોજો ચઢેલો હોય ત્યારે, પક્ષાઘાત કે લકવાના રોગમાં લાલ રંગનો ઉપયોગ કરવાથી ફાયદો થાય છે. ચિત્તભ્રમ, પાંડુ, અશક્તિ, હાથ પગ ઠંડા રહેવા, જીવનબળ ઘટી ગયું હોય ત્યારે રાતા રંગના શીસાનું પાણી આપવું.

ઉરુસ્તંભ. કેડની નીચેનો પક્ષાઘાત, ત્રીજી સ્થિતિનો ક્ષય રોગ, નિર્બળતા, ગર્ભાશયના વ્યાધિઓ એ સર્વ રાતા રંગના પાણીથી મટે છે. સૂર્યનાં કિરણોમાં રક્તરંગનાં કિરણો વધુ ઉષ્ણ હોય છે. પણ રાતા રંગનાં કાચમાંથી પડતો પ્રકાશ વધુ ગરમી આપનાર નથી. નારંગી રંગના કાચમાંથી આવતો પ્રકાશ લાલ રંગ કરતાં વધુ ગરમ છે. તેમ ધોળા કાચમાંથી આવતો પ્રકાશ તેથી વધુ ઉષ્ણ છે. તે કરતાં સીધો પ્રકાશ વધુ ઉષ્ણ છે.

શરીરના જડ અને સ્થુલ અણુઓ, સ્નાયુઓ અને તંતુઓને લાલ રંગ બળપ્રદ, ઉત્તેજક અને ગરમી આપનાર છે. તે લોહિ તરફ આકર્ષાઈ જાય છે. જેમના શરીરમાં ગરમાવો ઓછો હોય ને શરીર સુકલકડી પાતળુ રહેતું હોય અને જ્ઞાનતંતુ વધુ ઉષ્કેરાયલા હોય તેવા દરદીઓને જીર્ણ રૂધિરાભિ સરણના વ્યાધીવાળાને રાતો રંગ ઘણો ગુણ આપે છે. વધેલાં આસ્માની તત્વો ઓછાં કરવા રાતો રંગ અપાય છે.

પાંડુ કે પીંડ રોગવાળાને લીવરને બરોળવાળાને રાતો રંગ વધુ ગુણ કરે છે. લાલ રંગ ઢીલાને ચપળતા આપનાર છે.

શરીરમાં મેદ કે ચરબી વધી જવાથી શરીર ભારે થઇ જાય છે તેમના શરીરમાં શ્વેત અણુઓનું પ્રમાણ વધુ હોય છે તેમ ચરબીનો જથો હદ ઉપરાંત વધી ગયો હોય છે. આવા માણસોએ રાતા રંગના શીસામાં તૈયાર કરેલું પાણી દીવસમાં ઘણીવાર પીવું જેથી તેમના શરીરનાં રાતાં અણુઓ ઉત્તેજન પામી શ્વેત અણુઓની સંખ્યા ઓછી કરીને મેદ ઘટી જશે. પગ ઠંડા રહેતા હોય અને મગજ ગરમ રહેતું હોય તો લાલ રંગના શીસાનું પાણી પાવું. સુસ્ત બનેલી ચામડી લાલ રંગના શીસાના પાણીથી ધોવાથી સારી થાય છે. આળસુ જઠરને લાલ રંગના શિસાનું પાણી પ્રદિપ્ત કરે છે.

રાતો કાચ સૂર્યના કિરણોમાં ધરી તેનો પ્રકાશ શરીર ઉપર લેવાથી ક્ષય ત્રીજી સ્થિતિમાં હોય છતાં મટે છે. બળહીન મનુષ્યો આ પ્રકાશથી બળવાન બને છે. સંધિવામાં લાલ રંગનો પ્રકાશ સારી અસર કરે છે. સ્ત્રીઓને દસ્તાન બંધ થઇ ગયું હોય તો પેટ ઉપર ગર્ભાશય ઉપર પડે તેમ લાલ રંગના પ્રકાશથી મટે છે. વંધ્યા અને નપુષકતત્વ જેવાં દરદોમાં કરોડની નીચેના ભાગ ઉપર લાલ પ્રકાશ પાડવો.

લાલ કે લાલાશ પડતા જામલી રંગની શીશીમાં તૈયાર કરેલું પાણી સુંઘવાથી ફેફસાંના વ્યાધિ, દમ, શ્વાસ રોગ મટે છે. જેમ રાતા રંગવાળા સીસામાં પાણી સૂર્યનાં કિરણોથી તૈયાર થાય છે તેમ તેને ખાલી કરી બુચ વાસી સુર્યનાં કિરણોમાં થોડી મિનીટ રાખી પછી તેનો બુચ ઉઘાડી શ્વાસ કે દમવાળા દરદીને સુંઘાડવાથી ફાયદો થાય છે. દમવાળા દરદીએ ફેફસાં ઉપર આસમાની કાચનો પ્રકાશ

પડે તેમ કાચ ધરી બાકીના શરીરે સૂર્યનાં કિરણો પડવા દેવાં તેથી લાભ થાય છે.

શીળી કે સીતળાવાળાને લાલ પાણી પાવાથી શીળી બહાર નીકળી જઇ લાભ થાય છે. તે પછી આસમાની પ્રકાશ આપવાથી રૂઝ આવી જાય છે.

વ્યાધિ મટાડવામાં ઘણો ઉપયોગ ભૂરા અને પીળા રંગના પ્રકાશ અને પાણીનો થાય છે. તેટલો ઉપયોગ લાલ રંગનો થતો નથી.

લાલ રંગ લોહિના શ્વેત અણુઓને વધારનાર, ઉત્તેજીત કરનાર, લોહિની ગતિને વધારનાર, શરીરની ફીક્કાશને મટાડનાર અને વાદળી રંગની શરીરમાં વૃદ્ધિ થઇ હોય તો તેને મટાડનાર છે.

## લાલ રંગથી મટતા રોગો.

લકવાવાળાને ધોળાં કપડાં પહેરાવી દરરોજ એકથી બે કલાક સુધી લાલ કાચના પ્રકાશમાં પરસેવો નીકળે ત્યાં સુધી બેસાડવો. જેથી બે ત્રણ અઠવાડીયામાં આ રોગ મટે છે.

ક્ષય—ફેફસાં ક્ષયથી પીડાતાં હોય અને ક્ષય ત્રીજા સ્ટેજે પહોંચ્યો હોય તો, ફેફસાં કફથી ભરાઇ ગયાં હોય કે ખવાઇ ગયાં, હોય, વારંવાર કફ પડતો હોય, રાત્રે પરસેવો વળતો હોય, રોજ ટાઢ ચઢી તાવ આવતો હોય તેવા દરદીને લાલ પ્રકાશમાં રાખવાથી બે ત્રણ અઠવાડીયામાં ફેર પડે છે. ક્ષય મટે છે, કફ ઓછો થાય છે અને તાવ ઉદરસ મટી ક્ષયનો વ્યાધિ મટે છે. આખા શરીર ઉપર લાલ પ્રકાશ પાડવો, પણ તેના માથા ઉપર વાદળી અને તેની નીચે લાલ કાચ રાખી તેવો પ્રકાશ પાડવો.

સંધિવા—સંધિવાથી જે ભાગ રહી ગયો હોય કે ગંઠાઇ ગયો હોય તેના ઉપર લાલ પ્રકાશ પાડવો અને લાલ પ્રકાશનું પરસેવો થાય તેટલું સ્નાન કરવું. જે ભાગ રહી ગયો હોય તેના ઉપર લાલ પ્રકાશ આપવો, તેને ચોળવો અને સેક કરવાથી મટે છે. સંધિવામાં સોજો હોય અને વેદના થતી હોય તો શરૂઆતમાં વાદળી રંગનો પ્રકાશ આપી નીલ લોહિત કાચનો પ્રકાશ પાડવો.

નાની ઉમ્મરમાં નિર્બળતા આવી હોય તો, તેને લાલ પ્રકાશમાં રાખવાથી મન અને શરીરને પુષ્ટ બનાવે છે.

શરીરમાં લાલ રંગ વધી ગયો હોય તો લાલ રંગનો પ્રકાશ
લાલ રંગનું પાણી ન આપવું.

દાઝયાની ગરમી—લાલ શીસાનું પાણી ગરમીનાં ચાંઠાં ઉપર
પડવું, આગળાં લાલ પાણીમાં બોળી રાખવાં, અને લાલ રંગના
ીસાનું પાણી પીવું તેથી ગરમી મટે છે અને શરીર તવાઇ ગયું
ાય તો નવું લોહી આવે છે.

ગાંડપણ—ગાંડપણ હોય, ગાળો દેતો હોય તો બોચી, તા-
વા ને લમણા ઉપર લાલ શીસાનું પાણી આપવાથી મટે છે.

સફેદ કોઢ, લકવો, રાતડીયું, રક્તપીત કે વાતરક્ત, ઓરી
છબડા, હાથ પગ સંકોચાઈ જવાં, લાલછાંટ, એ દરદો લાલ
ીસાના પાણીથી મટે છે.

ક્ષય, લકવો, દસ્તાન ન આવવું, સંધિવા, શીતળા, ખીલી
ીકળવી, વૃષણમાં પાણી ભરાવું એ દરદો લાલ પ્રકાશથી મટે છે.

પાડુરોગ અને સંધિવામાં લાલ કપડાં પહેરવાનાં રાખવાથી
યદો થાય છે.

## પ્રકરણ ૧૦૯

### સૂર્યના સ્વચ્છ અને નિર્મળ કિરણોના તડકાનો ગુણ

સૂર્યના તડકામા એટલે સૂર્યનાં કિરણોમાં સાતે રંગ સરખે
માણે રહેલા છે. જેથી શરીરના આરોગ્ય રક્ષણ માટે અને વ્યાધિ
ટાડવા માટે બીજા રંગીન પ્રકાશ કરતાં સાદા સફેદ તડકાથી વધુ
યદો થાય છે, શરીરના જીર્ણ દરદો ઉપર સૂર્યનો તાપ ખમવાથી
ઉઘાડે શરીરે તડકામાં ફરવાથી બહાર નીકળી આવે છે.

લાગણીવાળા નાજુક મગજો વધારે તડકાથી ઉશ્કેરાઇ જાય છે.
ં લોહી જામે છે. અને માથુ દુઃખે છે, જેથી તાવ પણ આવે
. માટે જો શરીર ઉપર થોડા પ્રમાણમાં રોજ થોડો થોડો વખત
ર્યનો તડકો પડવા દેવામાં આવે તો તેથી કાર્બનતત્વ શરીરમાં
ખલ થાય છે. ચામડી તરફ લોહી ખેંચાઇ આવે છે. અને અંદ-
ાં અવયવોમાં થયેલો લોહીનો જમાવ ઓછો થાય છે, જેથી
કાશ કે ધોળી પડી ગયેલી ચામડીનો રંગ ઘેરા લાલ રંગનો થાય
જેથી શરદી કે સળેખમ થતું નથી. સૂર્યનાં કે વિજળીનાં કિર-

ણો વધુ લેવાથી ચામડી તરફ લોહી ખેંચી લાવી, કહાથ સોજો લાવે છે, પ્રકાશનાં કિરણો ચામડીની આરપાર ધારેલી અસર ઉપજાવે છે. ત્વચાના કે ચામડીની નીચે રહેલાં વ્યાધિજન્ય સૂક્ષ્મ જંતુનો પ્રકાશનાં કિરણો નાશ કરે છે, ચ્હેરા ઉપર થતો લ્યુપસ નામનો ત્વચાના ક્ષયનો રોગ સૂર્યના શ્વેત પ્રકાશથી મટે છે, દાદર વગેરે ચામડીનાં દરદો પણ આજ પ્રકારે તડકાના પ્રકાશથી મટે છે. સફેદ તડકાથી પાઠું પણ મટે છે.

લોહી વ્હેતું હોય તો તેના ઉપર સૂર્યનાં કિરણો પાડવાથી બંધ થાય છે.

**ધોળા રંગથી-સૂર્યના સફેદ તડકાથી મટતા રોગો**

**છાતીમાં શરદીથી થયેલો દુઃખાવો**-છાતી, ગળા અને પેઢુ ઉપર સૂર્યનો તડકો રોજ થોડો થોડો પડવા દેવાથી છાતીનો દુઃખાવો મટે છે.

**મસા, રસોળી**-સૂર્યના તડકાથી, બહિર્ગોળ કાચ કે જેમાં કિરણો કેન્દ્રિત થાય છે. તે કાચમાંથી સૂર્યનો પ્રકાશ વ્યાધિવાળા ભાગ ઉપર પાડવાથી મટે છે. કિરણો કેન્દ્રિત થઈ શકે તેવા કાચમાંથી મસા ઉપર સૂર્યનો પ્રકાશ પાડવાથી બહાર જણાતા હરસ અને મસા મટે છે. ચાર પાંચ દિવસમાં તો અર્શ તદ્દન સારા થઇ જાય છે.

**સૂર્યના તડકાથી**-આ દરદો મટે છે—અપસ્માર, શૂળ, ધનુર્વાત, ક્ષય, કંઠમાળ, અનિદ્રા, ચાંદી, ટાંકી, પાન્ડુરોગ, શરદી, રક્તપીત્ત, મગજમાં લોહિનો જમાવ, ચામડી પરના મસા, આંજણ, ગુમડાં, ખીલ, રતવા, ખરજવું, સંધિવા-નજળો, તાઢીયો તાવ સ્વેત પ્રકાશથી એટલે સૂર્યના તડકાથી મટે છે.

---

## પ્રકરણ ૧૧૦

## વાદળી કે આસમાની રંગના શીશાના પાણીના ગુણ.

વાદળી રંગ ગુણમાં ઘણો ઉત્તમ ગણાય છે. કેટલાક વાદળીને જીવનરસ તુલ્ય માને છે. વાદળ એ વાદળી રંગનું છે અને દરેક પ્રાણી પદાર્થ વાદળ નીચે હોવાથી વાદળી રંગની અસર નીચે રહે છે અને વૃદ્ધિ પામે છે. આપણે વાદળી રંગના આકાશમાંથી

વાદળી રંગની અસરને લીધે જીવનશક્તિ મેળવીએ છીએ. વાદળી રંગ થંડક અને શાંતિ આપનાર છે. તેનામાં વીજળીક ગુણ છે તેમ તે સ્તંભક અને ઝાડો બંધ કરનાર છે.

પ્લેગ અને કોલેરા જેવા ભયંકર વ્યાધિઓ વાદળી રંગના ઉપયોગથી મટાડી શકાય છે. ગાંડા મનુષ્યોના મોં ઉપર વાદળી રંગનો પ્રકાશ પાડવાથી ગાંડપણુ મટે છે. ગરમીમાં કુતરાંને વાદળી રંગનું પાણી પાવાથી હડકવા થતો નથી. હડકાયુ કુતરૂ કરડે તો તેને પણ વાદળી રંગનું પાણી આપવાથી સારો ફાયદો થાય છે.

કોલેરામાં વધુ તરસ લાગે છે, ઝાડો, ઉલ્ટી થાય છે. ગોટલા ચઢે છે તે વખતે વાદળી રંગનું પાણી આપવાથી સારો ફાયદો થાય છે. લાલ રંગનું પ્રમાણ વધવાથી કોલેરા થાય છે જેથી તેને માટે વાદળી રંગનો પ્રયોગ કરવાથી લાલરંગ ઓછો થતાં કોલેરા મટે છે.

મરડો પણ વાદળી રંગના ઉપયોગથી મટે છે.

ન્યુમોનીયામાં કે ફેફસાંના વરમમાં છાતીમાં ગરમી ઘણી વધી જાય છે. તેમાં ગળીયલ રંગની બાટલીનું પાણી ઘણો ફાયદો કરે છે. ઘેરા વાદળી રંગના પાણીથી ફેફસાં ઉપર જાદુઇ અસર થાય છે. તે ગરમીને દૂર કરે છે, નાસુર પડતાં અટકાવે છે, તાવ મટાડે છે.

પ્લેગમાં વાદળી રંગનું પાણી વધુ ઉપયોગી છે. તેમાં તાવ આવે તે વખતે વાદળી રંગના શીસાનું પાણી દર અર્ધા કલાકે એકેક ઔંસ પીવા આપવું અને તાવ ઉતરતો જાય તેમ જરા લાંબા વખતે પાણી આપવું જેથી તાવ ઉતરી જાય છે, તાવ ઉતરી જાય છતાં પણ પાણી આપ્યા કરવું.

માથુ દુ:ખતું હોય કે તાવ ચઢયો હોય તો એક ફાનસને વાદળી રંગના ગોળો લગાવી તે વાદળી રંગના કાચ મારફતે દીવાનો પ્રકાશ માથા ઉપર લાવવાથી માથુ ઉતરી જાય છે. માથુ ઉતરતા સુધી પ્રકાશ ધરી રાખવો.

સૂર્યનાં કિરણો એકત્ર થઇ એક કેન્દ્રમાં એકઠાં થતાં અગ્નિ પ્રકટે છે એવા પ્રકારના વાદળી રંગના કાચમાંનો પ્રકાશ પ્લેગની ગાંઠ ઉપર બે ત્રણ કલાક પાડયા કરવાથી દરદ નરમ પડે છે અને ગાંઠનો સોજો ઉતરે છે. પ્લેગની ગાંઠ ફાટે કે તેને ચીરે તો પછી

તેના ઉપર મલમપટો કરતા અગાઉ તેના ઉપર લીલા રંગનો પ્રકાશ નાંખવાથી દરદીને જલ્દી આરામ થાય છે. વાદળી રંગના પાણીમાં પોતાં પલાળી તે વડે જખમ ધોવાથી ફાયદો થાય છે.

રાત્રે સુતી વખતે તેમજ સવારમાં ઉઠીને એકેક ઔંસ પાણી પીવાનો રીવાજ રાખવાથી મરકી કે કોલેરા થતો નથી.

ગળીયલ કે ઘેરા વાદળી રંગનો રોગ મટાડવામાં ઉપયોગ.

વાદળી રંગમાં સ્હેજ લાલ રંગ મળવાથી ઘેરો વાદળી રંગ થાય છે. તેનો ગળીના જેવો રંગ હોય છે ફેફસાંના દરદો, આંતરડાંનાં દરદોમાં ઘેરા વાદળી રંગના શીસાનુ પાણી વધુ ગુણકારક છે.

ન્યુમોનીયા, શ્વાસનળીનો સોજો, દમ, ઉદરસ, ઉંટાટીયો જેને કુકડીયા ખાંસી કહે છે તેમાં ઘેરા વાદળી રંગના શીસાનુ પાણી આપવાથી સારો ફાયદો થાય છે, તેથી તાવ ઉતરે છે, ફેફસાંનો તેમ શ્વાસ નળીનો સોજો મટે છે, ગળફા કે કફ કહાડી નાંખે છે. મંદાગ્નિ કે અપચા કે બદહજમીના વ્યાધિ ઉપર આ રંગ સારો ગુણ કરે છે, ઉલ્ટી ને ઝાડાને બંધ કરે છે અને જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે.

---

## પ્રકરણ ૧૧૧.

## વાદળી અને જાંબલી રંગના ગુણો.

શરીરનું લોહી તપી જવાથી તેમ શરીરના કોઇ ભાગમાં સોજો આવે તો તેને વાદળી પ્રકાશ કે આસમાની પ્રકાશ કે પાણી આપવાથી આરોગ્ય ને શાંતિ મળે છે. પીળો કે લાલ અને નારંગી રંગ વધી જવાથી જ્ઞાનતંતુઓ ચંચળ અને વિકારી બને છે તો તે પ્રસંગે આસમાની કે ગળીયલ રંગના પ્રકાશથી ફાયદો થાય છે. સન્નિપાતની લવરી, ઉલ્ટી, બહુમૂત્રપણું, અને અતિસારમાં આસમાની કે જાંબલી રંગોનો ઉપયોગ વધુ ગુણકારક છે.

ગળી, માયાં, મોરથુથુ, આદિ, વિગેરે ભૂરા રંગનાં, આસમાની કે ઘેરા આસમાની રંગનાં ઓષધો ગ્રાહી છે. તે એજ બતાવી આપે છે કે તેમાં તે રંગ પ્રમાણે ગુણ છે. અને તે ઉપર કહ્યા પ્રમાણે રોગ મટાડવામાં ગુણ કરે છે.

આસમાની રંગના પ્રકાશ અને પાણીથી માથું દુઃખવું, મગજનો સોજો, નબળાઈ, હિસ્ટીરીયા, હૃદયકંપ, મગજ ઉપર લોહિ

ચઢી બેભાન થવું, આંખો દુઃખવી, મરકી, પ્લેગ, શરદી, ઉલ્ટી, થવી, ઉંઘ ન આવવી, રતવા, તાવ, કર્ણશૂળ, લુખસ, ખસ, શરીરના કોઇ ભાગમાંથી લોહી પડવું, શરીરમાં થતી ઝેરી ગાંઠો, ચસ્કા, રાંઝણ, શૂળ, લુ લાગવી, મૂર્છા, દાંત દુઃખવા, જ્ઞાનતંતુનાં દરદો એ રોગો મટે છે.

ભગંદર. નાસુર કે દાઢ પાકે તો આસ્માની રંગનું પાણી તડકેથી લીધા પછી જરા ગરમ હોય તે વખતે રોગવાળા ભાગ ઉપર ચોપડવાથી કે તેનાથી ધોવાથી કે તેમાં કપડુ પલાળી તે ઉપર મૂકવાથી મટે છે.

ઉન્માદના રોગીઓ મોં ઉપર જામલી રંગનો પ્રકાશ આપવાથા અને જાંમલી રંગના શીશાનું પાણી પાવાથી સારા થાય છે વાળ ખરી જતા હોય તો આસ્માની રંગનો પ્રકાશ માથા ઉપર પડવા દેવાથી ફાયદો થાય છે.

---

## પ્રકરણ ૧૧૨

### વાદળી અને ધોળા રંગના પ્રકાશના ગુણ.

એકલા વાદળી કે એકલા જાંબલી રંગના પ્રકાશ કરતાં વાદળી અને ધોળા પ્રકાશનો ભેગો ઉપયોગ કરવાથી ચેતન પ્રેરક અને ઉત્તેજક અસર થાય છે. તેમાં વાદળી રંગની વિદ્યુન્મય શકિત ઉપરાંત સર્વ રંગોની ભેગી અસર મળેલી હોય છે, વાદળી આકાશ અને સુર્યનાં ધોળાં કિરણોના ભેગા ઉપયોગથી વનસ્પતિની વૃદ્ધિ અને મનુષ્યોના રોગો મટે છે. ધોળા અને વાદળી રંગના પ્રકાશનો ભેગો ઉપયોગ કરવાથી વધુ ગુણ થાય છે. ચેતન આપનાર અને ગરમાવો આપનાર પ્રકાશ ધોળા પ્રકાશમાંથી મળે છે. ઘણા જીર્ણ રોગો, વાયુ પ્રધાન રોગોમાં એકલા સૂર્યના તડકાનો પ્રકાશ શરીર ઉપર પડવાથી સારો ફાયદો થાય છે.

વાદળી રંગના પ્રકાશથી જંતુઓ, માખીઓ, મચ્છરો, ચાંચડો નાશ પામે છે, વાતરોગ વાળાને માથા તેમ ગર્દન ઉપર ધોળા અને વાદળી મિશ્ર પ્રકાશ પાડવાથી સાજો થાય છે. જામલી પ્રકાશથી રેશમના કીડાની વૃદ્ધિ થાય છે.

લાલ રંગ જ્ઞાનતંતુ તેમ જ લોહિને ઉત્તેજન કરે છે ત્યારે

વાદળી રંગ તેમને શાંત અને શીતલ કરે છે. શીયાળામાં તેમજ સ્હવારમાં વાદળી રંગનો પ્રકાશ પાડવાનો ઉપયોગ વધુ ગુણકારક છે.

લકવો, પક્ષાઘાત, બંધકોશ, સંધિવા, નજલો, ક્ષયરોગ, આમ વાત એ રોગોમાં વાદળી રંગનો ઉપયોગ કરવાથી નુકશાન થાય છે, નિરાશા કે ગમગીનીવાળા ઉન્માદરોગ સિવાયના તમામ જાતના ચિત્તભ્રમના માનસિક રોગો માટે આ રંગનો પ્રકાશ મગજ ઉપર પાડવાથી લાભ થાય છે.

વાદળી, નળીયલ, જાંબલી રંગો, વિધુન્મય રંગો ગણાય છે. વાદળી રંગ બહુ પ્રમાણુમાં આપવાથી દરદી બેહોશ બની જાય છે:

---

## પ્રકરણ ૧૧૩ મુ

## વાદળી રંગથી મટતાં દરદો.

**રાંઝણથી** પગનાં ધુંટાં કે કોઇ બીજો અવયવ સુજી જાય તો રાંઝણવાળા ભાગ ઉપર વાદળી રંગનો પ્રકાશ પાડવાથી આરામ થાય છે. જે બારીમાંથી સુર્યનો પ્રકાશ ઘરમાં આવતો હોય તે બારીમાં વાદળી કાચ રાખવો અને તેનો ભૂરો પ્રકાશ જ્યાં પડે ત્યાં રાંઝણવાળો અવયવ રાખવો. દરરોજ બેથી ત્રણ કલાક આ પ્રમાણે વાદળી પ્રકાશમાં રાખવાથી રાંઝણ મટી જાય છે, પીઠનો દુઃખાવો, પણ આસમાની પ્રકાશ લેવાથી મટે છે.

**ઉરઃક્ષત કે ફેફસાંમાંથી લોહિ પડવું**—આસમાની રંગનો પ્રકાશ બોચી અને ગરદનના પાછલા ભાગ ઉપર પાડવાથી અને શરીરના બીજા ભાગ ઉપર સફેદ કાચમાંનો પ્રકાશ પાડવાથી, મટી જાય છે. એક અઠવાડીયું આ પ્રયોગ કરવાથી મટે છે. સૂર્યના તડકામાં આસમાની કાચ ધરી તેનો પ્રકાશ બોચી કે ગરદનના ભાગ ઉપર પડવા દેવો, દરરોજ એકાદ કલાક પ્રકાશ પડવા દેવો.

**માથાનો દુઃખાવો** કે સણકા–વાદળી કાચમાંથી સૂર્યનો પ્રકાશ માથા ઉપર અધો કલાક પડવા દેવાથી મટે છે.

કરોડને મગજના પડનો વરમ પણ વાદળી પ્રકાશ તેના ઉપર પાડવાથી મટે છે.

જ્ઞાનતંતુની નિર્બળતા—સૂર્યનો પ્રકાશ વાદળી કાચમાં થઇ શરીર ઉપર પડવાથી મટે છે.

જે બારીમાંથી સૂર્યનો તડકો ઘરમાં આવતો હોય તે બારીને જે પ્રકારના રંગના પ્રકાશની જરૂર હોય તેવા રંગનો કાચ જડી દેવો કે બાંધી દેવો, પછી તે કાચમાં થઇ અંદર તે કાચના જેવા રંગનો પ્રકાશ જે સ્થળે પડે તે સ્થળે રોગવાળો અવયવ રાખવો એ સૂર્યનો પ્રકાશ લેવાનો સ્હેલો રસ્તો છે.

સંધિવા ઉપર આસમાની કાચમાંનો પ્રકાશ પડવા દેવાથી સારો ફાયદો થાય છે. સખ્ત સંધીવા વાળાને ડબલ આસમાની કાચનો પ્રકાશ આપવો. વાદળી પ્રકાશમાં તાંબુ, જસત અને બીજી ધાતુઓની અસર થાય છે.

જડબામાં થયેલી ગાંઠ—આસમાની પ્રકાશ રોજ એક કલાક પાડવાથી એકાદ મહિનામાં ઓગળી જઈ મટી જાય છે,

કઠમાળની ગાંઠો, ગંઠાઇ ગયેલી લોહિની ગાંઠો ઉપર લાલ રંગનો પ્રકાશ પાડવાથી મટે છે.

છોકરાંને દાંત આવતી વખતે ઝાડા થાય છે. અને ગળી જાય છે તેને આસમાની પ્રકાશમાં રાખવાથી શાંતિ થાય છે, અને બેએક મહિના એમ કર્યાં કરવાથી શરીર તંદુરસ્ત થાય છે.

વાદળી પ્રકાશવાળા સ્થાનમાં રહેવાથી, વાદળી પ્રકાશ પાડવાથી ઉન્માદવાળા શાંત બને છે. ઉન્માદવાળા મનુષ્યોને રાતારંગના પ્રકાશથી તેનો ઉન્માદ વધી જાય છે; ઉન્માદમાં મગજ પોચું પડી જાય છે. મગજની શક્તિયોને જાગ્રત કરવા માટે સૂર્યનો પ્રકાશ ઘણોજ ગુણકારી છે.

ઉન્માદવાળા દરદીઓને આસમાની રંગનાં કિરણોને મોં ઉપર કેન્દ્રિત કરી તેનો પ્રકાશ પાડવાથી ચમત્કારીક અસર થાય છે. આસમાની પ્રકાશ અને આસમાની પાણી તાવ અને સોજા મટાડે છે. અને તે ભૂરો પ્રકાશ આંખદ્વારા મગજ ઉપર ઘણો સારો ગુણ કરે છે, તોફાની ચિત્તભ્રમવાળાને પણ આસમાની રંગથી ફાયદો કરી શકાય છે.

દુઃખવા આવેલી આંખ આસમાની પ્રકાશથી અને આસમાની રંગના પાણીથી આંખો ધોવાથી મટે છે. આસમાની રંગના પાણીમાં રૂનાં પેલ પલાળી આંખે બાંધવાથી મટે છે અને અજવાળામાં જતાં આસમાની રંગનાં ચસમાં પહેરવાં.

અંધાપામાં પીળા રંગનો કાચ ધરી સૂર્ય સામે જોવાથી લાભ થાય છે, લકવામાં પીળા રંગનો પ્રકાશ સારો ગુણ કરે છે. આંખના મોતીયા મટાડવા ધુમલ અને નીલલોહિત ( Purple ) પ્રકાશનો ઉપયોગ કરવો જેથી શોષણ અને રૂધિરાભિસરણની ક્રિયા ઉત્તેજીત થશે

જ્ઞાનતંતુ ઉશ્કેરાઇ જવા, ગભરાટ ને સ્હેજ બાબતમાં ઉત્તેજીત થઈ જવું. ખવાય નહિ અને ઝાડાનો બંધકોશ રહે, મગજમાં વેદના થવી, બેહોશ થઈ જવું, તેવા દરદીને લાલ રંગનો પ્રકાશ આપવો અને લાલ શીસાનું પાણી પાવું. તેથી શરીર તંદુરસ્ત થાય છે. અને વાદળી પ્રકાશનું સ્નાન લેવાથી જ્ઞાનતંતુ નિરામય થાય. છે.

રાંઝણુ, સોજો અને વા, ચસકા વાળાને વાદળી અને સૂર્યના ધોળા પ્રકાશ-તડકાનો ભેગો ઉપયોગ કરવો તે પ્રકાશ બરડાની કરોડ ઉપર અને ડાબા ઢગરા ઉપર પડવા દેવાથી મટે છે.

સાંધિવા માટે વાદળી કાચમાંથી પડતો પ્રકાશ સંધિવા વાળા ભાગ ઉપર પડવા દેવાથી સારી અસર કરે છે અને માત્ર એકાદ અઠવાડીયામાં સંધિવા મટે છે. રોજ અર્ધો કલાક કે કલાક પ્રકાશ પડવા દેવો.

જ્ઞાનતંતુની નિર્બળતામાં પીઠની કરોડ ઉપર ડબલ વાદળી કાચનો પ્રકાશ દરરોજ અર્ધોક કલાક પડવા દેવો અને બાકીના ભાગ ઉપર સૂર્યનો તડકો પડવા દેવો તેથી આરામ થાય છે.

ચસકા-શુળ, આમવાત-માથે ગરદન અને શરીરે વેદના થાય ચસકા ને શુળ આવે, ભૂખ ન લાગવી, શરીર ગળી જવું એ ઉપર વાદળી અને તેના ઉપર ધોળો કાચ ગોઠવી તેમાંથી આવતો સૂર્યનો પ્રકાશશરીર ઉપર પડવા દેવાથો અઠવાડીયામાં આરામ થઇ જાય છે. વેદના માત્ર વાદળી પ્રકાશ પાડવાથી મટે છે. વાળ લાંબા વધે છે. ઉંઘ આવે છે.

વાદળી અને ધોળા કાચના પ્રકાશમાં ઉછરતી વનસ્પતિ તેમ જ પશુઓનાં બચ્ચાં સારાં ઉછરી શકે છે. નિર્બળ બાળકોને પણ વાદળી પ્રકાશ આપવાથી તંદુરસ્ત બને છે. ને સ્રી નબળી હોય ને ધાવણ આવતું ન હોય તેને વાદળી પ્રકાશ આપવાથી બળવાન થાય છે અને ધાવણ પુષ્કળ આવે છે.

પક્ષાઘાત અને લકવો—વાદળી અને સફેદ કાચમાંથી સૂર્યનો

પ્રકાશ પાડી તે પ્રકાશમાં રોગવાળો ભાગ રોજ થોડો વખત રાખવાં કરવાથી પક્ષાઘાત ને લકવો મટી જઇ અવયવો બળવાન અને ચેતન વાળા બને છે. અશક્તને સુકાયલાં બાળકોને વાદળી પ્રકાશ આપવાથી તંદુરસ્ત બને છે.

. કરોડ રજ્જુના આવરણનું દરદ કે જ્યાં પવન પણ લાગવાથી કંટાળો કે દુખ થાય છે, શરીર ગળી જાય છે, તેને વાદળી પ્રકાશમાં રાખવાથી મટે છે. ભૂખ લાગે છે, લોહી વધે છે. માથામાં પડેલી ટાલ હોય તો વાળ ફરી ઉગે છે.

વાગવું અને કચ્ચર વાગવાથી સોજો ચઢવો–પડી જવાથી કે માર પડવાથી કચ્ચર વાગે તો તે ભાગ ઉપર વાદળી અને ધોળા કાચમાંથી સૂર્યનો પ્રકાશ પાડવો. રોજ અડધો કલાક પ્રકાશ લેવાથી વેદના મટે છે. અને થોડા દિવસમાં પૂર્ણ આરામ થાય છે.

**જીર્ણ સંધીવા**—આમ વાત–સાત આઠ વર્ષના જીર્ણ થયેલા સંધિવા હોય, સાંધા ગંઠાઇ ગયા હોય, આંગળીયોના સાંધા સુજી ગયા હોય, અવયવો સીધા થઇ શકે નહિ. અર્ધાંગવાયુથી અડધુ અંગ રહી જાય, હાલી ચાલી ન શકાય, તો તે ભાગ ઉપર અને કરોડ ખભા, ઢીંચણ, દુઃખાવાવાળા કે રહી ગયેલા અંગ ઉપર ધોળા અને વાદળી રંગના કાચમાંથી સૂર્યનો પ્રકાશ પાડવાથી આરામ થાય છે. રોગના પ્રમાણમાં બે ચારથી નવ દસ મહીના આ પ્રયોગ કરવાથી સોજા મટે છે, દુઃખાવો મટે છે અને સંપૂર્ણ આરામ થાય છે.

આવા કેસમાં શરૂઆતમાં લાલ રંગનો પ્રકાશ લઇ પછી સફેદ અને વાદળી પ્રકાશ લેવાથી સારો લાભ થાય છે.

**અવાળુ**—આસમાની રંગના પાણીના કોગળા કરવાથી દાંતનું અવાળુ મટે છે.

**માથુ દુઃખવું**—આસમાની રંગના પાણીના કોગળા કરવાથી માથુ ઉતરી જાય છે.

**માંસાર્બુદ**—માંસની ગાંઠ થવી–આસમાની રંગનો પ્રકાશ પાડવાથી મટે છે.

**ઝેરી ઉંદર કરડવો**—ઝેરી ઉંદર કરડે તો આસમાની શીસામાં તૈયાર કરેલું પાણી દિવસમાં ત્રણ વખત એકેક ઔંસ પાવું

અને તે પાણીમાં પલાળેલુ કપડુ કરડેલા ભાગ ઉપર રાખવું.

**હડકાયું કુતરૂં કે સીયાળ કરડવું**—વાદળી શીસાનું પાણી પંદરેક દિવસ પીવાથી અને ઘા ઉપર વાદળી પ્રકાશ પાડવાથી મટે છે. તેથી હડકાયા કુતરાનું ઝેર બહાર નીકળી જાય છે અને હડકવા શરૂ થતો નથી. તેમને કરડેલા ડંખ ઉપર રોજ બેથી ત્રણ કલાક વાદળી કાચમાંથી પ્રકાશ નાંખવો અને ઘાને વાદળી પાણીથી ધોઇ તેના ઉપર વાદળી પાણીથી કપડુ પલાળીને થેપલી મુકી પાટો બાંધવો. પાણી રોજ ત્રણ વખત એકેક ઔંસ પીવું.

**કુતરાને ઝેર ખવરાવેલું હોય તો** તેના મોંમાં વાદળી પાણી ટીપે ટીપે એકાદ ઔંસ રેડવુ. પછી તેને વાદળી પાણી દુધમાં આપવાથી મટી જાય છે તે કુતરૂં મરતું નથી.

**મરડો**--રોજના વીસ પચીસ ઝાડા થતા હોય તો પણ તેને વાદળી રંગનું પાણી આપવું બેએક દિવસ પછી ઘેરા વાદળી રંગના શીસાનું પાણી આપવાથી દરદ મટે છે.

**ન્યુમોનીઆ**—ગળી રંગનું પાણી પાવાથી ન્યુમોનિયા મટે છે.

**તાવ**--વાદળા શીસામાંનું પાણી દર બબે કલાકે એક એક ઔંસ પાવાથી અને તેના શરીર ઉપર રાતદિવસ વાદળી પ્રકાશ પાડયા કરવાથી તાવ મટે છે. શૂળ મટે છે, કલેજાનો સોજો મટે છે.

**તાવ સાથે સખત ઝાડો**—વાદળી રંગના શીસામાં પાણી કે દુધ ભરી તેને સૂર્યનો પ્રકાશ આપી તૈયાર કરી તે દુધ કે પાણી રોજ પાવાથી તાવ અને ઝાડા તેમ સંગ્રહણી મટે છે.

**આમ સંગ્રહણી**--ઘેરા રંગના શીસાનું પાણી આપવાથી લોહીના ઝાડા બંધ થાય છે.

**પાતળા ઝાડા**--ઘેરા ભૂરારંગનું પાણી આપવાથી મટે છે.

**કરમ**--પીળા નારંગી રંગના શીશાનું પાણી પ્રથમ દિવસે એકાદ બાટલો આપવાથી ઝાડા વાટે કરમ નીકળી જાય છે, ચારેક દિવસમાં મટે છે. પાણી દર કલાકે બબે રૂપીઆભાર આપવું. છ. એક વખત આપવું. બેચાર દિવસ આ પાણી આપવાથી કુમી નીકળી જાય એટલે ઘેરા ભૂરા રંગનું પાણી આપવાથી શરીરમાં શક્તિ આવે છે.

**કમળો કે નજળો**—કમળો થાય શરીર પીળુ પડી જાય તો આછુ ભૂરા શીસાનું પાણી એક આખા દિવસમાં એક બાટલી થોડે થોડે પાવું. તેથી ત્રણ ચાર દિવસમાં કમળો મટો જાય છે પછો ભૂરા શીસાનું પાણી પાવાથી શક્તિ આવે છે.

**આંખમાં ખીલ થવા**—ડોળામાં માંસની ગાંઠ બાઝવી. આસમાની ચસ્મા પહેરવાથી મટે છે. દીવાને ભૂરો ગોળો મુકી તેનો પ્રકાશ આંખ ઉપર પાડવાથી મટે છે. ઘેરા ભૂરા રંગનાં ચસ્મા પહેરવાથી ભૂરો પ્રકાશ આંખ ઉપર પાડવાથી આંખ દુખતી મટે છે.

**ઝેરી ઊંદર કરડવો**—આસમાની શીશાનું પાણી પાવાથી અને લીલા કાચનો પ્રકાશ ડંખ ઉપર નાંખવાથી મટે છે. થોડા દિવસ પછી ભુરા રંગનો પ્રકાશ આપવાથી ડંખ રૂઝાઇ જાય છે.

**પગે રસ ઉતરવો**—પગે રસ ઉતરી સોજો આવે તો ભૂરા શીસાના પાણીમાં ભૂરા ગળીયેલ રંગનો કકડો પલાળી પગે બાંધવો અને ભૂરૂ પાણી પાવું, પાટો પાણીથી ભીનો રાખ્યા કરવો તેથી મટે છે.

**માથાના વાળ ન ખરે**—ભૂરા રંગની બાટલીમાં ધુપેલ તેલ ભરી પંદરેક દિવસ તડકે રાખી મૂકી પછી તે ધુપેલ માથે ઘાલવાથી માથાના વાળ ખરી પડતા બંધ થાય છે. લાંબા અને સુંવાળા થાય છે.

**પ્રદર**—સ્ત્રીઓના અટકાવનું અનિયમિતપણું અને પ્રદરરોગ ભૂરા શીશાનું પાણી પાવાથી મટે છે. લોહીવા હોય પ્રદરમાં લોહી જતું હોય તો લીલા શીસાનું પાણી આપવાથી મટે છે. તેમ લાલ શીસાનું પાણી ચોપડવાથી યોનિશૂળ મટે છે.

**હીસ્ટીરીઆ**—ભૂરા શીસાનું પાણી આપવાથી હીસ્ટીરીયા મટે છે.

**ચાંદી**—લીલા પાણી ચોપડવાથી ચાંદી મટે છે.

**સંગ્રહણી**—પીળા શીસાનું પાણી આપવાથી મટે છે.

## વાદળી શીસાના પાણીથી નીચેનાં દરદો મટે છે

ઊંઘ ન આવવી, ચાંદી-ફીરંગ રોગ, ગર્ભાવસ્થાની ઊલટી, વીર્યશ્રાવ, ટાઇફોઇડ તાવ, શીતળાનો તાવ, ગળાનો સોજો, અવાળુ, શૂળ, શીતળા, ચામડીના ડાઘા, પરસેવો થવો, શરદી, હોજરીનો સોજો, આંખો દુ:ખવી, મરડો, જખમ, શ્વેત પ્રદર, કોલેરા, નબળાઇ, અતિસાર, સુવાવડનો તાવ, પિત્તજ્વર, આંતરડાનો સોજો, નસ-

કોરી ફુટવી, ઝખમ, માર પડવો, મોંમાં ચાંદી પડવી. હાથ પગ ફાટવા, ચુંક, હાઝવું, કમળો, હુઝના અર્શ, આંતરડાંનો વરમ, મૂત્રાઘાત, ઉંટાટીઓ, ઝેર ચઢવા, ઉરઃક્ષત, હોજરીનો સોજો, પગની નસો ફુલી જવી, શૂળ, શણુકા. સંતતજ્વર, ઓડકાર, નસકોરી ફુટવી. ખ્હેરાશ, દાંતના દરદો, પ્લેગ, મધુપ્રમેહ, હિસ્ટીરીયા, લીવર, ઉન્માદ, ચિત્તભ્રમ, જખમમાંથી થતો રકતશ્રાવ, અત્યાર્ત્તવ, હડકવા, ક્ષય. સસણી, કંઠમાળ, મરડામાં થતો દાહ એ રોગો મટે છે.

### વાદળી પ્રકાશથી મટતાં દરદો

ખ્હેરાશ, રતવા, ખરજવું, અત્યાર્ત્તવ, વીર્યશ્રાવ, ચીડીયાપણું, વાળ ધોળા થવા, હૃદયશૂળ, સંધિવા, મગજનો સોજો, મગજે લોહી ચઢવું. માથુ દુઃખવું, આંખમાંથી પરૂ નીકળવું, રાંઝણ; હૃદયશૂળ ગુરદાનો સોજો, નાનાં બાળકોની આંચકી એ દરદો વાદળી પ્રકાશ આપવાથી મટે છે.

### વાદળી પાણી અને પ્રકાશથી મટતા રોગો.

તાવ, ઉંદરી, ગુમડાં, ડંખ, ચેળ, કાન પાકવો, સંધિવા, દસ્તાન ઘણું જવું એ દરદો મટે છે.

**વાદળી શીશાના તેલથી**—ધાતુનું જવું, વાળ સફેદ થવા ખુજલી, માથામાં તાલ પડવી એ દરદો મટે છે.

---

## પ્રકરણ ૧૧૪

### પીળો કે નારંગી રંગના શીશાના પાણીથી મટતા રોગો.

પીળો રંગ આનંદવર્ધક અને જાગૃતિ આણનાર છે. પીળો રંગ રેચક અને ભેદક છે, જઠર, લીવરા, વીગેરેને તે બળવાન બનાવે છે. પીળા રંગમાં વિકાશ કરવાનો અને ફુલાવવાનો વધુ ગુણ છે. અને જામલી રંગ વધુ શાંતિદાયક છે. પીળા રંગમાં સ્ફુર્તિ અને જીવનવર્ધક ગુણ છે. પક્ષાઘાતથી રહી-ગયેલા જ્ઞાનતંતુઓને બળ, ચેતન, ને ક્રિયાવાન બનાવે છે. પીળા રંગમાં જ્ઞાનતંતુને ઉશ્કેરવાનો ગુણ નથી. આસમાની રંગમાં જ ઉંઘ લાવવાનો ગુણ છે.

બંધકોશમાં પીળા રંગનો ઉપયોગ કરવાથી આંતરડાં સ્ફુર્તિમાં આવી જઇ કામ કરે છે. જેથી મગજમાંથી ઘણું લોહિ તે ભાગ

ઉપર ખેંચાઇ આવે છે. અને જેથી દરદી બેભાન થાય છે. જેને ઝાડાનો બંધકોશ હોય તેને સાંઝે આસમાની પાણી આપવાથી સારો ફાયદો થાય છે. બંધકોશને માટે પીળા શીસાનું પાણી સર્વોત્તમ ઉપાય છે. નિર્બળતા લાવ્યા વગર વ્યાધિ મટાડે છે, શરૂઆતમાં પીળા પાણીથી લાભ ન થાય તો પાણી વધુ પ્રમાણમાં પીવું. વળી આંતરડાં ઉપર પીળા કાચમાંથી પ્રકાશ પાડવામાં આવે તો વધુ લાભ થાય છે. મળથી પુરાઇ ગયેલાં આંતરડાં ઉપર પીળો પ્રકાશ કેન્દ્રિત કરી પાડવાથી કે પીળા શીસાનું પાણી વધુ પીવાથી પીળા પાણીનો બસ્તિ વાટે ઉપયોગ કરવાથી ફાયદો થાય છે. આંતરડાં ઉપર સોજો આવ્યો હોય તો તે ભાગ ઉપર આસમાની પાણીનાં પોતાં મૂકવાથી સોજો મટે છે.

સ્હવારમાં ગરમ જળને બદલે પીળા શીસામાં તૈયાર કરેલું પાણી પીવામાં આવે તો યકૃત, જઠર અને આંતરડાં ઉપર ઘણી સારી અસર કરે છે. પીળા રંગનો કાગળ તડકે તપવી તે પેટ ઉપર મૂકવાથી સારી અસર કરે છે.

પિત્ત એ પીળો પ્રવાહી પદાર્થ છે. તે સારક અને રેચક છે. પીળા રંગનું પાણી અથવા પીળા રંગની દવાઓ જેવી કે-હરડે, ગંધક વિગેરે રેચક છે. અને તે લેવાથી પિત્તને ઉત્પન્ન કરનારી ગ્રંથીઓ વધુ કામ કરે છે. પીળા રંગનું પાણી પીવાથી રેચક ગુણને લીધે મેદ અને ચરબી ઓછાં યાય છે. ઘણો વખત સૂર્યના તડકે પરસેવો થતા સુધી રહેવાથી ચરબી અને મેદ ઘટે છે. સૂર્યના તડકામાં બહુ પરસેવો યતાં સુધી રહેવાથી તેમજ પીળા પાણીનો પ્રયોગ કરવાથી રક્તપિત્ત જેવા વ્યાધિઓ પાંચ છ માસમાં મટી જાય છે. પીળા પ્રકાશથી પક્ષાઘાત અને અર્ધાંગવાયુ મટે છે. આવા વ્યાધિમાં મગજના પાછલા ભાગમાં બોચી ઉપર પીળો પ્રકાશ પાડવાથી લકવાનો રોગ મટે છે,

પીળો પ્રકાશ કેન્દ્રિત કરીને કાનમાં પાડવાથી ઘણા લાંબા કાળની બ્હેરાશ મટે છે.

પીળો રંગ અંતરનાં અવયવોને વિકસાવે છે. અને જ્ઞાનતંતુને ઉશ્કેરે છે. જેથી સારક, રેચક, ભેદક અને વમનકારક અસર ઉપજાવવા માટે પીળો રંગ બહુ કામ લાગે છે, (પીળાશવાળા દવાઓ

ફળો પણ રેચક હોય છે, જેવી કે નારંગી, અંજીર, એરંડીયું તેલ, સોનામુખી, હરડે, ગંધક, કંમીલો, વિગેરે રેચક અને ભેદક ગુણવાળી વસ્તુઓ છે, તે ઉપરથી સમજાશે કે પીળો રંગ રેચક ગુણવાળો છે.

લાલ કરતાં નારંગી રંગ જ્ઞાનતંતુઓને વધુ અસર કરે છે. તે કરતાં પીળો રંગ તો દરેક પ્રકારના જ્ઞાનતંતુઓ અને મગજને ઉશ્કેરનાર ખાસ ગુણ ધરાવે છે.

પીળા રંગની દવાઓ ઘણે ભાગે સારક અને રેચક હોય છે. અને જેમાં લાલ રંગ વધુ હોય તેવો પીળો રંગ સખ્ત રેચક છે. સોનામુખી, ઈંદ્રવારણું, સુકી દ્રાક્ષ, એળીઓ, રેવંચીનો શીરો, નેપાળો, મીંઢીઆવળ, એ ઔષધિયો પીળા રંગની હોવાથી રેચક ગણાય છે.

પીળા પ્રકાશની અંદર ઘણો લાલ રંગ ભળવાથી મુત્રલ સ્વેદલ અને ઋતુશ્રાવ વધારવાનો ગુણ કરે છે.

પીળા અને લાલ રંગ મિશ્ર થતાં તે દવાઓ પૌષ્ટિક હોય છે. જેમ જે લોહ, હીરાબોળ, સુંઠ, એ પૌષ્ટિક છે.

તાવ, સોજા, મગજના વિકાર, લવરી, સન્નિપાત, અતિસાર, હૃદયકંપ, કે ઉશ્કેરાયલી સ્થિતિમાં પીળો રંગ નુકશાન કરે છે, લાલ રંગની માફક પીળો રંગ મગજ અને મજ્જાતંતુઓને ઉશ્કેરે છે. સૂર્યના પ્રકાશમાં લાલ અને પીળાં કિરણોનું પ્રમાણ વધુ હોવાથી તડકામાં રહેવાથી બેચેની થાય છે. રતવામાં પણ પીળો રંગ હાનિ કરે છે.

પીળો રંગ મજ્જાતંતુને ક્ષોભ પમાડનાર છે, લાલ રંગ લોહીને તપાવનાર છે.

## પીળા અને નારંગી રંગના ગુણ

બંધકોશમાં પીળા કાચનો પ્રકાશ પેટ અને પેઢા ઉપર, આંતરડાં ઉપર પડે તેમ પાડવો. બને તો બહિર્ગોલ કાચ ( Lens ) થી પ્રકાશ કેન્દ્રિત કરી પાડવો તેથી સારો આરામ થાય છે પીળા કાચના શીસાનું પાણી પીવાથી પણ જુલાબ થઇ બંધકોશ મટે છે. પીળા કાચની શીશીમાં સૂર્યના પ્રકાશથી તૈયાર કરેલું જળ રેચક છે. અને તેનાથી બંધકોશ મટે છે.

**સસણી** કે શ્વાસનળીકાનો અવરોધ-પીળા કાચમાં કેન્દ્રિત કરેલો પ્રકાશ છાતી ઉપર પાડવાથી સસણી અને શ્વાસનલિકાનો સોજો મટે છે.

**અર્શ-બંધકોશ**-પીળા પાણીના ઉપયોગથી બંધકોશ મટી હર્શ મટે છે. સખ્ત બંધકોશ મટે છે.

**ગળાઉપરની ગાંઠ**—નારંગીરંગનું પાણી આપવાથી અને ગાંઠ ઉપર નારંગી રંગનો પ્રકાશ પાડવાથી મટે છે.

**રગતપીત**—પીળા શીસાનું પાણી રોજ ત્રણ વખત એકેક ઔંસ પીવું. તેથી રગતપીત મટે છે. ગરમી ઝાડા વાટે નીકળી જાય છે બેત્રણ મહિના કરવાથી શરીર ઉપરનાં ઘારાં રૂઝાઈ જાય છે. ઝાડા વધુ થાય તો પાણી માત્ર બે વખત પીવું. ચણાને ઘઉંની રોટલી ખાવી, ઘી દુધ ખાવું, મીઠું ન ખાવું. મજ્જાતંતુ ઉપર પીળા રંગની સારી અસર થાય છે. તેથી તાણુ, આંચકી લવારો, સંન્નિપાત ઉલ્ટી, સખ્ત જુલાબ પીળા રંગની હવાઓ ખાવાથી થાય છે, સોજા કે ગુમડાંવાળા દરદીને કોફી કે બુન્દદાણા નુકશાન કરે છે, તેથી જ્ઞાનતંતુઓ ઉશ્કેરાવાથી ઉંઘ બરોબર આવતી નથી. કેમકે કોફીનો પીળો બદામી રંગ હોય છે,

**સન્નિપાત**—નારંગી રંગના શીસાનું પાણી દિવસમાં દોઢેક બાટલી થોડું થોડું પાવું તેથી જુલાબ થઇ સન્નિપાતનો તાવ મટેછે.

કંઠમાળ—ગંડમાળ, બંધકોશ, રગતપીત એ દરદો પીળા પ્રકાશથી મટે છે.

ભીનો કફ, નજળો, દાંત દુઃખવા, અતિસાર, સળેખમ, શરદીનો તાવ, હીસ્ટીરીયા, ફેફરૂ, દસ્તાન બંધ થવું, છાતીનો દાહ, ખાટા ઓડકાર, કબજીઆત, હરસ; દસ્તાનની પીડા, દમ, મલેરીઆ તાવ, મીઠો પેશાબ, એ દરદો નારંગી રંગના શીસાના પાણીથી મટે છે, તેમ પથરીથી મૂત્રપિંડનો સોજો થયો હોય તો તે નારંગી પ્રકાશથી મટે છે.

રગતપિત, વાત રક્ત, સંધિવા, ઠાંસો એ નારંગી પ્રકાશથી અને નારંગી શીશાના પાણીનો ઉપયોગ કરવાથી મટે છે.

---

## પ્રકરણ ૧૧૫ મું.

## લીલા રંગના શીશાના પાણીનો રોગ મટાડવામાં ઉપયોગ

લીલા શીસામાં તૈયાર કરેલું પાણી અથવા લીલા રંગનો પ્રકાશ શાંતિદાયક છે. ઘેરા લીલા રંગમાં બહુ ઘેરાપણાને લીધે શાંતિ પ્રદ ગુણ ઓછો હોય છે.

માથામાં શરદી થઈ હોય તો, ઊંટાંટીયું, મોટી ઉદરસ, કોલેરા, મરડો, લોહિના ઝાડા, ચાંદુ, પાકુ, ગુમડાં, અવાળું, દાંતના પેઢાનો સોજો, રતવા, ચાંદાં, ધારાં, સળેખમ, ઉપર લીલા રંગનું પાણી અને લીલો પ્રકાશ વધુ ગુણ કરે છે. ગુમડાં, ધારાં, ચાંદાં વિગેરે લીલા રંગના પાણીથી ધોવાં અને તેના ઉપર લીલા રંગના પાણીનાં પોતાં મૂકવાં અને તે ઉપર લીલો પ્રકાશ પાડવો.

નાસુરમાં લીલા રંગનું પાણી પીવાથી અને નાસુર ઉપર લીલા રંગનો પ્રકાશ પાડવાથી મટી જાય છે. કોઇ પણ ચાંદીનો રોગ લીલા પાણીથી મટે છે. તેને લીલો પ્રકાશ પણ આપવો.

લીલો રંગ બહુ ઘેરો લીલો ન હોય તો શાંતિદાયક છે.

સ્વપ્ન દોષ કે ઉંઘમાં વીર્યશ્રાવ થઇ જતો હોય તો તે કે ધાતુશ્રાવમાં કરોડના નીચેના ભાગ ઉપર લીલો પ્રકાશ પાડવાથી અને લીલા પાણીમાં બોળેલાં પોતાં તે ભાગ ઉપર મૂકવાથી મટે છે. કરોડના તે ભાગમાંથી નીકળતી નાડીયો કે જ્ઞાનતંતુ સાથે સંબંધ ધરાવતા અવયવ—વીર્યાશય, ગર્ભાશય, મૂત્રાશય, ઉષ્ણતા વધી ગઇ હોય તો કરોડની નીચેના ભાગ ઉપર લીલા પાણીનાં પોતાં મૂકવાથી ને લીલો પ્રકાશ આપવાથી ગરમી ઓછી થઇ જાય છે.

પગની રાંઝણમાં લીલા પાણીનાં પોતાં મૂકવાથી અને લીલો પ્રકાશ ધરવાથી મટે છે.

લીલો રંગ બહુ શીતળતા ઉપજાવ્યા વગર મૃદુ, શાંતિદાયક અને તાજગી બક્ષનાર છે. તે સૂર્યપ્રકાશના સોનેરી પીળા અને પૃથ્વીના બદામી લાલ રંગની ઉશ્કેરનારી ઉત્તેજક અસરોનો વિરોધ કરી સમતોલપણું સાચવે છે.

છાતીમાં વ્રણ થવું-સ્તન પાકવું—લીલા રંગનું પાણી

તૈયાર કરી તેનાથી પાકતો ભાગ રોજ ધોવો અને રાત્રે લીલા ફાનસનો પ્રકાશ તે ઉપર પાડવાથી પંદરેક દિવસમાં આરામ થાય છે.

**શીતળા**-લીલા શીસાનું પાણી પાવાથી અને લીલો પ્રકાશ પાડવાથી શીતળાનાં વ્રણ, જખમ, ચાંદાં મટે છે.

**નાસુર**-લીલા રંગના કાચમાંથી પ્રકાશ પાડવાથી અને લીલા પાણીથી ધોવાથી તેમ લીલા શીસાનું પાણી પીવાથી મટે છે

**સ્વરભેદ**—ગળુ બેસી જાય ને સાદ નીકળે નહિ તો લીલા શીસાનું એક આખી બાટલી પાણી પાવાથી સ્વર ઉઘડે છે

**ઉપદંશ**-ચાંદી, લીલો પ્રકાશ ઉપદંશ ઉપર આપવાથી અને પેશાબના છિદ્રમાં જરા વાટ મૂકી રાખવાથી મટે છે.

**પરમીયો**—પ્રમેહ થાય તેથી પાકી જાંગની નીચે નાસુર થાય તો લીલા શીસાનું પાણી રોજનું એક રતલ છ વખત થઈ પીવું. એકાદ બે મહિનામાં મટી જાય છે.

**કાન પાકવો કે કાનની પાછળ ગાંઠ થવી**-કાનમાંથી ને ગાંઠમાંથી પરૂ જાય તો તેમાં લીલુ પાણી ચોપડવું, લીલા પાણીની થેપલી મૂકવાથી મટે છે.

**માથુ દુઃખવું**—લીલા કાચના શીસાના પાણીનાં આંખમાં ટીપાં પાડવાથી મટે છે આદાશીસી મટે છે. લીલા કે આસમાની શીસાના પાણીનાં પોતાં માથે મૂકવાથી માથુ દુઃખતુ મટે છે.

**દાઝીયો રતવા**—શરીરે દાઝેલા જેવા ફોલ્લા થવા, તે ફુટી જાય અને પાણી ઝરી લાહ્ય બળે તે સ્થિતિમાં લીલા ફાનસનો પ્રકાશ આપવો, લીલાં કપડાં પહેરાવવાં, અને લીલો પ્રકાશ શરીર ઉપર પડવા દેવાથી પંદરેક દિવસમાં આરામ થાય છે. અને માથાનાફોલ્લા રૂઝવવા ભૂરો, પ્રકાશ આપવાથી મટે છે.

**વિસ્ફોટક**—લીલા દીવાનો પ્રકાશ દરદી ઉપર પાડવો, લીલાં કપડાં પહેરાવવાં, અને લીલુ પાણી પીવું તથા ચોપડવું તેથી મટે છે. ચાંદીઓ રૂઝાઇ જાય છે.

**રક્તપિતથી** છાતીએથી લોહિની ઉલટીઓ થવી-ઘેરા ભૂરા રંગનું તેમ લીલા શીસાનું પાણી દર કલાકે ત્રણ વાર એકેક ઔંસ આપવાથી લોહીની ઉલટી બંધ થાય છે.

આંખો દુ:ખવી, પ્લેગ અને સન્નિપાત લીલા પાણીથી મટે છે. તેમ રાંઝણુ, વીર્યશ્રાવ, જખમ, ગુમડાં, કહોવાટ, ચાંદી, ટાંકી, માથાની શરદી, ઘણો પેશાબ થવો એ દરદો લીલા કાચના પ્રકાશથી મટે છે.

---

## પ્રકરણ ૧૧૬ મું.

## જાંમ્બલી રંગનો ઉપયોગ.

જાંમ્બલી રંગ બેચેની ઉપજાવ્યા વગર સ્ફુર્ત્તિ લાવનાર છે. આ રંગ પણ ઘણો ઉપયોગી છે. જામલી રંગમાં રહેલો લાલ રંગ લોહિને જરૂર પ્રમાણે ગરમ કરે છે અને તેમાં રહેલા આસમાની રંગમાં જંતુનાશક અને પીડાશામક ગુણ છે.

જીર્ણઅગ્નિમંદ્ય કે જેને ડીસ્પેપ્સીયા કહે છે તેને જામલી રંગ સારી રીતે મટાડે છે. મંદાગ્નિ સાથે પેટમાં સોજો આવી, જમ્યા પછી પેટમાં શૂળ આવતું હોય તો જામલીને બદલે આસમાની રંગ વાપરવો.

સળેખમમાં જામલી રંગના શીસાના પાણીમાં થોડું મીઠું મેળવી તેથી નાક અંદરથી ધોવાથી સખત સળેખમ પણ મટે છે.

જામલી રંગના પાણીથી માથું ઘસીને ધોવાથી અને જામલી પ્રકાશ માથા ઉપર પાડવાથી માથાની ટાલ અને ખાડો મટે છે. અને વાળના મૂળમાં આસમાની રંગનું પાણી ઘસવું.

આંખના મોતીયામાં જામલી રંગનો પ્રકાશ ખમાય તેટલો આંખ ઉપર પાડવા દેવાથી ફાયદો થાય છે.

જામલી કે લાલ જામલી રંગનો પ્રકાશ એકત્ર કરી અંડવૃદ્ધિ, અને વધરાવળ ઉપર પાડવાથી મટે છે. શ્વેતપ્રદર અને ગર્ભાશયનાં ચાંદાં જામલી પાણીથી ધોવાથી મટે છે.

પાંડુરોગમાં લીવર અને બરોળ વધી જાય છે અને લોહીનું પાણી થઇ જઇ શરીર પીળુ અને ફીકકું પડી જાય છે. આ રોગમાં જઠર, યકૃત, મૂત્રપિંડ ઉપર જામલી પ્રકાશ ધરવાથી અને કેડની નીચેના ભાગ ઉપર લાલ પ્રકાશ ધરવાથી અને માથા સિવાય બીજા ભાગ ઉપર તડકો પડવા દેવાથી ફાયદો થાય છે.

---

## પ્રકરણ ૧૧૭ મું

### કેટલાક રોગો અને તેના રંગવાર ઉપાયો.

**તાવ**—શરીરમાં રાતો રંગ વધે ત્યારે તાવ આવે છે. જો તાવ વાયુનો હોય તો પીળા રંગનું પાણી આપવું; પિત્તનો હોય તો આછા આસમાની રંગનું પાણી પાવું અને કફનો હોય તો જાંબલી ભૂરા રંગનું પાણી આપવું.

**પ્લેગના તાવ**—ઘેરા ભૂરા રંગના શીસાનું પાણી દિવસમાં છ વખત કલાકે કલાકે એક એક ઔંસ આપવું. ગાંઠ ઉપર ભૂરા રંગના પાણીનાં પોતાં મૂકવાં અને રાત્રે ગાંઠ ઉપર ઘેરા ભૂરા રંગનો પ્રકાશ આપવો. માથે આછા ભૂરા રંગનો પ્રકાશ આપવો. દહાડે લીલા પાણીનાં પોતાં મૂકવાં. ગાંઠ પાકે તો લીલા શીસાનાં પાણીનાં પોતાં મુકવાં અને લીલો પ્રકાશ આપવો. પ્લેગમાં માણુસ બેભાન થાય તો માથે તાળવા ઉપર ભૂરા પાણીની ધીમેથી ધાર કરવી. પ્લેગમાં રાતો રંગ વધે છે તેને ભૂરો અને લીલો રંગ આપવાથી મટે છે.

**અતિસાર**–ઝાડા–ઉપરા ઉપરી પાણી જેવા ઝાડા થાય તો ભૂરા શાસાનું પાણી કલાકે કલાકે એકેક ઔંસ આપવાથી મટે છે.

**સંગ્રહણી**–ખાધુ ન પચતાં વારંવાર ઝાડા થાય છે તેમાં ઘેરા ભૂરા રંગનું તેમ નારંગી રંગના શીસાનું પાણી દિવસમાં ત્રણુથી છ વખત એકેક ઔંસ પાવું. એકલા આસમાની રંગના પાણીથી પણુ મટે છે.

**મરડો**–પ્રથમ નારંગી રંગનું પાણી એકેક ઔંસ દિવસમાં ત્રણુ વાર આપવું બીજે દિવસે આછા આસમાની રંગનું પાણી એકેક ઔંસ દિવસમાં ત્રણુ વખત આપવાથી મટે છે.

**હરસ**—ભૂરા શીસાનું કે લીલા શીસાનું પાણી પાવાથી હરસમાં પડતું લોહી બંધ થાય છે. અને ભૂરો પ્રકાશ પાડવો. અંદરના મસા હોય તો નારંગી રંગનું પાણી પીવાથી મટે છે. વાદળી પાણી ચોપડવાથી મટે.

**વાઇ–ફેફરૂ**—સૂર્યના તડકાનો પ્રકાશ લેવાથી આરામ થાય છે.

ઉંઘ ન આવવી—આસમાની શીસાનું પાણી પાવું તેમ તડકાનો પ્રકાશ લેવાથી મટે છે.

ખરજવું—ભૂરા પ્રકાશથી મટે છે તેમ સૂર્યનો તડકો આપવાથી મટે છે.

ઉટાંટીયો—આસમાની શીસાનું પાણી કલાકે કલાકે આપવું

કંઠમાળ—નારંગી રંગનું પાણી પાવું અને સૂર્યનો પ્રકાશ પાડવાથી મટે

ત્રિદોષ—સૂર્યના તડકામાં બેસાડી નાસ લેવરાવવાથી મટે છે.

ટાઈફોઈડ જ્વર-કાળ જ્વર-સૂર્યના તડકામાં પરસેવો થાય ત્યાં સુધી બેસવું. અથવા ગરમ પાણીનો નાસ દિવસમાં બે વખત લેવાથી મટે છે.

લકવો—લાલ રંગની શીશીમાં તલનું તેલ અથવા સરસીયું તેલ ભરી એક મહીના સુધી રોજ સુર્યના તડકામાં મુકી તૈયાર કરવું. આ તેલ લકવાના દરદમાં ચોપડવાથી મટે છે.

સીફીલીસ-ચાંદી—લીલા સીસાનું પાણી પીવું અને લીલો પ્રકાશ આપવો તેથી ચાદી ગરમી અને સીફીલીસ મટે છે.

ધાતુ પાતળી પડવી—વાદળી શીશીમાં તેલ તૈયાર કરી તે તેલ ચોપડવાથી સ્વપ્ને જતી ધાતુ, દાદર, ખુજલી મટે છે.

હીસ્ટીરીયા—રોજ નારંગીયા રંગના શીશાનું અકેક ઔંસ પાણી બબે વખત આપવાથી મટે છે. તેને માથા ઉપર વાદળી કે લાલો પ્રકાશ આપવો તેથા હિસ્ટીરીઆ મટે છે.

મીઠી પીશાબ—નારંગી રંગનું પાણી આપવાથી મટે છે,

દસ્તાન બંધ થવું—નારંગી રંગનું પાણી આપવાથી મટી જાય છે તેથી દસ્તાન વખતે થતી પીડા પણ મટે છે.

ઘણું પ્રદર વ્હેવું—અટકાવ ઘણો આવે તો વાદળી પાણી આપવાથી વાદળી પાણીમાં કપડું બોળી પેઢા ઉપર રાખવાથી અને પેઢા ઉપર વાદળી પ્રકાશ આપવાથી મટે છે. તેથી, શ્વેતપ્રદર પણ મટે છે.

હાથ પગે થતો પરસેવો—વાદળી રંગનું પાણી આપવાથી અને શરીરને પાણીથી રોજ બે ચાર વખત ધોવાથી મટે છે.

સફેદ કોઢનાં ચાઠાં—રોજ લાલ પાણીથી ચાઠાં ધોવાથી અને તેના ઉપર લાલ પ્રકાશ પડવાથી મટે છે.

ગુમડાં-લીલો પ્રકાશ ગુમડાં ઉપર પડવાથી મટે છે.

સોજો-વાદળી બાટલીના પાણીએ સોજો રોજ ધોવાથી અને તે ભાગ ઉપર વાદળી પાણીનું પોતું મૂકવાથી મટે છે.

ઉંદરી-વાદળી પાણીથી ધોવાથી અને વાદળી પ્રકાશ પાડવાથી મટે છે.

ખસ-ખંજવાળ-વાદળી પાણીથી ધોવાથી અને વાદળી પ્રકાશ પાડવાથી મટે છે.

નસકોરી ફુટવી-વાદળી પાણી નાકમાં સુંઘવાથી અને વાદળી પાણી પીવાથી મટે છે.

છાતીનો ધબકારો-વાદળી પાણી પીવાથી મટે છે.

ઘા, છોલાયલી ચામડી, દાઝવું-વાદળી પાણીનાં પોતાં મૂકવાથી મટી જાય છે.

જંતુઓના ડંખ-વાદળી પાણીનું પોતું મૂકવાથી અને વાદળી પ્રકાશ આપવાથી મટે છે.

ચીડીયાપણું-આસમાની રંગનું પાણી પાવું અને આસમાની પ્રકાશ લેવો તેથી મટે છે.

ચામડીપરના ડાઘા, લાખાં કે ચાઠાં-સૂર્યનાં કિરણો કેન્દ્રિત કરી બાળી નાંખવાથી મટે છે. એકી વખતે કેન્દ્રિત કરેલો પ્રકાશ પાંચેક મિનિટ રાખવો તેથી મસા પણ મટે છે.

જલોદર-મગજ, વૃષણ, પેટ કે ગર્ભાશયમાં પાણી ભરાય છે. તેવે વખતે યકૃત અને હોજરી ઉપર ભૂરાશ પડતો લીલો પ્રકાશ આગળ પડે તેમ આપવો તેમ પાછળ મૂત્રપિંડ ઉપર પડે તેમ તે પ્રકાશ આપવો. અને તેને ખૂબ પરસેવો થાય તેવો નાસ આપવો અને શરીર મસળવાથી મટે છે.

પાઠુ-અગ્નિ કાચવડે સૂર્યનાં કિરણો પાઠા ઉપર પાંચેક મિનીટ કેન્દ્રિત કરવાં અને પરસેવો આવે તેટલીવાર તડકે બેસવું તેથી મટે છે.

પરસેવો થવો-આસમાની શીશાના પાણીથી શરીર રોજ ધોવાથી, તેમ પીવાથી અને પરસેવો થાય ત્યાં સુધી તડકે રહેવાથી મટે છે.

**મધુ પ્રમેહ**-કરોડ ઉપર પીળો પ્રકાશ આપવો, કરોડ ચાંપવી અને રાત્રે આસમાની પાણી પીવાથી મટે છે.

**મોં આવવું**-વાદળી રંગના પાણીના કોગળા કરવાથી અને વાદળી પાણી પીવાથી મટે છે.

**બંધકોશ**-નારંગી પીળા રંગના શીશાનું પાણી બે ચમચા ભરી દિવસમાં બેથી ચારવાર પીવાથી અને પેટ ઉપર હાથ ફેરવવાથી જુલાબ થઇ કબજીયાત મટે છે

**ક્ષય**-પરસેવો આવે તેટલી વખત સૂર્યના તડકે બેસવાથી અને છાતી ઉપર વાદળી પ્રકાશ આપવાથી ક્ષય મટે છે. ક્ષયના જંતુ નાશ કરવામાં સૂર્યનો પ્રકાશ ચમત્કારિક શક્તિ ધરાવે છે.

**હૃદયશુળ**-આસમાની કાચનો પ્રકાશ દુઃખતા ભાગ ઉપર પાડવાથી મટે છે.

**સુવાવડનો તાવ**—પેટ ઉપર વાદળી પાણી ચોળવું અને દર કલાકે એકેક આંસ પાવું તેથી મટે છે

**વીર્યશ્રાવ કે ધાતુપાત થવો**—વાદળી પાણી પાવાથો અને વાદળી પાણીનાં પોતાં મૂકવાથી, લીલો પ્રકાશ કરોડ ઉપર આપવાથી મટે છે.

**ફેર ચઢવા**-વાદળી પાણી પીવાથી મટે છે.

વાતરક્ત કે રગતપિત—આ રોગમાં પીળા શીશાનું પાણી રોજ ત્રણથી છ વખત એકેક ઐાંસ આપવું. સૂર્ય સ્નાન કરાવવું. નાસ લેવરાવવો, છએક માસમાં આ વ્યાધિ મટે છે. વળી લાલ શીસાનું પાણી થોડા રોજ આપવું અને પછી થોડો વખત પીળા શીશાનું પાણી આપવું તેથી મટે છે.

**એકાંતરીયો તાવ** રાતે પીળા શીશાનું પાણી આપવું અને વાદળી પ્રકાશ આપવાથી મટે છે,

**સન્નિપાતનો તાવ**-વાદળી શીશાનું પાણી આપવાથી મટે છે.

**બચ્ચાંની આંચકી**-મોંને માથા ઉપર વાદળી પ્રકાશ પાડવાથી મટે છે.

**દમ**-નારંગી શીસાનું પાણી દસ દસ મિનીટે એકેક તોલો આપવો. દમ ચઢે ત્યારે આ પાણી એક કલાક સુધી આ પ્રમાણે આપ્યા કરવું. પછી ત્રણથી ચાર કલાકે પાછું ફરી પાણી આપવું.

દમ ન હોય ત્યારે આ પાણી ખાધા પછી એક ઔંસ આપવું. ઘેરા વાદળી પાણી આપવાથી પણ દમ મટે છે.

ગળુ સુજી જવું-દર ત્રણ ત્રણ કલાકે વાદળો પાણીના કોગળા કરવા. વાદળાં પાણી પીવું તેથી મટે છે.

. અવાળુ પાકવું-વાદળી શીસીનું પાણી મોંમાં થોડો વખત રાખવું વળા કોગળા કરવા આમ કરવાથી મટે છે દાંત દુઃખતા પણ તેથી મટે છે.

બદહજમી-અપચો—વાદળી રંગનું પાણી પાવાથી મટે છે અને ખોરાક પચે છે.

મેદ-નારંગી રંગનું પાણી પીવાથી મેદ ઓછો થાય છે.

પેટનો દુઃખાવો-વાદળી પાણી આપવાથી મટે છે. પેટ ચઢે તો નારંગી રંગનું પાણી આપવાથી મટે.

ઉલ્ટી-વાદળી પાણી પાવાથી મટે છે.

કમળો-વાદળી પાણી પીવાથી કમળો મટે છે.

આંતરડાનો સોજો-વાદળી પાણીથી મટે છે.

મુત્રપિંડ-ગુરદાનું સુજી આવવું-વાદળી પ્રકાશ આપવાથી તેમજ નારંગી પ્રકાશ આપવાથી મટે છે. પથરી હોય તો નારંગી રંગનું પાણી પાવાથી મટે છે.

પેશાબ થતાં મુશ્કેલી પડવી-વાદળી પાણી આપવાથી મટે છે.

વધેલી-ચરબી-શરીરમાં લોહી કરતાં ચરબી વધુ હોય તો નારંગીયા રંગના પાણીના બે ભાગ દિવસમાં બે વખત પીવાથી ચરબી ઓછી થઈ લોહી વધે છે. ઝાડાની કબજીયત મટે છે. આ ઉપાય બે માસ કરવાથી સંપૂર્ણ આરામ થાય છે. ચરબી કમી થતાં તરસ ઓછી લાગશે. ચરબી ઘટાડવા માટે આ ઉત્તમ ઉપાય છે.

આંખ સુજી આવવી-આસમાની રંગનાં ચશ્માં પહેરવાથી. મોં ઉપર બ્લ્યુ પ્રકાશ આપવાથી ખીલ મટે છે, આંખો સારી થાય છે.

ચુંક કે આંકડી—વાદળી બાટલીનું પાણી દર દસ મિનિટે એકેક ઔંસ આપવું તેથી એકાદ કલાકમાં મટે છે.

કબજીયાત-સવાર સાંજ નારંગી રંગનું પાણી આપવાથી મટે છે.

**છાતીમાં દાહ બળવો**—નારંગી શીસાનું પાણી એકાદ ઔંસ આપવાથી મટે છે.

**મોં પાકવું**–મોં પાકી મોંમાં ચાંદીઓ પડે તો આસમાની બાટલીનું પાણી દિવસમાં ત્રણથી ચારવાર અડધા તોલા સુધી આપવાથી મટે છે અને વાદળી પાણીના કોગળા કરવા.

**સુકી ઉદરસ**–ઘેરા આસમાની રંગના શીસાનું પાણી આપવાથી મટે છે.

**કફ**–ગળફા પડે તેવી ઉદરસ હોય તો નારંગી રંગનું પાણી આપવાથી મટે છે.

**માથાની શરદી**--માથા ઉપર લીલો પ્રકાશ આપવો તેમ લીલી બાટલીનું પાણી પાવાથી મટે છે.

**ઘાંટો બેસી જવો**–વાદળી બાટલીનું પાણી દિવસમાં ત્રણ ચાર વાર આપવાથી મટે છે.

**માથુદુઃખવું**–વાદળી કે લીલો પ્રકાશ માથા ઉપર પાડવાથી મટે છે. તેથી માથાના સણકા પણ મટે છે, વાદળી પ્રકાશથી મગજને કૌવત મળે છે, ઉદાસી મટે છે.

**સોજાવાળો તાવ**—લીલો પ્રકાશ આપવાથી મટે છે.

**હોજરીનો સોજો**—વાદળી પાણી પાવાથી મટે છે.

**હાથ પગ ફાટવા**—વાદળી પાણીથી ધોવાથી મટે છે.

**સંધિવા કે નજળો**—સૂર્યનો પરસેવો થતાં સુધી પ્રકાશ આપવાથી શરૂઆતમાં દરદવાળા ભાગ ઉપર લાલ પ્રકાશ પાડવાથી મટે છે.

**સ્ત્રીઓના ગર્ભાશયમાં**-લોહીનો જમાવ થવો—ગોળા ચઢે-શરીર ઉપર સૂર્યનો પ્રકાશ પાડવો અને હાથ પગ ચંપાવવાથી મટે છે.

**લૂલાગવી–માથે લોહી ચઢવું**–ઓચી ઉપર ગરમ પાણી રેડવું અને લમણા ને મોં ઉપર ઠંડુ પાણી રેડવું તેથી મટે છે.

**લકવો**—ઓચી ઉપર ગરમ પાણી થોડી વાર રેડવું અને તે ભાગ ઉપર પીળો પ્રકાશ પાડવો. આ દરદમા પીળુ પાણી સારી અસર કરે છે. માટે કેઢના પાછલા ભાગ ઉપર પીળો પ્રકાશ પાડવો અને પછી ત્યાં ચોળવું. શરગવાનું શાક ખાવું તેથી મટે છે.

**ગરમ રૂતુમાં**–ઉનાળામાં સફેદ રંગનાં કપડા પહેરવાથી બહુ બફારો થતો નથી અને શરીર ઠંડુ રહે છે, અને સૂર્યમાં રહેલું પ્રાણબળ પ્રકાશદ્વારા શરીરમાં આવી શકે છે.

શીયાળામાં અંદર સફેદ રંગનાં કપડાં પહેરવાં જેથી શરીરની ગરમી સચવાઇ રહે અને બહારથી આવતી ગરમીને કાળાં કપડાં ચૂસી લેવાથી શરીર ગરમ રહે છે.

ફીકા પડી ગયેલા કે પાંડુ રોગીએ લાલ કે લીલાં કપડાં પહેરવાં. પીળા રંગનાં કપડાં અંદર પહેરવાથી જ્ઞાનતંતુઓને સતેજ કરી બંધકોશ અને પક્ષાઘાતને મટાડે છે, ભુરાં કપડાં અંદર પહેરવાથી રતવા ને સોજા મટે છે, ટોપીમાં કે પાઘડીમાં અંદર ભૂરા રંગનું કે આસમાની ઓતાનું રાખવું. પીત્તવાળાએ પીળા રંગનાં કપડાં ન પહેરવાં.

કાળો રંગ-શરીરની ગરમી ચુસી લેનાર છે, અને વહુન કરાવનાર છે, તેથી શિયાળામાં કાળા રંગનાં કપડાં પહેરવાં, પણ હંમેશાં કાળા રંગનાં કપડા પહેરવાથી ચામડી નિસ્તેજ બની કરમાઇ જાય છે. શરીરમાં બહુ ગરમી વધી ગઈ હોય તો પીળુ કપડું પહેરવું.

મગજ ઉપર ઉન્માદની અસર હોય, મગજ ઉશ્કેરાઇ જતું હોય તો કાળાં કે વાદળી રંગનાં કપડાં પહેરવાથી મગજ અને શરીરને થંડક રહે છે.

વિસ્ફોટકને લીલો રંગ ઘણી ઝડપે મટાડે છે, અને બળીઆ કે વિસ્ફોટીકમાં લીમડાનાં પાનાં ઘરમાં રાખવાથી કે તેનો ઉપયોગ કરવાથી ફાયદો થાય છે.

આંખે થંડક રાખવા માટે ભૂરા રંગનો સુરમો કે કાળા રંગની મેશ અંજાય છે, આથી તે સુરમો કે મેશ આંખની પાંપણમાં ભરાઈ રહે છે, અને તે પોપણમાંથી સૂર્યનાં કિરણો તે રંગવાળાં થઇ આંખ ઉપર પડવાથી આંખમાં થંડક રહે છે, અને ઘણા રોગો મટે છે

ઘરોમાં સૂર્યનો તડકો આવવાથી તે ઘરમાં રહેનાર નીરોગી રહે છે. હવા, અને પ્રકાશવાળાં મકાનોમાં રહેવાથી આયુષ્ય, ઉત્સાહ અને આનંદની વૃદ્ધિ થાય છે.



## ભુત ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જાણવી હોય તો

# ભવિષ્યવેત્તા (ચોથી આવૃત્તિ)

યાને ભવિષ્ય જાણવાની વિદ્યા—આ નામનું પુસ્તક મંગાવો. જે પુસ્તક ઉપરથી દરેક માણસ ભવિષ્યમાં શું બનશે તે જોઇ અને જાણી શકશે. તેમાં નીચે પ્રમાણે અનેક પ્રકરણો છે.કીં. રૂ. ૫-૦-૦ પોષ્ટ ૦ ૮ ૦.

પ્રા. ૧—૨—સંવત્સર, શક, માસ, અયન, રાશી, ગ્રહો, નક્ષત્રો, યોગ, કરણ, ચંદ્ર, વિગેરે જોવાની રીત. પ્રા.૩ તે દરેકમાં કરેલા શુભાશુભ કર્મોનું ફળ. પ્રા. ૪ થી ૯ ગ્રહોનાં ફળ, નાની મોટી પનોતી, અશુભ ગ્રહો, મહાદશા, દિનદશા, વિગેરે જોવાની રીત, પ્રા. ૧૦—૧૧ તમામ પ્રકારના મહુર્ત્તો જોવાની રીત. પ્રા—૧૨ લેણાદેણી, તારા, નાડી, યોની, ગણ વિગેરે જોવાની રીત, પ્રા-૧૩ ચોરાયેલી વસ્તુ જડશે કે કેમ તથા તે ક્યાં ગઇ છે તે જોવાની રીત, પ્રા. ૧૪ કાર્યસિદ્ધિ માટે પ્રશ્નો જોવાની રીત. પ્રા. ૧૫ જન્મ, માસ વીગેરેનું ફળ, પ્રા. ૧૬ ગ્રહો, અને રાશી, શુભાશુભ, રૂપ, રંગ, મૈત્રી વિગેરે જોવાની રીત. પ્રા. ૧૭—૧૮ જન્મોતરીના કુંડળીઓ બનાવવાની રીત ને તે જોવાનીરીત ૧ થી બારે ભાવનું, ગ્રહોનું રાશી વાર ફળ, દ્રષ્ટિનું ફળ અંગ્રેજી રીતે ફળ, પ્રા. ૧૯ બારે ભાવનું મિશ્રફળ. ભાગ્યોદય, દાસપણું, બંધિખાનુ, રોગ, સ્ત્રીસુખ, લગ્નનું સુખ, પ્રજાનું સુખ, જીંદગીનું, શરીરનું સુખ, અકસ્માત ધનપ્રાપ્તિ રાજ્યલક્ષ્મી, વાહનનું, મકાનનું, માબાપનું, વિદ્યાનું, વંશનું, મિત્રનું, નપુંસકપણાનું, મુસાફરીનું, વ્યાપાર, નોકરી, ધનસંપત્તિનું સુખદુઃખ ક્યારે મળે વિગેરે જોવાની રીત. પ્રા. ૨૦ ગ્રહોની દ્રષ્ટિનું ફળ, પ્રા. ૨૧ સ્ત્રીની જન્મકુંડળી ઉપરથી સ્ત્રીનું, તેના પતિનું, સધવા કે વિધવાનું સુખ દુઃખ જોવાની રીત. પ્રા. ૨૨ થી ૨૭-હોરા, દષ્કાણ વિગેરે કુંડળીઓ જોવાની રીત. પ્ર. ૨૮ મું આધાન બાબત, સ્ત્રી ગર્ભ ધારણ કરે કે કેમ, સ્ત્રી પુરૂષનુ મૃત્યુ, ગર્ભવંતીને શું જન્મશે, હાથ પગ વગરનું બાળક અવતરવા બાબત. પ્રા ૨૯—જન્મ વખતે અંધારૂં હતું કે દીવો હતો વિગેરે ખાત્રી કરવાની રીત. પ્રા. ૩૦—રાજયોગ અને તેનું ફળ, પ્રા. ૩૧ થી ૩૩ નાભસ, પ્રવજ્યા, ચંદ્ર વિગેરે, યોગો અને તેનું ફળ, પ્રા. ૩૪. બાળકને રીષ્ટ યોગ જોવાની રીત. પ્રા. ૩૫—૩૬, આયુષ્ય જોવાની રીત, ક્યારે ક્યા કારણથી મૃત્યુ થાય વિગેરે જોવાની રીત, પ્રા. ૩૭-૩૮, વર્ષ ફળ બનાવવાની જોવાનીરીત. પ્રા ૩૯ શરીરપરની રેખાઓ, નખ, તલ, માંસ માથુ વિગેરે ઉપરથી ભવિષ્ય જોવાની રીત. પ્રા. ૪૦ સ્વપ્ન ઉપરથી ભવિષ્ય જાણવાની રીત, પ્રા. ૪૧ મું હસ્તાક્ષરો ઉપરથી ભવિષ્યફળ, પ્રા. ૪૨ મું વરસાદ વરસશે કે કેમ, ક્યારે વરસશે. અનાજના ભાવતાલની વધઘટ, સુકાળ કે દુકાળ વિગેરે જોવાની રીત, પ્રા. ૪૩ મું નાસિકાના સ્વર ઉપરથી ભવિષ્યની વાત જાણવાની રીત પ્રા. ૪૪ મું રમલશાસ્ત્ર ઉપરથી ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ, જશ મળશે કે કેમ, ધંધામાં લાભ થશે કે કેમ, વિગેરે ભવિષ્યની વાત જોવાની રીત કીં. રૂ-૫-૦ અનેક અભિપ્રાયો મળ્યા છે. જુઓ નકલો છે આજે જ મંગાવો.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# સરવે, રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ

ચોથી આવૃત્તિ—આ પુસ્તકમાં ઇંડીઅન પીનલ કોડની અગત્યની કલમો, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, લેન્ડ રેવન્યુ કોડ; તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એક્ટ, ગામના ને તાલુકાના નમુના, સરવાઇની રૂલ, સર્કલ ઇન્સ્પેક્ટરની રૂલ. અફીણનોએક્ટ, આબકારી એક્ટ, મીઠાનોએક્ટ છે રૂ.૪–૦ વિ. ૨૦ કાયદાઓ

**ઘરનો વૈદ**—આ એક ઉત્તમ વૈદકનું પુસ્તક છે. જેના દશ ભાગ છે. તેમાં લગભગ ૫૦] પ્રકરણો છે. જેમાં શરીરનું ને તેની અંદર આવેલા અવયવોનું જ્ઞાન, ઇંદ્રિયોનું જ્ઞાન, વનસ્પતિ કોષ, કુદરતી ઉપચાર, દરેક રોગ, તેનાં કારણો, લક્ષણુ, ને ઉપાયોનો સમાવેશ છે. કીં. ૦–૧૨–૦.

# વૈદ યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. આ ઔષધો અકસીર વનસ્પતીમાંથી તે શી રીતે બનાવવાં તથા કઇ દવા કયા રોગ મટાડે છે તે તથા દવા કઇ કઇ વનસ્પતીની કેવી રીતે બનાવવી તે તથા દરેકધાતુ તથા વિષનું શોધન કરી ભષ્મો બનાવવાની રીત; તથા તેની બનતી માત્રાઓ; અવલેહો, ધૃતો, તૈલો, તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો દરેક માણસ સમજી શકે તેવા આપ્યા છે. કીં ૨ ૧II.

**વીનોદચન્દ્ર**—એક અતિ રસમયઅને બોધક વાર્તા છે. આ પુસ્તકમાં સત્યનો જય અને અસત્ય, પ્રપંચ, વ્યભિચારાદિ દુર્ગુણોથી થતા વિનાશોનો એવો ચિતાર આપવામાં આવ્યા છે કે ખરેખર વાંચનાર મનુષ્ય ગમે તેવો દુર્ગુણી હશે તોપણ તે સદગુણી થશે કીંરૂ.૧-૦

**રાજર્ષિ**—સંસારમાં સર્વ વૈભવો છતાં એક રાજા રૂષિમયજીવન શી રીતે ગાળી શકે છે. અનેક લોભ લાલચથી ન ફસાતાં, પ્રપંચની જાળમાં ન ફસાતાં છેવટે રાજપાટને છોડી ચાલ્યા જાય છે અનેક પ્રપંચીઓ તેને હેરાન કરવા મથે છે. છતાં ઇશ્વર ઉપર શ્રધા રાખવાથી તેને પ્રપંચીઓ વશ થઇ પાછું રાજ મળે છે. કીં. રૂ. ૧–૮

**તપસ્વી રાજકુમાર**—આ પુસ્તક વાંચવાથી અનેક ઐતિહાસિક બનાવો માણસોને આબા બનાવી દે છે, વાંચતાં તેને હાથમાંથી મૂકવું ગમતું નથી. મનુષ્યને આનંદમાં છક કરનાર ને બોધ આપનાર આ નવલકથા છે. કીં. રૂ. ૧—૮—૦

**પરશીયન નાઈટ્સ**—અરેબીયન નાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે. આ પુસ્તકમાં એક શાહજાદીને પુરૂષો ઉપર તિરસ્કાર હોવાથી તે લગ્ન કરતી નથી અને જ્યારે તેને તેની વૃધ્ધ દાસી અનેક વાર્તાઓ કહી પુરૂષોની સહૃદયતા અને પ્રેમનું વર્ણન કરેછે એટલે તેનો ભાવ બદલાય છે અને વિવાહ કરે છે. ઘણીજ મનોરંજક વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશછે; કીં,૨ ૧II

મુંબઇ ઇલાકાના સરકારી કેળવણીખાતાએ તેમ વડોદરા સ્ટેટમાં લાયબ્રેરી માટે મંજુર થયેલ

# હીંદુસ્તાનની તીર્થયાત્રા. [સચિત્ર.]

આ પુસ્તક હમણાંજ બહાર પડયું છે. તેની અંદર હિંદુસ્થાનમાં આવેલાં હિન્દુ, મુસલમાન, જૈનો, વિગેરેનાં યાત્રાઓનાં સ્થળો, ત્યાં કયે કયે રસ્તે જવાય છે તે, ત્યાં દર્શન કરવાનાં મંદિરો વિગેરે, તેનું શાસ્ત્ર પ્રમાણેનું મહાત્મ્ય, ઇતિહાસીક માહિતિ, બીજાં જોવા લાયક સ્થળો, ત્યાંની વેપારની કઇ કઇ વસ્તુઓ દેશાવર જાય છે. વિગેરે ઉપયોગી હકીકત આપેલી છે જેની અંદર આબુરોડ, અંબાજી, અજમેર, પુષ્કરતિર્થ, હીંગળાજમાતા, ઉદેપુર, જોધપુર, બિકાનેર, જેસલમોર, શ્રીનાથદ્વારા, કાંકરોલી, ઉજ્જન, ઓંકારેશ્વર, ઈંદોર, મથુરાં, આગ્રા, દિલ્હિ, હરદ્વાર, લાહોર, અમૃતસર, પંજાબ, બદ્રિકેદારનાથ, શ્રીનગર-કાશ્મીર, લખનૌ, અયોદ્ધા, કાશી, ગયા, શ્રીસમેતશિખર, વૈજનાથમહાદેવ, કલકત્તા, જગન્નાથપુરી, મદ્રાસ, શ્રી સેતબંધુરામેશ્વર, શ્રીરંગજી, શિવકાંચી; વિષ્ણુકાંચી, સાક્ષીગોપાળ, કોચીન. હુબલી, નાસક, ત્રંબક, પુના, મુંબાઇ, ચાણોદ, શુકલતિર્થ, ડાકોર, દ્વારકાં, પ્રભાસપાટણ, ગીરનારપર્વત, પાલીતાણા વિગેરે યાત્રાનાં સ્થળોનું વર્ણન, ત્યાં શું શું યાત્રા કરવાનું ધામ છે, શું જોવાલાયક જગ્યાઓ છે, વેપારની કઇ કઇ ચીજો છે, ત્યાં ઉતરવાની શી વ્યવસ્થા છે, ગાડી ક્યાં બદલાય છે વિગેરે ઉપયોગી સંપૂર્ણ માહિતીનો આ પુસ્તકમાં સમાવેશ છે.

જેમાં-કાશી, જગન્નાથપુરી, બદ્રીનાથ, કેદારેશ્વર, શ્રી સેતબંધુરામેશ્વર, અને દ્વારકાં એ ચારે ધામની યાત્રા; કાશી, કાંચી, (શિવકાંચી અને વિષ્ણુકાંચી) અવંતિકા, [ઉજ્જન] અયોધ્યા; મથુરાં; માયા; (હરદ્વાર) અને દ્વારકાં એ સાત પુરી, ત્રંબેકશ્વર, ધુષ્મેશ્વર; ઓંકારેશ્વર; મહાકાળેશ્વર, સોમનાથ, કેદારેશ્વર; વિશ્વેશ્વર; વૈજનાથ; નાગેશ; મલ્લિકાર્જુન, રામેશ્વર અને ભીમાશંકર એ બાર જ્યોતિર્લિંગો, શંકરાચાર્યોના ચાર મઠો, શ્રીવૈશ્નવોની યાત્રાનાં સ્થળો, કેશરીયાજી, પાર્શ્વતાથા, સમેતશિખર શેત્રુંજય; ગીરનાર; પાલીતાણા વિગેરે જૈનોનાં યાત્રાનાં સ્થળો, તેમજ અજમેર વિગેરે સ્થળનાં મુસલમાનોનાં યાત્રાનાં અને પારસીઓનાં ઉદવાડા વિ. સ્થળોનું વર્ણન છે.

દરેક માણસે આ ઉપયોગી પુસ્તકને પાસે રાખવાની જરૂર છે. જેની અંદરથી યાત્રાનાં સ્થળોનું વર્ણન, ત્યાં જોવાલાયક સ્થળો, જવા આવવાની સગવડ ઉતરવાની સગવડ, વિગેરે શું છે, વેપારની કઇ કઇ વસ્તુઓ બને છે તેની હકીકત આપવામાં આવી છે. યાત્રાનાં સ્થળો ઉપરાંત હિંદુસ્તાનનાં બીજાં ઘણાં મુંબાઇ, મદ્રાસ, કલકત્તા વિગેરે જોવા લાયક સ્થળો, વેપારનાં સ્થળો, વિગેરે શહેરોની પણ હકીકત આપેલી છે. તેથી આ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઇ પડશે. યાત્રા કરવા જનારને તો આ પુસ્તક ખાસ પાસે રાખવા લાયક છે. વળી યાત્રા કરવા લાયક સ્થળો, દેવો, તેના ઐતહાસીક માહિતી અને તે તે દેવો સંબંધી પુરાણો અને શાસ્ત્રોમાં કેવું મહાત્મ્ય છે તે વાંચવાથી પોતાના દેવતિર્થોમાં શ્રદ્ધા ઉત્પન્ન થવાની. થોડી નકલો જ છપાવી છે, માટે તુરત મંગાવી લેવું. કીં. રૂ. ૭-૦.

# ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા

## અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર (બીજી આવૃત્તિ.)

આ પુસ્તકની ૧ આવૃત્તિ ૭ માસમાં ખપી જવાથી બીજી આવૃત્તિ હમણાંજ બહાર પડી છે. જેની અંદર પ્રા—૧—પ્રવેશ, ભાગ ૧ માં મેસ્મેરીઝમ અને હીપ્નોટીઝમ વિદ્યા, માર્જન કરી હીપ્નોટીઝમનો પ્રયોગ શી રીતે કરવો, ત્રિકાળજ્ઞાન શી રીતે મેળવવું અન્યને શી રીતે વશ કરવું. ભાગ ૨ માં યોગ વિદ્યા, જેમાં રાજયોગ, હઠયોગ, ઇશ્વરભક્તિ, યમ, નિયમ. આસન, પ્રાણાયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ પ્રાપ્ત કરવી, અષ્ટસિદ્ધિ મેળવવાની કળા. મુદ્રાઓ વિગેરેનું વર્ણન, અને તેની સિદ્ધિ ભા—૩—માં ત્રિકાળદર્શક દર્પણ અને ત્રિકાળદર્શી આયના બનાવવાની વિદ્યા—દર્પણ બનાવવાની દવા અને તે જોવાની રીત, ત્રણકાળની વાત શી રીતે જાણવી ભા—૪ ત્રિકાળદર્શી વીંટી બનાવવી, હજરાત ભરવાની વિદ્યા. ભા—૫ પ્રેતાવાહનવિદ્યા—પ્રેતોને આવાહન કરી તેની સાથે વાતચીત કરવાની વિદ્યા

ભા—૬ પ્લૅન્ચેટ બનાવવું અને ચલાવવું અને તે દ્વારા પુછેલા પ્રશ્નના જવાબ મેળવવા. ભા—૭ વશીકરણ વિદ્યા. ભા—૮ કોકશાસ્ત્ર અને રતીશાસ્ત્ર બ્રહ્મચર્ય, વીર્યપતન, શરીરરક્ષણ સ્ત્રીપુરુષના ભેદ, સ્ત્રીઓની પદ્મિની, ચિત્રણી, હસ્તીની, શંખીની એ જાતિ અને તેનાં લક્ષણો—કુમારી સ્ત્રીઓના બીજા ભેદ, જુદા જુદા દેશની સ્ત્રીઓ, સ્ત્રીઓની પરીક્ષા, પતિવ્રતા અને દુરાચારિણી સ્ત્રીઓના લક્ષણો, પુરુષોના શશક, મૃગ, વૃષ અને અશ્વ એ વર્ગો અને તેનાં લક્ષણો ગૃહસ્થાશ્રમનો આનંદ, પ્રજોત્પત્તિ, પ્રજા કેવી થાય, ગર્ભાધાન, આસન, મનમાં ઇચ્છા થાય તેવાં બાળકો જન્મે, ગર્ભની પરીક્ષા—પુત્ર જન્મશે કે પુત્રી તે, જલદી પ્રસવ થવાનો ઉપાય; વંધ્યા સ્ત્રીને ગર્ભ રહેવાનો ઉપાય, ગર્ભવંતી સ્ત્રી અને સુવારોગની દવા; વસ્ત્રાલંકારો ધારણ કરવા ભાગ ૧૦ મો કામશાસ્ત્ર—સ્ત્રીઓની ખુબસુરતી.

ભાગ ૧૧ મું મંત્રવિદ્યા—વશીકરણનો; લક્ષ્મી પ્રાપ્તિનો, બાળરક્ષણનો, આધાશીશીનો; મહાલક્ષ્મીની વૃદ્ધિનો ધનો મળે ને ધન વધે તેનો; વેપારમાં ધન મળે ભુત કહાડવાનો, સર્પ, ઉતારવાનો, વિગેરે અનેક મંત્રો.

ભાગ ૧૨ યંત્રવિદ્યા—જેમાં કષ્ટનીવારક, વશીકરણ, આકર્ષણ; સુખ પ્રસવનો, એકવીસો યંત્ર—વીસાયંત્ર; કાર્યસિદ્ધિના યંત્ર, બાળરક્ષા; પીશાચ જવાનો; અખૂટ ભંડારનો; વેપારમાં લાભ થવાનો વિગેરે અનેક યંત્રો.

ભાગ ૧૩—તંત્રવિદ્યા—ઇન્દ્રજાળ, ભાગ ૧૪ જાદુઇ પ્રયોગો—જેમાં વશીકરણ તંત્ર, લીંબુ ઉછાળવું, નદીમાં દુધની ધારા ચલાવવી; દીવાસળી; વગર દીવા કરવા. કાંકરાનો રૂપીઓ કરવો, ઝાડને મુઠ મારવી, ગળામાં છરી ઘોચવી, દેવતા ઉપર ચાલવું વિગેરે અનેક જાદુઇ પ્રયોગો છે. ભા—૧૫ ચમત્કારીક પ્રયોગોનો સમાવેશ છે. ભા.૧૬ હિપ્નોટીઝમથી અનેક રોગો મટાડવાની વિદ્યા છે. હજારો વ્યાધી માત્ર પાણીથી મટાડવાની વિદ્યા રંગ રસાયન વિદ્યા વીગેરે અનેક ઉપયોગી પ્રયોગોનો આ પુસ્તકમાં સમાવેશ છે. તેમાંનો એકજ પ્રયોગ સિદ્ધ કરવાથી હજારો રૂપિયા મેળવી શકાય છે. કીં. રૂ. ૫—૦—૦

# સ્ત્રીહિતશિક્ષક

## અને ચંદ્રકાંતાની આત્મકથા

આ પુસ્તકમાં લગભગ ૩૦ ઉપરાંત પ્રકરણોમાં—સ્ત્રીઓની મહત્તા: પત્નીનો પતિ પ્રત્યેનો ધર્મ; પતિની પત્ની પ્રત્યેની ફરજ; પતિવ્રતપણું શી રીતે પાળવું; સ્ત્રીઓનો ઘરકારભાર; સ્ત્રીઓની જવાબદારી; સંકટ વખતે પતિને સહાય કેવી રીતે કરવી; સતી સ્ત્રીઓનું જીવન, સ્ત્રીઓનું ગૃહિણીપદ; સ્ત્રીઓને સ્વર્ગીય સુખ શી રીતે મળે; સ્ત્રી પુરૂષના ધર્મ, સ્ત્રીઓનું શિયળવ્રત; વિધવા સ્ત્રીઓના ધર્મ; સ્ત્રીઓનું ઇશ્વરપરાયણ જીવન, સ્ત્રીઓ એ પતિની અર્ધાંગના છે. સંસારમાં સ્ત્રીઓની પદ્ધિ, સ્ત્રીઓના ઉત્તમ આચાર વિચાર: સ્ત્રીરોગ ચિકિત્સા; બાળકોને કેવી રીતે કેળવવાં, બાળકોની દવાઓ વિગેરે ૩૦ પ્રકરણો ઉપરાંત—નીચે પ્રમાણે લગભગ ૧૫૦ ઉપરાંત સતી સ્ત્રીઓ ને મહાન પુરૂષોનાં જીવનચરિત્રો છે.

સતીસીતા; અનસૂયા; દેવહુતી; નર્મદા; સાવિત્રી; દમયંતી, દ્રૌપદી: મદાલસા; સુકન્યા, અહલ્યા; અરૂન્ધતી, વૃંદા, દેવયાની, શર્મિષ્ટા, મૈત્રેયી ગંધારી, તારામતી, મહાશ્વેતા; કાદમ્બરી; શકુન્તલા, લોપામુદ્રા, શાંડિલી; જરત્કારૂ; ભામતી. વાગ્દેવી, અપાલા, વિશ્વવારા; ઘોષા, સતરૂપા; અંશુમતી, ભોગવતી; માયાદેવી, યશોધરા; શબરી, ગાર્ગી, સતી પાર્વતી; લક્ષ્મીજી; સરસ્વતી; ઇન્દ્રાણી; ઓખા; સત્યવતી, દુ:શલા માલતી; પદ્મા; પદ્મિણી સત્યભામા, કાલિંદી સરમા, અંજની; મૂર્તિ, શ્રદ્ધા; શુચિસ્મીતા, શશીકળા; ખન્ના, કલાવતી; સુનીતી શક્તિ, ચુડાલા, લીલાવતી: નાચી, સુલભા ચન્દ્રપ્રભા; બ્રાહ્મણી, કળાવતી, કર્માદેવી; કૃષ્ણાકુમારી; સત્યવતી; સંયુક્તા, કર્મદેવી; તારાબાઇ; વીમળદેવી: રાજુલા, સોનરાણી; જસમા; ગુણસુંદરી, રાણકદેવી; વીરમતી; મીનળદેવી; અહલ્યાબાઇ, ગૌરીબાઇ. શરત્સુંદરી, હેમંતકુમારી, પન્ના; સરદારબા, ચંદ્રા, મીરાંબાઇ, યશોદા, મેનાવતી; અધીર કામિની; બેહુલા; સુંદરબા, લાલબા; રૂપસુંદરી દેવી, પ્રભા; વિદુલા; ચન્દ્રકાન્તા; શાન્તિકા, પદ્મિની; રામેશ્વરી; કાન્તિ; સુલિબા; જયા; કળાવતી રોહિણી: મૃગનયની; મેના; ઉભયકુમારી; સારીકા; ભાનુમતી વિગેરે લગભગ ૧૫૦ ઉપરાંત સતી સ્ત્રીઓનાં જીવનચરિત્રો ઉપરાંત.

રામચંદ્રજી; અત્રીઋષિ: કર્દમમુનિ; કૌશિક; સત્યવાન; નળરાજા; પાંડવો; ઋતુધ્વજ, ચ્યવન ઋષિ વિગેરે સેંકડો મહાપુરૂષોનાં તુલસીદાસ વિગેરે લગભગ ૧૫૦ ઉપરાંત પવિત્ર પુરૂષોનાં જીવનચરિત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આવું અતિ ઉત્તમ પુસ્તક દરેક સ્ત્રી પુરૂષને વાંચી મનન કરવા જેવું છે. દરેક બાળકને અભ્યાસ કરાવવા જેવું છે. આ પુસ્તક એવું ઉપયોગી છે કે તે દરેક ઘરમાં હોવું જ જોઇએ. ગૃહસ્થાશ્રમમાં સ્વર્ગીય સુખનો અનુભવ કરાવી શકે છે. કીંમત રૂ. ૪-૦-૦

# ભાગ્યોદય

શરીર, મન અને આત્માની ઉન્નતિ કરાવનાર, આર્થિક ઉન્નતી થાય તેવા, હુન્નર ઉદ્યોગના, વૈદકના અને ખેતીવાડીના વિષયો અને રસમય વાર્તાઓ, મહાપુરૂષોનાં જીવનચરિત્રો, સ્ત્રી અને બાળકો કેળવાય તેવા વિષયો આ માસીકમાં આવે છે. વર્ષે ૫૦ પાનની ઉત્તમ ભેટ મળે છે. વાર્ષિક લવાજમ રૂ. ૩—૦ નમુનાનો અંક મફત. આજેજ ગ્રાહક થાવ.

# मास्टर ऑफ नॉलॅज.

" ઘણા વર્ષની ઘણી મહેનતે અને ઘણા ખર્ચે હાલમાંજ બહાર પડયું છે. તેને તૈયાર થતાં ઘણો વખત ગયો છે. આ પુસ્તક ઉપરથી દરેક માણસ પોતે પોતાની મેળે માત્ર છ મહિનામાંજ સરળ રીતે હિંદી મરાઠી, અંગ્રેજી, ઉર્દુ, બંગાળી અને સંસ્કૃત શીખી શકે છે. આટલી ભાષાઓ કેટલુંય ખચ કરવા છતાં ઘણાં વર્ષો મહેનત કરવા છતાં આવડતી નથી તે માત્ર છ મહિનામાંજ લખતાં બોલતાં ને વાંચતાં આવડે છે. કીં. રૂ. ૧૦—૦

**ગૃહીણી રત્નમાળા**—અને કૌમુદિનીની આત્મકથા—સ્ત્રી ઉપયોગી ઉત્તમ પુસ્તક કીં રૂ. ૧—૮—૦

**સુખી ગૃહસંસાર**—અને સુભદ્રાની કૂટુંબકથા—આ પુસ્તક સ્ત્રી પુરુષને નિત્ય વાંચવા યોગ્ય છે. કી રૂ. ૧—૮૦

**સુખી દમ્પતી**—અને જયાદેવીની આત્મકથા—જે દરેક ગૃહસ્થાશ્રમીએ વાંચી મનન કરવા યોગ્ય વિષયો છે કીં. રૂ ૧—૮—૦

**વહુ ઠકરાણી**—રવીન્દ્રનાથ ટાગોરકૃત—ઉત્તમ વાર્તા કીં. રૂ. —૮—૦

**સ્વર્ગીયસુખ**—ઉત્તમ ચારિત્રશાળી બનવામાટે આ પુસ્તક વાંચવું જોઇએ કીં. રૂ. ૧—૦—૦

## શ્રીચરકસંહિતા

મૂળસહિત ગુજરાતી ભાષાંતર પ્રથમ ભાગ બહાર પડયો છે. આયુર્વેદનો મૂળ આ ગ્રંથ છે. તેમાં એવી એવી જુની શોધો અને દવાઓ છે કે જે આપણા જાણવામાં ન હોવાથી; ઘણી પાશ્ચિમાત્ય શોધોથી અંજાઇએ છીએ. પરંતુ હાલની તેવી ઘણી શોધાનો આ પુસ્તકમાં સમાવેશ થઇ જાય છે. દરેક ડોકટર; હકીમ અને વૈદ્યને રાખવા લાયકછે. કીં. રૂ. ૫.

**હુન્નરવિજ્ઞાન**—હુન્નર ખેતીવાડી અને વેપારને લગતા વિષયો ચર્ચતું ઉત્તમ માસીક લવાજમ રૂ. ૪—૦—૦ મેનેજર હુન્નરવિજ્ઞાન—અમદાવાદ.

**શ્રીમદ્‌શંકરાચાર્ય**—અને શંકર દિગ્વિજય—આ પુસ્તક—અધ્યાત્મ ગ્રંથમાળાના ગ્રાહક થનારને માત્ર અર્ધી કિંમતે મળે છે. કિંમત રૂ. ૫—૦—૦.

અધ્યાત્મજ્ઞાનપ્રસારક કાર્યાલય—અમદાવાદ.

વ્યવસ્થાપક—ભાગ્યોદય અમદાવાદ.

**ગમે તેટલા વૈભવો અથવા ધનદોલત હોવા છતાં પણ જો શરીરમાં શક્તિ નહિ હોય તો તે સર્વ સુખ નકામું છે.**

# ટૉનીક પીલ્સ

આ દવાથી શરીરમાં શક્તિ આવે છે. હાટ; ચુસ, કળતર, અશક્તિ હાંફ ચઢવો; કમર દુખતી મટે છે. મગજે ઠંડક આપે છે; અને શરીરમાં નવી શક્તિ ઉત્પન્ન કરે છે. ધાતુગત દોષો મટાડી, ખરૂં પુરૂષત્વ બક્ષે છે. પેશાબ, કે સ્વપ્ને, કે કોઇપણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ્ટ કરી વધારે છે. લોહી સુધારે છે. અને સંસારના ખરા આનંદનો સ્વાદ ચખાડે છે. તમામ વૈભવ હોય છતાં પણ જો શરીર નબળું હોય, વીર્યની ક્ષીણતા હોય, અને ધાતુનું કમજોરપણું હોય તો તે સર્વ વૈભવો નકામા છે. આજકાલ ખરાબ કુટેવોથી, બ્રહ્મચર્યનું ન પાલન કરવાથી; અને બાળલગ્નથી ઘણા યુવાનપુરુષો નિસ્તેજ અને વીર્ય વિહિન થઇ ગયેલા હોય છે. તેવા મનુષ્યોએ ફરી નવેસરથી યુવાનાવસ્થાના ખરા આનંદનો ઉપભોગ કરવો હોય તો અમારી આ દવા એકવાર વાપરી જોવી. ઘણા માણસોએ તેનો લાભ મેળવી નવી જુવાની; નવું બળ અને નવા ઉત્સાહને મેળવ્યો છે, કીં. રૂ ૧. ત્રણની કી રૂ. ૨—૧૦. આ શિવાય તમામ રોગોની દવા મળશે.

**ભૂખ લગાડી, ખાધું પચાવી, દસ્ત સાફ લાવનાર**

# આનંદવટી

આ દવાથી—કકડીને ભૂખ લાગે છે, ખાધેલું હજમ થઇ જાય છે અને નિયમસર દસ્ત સાફ લાવે છે. પેટના ગડગડાટને મટાડે છે, ખાવા ઉપર રૂચી થાય છે. અજીરણ મટાડે છે. ખરાબ ઓડકાર આવતા નથી અને મ્હોને સ્વાદિષ્ટ બનાવે છે. દરેક માણસે એક ડબી હમેશાં પાસે રાખવી જ જોઇએ. કીં. રૂ. ૧—૦.

# પ્રમેહનીવારણ પીલ્સ.

આજકાલ સેંકડે પોણોસો માણસોને આ રોગ લાગુ પડેલો જણાય છે. કોઇને પ્રમેહ થયેલો હોય છે, તો કોઇને મધુપ્રમેહ; પેસાબે અગન બળે છે; ધાતુ જાય છે; કોઇને મીઠો કે સાકરીયો—મધુપ્રમેહ થયેલો હોય છે. નાના કે મોટા સર્વ કોઇ તેનાથી રીબાતા હોય છે. જો તમને પ્રમેહ કોઇપણ પ્રકારનો પરમીયો; કે મધુપ્રમેહ થયો હોય તો આજેજ પત્ર લખી અમારી પ્રમેહ પીલ્સ મંગાવો. તેનાથી હજારો માણસોને પ્રમેહનો રોગ મટયો છે; તમને પણ મટશેજ. પ્રમેહને માટે આ દવા તરત અસર કરનાર અને ચમત્કારી છે. ડબી ૧ ની કીંમત રૂ. ૨—૦—૦, અનુપાનના ડબાની કી. રૂ. ૨—૦—૦ દવા એક માસ ચાલશે. તેથી જરૂર આરામ થશે. હજારો સરટીફીકેટો મળ્યાં છે.

ખડશેથી કામેશ્વર નથુરામ લખે છે કે આપની પ્રમેહની ગુટિકાથી પ્રમેહ મટયો છે. ઘણી દવાઓથી ફાયદો ન થયો તે આ દવાથી મટયો છે.

---

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

૧૨. દવે કેમીકલ વર્કસ અમદાવાદમાં બનેલી લોકપ્રિય અનુભવસિદ્ધ દવાઓ

સ્ત્રીને એકેએક રોગના પંજામાંથી બચાવી શક્તિ આપી પુષ્ટ કરનાર

# સુંદરી સાથી (રજીસ્ટર્ડ)

(લાખો સરટીફીકેટો મળ્યાં છે.)

મંગાવો—તે સ્ત્રીઓના તમામ રોગને માટે અકસીર છે. સ્ત્રીઓના કોઈપણ દરદ જેવાં કે, લોહીવા, પ્રદર, રક્ત અને શ્વેત જેથી ગુહ્યસ્થાનમાંથી ચીકણી, ખાટી, પીળી, મળગુમળી અગર લાલ રંગની લોહી જેવી રેસી વહ્યાં કરે છે, પેશાબે અગન બળે, હાથ પગના તળીઆમાં, કેડોમાં માથામાં અને કોઈ વખતે આખા શરીરમાં શણકા મારે, ફાટ ચુસ અને કળતર થાય, ઝીણો તાવ હંમેશાં આવે, શરીર સુકાઈ ધોળી પુણી જેવું થાય. આંખોનું તેજ કમી થાય. દિવસે દિવસે શરીર સુકાઈ બેહાલ થાય, અશક્તિ આવે અને કામ થઈ શકે નહિ. આખો દિવસ કેડો અને માથું ફાટ્યાં કરે; તાવ, ઉધરસ, દમ, ખાંસી, સોજો; ઉલટી અરૂચી, માસિક અટકાવ—દસ્તાન સંબંધી તમામ રોગ, ગર્ભાશયની પીડા, કસુવાવડ સુવારોગ વિગેરે તમામ રોગ અને આવાં અનેક દરદોના સમુહને આ સુંદરી સાથી એકદમ મટાડી શકે છે; અત્યાર સુધીમાં હજારો સ્ત્રીઓએ આ દવાથી ગર્ભ ધારણ કરી બાળકોને જન્મ આપ્યો છે.

આ સુંદરીસાથી બાળ, યુવાન, અને વૃદ્ધ દરેક સ્ત્રીએ હમેશાં વાપરવા લાયક છે, જેથી તેઓના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે દસ્તાનના રોગો થવા પામતા નથી અને ગર્ભાશયને ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવી પુખ્ત વયે ગર્ભ ધારણ થાય છે. પીવામાં સ્વાદિષ્ટ છે. બાટલી ૧ ની કીંમત રૂ. ૧) ત્રણ બાટલીના રૂ. ૨–૧૦–૦ પોષ્ટ ૦–૧૧–૦

આ માટે હજારો અભિપ્રાયો મળ્યા છે. હજારો સ્ત્રીઓ તેનો ચાલુ ઉપયોગ કરે છે તેજ તેની ઉત્તમતા છે. દરેક સ્ત્રીએ બાળકીથી વૃદ્ધ થતાં પર્યંત આ બાટલી પાસે રાખવીજ જોઈએ. તેના વાપરનારા કહે છે કે

જુનાગઢથી રેલ્વે ગાડ રહેમાનશાહ લખે છે કે તમારી સુંદરીસાથીની દવા ઘણી અકસીર છે, તેથી ઘણો સારો ફાયદો થયો છે, જેથી તે વાપરવા હું ઘણાને ભલામણ કરૂં છું.

કરાંચીથી રતનશી લખમસી લખે છે કે—સુંદરીસાથીની દવા ઘણીજ સારી છે. મેં મારા ઘરમાં બે બાટલી વાપરી તેથી તમામ રોગ દુર થાય છે, ને એક બાટલી મારા સ્નેહીને આપી તેને પણ ફાયદો થયો છે માટે બીજી ૩ બાટલી મોકલશો, અમો તમારો મોટો આભાર માનીશું.

રાણાવાવથી મામદ આમદ મુનડા લખે છે કેઃ—તમારી દવા સુંદરીસાથી અંગમાં તન્દુરસ્તી સારી રહે છે ને ઘણો ફાયદો થયો છે ત્રણ બાટલી વાપરવાથી પુરેપુરો આરામ થયો છે.

આંબલીયારાના ના. ઠાકોરસાહેબ લખે છે કે—સુંદરીસાથીથી ફાયદો થયો છે. કોઈ પણ ન મટતા રોગની સલાહ મફત મળે છે લખો—

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.